શ્રીહરિર્જયતિ ।

# કિંચિત્ નિવેદનમ્ ।



સર્વ કોઈ સુજ્ઞોને સુવિદિત છે કે, જે પરબ્રહ્મ પરમાત્માની શાસ્ત્રીય આજ્ઞાના ઉલ્લંઘનથી થએલા તેમના કુરાજીપાના ફળભૂત આ દુરંત દુઃખમય સંસાર પ્રાપ્ત થયો છે. આજ્ઞા પાળી હોત તો આ સંસારભાર શિરે હોતજ નહિ. તે આ અસાર સંસારમાં અનાદિ કાળથી ભટકયા કરતા જીવોને તે ભગવાનની સન્મુખતા સંપાદન સીવાય બીજો કોઈ મોક્ષ ઉપાય નથી. અપ્રસન્ન જેણે બંધન કર્યું છે તેજ પ્રસન્ન થવાથી છોડાવી શકે છે. એમનાજ હાથની વાત છે. આ અર્થ **"न पश्यो मृत्युं पश्यति" "स स्वराट् भवति" "सर्वं ह पश्यः पश्यति"** ઈત્યાદિ શ્રુતિઓએ અને આગમ પુરાણોએ પણ ઉદ્‌ઘોષીને વર્ણવ્યો છે.

ભગવાનની પ્રસન્નતાના ઉપાયો **"आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः"** ઈત્યાદિકમાં શ્રવણ મનન નિદિધ્યાસન વગેરે બહુધા ઉપદેશ્યા છે. પરંતુ તેમાં ત્રૈવર્ણિકોનેજ અધિકાર હોવાથી સર્વસુલભ નથી. અને વળી કોઈ ઉપાયો તો જેનું મન અતિનિર્મળ હોય એવા સમર્થથીજ સાધ્ય હોવાથી, ઉપનિષદોના આશયને નહિ મીમાંસન કરનારાથી સંપાદન થઈ શકે તેમ નથી. એટલે આ ઉપાયો સર્વસુલભ અને સુખસાધ્ય નથી. એમ જાણીનેજ દયાપૂર્ણ હૃદયવાળા મહર્ષિઓએજ કોઈ પણ એવો સુંદર સર્વાધિકારી સફળ સારો ઉપાય શોધી કાઢયો છે. કયો ? તો ભગવાનના સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ નામ ચરિત્ર આદિકની સ્તુતિ કરવી. સ્તુતિનેજ કીર્તન ગાયન સ્તોત્ર કહેછે. આ ઉપાયમાં **"मां हि पार्थ व्यपाश्रित्य.... स्त्रियो वैश्यास्तथा शूद्राः"** આ ગીતાવાકયમાં કહ્યા પ્રમાણે સ્ત્રી શૂદ્રાદિ

સર્વને અધિકાર હોવાથી સર્વ જીવોના સંજીવનરૂપ સુલભ થાય છે. વળી દેશ કાળ વય સ્નાનાદિ અંગવિધિ-વિશેષે રહિત હોવાથી સર્વ કોઈએ સુખેથી સાધી શકાય છે. બીજા ઉપાયમાં તો અનેક અંગ વિધિઓ કઠીન છે. આમાં કોઈ વિધિની અપેક્ષા નથી. ફક્ત વાગિન્દ્રિય જોઈએ. તે તો સ્વવશ વર્તનારી સદાય સજ્જ છે. વળી અનુષ્ઠાન સમયમાં પણ પરમાત્મામાં પરમ ભક્તિને ઉપજાવનાર હોવાથી પરમાનંદ આપનાર થાય છે (બીજા ઉપાય તો સાધનને અંતે આનંદ ઉપજાવે છે) અને વળી પરમાત્માની પ્રસન્નતા સંપાદન કરી આપનાર હોવાથી તેમની ભક્તિરૂપાપન્ન ઉપાસના રૂપ પણ થાય છે. એટલે આમાં કશી ન્યૂનતા પણ નથી. એમ આ ઉપાય સર્વસુલભ અને સુકર અને સફળ છે. માટેજ સ્વતઃપ્રમાણ શ્રુતિઓ પણ "घ्रुवासो मस्य कीर्त्या जनासः" "પરમાત્માના નામાદિકનું કીર્તન કરનારા જનો અપુનરાવૃત્તિવાળા થાય છે." એમ કહ્યું છે. પુરાણોએ પણ "कलौ सङ्कीर्त्य केशवम्" 'कलौ तद्धरिकीर्तनात्' 'सङ्कीर्तनं भगवतो गुणकर्मनाम्नाम्' "लीलाकथारसनिषेवणमन्तरेण आन्यः प्लवो भगवतः पुरुषोत्तमस्य" 'सङ्कीर्त्य नारायणशब्दमात्रं विमुक्तदुःखाः सुखिनो भवन्ति' 'स्वरूपरूपविभवगुणकर्माणि शार्ङ्गिणः। ध्यायन्नीत निरन्तरं शृण्वन् विलिखेत्पठेत्' ઇત્યાદિ બહુ કહ્યું છે. ઇતિહાસે પણ 'एष मे सर्वधर्माणां धर्मोऽधिकतमो मतः। यद्भक्त्या पुण्डरीकाक्षं स्तवैरर्चेन्नरः सदा' ઇત્યાદિ. 'यज्ञानां जपयज्ञोऽस्मि' એમ ભગવાને શ્રીમુખે ગીતામાં કહ્યું છે. આ રીતે સમસ્ત શાસ્ત્રોએ આનો પ્રપંચ કરેલો હોવાથી આ ઉપાય સપ્રમાણ સર્વોત્તમ અને સરસ છે. દોષનિધિ કલિયુગમાં તો બીજી ગતિ નથી.

આ ઉદ્ધવ સંપ્રદાયમાં ઉપરની ઉપયોગી ઉત્તમ બાબત, શતાનંદાદિક કવિ મુનિઓએ ગીર્વાણ વાણીથી સુશૈલી સત્સંગિજીવનાદિ ગ્રંથોમાં ભરપુર છે. પરંતુ તેતો સંસ્કૃત ભાષાને જાણનારને જ સુગમ છે. બીજા અભણોને તેનો લાભ મળી શકે નહિ.

એમ ધારીને પ્રાકૃત દેશી ભાષાના ઘણા ગ્રંથો મુક્તાનંદાદિ મહા મુનિઓએ ગદ્યપદ્યમાં રચ્યા છે. ગદ્ય કરતાં પદ્યમાં અનેક પ્રકારના દેશી રાગવિશેષો મધુર આવતા હોવાથી તેમજ પ્રાચીન કવિકૃત પરોક્ષ.પદોનો પ્રચુર પ્રચાર ગૃહે ગૃહે આબાળવૃધ્ધ સ્ત્રી પુરૂષોમાં પરંપરાથી ચાલુ હોવાથી ગાનારાઓમાં સહજે આનંદ ઉત્સાહ પ્રેમ પ્રકટે છે, એમ ધારીને મોટા મુનિઓએ ઘણાં પદો કે જેને કીર્તન. નામથી કહેવામાં આવે છે તે રાગરાગનાં રચ્યાં છે.

આ સંપ્રદાયમાં એવાં કાવ્ય કીર્તનોને કરનારા કવિ મુનિઓ મુક્તાનંદસ્વામી પ્રેમાનંદસ્વામી બ્રહ્માનંદસ્વામી નિષ્કુળાનંદસ્વામી મંજુકેશાનંદસ્વામી દેવાનંદસ્વામી વગેરે કેટલાક થઈ ગયા છે, શ્રીહરિના સમ સમયના આ મુનિઓએ કરેલાં કીર્તનોનો પ્રચાર પ્રારંભથી હસ્તલેખ દ્વારા બહુધા થયો હતો. કાળક્રમે છાપખાનાની સગવડે બ્રહ્માનંદકાવ્ય નિષ્કુળાનંદકાવ્ય અને પ્રેમાનંદકાવ્ય છપાઇને બહાર પડયાં. સર્વથી વધારે પદો પ્રેમાનંદમુનિકૃત છે. તેમનાં પદો લગભગ હજાર ઉપરાંત તો છપાઇને હજુસુધી બહાર પડ્યાં નથી. મુક્તાનંદકાવ્યનાં અમુક પ્રકરણો વિશીર્ણ છપાઇને બહાર પડયાં છે પણ સર્વાંશે નહિ. ઉપરનાં કાવ્યોમાંથી અમુક ઉપયોગી પદોની ચોપડીઓ પણ પૃથક્ પૃથક્ ઘણી બહાર પડી છે. એમ એનો પ્રચાર પ્રચુર થતો ગયો જાણીતો છે.

એમાંનું અત્યારે એક પણ પુસ્તક મળતું નથી. કોઇ પાસેથી જુનુ પુરાણું મળે તો કાળાબજારની હદ નથી. અશ્રુતપૂર્વ મહા મોંઘવારી અને મહામુશ્કેલીને લીધે તેને ફરીથી છપાવાનો ઉપક્રમ પણ કોઈ કરી શકતું નથી. આવી અલભ્ય સ્થિતિ જોઇને મહામુનિકૃત પદો માંથી સારભુત પદો મંદિર તરફથી છપાવાનો વિચાર થવાથી ધ. ધુ. આ. મહારાજશ્રીની લેખિત આજ્ઞા મેળવીને આ સર્વોપયોગી ઉપક્રમ કરવામાં આવ્યો છે. આ પુસ્તકમાં સારભૂત કીર્તનોનો સંગ્રહ કરેલો હોવાથી તેનું "કીર્તનસારસંગ્રહ" નામ આપ્યું છે તે સાર્થક છે

કળિયુગમાં કીર્તન ભક્તિનો સકારણ વિશેષ વર્ણવેલો હોવાથી એજ સર્વોપયોગી સર્વોત્તમ છે. ભગવાનના સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ નામ લીલાને ગાવાં એને જ કીર્તન કહેવામાં આવે છે અને એવું વર્ણન જેમા હોય એવા પદોને પણ કીર્તનશબ્દથી કહેવામાં આવે છે તે સમુચિત છે.

કેટલાંક વર્ષોથી તો એવી તદન વિપરીત પ્રવૃત્તિ પુષ્કળ પ્રમાણમાં થઈ ગઈ છે કે અલ્પજ્ઞ આધુનિકોએ યદ્વાતદ્વા કરેલાં અર્થશૂન્ય નિરસ પદોનેજ જે તે જ્યાં ત્યાં લાંબે ઢાળે લલકારવા મંડયા છે. અને જે તે સ્વયં કવિઓ પણ ઘણા થઈ પડયા છે. પ્રાચીન પ્રસાદભૂત સરસ અર્થગંભીર પદોને તો કોઈ જોતુ જાણતું પણ નથી. માસિકો ચલાવનારા અને ધનાઢ્ય બીજાઓ પણ તેવી અવળી પ્રવૃત્તિમાં પુષ્કળ ધન બુદ્ધિ આદિક શક્તિનો દુરૂપયોગ કરે છે અને તેમ કરીને તેનો પ્રચાર પણ પ્રચુર કર્યે જાય છે. એટલેથી અટક્યું હોય તો પણ ઠીક હતું. પરંતુ કોઈ અંડીયા તો કર્તા મહામુનિઓ અને તેમનાં કાવ્યોમાં અક્ષમ્ય અવાચ્ય દોષારોપણ પણ (મુનિઓને સર્વોપરી ઉપાસના મહિમા જ્ઞાન ન હતું. તેથી શ્રીકૃષ્ણ શ્રીહરિને અભિન્નપણે વર્ણવ્યા છે. ગોલોક અક્ષરને એકરૂપે કહે છે. ભગવાન સાથે રાધા લક્ષ્મીને વર્ણવ્યાં છે વગેરે) કરે છે. એમ કરીને મૂળમાંથી જ ખોટી કાઢી નાંખવામાં આવે છે. અંતરમાં એમનાં પદોવિષે સ્વલ્પ શ્રદ્ધા ભાવ નથી. એમ કરવાનું કારણ તો પોતાની મનમાની મોટી મહત્તા મનાવવી એજ મહાપાપ અપરિહાર્ય છે. આ બધુ વિચારીએ તો જાણે પ્રાચીનોને સ્થાનજ ન રહ્યું હોય એવી અવદશા અનુભવાય છે. મહામુનિઓની મહેનતનો પણ લેશ અર્થ રહેતો નથી. એવાં અનેક કારણોથી આ પુસ્તકમાં સંપ્રદાયમાં મુખ્ય મનાતા માન્ય મુનિઓએ કરેલાં પ્રસાદભૂત કીર્તનોનેજ સ્થાન આપ્યું છે તે સર્વથા સમુચિત છે.

સાચું સારૂં કહીએ તો પ્રાચીનકૃત પદોનેજ પ્રથમ આદર આપવો યોગ્ય છે. કારણ કે જેના સ્વરૂપાદિકના વર્ણનનાં પદો છે તે પ્રત્યક્ષ મળેલા ભગવાન શ્રીહરિમાં પ્રબન્ધકર્તાઓને નિરતિશય શુદ્ધ ઉપાસના હતી અને પ્રેમરસમાં તેઓ તન્મય રહેતા. એ શિષ્ટોના આચારથી બીજા ગાનારા શ્રોતાઓને પણ પ્રત્યક્ષ ભગવાનમાં નિરતિશ ભક્તિ ઉપજે અને પ્રેમરસમાં તન્મય થાય. આ બાબત અનુભવસિદ્ધ છે. વળી પ્રમાણભૂત વેદાદિ શાસ્ત્રોએ જે નિર્ણય (ધર્મ જ્ઞાન વૈરાગ્યે સહિત ભક્તિ કરવામાં) કર્યો છે તે પણ પદોમાં મહામુનિઓએ સ્પષ્ટ શબ્દોમાં પ્રદર્શાવેલો છે. બીજા શ્રોતાઓને એજ નિર્ણયને અનુસરવાનું હોય છે. એટલે 'યદ્યદાચરતિ શ્રેષ્ઠઃ' એ ન્યાયે બીજા નિર્ણયની એમને અપેક્ષા રહે નહિ. વળી પદલાલિત્ય અર્થ ગૌરવ અને શબ્દસૌષ્ટવ આ જે અપેક્ષિત કાવ્યગુણો કહ્યા છે તે પણ એમની કવિતામાં સંપૂર્ણપણે છે. ઈત્યાદિ ઘણા ગુણો પ્રાચીન પદોમાં હોવાથી એનોજ આદર પ્રથમ કરવો ઉચિત છે. નવાં કીર્તનોની જેમ તેમ રચના કરવા કરતાં પ્રાચીન પ્રબંધોના અને પ્રબંન્ધકર્તા મુનિઓના ગુણોનું ગૌરવ શ્રીહરિમાન્ય હોવાથી પ્રાચીનનું જ આદરણ કરવું એ વધુ યોગ્ય છે. યદ્યપિ પ્રાચીન મહાપુરૂષોની પેઠે આપણામાં નિર્ભર ભકિત-પરવશતા ભલે ન હોય તથાપિ પ્રત્યક્ષ ભગવાનને મળેલા તેઓના પદ વચનોના ઉચ્ચારમાત્રથી પ્રસન્નતા સુખેથી વહેલી મેળવી શકાય છે. એટલે નવાં પદો રચીને કે ગાઈને ભગવાનને પ્રસન્ન કરવાનો પ્રયાસ નિરર્થક અને અનર્થક છે. એમજ થાય તો મોટાઓનો કશો મહિમા આપણે સમજ્યા નથી એવો અર્થ નીકળે.

મુનિકૃત પદો પ્રથમ લેખિત હતાં. તેના ઉપરથી બીજી પ્રતો લખાઈ હતી. તેમાં બહુધા લેખક અભણ હોવાથી કેટલીક અશુદ્ધિ આવી જણાય છે. તેના ઉપરથી છાપકામ થતાં શોધકને અભાવે ઘણી અશુદ્ધિ આવી છે. કોઈ શબ્દ કે અર્થ નહિ સમજાયાથી

અન્યથા અન્ય શબ્દો પણ મુકવામાં આવ્યા છે. જેમ કે "પય સાકરમાં અહિઝેર જો" એવો મૂળ પ્રાચીન પાઠ હતો તેમાં "પયસાકરમાંહિ ઝેર જો" એવી ફેરવણી કરી. અહિ શબ્દ સર્પવાચક હતો. 'સર્પનું ઝેર' એવો અર્થ અન્વર્થ હતો તેમાં અનર્થ થયો. એવું બહુ બન્યું છે. કોઈ ખંડીયાઓએ તો પદોના આખા શબ્દો ફેરવવાનું દોઢડહાપણ વાપર્યું જણાય છે. જેમ કે, "આવ્યા ગોલોકવાસી રે" એવો મૂળ પાઠ હતો તેને ફેરવીને કોઇએ "અક્ષરવાસી" તો કોઇએ "બ્રહ્મમહોલ વાસી" એમ નવું ગોઠવ્યું. એવો નિરર્થક અનર્થ તો ઘણોજ કર્યો જણાય છે. કેટલાકે તો પોતાની ઢંગઢાળ વિનાની મનસ્વી કૃતિને મહામુનિના નામથી ઘડાવી દીધી જણાય છે. જેમ કે, 'અક્ષરના વાસી વાલો' આ પદ પ્રેમાનંદમુનિના નામથી ગોઠવી દીધું છે. આ પદ પ્રેમાનંદમુનિકૃત પદસંગ્રહમાં નથી. તેમજ વૃદ્ધોના ગાયન વ્યવહારમાં પણ હતું નહિ. હાલમાં જ્યાં ત્યાં જે તે લાંબે રાગે હલકારીને નિત્ય નિયમ તરીકે લલકારવા મંડ્યા છે. કેટલાંક પદો તો ખંડીયાઓએ તદ્દન નવાંજ વધારાનાં મુનિઓના નામથી નિપજાવી કાઢ્યાં છે. તેની ભાષા શબ્દ અને અર્થ જોતાં તદ્દન બનાવટી સાબીત થાય છે. જેમ કે, 'મુને સ્વપને ન ગમે રે સંસાર' આ એકજ પદ મુદ્રિત નિષ્કુળાનંદકાવ્યમાં મળે છે. લેખીત પ્રતોમાં તો તે મળતું નથી. તેની પાછળ બીજાં સાત પદો ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીજીને ઉતારી પાડવાના પાડાખારથી જોડી કાઢ્યાં છે. એમ પણ ઘણું ક્ષેપક ગોટાળીયું બન્યું જણાય છે 'હવે મારા વાલાને નહિ રે વિસારૂં રે' આ પદ નિત્ય નિયમમાં ગવાય છે. થોડાં વર્ષોથી તેની સાથે 'હવે મારા વાલાનાં દર્શન સારૂં રે' એવું પદ ગાવાની શરૂઆત થઈ છે. આ બન્ને પદ નિષ્કુળાનંદસ્વામિના લેખિત કાવ્યસંગ્રહમાં જોતાં મળતાં નથી. વળી છાપતી વખતે કોઇએ ચોસરમાંથી એક બે પદો લીધાં છે અને બીજાં પડતાં મુક્યાં છે. કોઇએ આઠ પદો હોય તો ફકત ચાર પદોજ લીધાં હોય છે.

એવી પણ અપૂર્ણતા જોવામાં આવે છે. એવા અક્ષમ્ય અવાચ્ય અનેક દોષો થયા જણાય છે. એવા દોષો ન આવવા દેવા માટેજ પ્રાચીન મૂળ લેખી પ્રતો ઉપરથી મેળવીને શોધીને આમાં નિવેશ કર્યો છે. છતાં મતિભ્રમથી કે પ્રેસદોષથી અશુદ્ધિ રહી ગઈ હોય તો તે ક્ષંતવ્ય છે. જુનાં પદો તો બહુ છે તેમાંથી જે સંપ્રદાયિ જનોમાં ચાલુ ગાવામાં આવે છે અને રસવાળાં મધુર રાગવાળાં પદો છે તેનોજ આમાં સંગ્રહ કર્યો છે. આ પ્રથમ ભાગમાં પ્રભાત, ગોડી, આરતી, થાળ, એકાદશી અને લીલા ભક્તિનાં પદો સંગ્રહ્યાં છે. બીજા ભાગમાં ઉપદેશ, ઉત્સવ વગેરેનાં પદોનો સંગ્રહ થશે. ઉચિત વિસ્તાર થવાથી બે ભાગ કરવા પડયા છે. આમાં ઉપયોગી નિવેદન અને અનુક્રમણિકા પણ આપી છે. બીજા ઉપયોગી વિશેષો આમાં અનેક નિવેશ્યા છે તે તો જોવા ઉપરથી જણાશે. મોટી મોંઘવારીને લીધે ખર્ચો ઘણો આવે છે એતો સર્વ સુજનોની જાણમાં છે. આમાં લાભની આશા નહિ રાખીને પડી કીંમતજ રાખી છે.

સં. ૨૦૦૭ ફાગણ પૂર્ણિમા.

શાસ્ત્રી હરિજીવનદાસ.

श्री स्वामिनारायणो विजयते ।

# અનુક્રમણિકા.

## પ્રભાત સંગ્રહ—

## લીલા ભક્તિ પદ સંગ્રહ—

### મુક્તાનંદ મુન કૃત—

## પ્રેમાનંદ મુનિ કૃત—

## બ્રહ્માનંદ મુનિ કૃત—

## નિષ્કુળાનંદ મુનિ કૃત—

# ॥ કીર્તનસાર સંગ્રહ ॥



## પ્રભાત સંગ્રહ

ब्राह्मे मुहूर्ते शयनं विहाय निजस्वरूपं हृदि चिन्तयित्वा ।
स्नातं विशुद्धं प्रचुराभिरद्भिः श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥ १ ॥
श्वेतं च सूक्ष्मं परिधाय वासः सितं द्वितीयं वसनं वसित्वा ।
चतुष्कपीठाद्द्रुतमुत्तरन्तं श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥ २ ॥
आरूप विश्वामलनैजपीठे विधाय सर्वैष्टिककर्म नित्यम् ।
नारायणं मालिकया स्मरन्तं श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥ ३ ॥
सुगन्धिना केसरचन्दनेन सन्मल्लिकाचम्पकपुष्पहारैः ।
सम्पूज्यमानं निजभक्तवर्यैः श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥ ४ ॥
कर्णे दधानं कुसुमावतंसं शिरःपटे कौसुमशेखरालिम् ।
कण्ठे च नानाविधपुष्पहारान् श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥ ५ ॥
भक्ष्यैश्च भोज्यैः सह लेह्यचोष्यैर्दृष्ट्वा पुरो भोजनभाजनं च ।
पूरीमदन्तं च ससूपभक्तं श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥ ६ ॥
भक्तैरनेकैर्मुनिभिर्गृहस्थैर्वृतं सभायां भगणैरिवेन्दुम् ।
सहासवक्त्राम्बुजचारुनेत्रं श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥ ७ ॥
निःसीमकारुण्यसुधामयेन विलोकनेनातिमुदा स्वभक्तान् ।
बद्धाञ्जलिं दीनमवेक्षमाणं श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥ ८ ॥

---

## માનસી પૂજાની રીતિ.

### રાગ ધોળ–પદ ૧

શ્રી સહજાનંદ સ્વામિના દાસ જે રે, કરે પ્રીતે નિત્ય ઉઠી પ્રભાત રે;
પ્રભુની પૂજા માનસી રે. ટેક૦
પહેલું શ્રીહરિનું રૂપ સંભારવું રે,
જેવા નીરખ્યા હોય સુંદર શ્યામ રે. પ્રભુની૦

ધરી ધ્યાન અચળ નિજ નાથનું રે,
પ્રેમે જગવા હરિ સુખધામ રે. પ્રભુની૦ ૨
દંતધાવન આદિ ક્રિયા તે કરાવવી રે,
હરિને પાવલાં પહેરાવવાં પાય રે. પ્રભુની૦ ૩
સર્વે સેવાની સામગ્રી પાસે રાખવી રે,
હરિની પૂજાવિષે વિઘન ન થાય રે. પ્રભુની૦ ૪
પહેલું સુગંધી ફુલેલ અંગે ચોળવું રે,
હાળી ચંદન બાજોઠીયો સાર રે. પ્રભુની૦ ૫
પછી તીર ઉનેથા નવરાવવા રે,
હરિને સજવા સુભગ શણગાર રે. પ્રભુની૦ ૬
હરિને પીતાંબર વસ્ત્ર પહેરાવવું રે,
અંગે ઉપરણી સોનેરી શીર પાઘ રે. પ્રભુની૦ ૭
પ્રેમે ઢોલીએ ઢાળીને પધરાવવા રે,
કરવો સ્યામને ચંદન અંગરાગ રે. પ્રભુની૦ ૮
કંઠે પુષ્પના હાર પહેરાવવા રે,
હરિને ચોખલીયા ચોડવા સુંદર ભાલ રે. પ્રભુની૦ ૯
માથે મોતીડાના તોરા ધરાવવા રે,
હરિને હસવા ટીબકડી કરવી ગાલ રે. પ્રભુની૦ ૧૦
મોંઘા મોતીડાના હાર આરોપવા રે,
હાથે હેમકડાં નંગ જડાવ રે. પ્રભુની૦ ૧૧
કાને મકરાકૃતિ કુંડળ ધરાવવા રે,
બાંયે બાજુબંધ બાંધી શોભે સાવ રે. પ્રભુની૦ ૧૨
હરિના ચરણને ચંદન ચડાવવું રે,
ચાંપી ઉરમાં પામવી ઘણી શાંત રે. પ્રભુની૦ ૧૩
ધરી બાળભોગ આરતી ઉતારવી રે,
કરવું સ્તવન પ્રકમા અદ્ભુત રે. પ્રભુની૦ ૧૪

કરી અષ્ટ અંગે દંડવત દેવને રે,
પછી પૂજવા પ્રભુજીકેરા નામ રે. પ્રભુની૦ ૧૫
હરિને પટ રસ ભોજન ભાવતાં રે,
પીરસી પ્રેમશું બેસવું પ્રભુપાસ રે પ્રભુની૦ ૧૬
પછી જુગતે જમાડી જગદીશને રે,
પ્રેમે પાનબીડી દેવી મુખવાસ રે પ્રભુની૦ ૧૭
પ્રાતે પલગે પોઢાડી પગ ચાપવા રે,
હરિનો કરવો નિજમંદિર નિવાસ રે પ્રભુની૦ ૧૮
રહેવું નિશદિન હરિની હજુરમાં રે,
કરવી પ્રભુના ચરણુંની સેવ રે પ્રભુની૦ ૧૯
મુક્તાનંદ એવી રીતે પૂજા માનસી રે,
કરતાં ભવજળ તરે નિતમેવ રે પ્રભુની૦ ૨૦

## રાગ બીભાસ–પદ ૧

પ્રાત ભયા પ્રાણપ્યારે, જાગો ગિરધારી પ્રાત૦ ટેક૦
સખા સબ આયેદ્વાર, લે લેકર પુષ્પહાર;
કૃષ્ણ કહી ટેરનહે, મંડળી તુમારી. પ્રાત૦ ૧
સંગ લે પૂજાકો સાજ, ગ્વાલની આઇ મહારાજ
મખડીકિ હાથ સોહે, કંચનકી થારી. પ્રાત૦ ૨
સંગ લે સખીસમાજ, આઇ હે દરશન કાજ;
દ્વારપે ખડીહે વૃષભાનકી દુલારી પ્રાત૦ ૩
દરશકો દાન દીજે, નયના સુફળ કીજે,
મુક્તાનંદ વારવાર, જાત બલિહારી પ્રાત૦ ૪

## પદ ૨,

બંસરી બજૈયા કા'ન, મેરે ઘેર આયે, બંસરી૦ ટેક૦
ભૂષન વસન ધારી, વેગે આયો ગિરધારી;

મોરલીમેં મીઠી મીઠી, રાગની સુનાયો. બંસરી૦ ૧
લગ્યો હું તુમારો ધ્યાન, ભઈ મેં તો એકતાન;
રસીક મોહન મોયે, કંઠસું લગાયો બંસરી૦ ૨
તન કિયો તુમકાજ, છોડી રાજ લોકલાજ;
અધર સુધારસ પ્યારે, પ્રેમ કરી પાયો, બંસરી૦ ૩
તુમહીસેં પ્રીત જોરી, ઓર સબહીસેં તોરી;
મુક્તાનંદ એહી માગે, નેહકું નીભાયો. બંસરી૦ ૪

પદ ૩.

છોરો મેરો ચીર શ્યામ, પ્રાત ભયો પ્યારે. છોરો૦ ટેક૦
ચીડીયા કરત સોર, હોતહે ઘંટાક ઘોર;
નથનીકો મોતી ડર્યો, હારદું તુમારે. છોરો૦ ૧
મુખકો તંબોળ ગયો, દીપક સો ખીન ભયો;
માનિની મથન મદ, પિયા મતવારે. છોરો૦ ૨
કુમુદની સકુચાની, કમલિની બિકસાની.
તુમતો નિઃશંક સદા, નંદકે દુલારે. છોરો૦ ૩
તુમહો જીવનપ્રાન, નીમખ ન છોડું ધ્યાન;
મુક્તાનંદ ગોપીકા યું, વચન ઉચારે. છોરો૦ ૪

પદ ૪.

આજકી તો શોભા શ્યામ, બરની ન જાવે. આજકી૦ ટેક૦
ભૂષન વસન શોભે, દેખ દેખ મન લોભે;
કુંડળકી જ્યોત્ય શશી, સુરકું લજાવે. આજ૦ ૧
સોહત હો બીનેવાન, બોલની અનંગ બાન;
ઉરપર પુષ્પહાર, અધિક સોહાવે. આજ૦ ૨
સુરવનિતાકે વૃંદ, નાચત અતિ આનંદ;
નારદ તુંબરૂ આય, તવ ગુન ગાવે. આજ૦ ૩
શ્યામરે શોભા તુમારી, સંતનકું સુખકારી;
મુક્તાનંદ એહી રૂપ, સદા ઉર ધ્યાવે. આજ૦ ૪

## રાગ ટોડી–પદ ૧

છાંડીકે શ્રીકૃષ્ણ દેવ, ઓરકી જો કરૂં સેવ;
કાઢી ડારો કર મેરો, તીખી તરવારસે. છોંડીકે૦ ૧
ત્યાગીકે રસિક કહાન, ઓરકો જો ધરૂં ધ્યાન;
ચીર ડારો છાતિ મેરી, કઠીન કુઠારસેં. છાંડીકે૦ ૨
કૃષ્ણ બીન અન્ય જોહી, ઈષ્ટ જાની નમું તેહી;
ફોર ડારો શિર મેરો, મુશળ પ્રહારસેં. છાંડીકે૦ ૩
મુક્તાનંદ કહે મોય, ઓર જો પ્રતીત હોય;
જાનીયો અધિક નીચ શ્વપચ લબારસે. છાંડીકે૦ ૪

### પદ ૨

છાંડીકે શ્રીઘનસ્યામ, ઓરકો જો જપું નામ,
કર લે કટારી મેરી, જીભા કાઢી ડારીયો. છાંડીકે૦ ૧
લોકનકી લાજ ડરૂં, જો ન ભક્તચિહ્ન ધરૂં
પાવકકે મધ્ય મેરે, તનકુ પ્રજારીયો. છાંડીકે૦ ૨
જીવકાકો લોભ જાની, ભક્તિ કરૂં મેં છાની;
તેહી છીન તન મેરો, શૂલસેં પછારીયો. છાંડીકે૦ ૨
મુક્તાનંદ કહે ટેરી, દૃઢતા જો ડગે મેરી;
શૂળીયેં ચઢાઇ તીખે, તીરનસેં મારીયો, છાંડીકે૦ ૪

### પદ ૩

હોય મેં શ્રીકૃષ્ણદાસ, ઓરકી જો કરૂં આશ;
જાનીયો લબાર લુચ્ચો, નીચ ઠગ જારસેં. હોય૦ ૧
જંત્ર મંત્ર સત્ય જાનું, તાકી જો પ્રતીત આનું;
જાનીયો અધિક મૂઢ, કુમતિ ગમારસેં. હોય૦ ૨
ધર્મહીન ભક્તિ કરૂં, પ્રભુસેં જો નહિ ડરૂં;
જાનીયો પ્રબળ પાપી, ભૂમિહુંકે ભારસેં. હોય૦ ૩

મુક્તાનંદ કહે ઇષ્ટ એક, તાકી જો ન રાખું ટેક;
જાનીયો અધિક બુરો, ગંડક બીઘરસેં. હોય૦ ૮

પદ ૪

પાયંક શ્રીકૃષ્ણ પિયા, આરમેં જો જનરું જીયા;
જાનો મોય જગમધ્ય, શ્વનસેં લબારજ્યું. પાયંક૦ ૧
પ્રગટ સ્વરૂપ ત્યાગું, ઓરસેં જો અનુરાગું;
જાનીયો જરૂર મોકું, પાપકો પહારજ્યું. પાયંક૦ ૨
મદ્યમાંસભોગી દેવ, તાકી જો કરું મેં સેવ;
હોના સદા શીર મેરે, વજ્રકે પ્રહારજ્યું. પાયંક૦ ૩
મુક્તાનંદ કહે મોય, ઓરકી જો આશ હોય;
વેશ્યાસમ વેશ મેરો, જાનો અતિ ખવારજ્યું. પાયંક૦ ૪

## રાગ કેદારો પ્રભાતી-પદ ૧

ધ્યાન ધરય ધ્યાન ધરય ધર્મના પુત્રનું, જેથકી સર્વ સંતાપ નાશે;
કોટી રવિચંદ્રની કાંતિ ઝાંખી કરે, એવા તારા ઉરવિષે નાથ ભાસે. ધ્યા.૧
શિરપર પુષ્પનો મુગટ સોહામણો, શ્રવણપર પુષ્પના ગુચ્છ શોભે:
પુષ્પના હારની પંક્તિ શોભે ગળે, નિરખતાં ભક્તનાં મન લોભે. ધ્યા.૨
પચરંગી પુષ્પનાં કંકણ કરવિષે, બાંહે બાજુબંધ પુષ્પકેરા,
ચરણમાં શ્યામને નૂપુર પુષ્પનાં, લલિત ત્રિભંગી શોભે ઘણેરા. ધ્યા.૩
અંગોઅંગ પુષ્પનાં આભરણ પહેરીને, દાસપર મહેરની દૃષ્ટિ કરતા;
કહે છે મુક્તાનંદ ભજ દૃઢ ભાવશું, સુખતણા સિંધુ સર્વે કષ્ટ હરતા. ધ્યા.૪

પદ ૨

પ્રીત કરય પ્રીત કરય પ્રગટ પરબ્રહ્મશું, પરહરે અવર પંપાળ પ્રાણી;
પ્રોક્ષથી ભવતણો પાર આવે નહિ, વેદ વેદાંત કહે સંત વાણી. પ્રી.૧
કલ્પતરૂ સર્વના સંકલ્પ સત્ય કરે, પાસે જઇ પ્રીતશું સેવે જ્યારે;
તેમ જે પ્રગટ પુરૂષોત્તમ પ્રીછશે, થાશે હરિજન તતકાળ ત્યારે. પ્રી.૨

પ્રગટને ભજી ભજી પાર પામ્યા ઘણા, ગીંધ ગુનકા કપિવૃંદ કોરી;
વ્રજતણી નારય વ્યભિચાર ભાવે તરી, પ્રગટ ઉપાસના સૌથી મોટી. પ્રી.૩
શ્રીનારાયણ સ્વામિને પરહરી, જાર ભજનાર સર્વે ખ્વાર થાશે;
કહે છે મુક્તાનંદ પ્રગટ ભજ પ્રાણીયા, અઘતણા ઓઘ તતકાળ જાશે. પ્રી.૪

પદ ૩

રાત રહે પાછલી ચાર ઘટિકા તૈયે, સંતને શયન તજી ભજન કરવું;
સ્વામિનારાયણ નામ ઉચ્ચારવું, પ્રગટ પરબ્રહ્મનું ધ્યાન ધરવું. રા૦ ૧
તે સમે આળ પંપાળ બકવું નહિ, ચિત્ત હરિચરણમાં પ્રોઇ દેવું;
ગૃહસ્થને જકત જંજાળને પરહરી, કૃષ્ણ ગોવિંદ ગોપાળ કહેવું. રા૦ ૨
ભજન તજી એ સમે અન્ય ઉદ્યમ કરે, નારકી થાય તે નર ને નારી;
તે માટે અમુલક અવસર પામીને, હરિજન સર્વે લેજ્યો વિચારી. રા૦ ૩
દુર્લભ સાજ તે સુગમ શ્રીહરિ કર્યો, ઓગણા દિવસની ભાંગી ખામી;
કહે છે મુક્તાનંદ ભજ દઢ ભાવશું, શ્રીનારાયણ સત્ય સ્વામી. રાત૦ ૪

પદ ૪

ભજન કરય ભાવશું પ્રગટ પરબ્રહ્મનું, રાખ્ય હરિરૂપમાં મન તારું;
પ્રગટના ભજનથી પરમ સુખ પામીએ ઉરથકી નાશ પામે અંધારું. ભજ૦ ૧
નખશિખ નાથની મૂર્ત્તિ સોયામણી, ચરણનાં ચિહ્ન સંતાપ ટાળે;
પ્રેમશું ચિંતવે ચરણ શ્રીહરિતણાં, ગ્રંથી ગાળે સર્વે કર્મ બાળે. ભજ૦ ૨
નખતણી પંક્તિની જ્યોત નિસ નિસ નવી, ઉદરમાં ત્રિવલી અધિક શોભે;
ઉર વિષે શ્રીવત્સ ચિન્હને નિરખતાં, ભક્તનાં ચિત્ત તતકાળ લોભે. ભજ૦ ૩
નેણ ને વેણ ચિત્તચોર સોયામણાં, પરમ ઉદાર અતિ ચતુર સ્વામી;
કહે છે મુક્તાનંદ ભજ દઢ ભાવશું, પ્રગટ પ્રમાણ એ અંતરજામી. ભજ૦ ૪

---

રાગ કેદારો પદ ૧

માવજી મુજપર ખુબ અઢળક ઢળ્યા, માહેરૂં મંદિર ધામ કીધું;
સુખતણા સિંધુ સહજે મળ્યા શ્યામળો, તમથકી માહેરૂં કાજ સીધું. મા૦ ૧

### પદ ૪

પુરુષોત્તમ તમે પ્રગટ સુજને મળ્યા, આજ આનંદના ઓઘ વળ્યા મારે;
અસત્યની આશ સર્વે ઉરથી પરહરી, શ્યામળા થઈ દૃઢ શરણુ તારે. પુ. ૧
વિષય વાયુવડે તૃણુ જેમ ઉડતી, માવજી મેરૂને તુલ્ય કીધી;
કોટિ બ્રહ્માંડના નાથ કર સાહીને, અચળ પદવી મને આજ દીધી. પુ. ૨
હાસવિનોદ બહુ હેત દેખાડતા, મહાપ્રભુ આવીયા મહોલ મારે;
નટવર અલૌકિક રૂપ નિહાળતા, રસીયાજી રાચી હું રંગ તારે. પુ. ૩
દુઃસહદુઃખ કાપીયું અખંડ સુખ આપીયું, અસ્થિર સ્થિર સ્થાપીયું છેલ રસીયાઃ
કહે છે મુક્તાનંદ સર્વે કાસળ ટળી, માહેરે મંદિર નાથ વસીયા. પુ. ૪

---

### રાગ ભૈરવી—પદ ૧

મૂરતિ તમારી મારા શ્યામ શોભાધામ છે,
છબીપર વારૂં કોટિ કામ કે મન અભિરામ છે. મૂરતિ૦ ૧
પ્રેમી જનના પ્રાણુ છોજી તમે શ્રીહરિ;
દર્શન કાજ દયાળ આવી સર્વ સુંદરી. મૂરતિ૦ ૨
તલખે છે સૌ વ્રજસાથ દર્શન કારણે;
જાગો મારા જીવનપ્રાણુ કે તારે જાઉં વારણે. મૂરતિ૦ ૩
મનમોહન ચિત્તચોર દર્શન આપીયે;
મુક્તાનંદ કહે નાથ દુઃસહ દુઃખ કાપીયે. મૂરતિ૦ ૪

### પદ ૨

તમે મારા પ્રાણુ આધાર છેલવર શ્રીહરિ;
જાગો મારા જગના જીવન જોઉં નેણાં ભરી. તમે૦ ૧
કોની સંગે જાગ્યા મારા શ્યામ રસિક શિરોમણી;
તમથકી તો વ્રજનાર, રસિક અતિશે ઘણી. તમે૦ ૧
રસમાં કર્યાં ચકચુર તમને તો શ્રીહરિ;
મળી કોઈ ચતુર સુજાણુ અલૌકિક સુંદરી. તમે૦ ૧

દીન દુર્બળતણી પીડ જાણી તમે, મુજપર મહેર અતિશેજ કીધી;
દોયલી વેળાના દામ છો નાથજી, શ્યામળા મારી સંભાળ લીધી. આ૦ ૨
જે સંગ નેહ કર્યો તેને નવ વિસરો, ભક્તવત્સળ તમે અધિક રસીયા;
બિરદ પોતાતણું સત્ય કરવા તમે, માહેરે મંદિરે નાથ વસીયા. આ૦ ૩
આજ અમૃતતણા મેહુલા વરસીયા, ભવતણી ભાવટ આજ ભાગી,
આજમુક્તાનંદ અધિક સુખ ઉપજ્યું, તમ સંગ શ્યામ દ્રઢ લગન લાગી. આ૦ ૪

પદ ૨

માહેરે મંદિર અખંડ રહો માવજી, તમ વિના દુઃખતણો અંત ના'વે;
આવતું જોબન અનંગ દુઃખ દે ઘણું, તન તણા તાપ તે કોણ શમાવે. આ. ૧
આશ સર્વે પરહરી પ્રીત તમશું કરી, વરી હું વિરહવંતી નાથ તમને;
મદનરિપુ મારવા તાપને ટાળવા, અધર અમૃતરસ પાઓ અમને. આ. ૨
તમ સંગ આશ ઉદાસ સંસારથી, નટવર નિમિષ કેમ રહું ન્યારી;
નયણની આગળે અખંડ રહો નાથજી, વિવિધ વિનોદ કરતા વિહારી. આ. ૩
રસિયાજી તમ સંગ રંગ લાગ્યો ખરો, ગમે નહિ જક્તનો ગંધ મુજને.
આજ મુક્તાનંદ આડ સર્વે ટળી, અરપી હું તન મન નાથ તુજને. આ. ૪

પદ ૩

માહેરં ભાગ્ય અતિશેજ અધિકું થયું, નાથજી તમસંગ નેહ જોડી;
તનતણા તાપ સંતાપ સર્વે ટળ્યા, તન ધન જક્તશું પ્રીત તોડી. આ. ૧
અસત સુખ પરહરી નાથ તમને વરી, લોકની લાજ નવ ધારી મનમાં;
શશીની પેરે તમ સનમુખ ચાલતાં, અધિક આનંદ નવ માય તનમાં. આ. ૨
કોટિ બ્રહ્માંડના નાથ કરુણા કરી, શ્રીહરિ માહેરે મોહોલ આવ્યા;
શરણાગતતણા લાડ પાળો સદા, ભક્તવત્સલ તમે નાથ કહાવ્યા. આ. ૩
દેહડી જાય પણ નેહ નવ છુટજો, એ વર આપજો નાથ અમને;
મુક્તાનંદ કહે નાથજી શ્રીહરિ, નિમિષ ન્યારા નવ મેલું તમને. આ ૪

પદ ૪

પુરૂષોત્તમ તમે પ્રગટ મુજને મળ્યા, આજ આનંદના ઓઘ વળ્યા મારે;
અસતની આશ સર્વે ઉરથી પરહરી, શ્યામળા થઈ દૃઢ શરણ તારે. પુ. ૧
વિષય વાયુવડે તૃણ જેમ ઉડતી, માવજી મેરૂને તુલ્ય કીધી;
કોટિ બ્રહ્માંડના નાથ કરે સાહ્યને, અચળ પદવી મને આજ દીધી. પુ. ૨
હાસ વિનોદ બહુ હેત દેખાડતા, મહાપ્રભુ આવીયા મહેલ મારે;
નટવર અલૌકિક રૂપ નિહાળતાં, રસીયાજી રાચી હું રંગ તારે. પુ. ૩
દુઃસહદુઃખ કાપીયું અખંડ સુખ આપીયું, અસ્થિર સ્થિર સ્થાપીયું છેલ રસીયા;
કહે છે મુક્તાનંદ સર્વે કાસળ ટળી, માહેરે મંદિર નાથ વસીયા. પુ. ૪

---

## રાગ ભૈરવી–પદ ૧

મૂરતિ તમારી મારા શ્યામ શોભાધામ છે,
છબીપર વારૂં કોટિ કામ કે મન અભિરામ છે. મૂરતિ૦ ૧
પ્રેમી જનના પ્રાણ છોજી તમે શ્રીહરિ;
દર્શન કાજ દયાળ આવી સર્વ સુંદરી. મૂરતિ૦ ૨
તલખે છે સૌ વ્રજસાથ દર્શન કારણે;
જાગો મારા જીવનપ્રાણ કે તારે જાઉં વારણે. મૂરતિ૦ ૩
મનમોહન ચિત્તચોર દર્શન આપીયે;
મુક્તાનંદ કહે નાથ દુઃસહ દુઃખ કાપીયે. મૂરતિ૦ ૪

પદ ૨

તમે મારા પ્રાણ આધાર છેલવર શ્રીહરિ;
જાગો મારા જગના જીવન જોઉં નેણાં ભરી. તમે૦ ૧
કોની સંગે જાગ્યા મારા શ્યામ રશિક શિરોમણી;
તમથકી તો વ્રજનાર, રસિક અતિશે ઘણી. તમે૦ ૧
રસમાં કર્યાં ચકચુર તમને તો શ્રીહરિ;
મળી કોઈ ચતુર સુજાણ અલૌકિક સુંદરી. તમે૦ ૧

આવડી શું નિદ્રા મારા નાથ હસેછે સૌઉ ભામિની;
મુક્તાનંદ કહે માવ જાગો તો જુવે કામિની. તમે૦ ૪

પદ ૩

જાગો મારા જીવનપ્રાણ રજની વીતી ગઈ.
દર્શન કારણ દયાળ ગોપી ઘેલી થઈ. જાગો૦ ૧
મન માન્યું તમ સાથ રહે કેમ ધારણે;
તજી કુળ લોકની લાજ દરશકેરે કારણે. જાગો૦ ૨
ચાત્રક સરખી ટેક ધરીને વ્રજસુંદરી;
મન કર્મ વચને નાથ સર્વે તમને વરી. જાગો૦ ૩
જેશું મન માન્યુ મારા શ્યામ તે તો પ્યારી ઘણી;
મુક્તાનંદ કહે નાથ પેરપસી અમતણી. જાગો૦ ૪

પદ ૪

વ્રજવનિતાની વાત સુંણીને હરિ જાગીયા;
ચરણે નમી સર્વે નાર, તાપ સર્વે ભાગીયા. વ્રજ૦ ૧
નિદ્રાનાં ભર્યાં નેણ ઉઘાડી જોયું શ્રીહરિ;
શોભે જાણે શરદ સરોજ રક્તરેખા ધરી. વ્રજ૦ ૨
પીતાંબર તનુધારી અધિક છબી શ્યામની;
શોભે જાણે રક્તસરોજ સહિત ઘનદામની. વ્રજ૦ ૩
ફુલ્યાં છે વદનસરોજ, રસીક રવી જોઇને;
મુક્તાનંદ કહે માવ લીધાં મન મોહીને. વ્રજ૦ ૪

---

## રાગ રામગ્રી પ્રભાતી-પદ ૧

મનરે માન્યું નંદલાલસું, જોઈ પાઘ પેચાળી;.
રીઝી રહી એના રૂપમાં, ભૂધરજીને ભાળી. મન૦ ૧
ભાલતિલક કોઇ ભાતનું, કેશરનું બિરાજે;
નયણાંની શોભા જોઇને, કોટિ રતિપતિ લાજે. મન૦ ૨

ફુલડાના તોરા ઝુકી રહ્યા, ઝગે કુંડળ કાને,
મુખડાની શોભા જોઇને, મોહી ભીનલે વાને મન૦ ૩
હીંડળતા શુભ હારને, જોતા રહી છુ લોભાઇ,
મુક્તાનંદના નાથસું, કીધી અચળ સગાઈ મન૦ ૪

પદ ૨

જનમ સફળ કર્યો માહરા, નટવર નંદલાલે,
સુખડુ અલૌકિક શ્યામળે, આપ્યુ અતિઘણુ વ્હાલે જન૦ ૧
મનના મનોરથ પુરીયા, ગુણવંત ગિરધારી,
માવ ઉપર મે માયરુ, નાખ્યુ સરવસ વારી જન૦ ૨
પરવશ થઈ હું તો પ્રેમમાં, સ્યામળીઆની સંગે,
રસિક સલુણા વ્રજરાજને, ગમી હું તો રંગે જન૦ ૩
જીતનો ડંકો વાગીઓ, રીઝયા કુંજવિહારી;
મુક્તાનંદના નાથને, વરી થઈ જગ ન્યારી જન૦ ૪

પદ ૩

સગપણ કીધુ મે સ્યામશુ, મનમાં સમજી વિચારી,
આશ તજી સંસારની, ધાર્યા ઉરમાં મોરારી સગ૦ ૧
નિમિષ ન મેલુ નાથને, નેણું થકી ન્યારા,
પરમ સનેહી શામળો, મુને પ્રાણથી પ્યારા સગ૦ ૨
ભવ બ્રહ્માદિક મહામુનિ, તેને દુર્લભ વ્હાલો;
તે રસીયોજી મુજને મળ્યા, નટવર નંદલાલો સગ૦ ૩
થઇ હુ અધિક અલબેલડી, લજ્જા લોકની મેલી,
મુક્તાનંદના નાથશુ, બાંધી દૃઢ કરી બેલી. સગ૦ ૪

પદ ૪

આજ મારૂં ભાગ્ય ઉદય થયુ, જોયા વ્રજપતિ વ્હાલો
છેલ છબીલો શામળો, લહેરી નંદજીનો લાલો આજ૦ ૧

જરકસી પાઘના પેચમ, તારા અધિક બિરાજે;
મુખશોભા જોઈ માવની, પૂરણ શશી લાજે. આજ૦ ૨
ભાલ વિશાળ વિરાજતું, નેણાં અતિ અણિયાળાં;
અતિ ચંચળ રસનાં ભર્યાં, કંકોળેલ કાળાં, આજ૦ ૩
અંગોઅંગ મૂરતી માધુરી, રસીયો ગીરધારી.
મુક્તાનંદના નાથની, છબીપર બલિહારી. આજ૦ ૪

## રાગ ભૈરવી–પદ ૧

મેં તો ગુનેગાર તેરારે, હો સ્વામિન મેરા; મેંતો૦ ટેક૦
હું ગુનેગાર તેરા કીરતાર, હે શરન ચરન કેરારે; મેંતો૦ ૧
અધમ ઓધારે પતિતજન પાવન, મેટત ભવફેરારે; મેંતો૦ ૨
ચેહી બીરૂદ ઘનશ્યામ સુની તેરા, કીનો ચરન ડેરારે; મેંતો૦ ૩
પ્રેમાનંદ કે પ્રભુ ભવસાગરતે, પાર કરો બેરારે; મેંતો૦ ૪

### પદ ૨

મેરી તકસીર કરીયો માફ, હો હરિ જગવ્યાપ; મેરી૦ ટેક૦
બહુત બની તકસીર મેરેસેં, સબવિધિ જાનત આપ; મેરી૦ ૧
હમ અપરાધી જીવ જનમકે, કહા બરનું કરી પાપ; મેરી૦ ૨
સ્થાપન ધર્મ ધર્મકુળ પ્રગટે, અધર્મ કરન ઉથાપ; મેરી૦ ૩
પ્રેમાનંદ તર્યો ભવસાગરે, તેરે ચરન પ્રતાપ; મેરી૦ ૪

### પદ ૩

તોહે મેરી બાંહ ગ્રહેકી લાજ, હો મેરે મહારાજ; તોહે ટેક૦
હમ હે પતિત તુમ પતિતકે પાવન, ગિરિધર ગરીબનિવાજ; તોહે૦ ૧
ચહુ જુગકે નરનારી પાતકી, સબહી ઓધારે આજ; તોહે૦ ૨
અધમ ઓધારન ત્રિભુવનતારન, શ્રીહરિ કૃપાકે જહાજ, તોહે૦ ૩
પ્રેમાનંદ કે પ્રભુ પ્રગટે ધર્મકુળ, અધમ ઓધારન કાજ. તોહે૦ ૪

### પદ ૪

મે તો છીન છીન તેરો ગુન્હેગાર હો ધરમકુમાર મે તો૦ ટેક૦
મે ગુનામ તેરે ચરનકમલમાં તુ મેરો રાખણહાર મે તો૦ ૧
જો કરની સુની હો પ્રભુ મેરી નાહિ કહુ નિસ્તાર મે તો૦ ૨
અપનો બિરુદ બિચારીકે કેશવ, લીજે મોહન મેરી સાર મે તો૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ નામપર, બાર બાર બલિહારે, મે તો૦ ૪

---

### રાગ બિલાવલ–પદ ૧

જય શ્રીનારાયણ સર્વકારણ સદા, જય શ્રીઅક્ષરપતિ અંતરજામી, જય૦ ટેક૦
જય શ્રીધર્માત્મજ પ્રગટ પુરૂષોત્તમ
જય શ્રીસહજાનંદ સુખદ સ્વામી જય૦ ૧
રટત દશશતવદન નિગમ આગમ સદા,
જયસિ ત્વં નમત સુર શીશ નામી,
જયસિ ત્વં ભજત મુનિ ભકત નિષ્કામ જન
જય શ્રી દાતાર કૈવલ્યધામી જય૦ ૨
કાળ માયા પુરૂષ રચત બ્રહ્માદિ બહુ
પરમપુરૂષ તવ દ્રષ્ટિ પામી,
હોત પાવન પ્રલય તવ ભૃકુટિ ભંગ કરી,
જય શ્રીસર્વેશ્વર અહં નમામિ જય૦ ૩
જય શ્રીકમલાપતિ જય શ્રીનૈષ્ઠિક જતી,
જયસિ ત્વં ભજત પુરૂષ અકામી
જય શ્રીપરમેશ્વર તવ ચરણશરણમે,
આયો પ્રેમાનંદ ગરૂડગામી જય૦ ૪

### પદ ૨

જય શ્રીમહારાજ શ્રીહરિ ધર્માત્મજ, જય શ્રીકૃષ્ણ લીલા વિહારી જય૦ ટેક
જયસિ જુગજુગ પ્રતિ ધર્માવનાય, ધરત લીલાવપુ જય તુમારી જય૦ ૧

જય શ્રી ધૃત મીન વરાહ કમઠાકૃતિ, જય શ્રીનરસિંહ વામન મોરારી;
જય શ્રીભૃગુકુલતિલક જયશ્રી રઘુનંદન,જયસિ શ્રીકૃષ્ણ બુધ કલકી હતારી.જય૦ ૨
જય શ્રીનારદ વ્યાસ પૃથુ હરિહંસ દત્ત, ધનવંતરી મનુ હયરૂપ ધારી,
જય શ્રીબદ્રીપતિ કપિલસનકાદિક, જયસિ શ્રીઋષભદેવ ધ્રુવ અચલ કારી. જય૦ ૩
જય શ્રી ચોવીશ ધૃતાકૃતિ માધવ, જય શ્રી હરેન ભવદુઃખ ભારી;
જય શ્રી અવતારી ઘનસ્યામ તવ નામપર, જાત પ્રેમાનંદ પ્રાનવારી. જય૦ ૪

પદ ૩

જયસિ ત્વં ઘનસ્યામ અભિરામ આનંદઘન, જયસિ કૃષ્ણ હરિ કૃષ્ણ પ્યારે; જય૦
જયસિ અક્ષરપતિ દિવ્યવિગ્રહ સદા, જયસિ ધર્માત્મજ જગતતારે જય૦ ૧
જયસિ સદા અજય અતિશુદ્ધ અમલાત્મન, જયસિ ધર્મધ્વજ દુઃખહારે;
જયસિ અશરણશરણ શરણાગતવત્સલ, જયસિ મહારાજ જીવન હમારે. જય૦ ૨
જયસિ નિરંજન રમન શમન ત્રયતાપતન, દમન દ્રપમાર મદ મોહ ભારે,
જયસિ ત્વં કરૂણાભવન દહન કલિમળ અશુભ,
જયસિ સુખસદન જય જગ ઉજારે; જય૦ ૩
જયસિ ભુવિ મંડન અશુભ મતખંડન, જયસિ સદય હૃદય મંગલ કારે;
જયસિ ત્વંવરણીન્દ્રવર મહાનૈષ્ઠિક સદા. પ્રેમાનંદ નામપર પ્રાન વારે. જય૦ ૪

પદ ૪

જયસિ રમનીય કમનીય દમનીય અરિ,
જયસિ સહજાનંદ અક્ષરવાસી; જય૦ ટેક
ત્વમપિ મમ જીવનં ત્વમપિ મમ લોચનં,
ત્વમપિ મેં વાંછિત પરદાસી. જય૦ ૧
જય શ્રીમંજુલ મૃદુલ મધુર સુખવચન વર,
જયશ્રી ચિતવની ચલની મધુર હાસી
જય શ્રીકમલાનન પદ્મદલલોચન,
કરપર કમળદળ તુલ્ય આસી. જય૦ ૨

જય શ્રી સૌંદર્ય ઔદાર્ય વર સૌગુણાકર,
જયસિ ત્વં સૌશીલ્ય વાત્સલ્યરાશી;
જય શ્રીકરૂણાભવન જય શ્રીકરૂણાયન,
જય શ્રીકમલારમન અવિનાશી. જય૦ ૩
ત્વમસિ ભજનીય નમનીય શમનીય દુઃખ,
ત્વમસિ મમ પ્રાણપતિ સુખપ્રકાશી;
દેહિ મમ નાથ તવ ચરણ રતિ અચળ મતિ;
પ્રેમાનંદ પ્રાણ કુરબાન જાશી જય૦ ૪

## રાગ કેદારો પ્રભાતી-પદ ૧

કીજીયે ધ્યાન શ્રીધર્મના કુંવરનું, સર્વ પહેલાં ઉઠી પ્રાતકાળે; કીજીયે૦ ટેક.
નિરખીયે રૂપ નખશીખ મહારાજનું, વાસના અશુભ તતકાળ ટાળે.કીજીયે ૧
સંત હરિભક્ત સૌ ઉંઘ આળસ તજી, ચિતવીએ ચરણ અતિપ્રેમ આણી;
નિરખીએ નખમણિ સીમા શોભાતણી, દુર્લભ દેવને એમ જાણી. કી. ૨
જમણા તે ચરણના અંગુઠા ઉપરે, નખમાંકી ચિહ્ન તે જોઈ રહેવું;
ચિહ્નપર રક્ત રેખા અતિ શોભતી, મન તેમાં લઈ પ્રોઇ દેવું. કી. ૩
અંગુઠા આંગળીયો ઉપર કેશ છે, સૂક્ષ્મ ચિહ્ન છે ચાખડીના;
અંગુઠા પાસની આંગળીએ તીલ છે, પ્રેમાનંદની જોએલ આંખડીના. કી. ૪

પદ ૨

મંગલમૂળ મહારાજના ચરણ છે ચિંતવતાં ચિત્તમાં શાંતિ થાયે;
કામ ને ક્રોધ મદ લોભ વ્યાપે નહિ, ઉરથકી સર્વ અજ્ઞાન જાયે. મં. ૧
જુગલ પદતળવિષે ષોડશ ચિહ્ન છે, નામ તેનાં હવે કહું વિચારી:
સ્વસ્તિ જવ જાંબુ ધ્વજ અંકુશ અંબુજ, અષ્ટકોણ વજ્ર ઉર્ધ્વરેખ પ્યારી. મં.૨
નવ ચિહ્ન ધારવાં જમણા તે ચરણમાં, વામ પદમાં બીજાં સાત શોભે;
મીન ત્રિકુણ ને વ્યોમ ગોપદ કળશ, અર્ધચંદ્ર ધનુષ ચિત્ત લોભે. મં. ૩
જમણા તે ચરણની આંગળી છેલીયે, તિલ એક અનુપમ આનંદકારી:
પાનિયો સુંદર ઘુંટિ પિંડીપર, પ્રેમાનંદ તન મન જાય વારી. મં. ૪

પદ ૩

નિરખતાં નાથની જાનું છબી જીવમાં, સુખ થાએ દુઃખ સઉ દૂર વામે;
જમણા સાથળવિષે ચિહ્ન એક અનુપમ, ચિંતવતાં ભક્તમન મોદ પામે. નિ. ૧
કેળના સ્થંભ જેવા સાથળ સુંદર, ગરૂડની પીઠ પાવનકારી;
કટિતટ પીતપટ કસ્યો કરૂણાનિધિ, શ્યામ શોભા કટિ લાગે પ્યારી. નિ. ૨
નલિનસમ નાભિપર ત્રિવલી છબી ઉદરમાં, ઉન્નત ઉરમાંહી કેશ સોહે;
સ્તનપર શ્યામ છાપનાં ચિહ્ન છે, તિલ એક ઉરવિષે ચિત્ત મોહે. નિ. ૩
ઉરવિષે કૌસ્તુભ શ્રીવત્સ ચિહ્ન છે, વિનગુણ હારની શોભા સારી;
દક્ષિણ બાહુને નિકટ તિલ ચાર છે, પ્રેમાનંદ જોઇ જોઇ જાય વારી. નિ. ૪

પદ ૪

અશરણશરણ ભુજદંડ મહારાજના, ચિહ્ન તેમાં હવે કહું વખાણી;
ભુજમાં છાપનાં ચિહ્ન છે સુંદર, કહોણીયે શ્યામ સુખધામ વાણી. અ. ૧
પોંચ્યથી ઉપર છાપનાં ચિહ્ન છે, કાંઇ છે કઠણ બળવાન ભારી;
કરભપર કેશ છે હથેળી રાતીયો, શ્યામ રેખા તેમાં ન્યારી ન્યારી. અ. ૨
સતી છે આંગળીયો રાતા છે નખમણી, ઉપડતા તિખા જોયા જેવા;
એવા જે કરવર ધરેત જન શીરપર, આતુરે અભય વરદાન દેવા. અ. ૩
જાનુપર્યંત ભુજ સરસ ગજસુંઢથી, ભકતને ભેટવા ઉભા થાયે;
એવા ઘનસ્યામની ભુજછબી ઉપરે, પ્રેમાનંદ તન મન વારી જાયે. અ. ૪

પદ ૫

ચિતવીએ ચિહ્ન મહારાજના અંગમાં, ભકતજન ભાવશું વારવાર; ચિ. ટેક.
વામ ભામે વળી કંઠને ભુજવચે, ચૌદ તિલ સૂક્ષ્મ સરસ સાર. ચિ. ૧
ડાબે પડખે વળી નવ તિલ નૌતમ, ત્રણ તિલ કાખમાં કહું છું જોઇ;
એક તિલ અનુપમ કંબુકંઠને વચે, નિરખતાં ભકતમન રેછે મોહી. ચિ. ૨
ચિબુક ને અધરપર કેશરેખા છબી, અધરપ્રવાળ જોઈ ચિત્ત લોભે;
કુંદની કળીસમ દીપે દશનાવળી, કનકની રેખ માંહી સરસ શોભે. ચિ. ૩
હડમાં ચિહ્ન છે શ્યામ સોપામણું, મંદ સુખહાસ જોઇ લાજે કામ;
પેરે સાદે કરી બોલતા વચન હરિ, પ્રેમાનંદનો સ્વામી ઘનસ્યામ. ચિ. ૪

પદ ૬

વારી જાઉં વારણે વદનશશિ ઉપરે, નિરખતાં નેણ નથી તૃપ્ત થાતં; વા. ટેક
અમૃતદૃષ્ટિ કરે તાપ તનના હરે, હરેહરે કહે હરિ છીક ખાતં. વા. ૧
શોભા તે શી કહું નાસિકા શુકતણી, ગોળ કપોળ બહુ લાગે રૂડા;
નાસિકા ઉપર શિળીનાં ચિહ્ન છે, ચિન્તવતાં ઘાટ નવ થાય કુડા. વા. ૨
જમણા કપોળમાં મોટો એક તિલ છે, તિલ એક મોટો છે ડાબે કાને;
જે જન નિરખીને ધારી લે ચિત્તમાં, તે નવ પડે માયા કાળ પાને. વા. ૩
કાન વિંધ્યા તેનાં ચિહ્ન છે સુંદર, ચંચળ દગમાંહી રેખા રતી;
પ્રેમાનંદ અલિ ખંજન વારૂં લઈ, ઉપમા દેવા નથી બુદ્ધિ થાતી. વા. ૪

પદ ૭

ભક્તમનરંજન ભ્રુકુટી ઘનશ્યામની, કામિની જોઈ તુરત થાય ઘેલી;
ભ્રકુટીને હેઠે ને નેત્રની ઉપરે, રેખા ઉઠે અતિ રસ ભરેલી. ભ. ૧
ભાલ વિશાળમાં પંચ રેખા ઉઠે, ઉભી છે બે ને ત્રણ અંગ્રાકારે;
જમણી કોરે એક ચિન્હ છે ભાલમાં, ભક્તજન નિરખે તે વારંવારે. ભ. ૨
સુંદર મસ્તક શ્રીમહારાજનું, શિખા સુંદર જેમાં જોઈજ રહીએ;
ત્રણ તિલ છે વળી શિખાને પાછળે, વામ ભાગે તેને ધારી લઈએ. ભ. ૩
મોટો એક તિલ છે વામ વાંસામાંહી, મોટો એક કેશ છે તેને પરો;
જમણા વાંસામાંહી આઘો એક તિલ છે, પ્રેમાનંદ નિરખતાં દુઃખ નાશે. ભ. ૪

પદ ૮

નખશિખ નિરખીને ચિહ્ન વર્ણન કર્યાં, સંત હરિભક્તને નિત્ય ગાવા;
ભક્તના ઉરવિષે શ્રીમહારાજની, સુંદર મૂર્તિ સાક્ષાત થાવા. ન૦ ૧
પુષ્પના ભૂષણ વસન મહારાજનાં, એક પદમાં હવે કહું વખાણી;
ઉજ્વળ પાઘ શીર શ્વેત પટકો ખભે, શ્વેત ધોતી પેરી પ્રીત આણી. ન. ૨
પુષ્પના હાર ઉર કંકણ પુષ્પનાં, પુષ્પના બાજુ તે બાંધ્યા બાંહે;
પુષ્પના ગુચ્છ તે ખોસ્યા બે કાનમાં, તોરા લટકે સુંદર પાઘમાંહે. ન. ૩
એ પદ જે કોઈ શીખે ને સાંભળે, એ છબીનું નિત્ય ધ્યાન ધરશે;
પ્રેમાનંદ કહે તેના ઉરમાં આવીને, સ્વામી સહજાનંદ વાસ કરશે. ન. ૪

### રાગ ભૈરવી–પદ ૧

પ્રાત થયું મનમોહન પ્યારા, પ્રીતમ રહ્યા શું પોઢીને;
વારંવાર કરું છું વિનતિ, જગજીવન કર જોડીને. પ્રા૦ ૧
ઘરઘરથી ગોવાળા આવ્યા, દર્શન કારણ દોડીને;
આંગણીએ ઉભી વ્રજઅબળા, મહા વચન છોડીને. પ્રા૦ ૨
બહુ ઊભા દરવાજે બેઠા, શંકર નેત્ર ખોડીને,
મુખડું જોવા આતુર મનમાં, જાર રાખ્યા ઓડીને. પ્રા૦ ૩
ભૈરવ રાગ ગુણિજન ગાવે, તાન મનોહર તોડીને;
બ્રહ્માનંદના નાથ નિહારી, ઉઠો આળસ મોડીને. પ્રા૦ ૪

### પદ ૨

રસિયોજી ગય આંગણે બેઠા, કોમળ દાતણ કરવાને;
મખમલની ગાદી બહુમૂલી, પાટ ઉપર પાથરવાને. રસિ૦ ૧
આછું જળ જમનાનું આણ્યું, કંચન ઝારી ભરવાને;
સોના કેરું પ્યાલું લાવ્યા, સુંદર આગે ધરવાને. રસિ૦ ૨
દાસ મળ્યા સહુ દર્શન કારણ, જગને પાર ઉતરવાને;
દાતણ કરતા હરિને દીઠા, તે નાવે ભવ ફરવાને. રસિ૦ ૩
મુખમંજન કીધું મનમોહન, હરિજનના મન હરવાને;
બ્રહ્માનંદનો વ્હાલો ઉઠયા, સ્નાનવિધિ અનુસરવાને. રસિ૦ ૪

### પદ ૩

બાજઠ કનકતણે આવી બેઠા. નીર ગરમ હરિ નહાવાને;
શ્વેત વસ્ત્ર પહેર્યું એક સુંદર. ભૂધરજી ભીંજાવાને. બા. ૧
અત્તર તેલ ફુલેલ અનુપમ, મર્દન કરવા માવાને;
અંગ ચોળે ઢોળે જળ ઉપર, રસિયાજી રીઝાવાને. બા. ૨
સ્નાન કરી ઉઠયા શામળિયો, પ્રેમીજન લલચાવાને;
લલિત નવીન તૈયાર કરી લાવ્યા, પીતાંબર પહેરાવાને. બા. ૩
રત્નજડિત શુભ પાટ મનોહર, ગાદી નવલ બીછાવાને;
બ્રહ્માનંદના નાથને આવ્યા, ભોજન કાજ બોલાવાને. બા. ૪

પદ ૪

જમો જમોરે મારા જીવન જુગને, ભોજનીયાં રસ ભરીયાંરે;
પાક શાક તમ સારૂ પ્રીતમ, કોડે કોડે કરીયાંરે. જમો૰ ૧
તળીયાં ગળીયાં તાજાં તાતાં, કનક થાળમાં ભરીયાંરે;
આરોગો મારા નાથ અલૌકિક, ઘૃત ઝઝાં ઘેબરીયાંરે. જમો૰ ૨
કઢી વડી કારેલાં કાજુ, રાયતાણાં દહીંથરીયાંરે;
જોઇએ તો ઉપરથી લેજો, મીઠું જીરૂં ને મરીયાંરે. જમો૰ ૩
બ્રહ્માનંદનો નાથ જીમાડ્યા, દુધ ભાત સાકરીયાંરે;
ચળું કર્યું હરિ તૃપ્ત થઇને, નિરખી લોચન ઠરીયાંરે. જમો૰ ૪

---

રાગ પ્રભાતી પદ ૧

આવોરે વા'લા હુતો તારા મોળીડાપર ગોળરે,
વા'લાજી લાગોછો વા'લા મુને રૂડીછું જોઇરે; આવોરે૰ ૧
લટકંતી ચાલ રૂડી મિઠાં મિઠાં વેણરે,
રસિયાજી જોઇને ઠરે છે મારાં નેણરે; આવોરે૰ ૨
આંખડિ રૂપાળિ વા'લા મુને કામણીયાં કરેછેરે,
મધુર મધુર હસવું તો પ્રાણને હરે છેરે; આવોરે૰ ૩
મંદિર પધારો મારે શ્યામ પટ ધારીરે,
તન મન ધન લઇને પ્રેમસખી વારિરે; આવોરે૰ ૪

પદ ૨

વા'લા તમ સાથે મારે પ્રિતડી બંધાણીરે,
જનમ સંગાથી મેતો સ્નેહિ તમને જાણીરે; વા'લા૰ ૧
લોકડિયાની લાજ મેલિ કુટંબથી તોડિરે,
શ્યામળિયા સ્નેહિ વા'લા મેતો તમ સાથે જોડિરે; વા'લા૰ ૨
ઘરકાનો ધંધો મને કાંઈ નવ સુઝેરે,
આગ્યરિ નેહનાં બાણ હવે કેમ રૂઝેરે; વા'લા૰ ૩

અન્તમિન આદિ અધમ ઓધરે ઘણેરા,
મહિમા ત્રઈ લોકમે નામકેરા. સ્વામિ૦ ૩
શ્રીમુખે શ્રી'હરિ આપ એહી જાપ પ્રેરા,
મુક્તાનંદ મંત્રરાજ મેટત અઘેરા સ્વામિ૦ ૪

પદ ૨

સ્વામિનારાયણ સ્વામિનારાયણ સ્વામિનારાયણ જપના,
મનવા એહી મંત્રરાજ ઇષ્ટદેવ અપના. સ્વામિ૦ ૧
હરત ફરત કરત કામ સ્વામિનારાયણ કૈયે,
મોહાદિક શત્રૂ મીટે પરમાનંદ ... સ્વામિ૦ ૨
ઇન્સે હરિરૂપ ધારી રસના ગુન ગાવે,
તાપરે હરિ અધિક અધિક કરૂણા વર્ષાવે સ્વામિ૦ ૩
નિશદિન હરિનામ જપે લોકલાજ ત્યાગી,
મુક્તાનંદ તામસો નહિ દુજો બડભાગી. સ્વામિ૦ ૪

પદ ૩

સ્વામિનારાયણ સ્વામિનારાયણ સમરો સુખકારી,
મનવા એહી જપત જાપ કટત કર્મ ભારી સ્વામિ૦ ૧
બ્રહ્મા ભવ રટત નામ સનકાદિક ગાવે,
સહસ્ત્રવદન રટત શેષ તૃપતી ન પાવે. સ્વામિ૦ ૨
અજામિન ગુનકા ગજ ગીધકુ ઓધારે,
નામિજુત નામને અનંત જંત તારે, સ્વામિ૦ ૩
નામિજુત નામ કહ્યો વેદમે મોરારી,
મુક્તાનંદ શ્રીમુખકી રાખ રદે ધારી સ્વામિ૦ ૪

પદ ૪

સ્વામિનારાયણ સ્વામિનારાયણ સ્વામિનારાયણ ભજના,
મનવા એહી મરમ જાની વૃથાવાદ તજના. સ્વામિ૦ ૧
હરિ વિના અન્ય કરત વાત બુદ્ધિ ભ્રષ્ટ હોવે,
જેસે પતિવ્રતા નારી ભટકત પત ખોવે સ્વામિ૦ ૨

પ્રેમસખી કે'છે નિરખી નયણાં ઠરેછેરે,
વા'લા તમ સાથે મારૂં મનડું ફરેછેરે; વા'લા૦ ૪

પદ ૩

સખીરે શ્યામલિયે વા'લે મુને મોહની લગાડીરે,
વા'લાજીને જોવાને જાઇશ હુંતો દાડીરે. વા'લા૦ ૧
ચિતડાં ચોરયાં છે મારાં છેલવર છબીલેરે,
હવે હું તો રહી ન શકું જાઈશ નંદને ફળીયેરે. વા'લા૦ ૨
ઘોડલાં ખેલવશે વા'લો સાંભળ સૈયર મારીરે,
તારે હું તો જાઇને બેસીશ સામી બારીરે. વા'લા૦ ૩
મુજ સામુ જોશે હેતે વા'લો ઉભા રહીનેરે,
શ્યામળીયો બોલાવશે મુજને પ્રેમસખી કહીનેરે. વા'લા૦ ૪

પદ ૪

વિસરી માં જાજો વા'લા મને શ્યામળિયા ગિરધારીરે,
વારેવારે કહું છું વા'લા અરજ એ છે મારીરે. વિસરી૦ ૧
અમ જેવા ઘણા તમને મને આશ તમારીરે,
તે માટે રાખજો વા'લા મને પોતાની સંભારીરે. વિસરી૦ ૨
અધર અમૃત પાજો રસિયા બોલાવીરે,
પાતળીયા પાવન કરજો મંદિર મારે આવીરે. વિસરી૦ ૩
પ્રેમસખી મોહી છે વા'લા રાજીવ નેણેરે,
બીજું નવ માગું વા'લા બોલાવજો મીઠે વેણેરે. વિસરી૦ ૪

---

રાગ ભૈરવ પદ ૧

સ્વામિનારાયણ સ્વામિનારાયણ કહોરે મન મેરા,
ઔહિ હે મહા મંત્રસાર મીટે ભવફેરા. સ્વામિ૦ ૧
રટદુ નામ અષ્ટ જામ ટરે તાપ તેરા,
માયા મોહાદિ મીટે ના'વે જમ નેરા. સ્વામિ૦ ૨

અજામિલ આદિ અધમ ઉધારે ઘણેરા,
મહિમા વર્ણ લોકમેં નામકેરા. સ્વામિ૦ ૩
શ્રીમુખે શ્રીહરિ આપ એહી જપ પ્રેરા,
મુક્તાનંદ મંત્રરાજ મેટત અંધેરા. સ્વામિ૦ ૪

પદ ૨

સ્વામિનારાયણ સ્વામિનારાયણ સ્વામિનારાયણ જપના,
મનવા એહી મંત્રરાજ ઇષ્ટદેવ અપના. સ્વામિ૦ ૧
હરત ફરત કરત કામ સ્વામિનારાયણ કેહે,
મોહાદિક શત્રુ મીટે પરમાનંદ લહે. સ્વામિ૦ ૨
ઉરમેં હરિરૂપ ધારી રસના ગુન ગાવે,
તાપર હરિ અધિક અધિક કરુણા વરસાવે. સ્વામિ૦ ૩
નિશદિન હરિનામ જપે લોકલાજ ત્યાગી,
મુક્તાનંદ તાસમો નહિ દુજો બડભાગી. સ્વામિ૦ ૪

પદ ૩

સ્વામિનારાયણ સ્વામિનારાયણ સમરો સુખકારી,
મનવા એહી જપત જાપ કટત કર્મ ભારી. સ્વામિ૦ ૧
બ્રહ્મા ભવ રટત નામ સનકાદિક ગાવે,
સહસ્રવદન રટત શેષ તૃપતી ન પાવે. સ્વામિ૦ ૨
અજામિલ ગુનકા ગજ ગીધકું ઉધારે,
નામિશ્રુત નામને અનંત જંત તારે, સ્વામિ૦ ૩
નામિશ્રુત નામ કહ્યો વેદમેં ઓસારી,
મુક્તાનંદ શ્રીમુખકી રાખ હૃદે ધારી. સ્વામિ૦ ૪

પદ ૪

સ્વામિનારાયણ સ્વામિનારાયણ સ્વામિનારાયણ ભજના,
મનવા એહી મરમ જાની વૃથાવાદ તજના. સ્વામિ૦ ૧
હરિ વિના અન્ય કરત વાત બુદ્ધિ ભ્રષ્ટ હોવે,
જેસે પતિવ્રતા નારી બરકત પત ખોવે. સ્વામિ૦ ૨

મુખ દીઠા વિન સુખ ન થાય, લાવનમાં લોભાણીરે,
મુક્તાનંદ કહે મોહન સાથે, પૂર્ણ પ્રીત બંધાણીરે. ના०

પદ ૬

બહુનામી તમે બોલ દઈને, કેમ મારે મંદિર ના'વ્યારે,
ભુલ્યા ભવન કે ભૂધરજી, કોઈ ભામનિયે ભરમાવ્યારે. બહુ०
ચાંદલીયો ઉગ્યો ત્યાં સુધી, વાટ જોઈ મેં વા'લારે,
કુસુમની સેજ સુની રહી મારી, ન ઘટે એમ નંદલાલારે. બહુ०
સજી શણગાર રહી હું જોતિ, કા'ન કણે વિલમાવ્યારે,
સાચું કહો સ્યામળીયા વાલા, રજની કયાં રમી આવ્યારે. બહુ०
મુજથી બીક ન રાખો બળવંત, હું છું દાસી તમારીરે,
મુક્તાનંદ કહે જે સંગ જાગ્યા, ધન્ય ધન્ય તે વ્રજનારીરે. બહુ० ૧

પદ ૭

સ્યામસુંદર તમે કેમ કરી રીઝો, તે મુજને કહી દાખોરે,
તે હું માનીશ મન કર્મ વચને, અંતર રંચ મ રાખોરે. સ્યા० ૧
જે ગુણ ગ્રહી તમને રીઝવે, બડભાગી કોઈ નારીરે,
તે ગુણ ગ્રહી હું તમને સેવું, નટવર કુંજ વિહારીરે. સ્યા० ૨
સજી શણગાર સુભગ તન ગોરે, ગુણ રાખે અતિ ગેરોરે,
જ્યાં લગી પીયુડો હસી ન બોલાવે, આભૂષણ સર્વે ડેરોરે. સ્યા० ૩
તે માટે હું તમને પુછું, કરૂણાનિધિ કહો સાચુંરે,
મુક્તાનંદ કહે તમે ન રિઝયા, ત્યાં સુધી સર્વે કાચુંરે. સ્યા० ૪

પદ ૮

વ્રજનારી વાત કહું તે, એકમનાં ઉર ધારોરે,
રૂપ ગુણે કરી હું નવ રિઝું, મુજને પ્રેમ પિયારોરે. વ્રજ० ૧
પ્રેમિજનનું એજ પારખું, અવગુણ મન ન આવેરે,
રંગ ઢંગ પલટે ક્ષણ ક્ષણમાં, તે કેમ પ્રેમી કા'વેરે. વ્રજ० ૨

પતિવ્રતાને પિયુસંગ પ્રીતિ, અળગું મન નવ ધાવેરે,
ગુંજા રતન ગણે એક તોલે, તે મુજને નવ ભાવેરે. વ્રજ૦ ૩
ચાત્રક સરખી ટેક ગ્રહીને, જાણે રસની રીતિરે,
મુક્તાનંદ મોહન એમ બોલ્યા, તે સંગ મારે પ્રીતિરે. વ્રજ૦ ૪

પદ ૯

મોહનજીનું મુખડું જોતાં, મોહી રહ્યું મન મારૂંરે,
એક પલક મુને એ વિના, બીજે કયાંઇ ન લાગે સારૂંરે. મો૦ ૧
નટવર નાગર સુખના સાગર, જ્યારે વનમાં જાયરે,
થોડા જળમાં મીનતણી પેરય, પળ જુગ જેવી થાયરે. મો૦ ૨
સાન્જસમે સ્યામળીયો વાલો, વનથકી વ્રજમાં આવેરે,
વાંસલડી વાતા ગોરજના, છરિયા મન ઘણું ભાવેરે. મો૦ ૩
દિનનો તાપ દરશથી વીત્યો, અતિશે આનંદ પામીરે,
મુક્તાનંદ કહે મુજપર અઢળક, ઢળિયા અંતરજામીરે. મો૦ ૪

પદ ૧૦

ધન્ય ધન્ય ધન્ય એ વ્રજનાં વાસી, ગોવિંદને મન ગમતેરે,
ચૌદ લોકમાં થયા જાણીતા, રસીયાને સંગ રમતેરે. ધન્ય૦ ૧
પૂર્ણ બ્રહ્મશું પ્રીત કરીને, લાવ અલૌકિક લીધોરે,
કોટી બ્રહ્માંડનો કર્તા હર્તા, વ્રજવનિતાએ વશ કીધોરે. ધન્ય૦ ૨
મુનિવરને દર્શન અતિ દુર્લભ, નિગમ નેતિ કહી ગાવેરે,
વ્રજનારી કર તાળી દઇને, ઘરઘર નાચ નચાવેરે. ધન્ય૦ ૩
વ્રજવાસિના ચરણતણી રેજ, શુકજી સરખા ઇચ્છેરે,
મુક્તાનંદ પ્રેમનો મારગ, પ્રેમી હોય તે પીછેરે. ધન્ય૦ ૪

---

રાગ રામકલિ પ્રભાતી–પદ ૧

વેલેરી ઉઠીને વા'લાજીનું વદન નિહારૂં,
જોઇને કમળમુખ દુઃખ દૂર વિસારૂંરે. વેલેરી૦ ટેક

વદન વા'લાજીનું અતિ સુખકારી,
નિરખી નિરખી જાઉં હું તો સરવસ વારીરે. વેલેરી૦ ૧
સુખડુ જોયા વિના પાણીયે ન પીવું,
પ્રાણજીવનને હું તો જોઇ જોઇ જીવુંરે. વેલેરી૦
પ્રાણજીવન જોવા મેં તો જનમ ધર્યો છે,
જુઠારે સંસારીયા રવેં સાગ કર્યો છેરે. વેલેરી૦
પ્રેમાનંદના સ્વામિને કાજે મેલ્યાં છે,
સંસારીયાં સઉ બળતામેં દાઝેરે. વેલેરી૦

પદ ૨

વા'લાજી જોવાને હું તો વે'લી ઝબકીને જાગી,
આવીને ઉભી છું બાઇ હું તો ખડકીએ લાગીરે. વા'લા૦
ખડકીએ ઉભી ઉભી હરિનાં રણુઝર ગાવું,
નિરખી જીવન તનધન. તાપ સમાવુંરે. વાલા૦ ૧
વા'લોજી દીસે છે બાઇ શોભાનારે ધામ,
મોહનજીએ મળવાને મને આવ્યો છે રે કામરે. વા'લા૦ ૨
વા'લાજીને જોઇને લાભાણી અતિ મારી,
મનડું કરે છે મળવા હું રાખું વારીવારીરે. વા'લા૦ ૩
પ્રેમાનંદના સ્વામીને જોઇ,
મગન થઇ છું બાઇ હું તો અંગોઅંગ મોહરે. વા'લા૦ ૪

પદ ૩

શામળીયો સનેહી બાઇ મને પ્રાણથી પ્યારા,
ઘડીએ ન મેલુ વા'લાજીને નયણાંથા ન્યારારે. શ્યા૦ ટેક
તન મન ધન મારૂં વા'લાજીને કાજે,
હવે નથી બી'તી દુરજન લોકાની લાજે. શ્યા૦ ૧
વા'લાજી સંગાથે બાઇ મારૂં ચિતડું બંધાણું,
હવે આ સંસારિયાને તૃણ જેવા જાણુંરે. શ્યા૦ ૨

મેલ્યોરે સંસારિયો મેતો હરિવર માટે,
વા'લોજી વરી છું બાઇ મારા શિરને સાટેરે. શ્યા॰ ૩
ભલેરે મળ્યા બાઇ મને હરિવર આવી,
પ્રેમારે નંદના વાલાની હું તો કા'નેરે. શ્યા॰ ૪

પદ ૪

આજ આનંદે બાઇ મારે મંદિરે પધાર્યા,
વા'લાજીયે બાઇ મારાં કારજ સાર્યાંરે. આજ॰ ટે૦
થોડું થોડું હસતા બોલતા મીઠી વાણી,
ગુણવંત આવ્યા ગોપીયોના ચિતડાને તાણીરે. આજ॰ ૧
આવીરે આંગણિયે ઉભા વા'લો આળસડું મોડેરે,
વા'લપ વધારી વા'લે મુજ સાથે પ્રીત જોડેરે. આજ॰ ૨
પ્રીતડી કરીને વા'લે અધરરસ પીધો,
જનમ સુફળ બાઇ મારો હરિવરે કીધોરે. આજ॰ ૩
હરિવર મળીયા આનંદ ઓચ્છવ વળીયા,
પ્રેમાનંદનોરે સ્વામી આજ અઢળક ઢળિયારે. આજ॰ ૪

---

રાગ ભૈરવ

વાસુદેવ નારાયણ વિષ્ણુ મોહન કૃષ્ણ મુરારી,
શંખ ચક્ર કરકમળ ગદાધર કમળાવર સુખકારી. વાસુદેવ॰ ૧
માધવ મુકુંદ માવ મધુસૂદન અક્ષરપર અવિનાશી,
ગિરધારમણ રમાપતિ રાઘવ હૃષીકેશ સુખરાશી. વાસુદેવ॰ ૨
જગન્નાથ પુરષોત્તમ પૂરણ પ્રભુ પૂરણ અપારા,
પુંડરીકદ્રગ પાળ પુરાતન પીતાંબર જગપ્યારા. વાસુદેવ॰ ૩
નરઋતા નરસિંહ નિરંજન નાથ નિડર બહુનામી,
દયાળ દયાકારક દયાવત્સલ ધરણીધર સિદ્ધામી. વાસુદેવ॰ ૪

વામન વિશ્વાધાર વિશ્વંભર વરદાયક વ્રતધારી,
વિભુ વરાહ વિમળજશ વિઠ્ઠલ વ્રજપતિ કુંજવિહારી. વાસુદેવ૦ ૫
કમળનયન કેશવ કરુણાનિધિ કેવળ નારાયણ કાળી,
હંસ હરિ હયગ્રીવ હિરણ્મય મચ્છ કચ્છ વનમાળી. વાસુદેવ૦ ૬
ગોકુલેશ ગોપાળ ગરુડધ્વજ ગુણાતીત ગોવિંદ,
ગોપીજનવલ્લભ ગિરિધારી ચતુરભાહુ વ્રજચંદ. વાસુદેવ૦ ૭
ભવતારણ ભૂધર ભુવનેશ ભક્તવત્સળ ભયહારી,
બદ્રીપતિ બળવીર મહાબળ શ્યામ રામ કંસારી. વાસુદેવ૦ ૮
જગકર્તા જગદીશ જગદ્‌ગુરૂ જગજીવન જગરાયા,
યજ્ઞ યજ્ઞભુકતા યોગેશ્વર કલ્કી બુદ્ધ કહાયા. વાસુદેવ૦ ૯
ઊર્ધ્વબાહુ મુકતેશ અધોક્ષજ અચ્યુત અમર અનંતા,
દીનબંધુ નટવર દામોદર કલિહર ત્રિભુવન કંતા. વાસુદેવ૦ ૧૦
પ્રાતઃસમય ઘનસ્યામ પિયાકી નામમાળ ઉઠી ગાવે,
બ્રહ્માનંદ મનોહર મુરતિ અંતરમાંહે ઠેરાવે. વાસુદેવ૦ ૧૧

---

## રાગ ભૈરવ પદ ૧

અધમઉદ્ધારણ અવિનાશી તારા બિરદની બલિહારીરે,
ગ્રહી બાંહ્ય છોડો નહિ ગિરિધર અવિચળ ટેક તમારીરે. અધમ૦ ટેક૦
ભરી સભામાં ભૂધરજી તમે થયા છો માડી મારીરે,
બેટાને હેતે બોલાવો અવગુણિયા વિસારીરે. અધમ૦ ૧
જેવો તેવો પુત્ર તમારો અણસમજુ અહંકારીરે,
પેટ પડ્યો તે અવસ્ય પાળવો વાલમ જુવો વિચારીરે. અધમ૦ ૨
અનળ અહિ જો ગ્રહે અજાણે તો છોડવે રોવારીરે,
બાળકને જનનીસમ બીજું નહિ જગમાં હિતકારીરે. અધમ૦ ૩
બ્રહ્માનંદની એજ વિનતિ મન ધારીએ મુરારીરે,
પ્રીત સહિત દર્શપરસાદી જોયે સાંજ સવારીરે. અધમ૦ ૪

પદ ૨

મનમોહન સુંદરવર મારા અવગુણિયા વિસરાવા રે;
અધમોદ્ધારક પતિતજનપાવન બિરદ તમારૂ ચટાવા રે. મન૦ ટેક.
સહુ દેખતા શ્યામળિયા તમે માડી થયા છે માવા રે;
છોરૂની ચિંતા રાખીને મા દેશો મુઝાવા રે. મન૦ ૧
બાળક હોય તે જેમ તેમ બોલે લીએ કુટાણે ખાવા રે;
જનની દોષ ન લેખે જાણે અણસમજુ હોય આવા રે મન૦ ૨
શેરીએ રમતાં અથડાતા છોરા રાખે દાવા રે,
મળળ થઇ કોઇ લીએ ચુંટીઆ તો માતા જાય મેલાવા રે, મન૦ ૩
મનગમતુ સર્વે મેલીને એક તમને રીઝાવા રે,
બ્રહ્માનંદ કહે મન કર્મ વચને ગુણ તમારા ગાવા રે. મન૦ ૪

---

રાગ પ્રભાતિ પદ ૧

મહી માખણ માગેરે માવો, મહી માખણ માગે;
પ્રભાતે ઉઠીને માવો મહી માખણ માગે. ટેક૦
ઉંઘમાંથી અલબેલો ઉઠયા, નેણા નિંદ્રાણું;
જમવા સારૂં ઝગડે ઉભા, ભૂધર ભુખાળું. પ્રભાતે૦ ૧
ગોકુળિયાની નારી સર્વે, આવી છે જોવા;
કઝીયાળો કાંતુડો દે નહિ, ગાવડલી દોવા. પ્રભાતે૦ ૨
માતાજી આ મહી તમારૂં, નાખીશ હું ઢોળી;
બ્રહ્માનંદના નાથે ઝાલી, મહીડાની ગોળી. પ્રભાતે૦ ૩

પદ ૨

માતા મનાવે હરિને, માતા મનાવે;
પ્રભાતે ઉઠી હરિને, માતા મનાવે. ટેક૦
દાતણ પાણી પ્રથમ કરીને, ત્યાર પછી ખાઇએ;
ઝાઝો માણસ જોઇને જીવન, ઘેલા ન થાઇએ. પ્રભાતે૦ ૧

તર્ત કરી આપું રોટલી તાજી, ઘીમાં ઝબોળી;
મેલ્ય મારા લાલ મનોહર, મરીયાની ગોળી. પ્રભાતે૦ ૨
સાસરિયાં તારાં સગપણ સારું, આવી બેઠાં ઉલી,
બ્રહ્માનંદને નાથે સારે, હસી ગોળીને મેલી. પ્રભાતે૦ ૩

પદ ૩

મોહન મનાવ્યા રંગીલો, મોહન મનાવ્યા;
મીઠું બોલાને માત જસોદાએ, મોહન મનાવ્યા. ટેક૦
કોમળ કાગુ જોઇ હરિને, દાતણિયું દીધું;
કંચનકેરી ઝારી લઇને, મુખ મંજન કીધું. મીઠું૦ ૧
નીર ઉને નવરાવ્યા મોહનને, અંગોઅંગ ચોળી;
ચંદન કેરી કાંસકી સુંદર, લઇ ચોટી ઓળી. મીઠું૦ ૨
કેશરકેરી આડ કરીને, માળા ફુલની ધારી;
બ્રહ્માનંદના વા'લાનું મુખ, નિરખે મહતારી. મીઠું૦ ૩

પદ ૪

જુગતે જમાડે હરિને, જુગતે જમાડે;
માત જસોદા મોહનજીને જુગતે જમાડે. ટેક૦
જગનો જીવન જમવા બેઠા, ગોપી સર્વે ઝાંખે;
ચંદનકેરો પંખો લઇને, માતા વા નાખે. માત૦ ૧
ખીર પુરી સેવ શેવૈયા, જલેબી તાજી;
આરોગે અલબેલો બેઠા, રસિયાજી રાજી. માત૦ ૨
બહુત પ્રકારનાં શાક બનાવ્યાં, માંહી નાખેલ મસાલો;
બ્રહ્માનંદ કહે તૃપ્ત થઇને, ઉઠયા નંદજીવન વા'લો. માત૦ ૩

શ્વેતદ્વીપપતિ શિરપર ધારે, ઓરનસેં કયા ડરના રે,
કાળ કર્મ માયા જમ મારે, ધડક ન મનમેં ધરના રે. વાસુ૦ ૨
શ્વેતદ્વીપપતિ ચરન ઉપાસક, તાકે સંગ અનુસરના રે,
મુક્તાનંદ કહે એહિ ભજનસે, ભવજળ પાર ઉતરના રે. વાસુ૦ ૩

પદ ૨

વાસુદેવ નારાયણ વિષ્ણુ, નિશદિન નામ ઉચ્ચારો રે;
નિશદિન નામ ઉચ્ચારો પ્રભુકો, નિશદિન નામ ઉચ્ચારો રે;
તેહિ બિન ઓર વાસના ઉરમેં, તાકે મૂળ ઉખારો રે. વાસુ૦ ૧
કેશવ માધવ કૃષ્ણ મુરારિ, શ્રી ઘનસ્યામ સંભારો રે;
કામ ક્રોધ મદ લોભ રિપુ હે, એ સબ ઉરસે ટારો રે. વાસુ૦ ૨
શ્વેતદ્વીપપતિ શ્રીપુરૂષોત્તમ પ્રેમ સહિત ઉર ધારો રે;
મુક્તાનંદ કહે એહિ શિખામન, શ્વાસઉત્સ્વાસ સંભારો રે. વાસુ૦ ૩

પદ ૩

શ્વેતદ્વીપપતિ શ્યામ હમારે, ઇષ્ટદેવ સુખકારી રે;
ઇષ્ટદેવ સુખકારી પ્રિતમ, ઇષ્ટદેવ સુખકારી રે,
કરૂણારસ પ્રગટ કરી કેશવ, મીસે આપ અવતારી રે. શ્વેત૦ ૧
મોહનકું તન મન ધન દિનો, ઓર બાસના ટારી રે;
અબ મેં ઓર કછું નહિ જાચું, ભયો કૃતારથ ભારી રે, શ્વેત૦ ૨
મનહિ વચનપરસો દગગોચર, વિચરત દેવ મુરારી રે;
મુક્તાનંદ કહે વાસુદેવપર, વારવાર બલહારી રે, શ્વેત૦ ૩

પદ ૪

શ્વેતદ્વીપપતિ શ્યામ હમારે, ઇષ્ટદેવ બહુનામી રે;
ઇષ્ટદેવ બહુનામી બળવંત, ઇષ્ટદેવ બહુનામી રે.
ત્યાગ સહિત તપ કરત નિરંતર, કરત ભક્ત નિષ્કામી રે. શ્વેત૦ ૧
અનંત ચંદ્રસમ તેજ પુંજમેં, અતિ તેજોમય સ્વામી રે;
ઉંચે ભુજ એક પાયોસે ઠાડે, જનહિત અંતરજામી રે. શ્વેત૦ ૨
સબ અવતારનકે અવતારી, સબહિ ધામકે ધામી રે;
મુક્તાનંદ મીસે પ્રભુ સમરથ, સબહિ વેદના વામી રે. શ્વેત૦ ૩

## રાગ ભૈરવી પદ ૧

હોજી મેરે તો તુમ એક આધારા, એક આધારા તુમ એક આધારા;
હોજી મેરે તો તુમ એક આધારા, હોજી મેરે તો. ટેક.
નાવ કે કાગકી ગતિ ભઈ મેરી, જહાં દેખું તહાં જળનિધિ ખાગ. હોજી. ૧
તુમહિ મીલે આનંદ અતિશે, વિછુરત દુઃખકો અનંત અપારા. હોજી. ૨
રસિક શિરોમની તુમ વન મોકુ, લગત હે સબ જગ જરત અગારા. હોજી. ૩
મુક્તાનંદ કે અંતરજામી, કહા સમજાવું સબ જાનન હારા. હોજી. ૪

### પદ ૨

હોજી મોય તોય દયા કરી કે નિભાવના,
કરી કે નિભાવના દયા કરી કે નિભાવના;
હોજી મોય તોય દયા કરી કે નિભાવના, હોજી મોય. ટેક.
તુમ ગુનઆઞ પતિતપાવન પિયા, પતિત કે દોષ સકલ વિસરાવના. હોજી. ૧
શરણાગત વત્સલ તુમ સમરથ, દીન દીન જનકું અધિક અપનાવના. હોજી. ૨
નિજજન જાની દયા દીલ ધરી કે, નિજપદ પંકજ પ્રીત બઢાવના. હોજી. ૩
મુક્તાનંદકી એહી અરજ હે, અખંડ દરશ યહ ઓર ન ચાહના. હોજી. ૪

### પદ ૩

હોજી તુમ તો મેરે પ્રાન આધારા, હોજી તુમ તો મેરે પ્રાન આધારા;
હોજી તુમ તો મેરે પ્રાન આધારા; હોજી તુમ તો. ટેક.
હયાકો હાર કરી રખુંજિ ઉર પર, પલ એક નાથ કરૂં નહિ ન્યારા. હોજી. ૧
જળ વિન મીન મરે એક છિનમેં, ત્યું મોય તુમ વિન સબ સંસારા. હોજી. ૨
વિન દેખે મોય કળ ન પરત, તેહિ કારન કરૂં દ્રગન કે તારા. હોજી. ૩
મુક્તાનંદ કિયો નેહ જો તુમ સંગ, તુમહિ હો નાથ નિભાવન હારા. હોજી. ૪

### પદ ૪

ભલા તુમ તો મેરે બાળ સંગાતિ, બાળ સંગાતિ મેરે બાળ સંગાતિ;
ભલા તુમ તો મેરે બાળ સંગાતિ, ભલા તુમ તો. ટેક.
તુમ વિન વિરહ વ્યથા મોય બાઢત, તુમકું વિલોકત શીતલ છાતી ભ. ૧

શ્યામ સલુને પિયા તુમ બિન મોકું, મહા દુઃખ દેતહે અનંગ અરાતિ. ભ.૨
કરૂણાસિંધુ દયા દિલ ધરકે, ગોપ કરો મહા રસકી માંતિ. ભલા.૩
મુક્તાનંદકી એહી અરજ હે, ચરનસમીપ રહું દિનરાતિ. ભલા.૪

પદ ૫

ભલા શ્યામરે નિકી બંસી બજાવના, બંસી બજાવના નિકી બંસી બજાવના;
ભલા શ્યામરે નિકી બંસી બજાવના, ભલા શ્યામરે. ટેક૰
તેરી મોરલીને મેરો મન હર લીનો, નીકિનીકિ રાગ રસિક પિયા ગાવના. ભ. ૧
લોકકી લાજ તજી ગોપ બેરન્ય, ગોવિંદન મિત મારે ઘેર આવના. ભ. ૨
મેરે પ્રાન ભયે પીય તુમ વશ, કરૂણાનિધિ મેરી શુદ્ધ ન સુલાવના. ભ. ૩
મુક્તાનંદ કહે કુંજભવનમાં, મન હરિ કરી તાપ બુઝાવના. ભ. ૪

---

પદ ૧ રાગ વિભાસ

મેરે મન ભાયે રે, આલી મેરે મન ભાયે,
નન્દકો દુલારો પ્યારો, મેરે મન ભાયે. ટેક.
રાતે મદમાતે નેન, બોલત મધુરે બેન,
શીરપેં અમુલ નીકી, પગીઆં બનાયે. નં૰ ૧
હીમ પુંચી સોહે હાથ, ગ્વાલ બાલ લીયે સાથ,
નીરખી સલુણો નાથ, અતિ સુખ પાયે. નં૰ ૨
કેશર તીલક ભાલ, ગલ મોતીકુંકી માળ,
રસકે રસીલો લાલ, સુંદર સોહાયે. નં૰ ૩
પહેરી વસન પીત, રાજત અજબ રીત,
બ્રહ્માનન્દકે મીત, ચિત્ત લલચાયે. નં૰ ૪

પદ ૨

સાંવરો ગુમાની દેખો, સાંવરો ગુમાની,
રસકે રસીલો ઉભો, સાંવરો ગુમાની. ટેક૰
ચલત અનોખી ચાલ, ઓઢે
શીરપેં કલંગી સા. ૧

સુંદર શ્રવન વામ, તીલ બીંદુ સોહે શ્યામ,
નીરખી લજીત કામ, છબી સુખ દાની. રસ. ૨
ગોરેહી સલુને ગાત, છબી બરની ન જાત,
ચિત્તકું હરાત થાકી, મુખહુંકી બાની. રસ. ૩
નીરખી નંદકો નંદ, પર્યો ગલે પ્રેમ ફંદ,
બ્રહ્માનંદ તન ધન, કીયે કુરબાની. રસ. ૪

પદ ૩

નંદકો દુલારો પ્યારો, નંદકો દુલારો,
સાંવરો સુજાન પ્યારો, નંદકો દુલારો. ટેક.
અજબ રંગીલી અંખી, પ્રફુલ સરોજ પંખી,
છેલો ગિરિધારી વન, મારી મતવારો. સાં૦ ૧
કેસર તીલક કીયે, મોતીહુંકી માલ હીયે,
મેનકો હટાવે માન, નૈનકો નજારો. સાં૦ ૨
ખેલે ગોપી ગ્વાલ સંગ, રાજે પીયા નવ રંગ,
સુરન વસન અંગ, અતિસે ઉદારો. સાં૦ ૩
બંસીકી બજાવે તાન, કુંવર છબીલો કાન,
બ્રહ્માનંદ હુકો પ્રાણ, જીવન હમારો. સાં૦ ૪

પદ ૪

કુંજકો વીહારી કહાનો, કુંજકો વીહારી;
મોરે મન કહાનો, કુંજકો વીહારી. ટેક૦
ચંદનકી કીયે ખોર, અરુન દગન કોર;
ચલત ગયંદ ચાલ, લાલ ગિરિધારી. મો૦ ૧
છબી રંગ છાઈ જ્યું, કલંગી શિર લટકાઈ;
શિરપેં બનાવ પાઘ, અતિ સુખકારી. મો૦ ૨
ભાલકી વીશાલ રેખે, પ્રેમી પ્રેમહુંસે દેખે;
જનમ સુફળ લેખે, વ્રજહુકી નારી. મો૦ ૩

અતિસે ઉદાર સુખ, સાર પ્યાર યાહી સંગ;
બ્રહ્માનંદ વારવાર, જાત બલિહારી. મો૦ ૪

## પદ ૧ રાગ વિભાસ

લાલચ લાગી રે, એની મુને લાલચ લાગી રે;
જોઇને જાદવરાય, મુને લાલચ લાગી રે. ટેક૦
સુંદર મુખ સોહામણું, શોભે સુંદર વાણી રે;
સુંદર વરની ચાલમાં, એની હું લોભાણી રે. જો. ૧
ગુણવંતાના ગીતમાં, મારૂં ચિત્ત ચોરાણું રે;
એ વીના હું બીજું, એની કાંઇ ન જાણું રે. જો. ૨
ચાન કરી મુને શ્યામળે, આવીને ઓરે રે;
દીલડું મારૂં ડોલ્યું, એને ફુલને તોરે રે. જો. ૩
જમુનાં પાણી હું ગઇ, મળ્યા વીચમાં આવી રે;
બ્રહ્માનંદના નાથથી, થયો નેણ મેલાવો રે. જો. ૪

## પદ ૨

પ્રાણથી પ્યારો રે, વાલો મુને પ્રાણથી પ્યારો રે,
છોગાવાળો છેલ, મુને પ્રાણથી પ્યારો રે. ટેક.
સેજ સોહાગી શ્યામળો, જાણે રસની રીતિ રે;
લટકાળા નંદલાલથી, લાગી પૂરણ પ્રીતિ રે. છો. ૧
છોગલું એનું ચિત્તમાં, મારે અટક્યું આવી રે;
હાથ ગ્રહીને હેતમાં, મુજને બોલાવી રે, છો. ૨
સુખ ના આવે ધામમાં, ઘર કામ ભુલી રે;
જમનો જીવન જોઇને, ફરૂં છું હું ફુલી રે. છો. ૩
શું કરે સંસારીયો, લજ્યા લોકની ટાળી રે;
બ્રહ્માનંદના નાથથી, લાગી છે તાળી રે. છો. ૪

પદ ૩.

મન લોભાણુ રે, હેલી મારૂં મન લોભાણું રે;
ચતુર વરની ચાલમાં, મારૂં મન લોભાણું રે. ટેક
રંગી રંગી ચાખડી, ચાલે ગજની ચાલે રે;
છેલ છબીલા શ્યામને, જોતાં થઇ નિહાલે રે. ચ૦ ૧
આંખડીયું અણીઆળીયું, વાલો ભીને વાને રે;
ચોરી લીધું ચિત્તડું, મોરલીની તાને રે. ચ૦ ૨
હાવે ગજરા પુલના, શીર પુલની ટોપી રે;
હાવડી જોતાં થઇ ગઇ, ગુલતાન ગોપી રે. ચ૦ ૩
મોહનજીની મુરતી, પલ એક ન મેલું રે;
બ્રહ્માનંદના સ્વામીયે, કીધી રંગની રેલુ રે. ચ૦ ૪

પદ ૪

પ્રીત બંધાણી રે, હેલી મારે પ્રીત બંધાણી રે;
શ્યામ સલુણા સાથ, મારે પ્રીત બંધાણી રે. ટેક.
આવીને ઉભો આગળે, પીતાંબર પેરી રે;
માલ ગળા વીચ માવને, શોભે પુલડાં કેરી રે. શ્યા૦ ૧
રસ ભર્યા લળકી રહ્યાં, કાને કુંડળ કાજુ રે;
બે ભુજામાં બાધીયા, બાયે બાજુ રે, શ્યા૦ ૨
મીઠી વાયે મોરલી, વાલો તીખે તાને રે;
રસ બસ કીધી રંગમાં, કોડીલે કાને રે. શ્યા૦ ૩
મંદિરીયામાં મુજને, મળ્યા શ્યામ સોહાગી રે;
બ્રહ્માનંદનો નાથ જોઈ, ભવ ભાવઠ ભાગી રે. શ્યા૦ ૪

---

રાગ સોહુની પદ ૧

પ્રાણી સ્વામિનારાયણ દેવ સતસ્વરૂપ છેરે;
સતસ્વરુપ છે સુરમુનિના ભૂપ છેરે; પ્રાણી૦ ટેક,

નેતિ નેતિ કહી નિગમ ગાયે, ઉપનિષદનો સાર;
કાળ માયાદિક સહુના પ્રેરક, અક્ષરના આધાર, સત્ય. ૧
બ્રહ્મમોહોલના વાસી પ્રભુ, દિવ્યસ્વરુપ સાકાર;
કમળા આદિક મુક્ત કોટિ, સેવે કરી અતિપ્યાર. સત્ય. ૨
નિજ ઇચ્છાયે નરતનુ ધારી, પ્રગટ્યા શ્રીમહારાજ;
ભરતખંડના ભાવિક જનને, ઉદ્ધારવાને કાજ. સત્ય. ૩
સત્ય કહું છું સમ ખાઇને. ખોટી નથી લગાર;
પ્રેમાનંદ કહે ભજજો ભાઇઓ, થાશો ભવજળપાર. સત્ય. ૪

પદ ૨

પ્રાણી સ્વામિનારાયણ સમરથ શ્રી ભગવાન છેરે;
શ્રીભગવાન છે કૃપાના નિધાન છેરે, પ્રાણી૰ ટેક.
અધમઉદ્ધારણ દીનના બંધુ, શરણાગત પ્રતિપાળ;
સ્વામિનારાયણ નામ લે તેને, પાસે ન આવે કાળ, શ્રીભ૰ ૧
પુરૂષોત્તમજી પ્રગટ્યા પોતે, અનાથના એ નાથ,
આ અવસર જે નહિ માને તે પછી ઘસશે હાથ, શ્રીભ૰ ૨
જંત્ર નથી કશો જાદુ નથી, ભાઈ નથી મત ને પંથ;
જાણી જોઇને દયા કરી છે ઉદ્ધારવાને જંત. શ્રીભ૰ ૩
ઘોર કળીમાં સતયુગ થાપ્યો, અનાદી મોક્ષની રીત;
પ્રેમાનંદ કહે નહીં માને તો પછી થાશે ફજીત, શ્રીભ૰ ૪

પદ ૩

પ્રાણી શ્વાસ ઉચ્છ્વાસે સ્વામિને સંભારીયેરે,
હો સંભારીયે ઘડીયે ન વિસારીયે રે. પ્રાણી. ટેક.
પ્રાણી ખાતાં પીતાં હરતાં ફરતાં કરતાં ઘરનું કામ;
સ્વામિનારાયણ સ્વામિનારાયણ, મુખે રટીયે નામ. હો. સં૰ ૧
ધન જોબન ને આવરદા, એનો ના કરીયે નિરધાર;
વિજળીના ઝબકારાની પેઠે, જાતાં ન લાગે વાર. હો. સં૰ ૨

સ્વામિનારાયણ ભજતાં પ્રાણી, થશે મોટું સુખ;
લખ ચોરાશીના ફેરા મટશે, જમપુરીનાં દુઃખ. હો. સં० ૩
પ્રગટ હરિનું ભજન કરીને, ઉતરો ભવજલ પાર;
પ્રેમાનંદ કહે નહિ માનો તો, ખાશો જમનો માર. હો. સં० ૪

પદ ૪

પ્રાણી સ્વામિનારાયણ સ્વામિનારાયણ ગાઇયેરે;
ગાઇયે દુર્જનથી લેશ ન લજાઇયે રે. પ્રાણી० ટેક.
સ્વામિનારાયણ મહા મંત્ર છે પ્રગટ હરિનું નામ;
આ અવસર જે કોઈ લેશે, તેના સરશે કામ. પ્રાણી० ૧
સ્વામિનારાયણ સ્વામિનારાયણ, ઉંચે સાદે ગાય;
સાંભળીને જમદૂત તેને, દૂરથી લાગે પાય. પ્રાણી० ૨
સ્વામિનારાયણ નામનો પ્રાણી, અતિ મોટો પ્રતાપ;
અંતકાળે પ્રભુ તેડવા આવે, સ્વામિનારાયણ આપ. પ્રાણી० ૩
સ્વામિનારાયણ સુમરીયે પ્રાણી, તજી લોકની લાજ;
પ્રેમાનંદ કહે રાજી થઈ, તેના ઉરમાં રહે મહારાજ. પ્રાણી० ૪

---

## રાગ બિલાવર પદ ૧

ભજ મન ધર્મતનય નંદનંદ, ભજ०
ભજત સબહી ભય ભર્મ નશાવત, ઉભય રૂપ એક આનંદકંદ. ભ० ૧
ઉત મુનિવર કે વૃંદ નિયે સંગ, ઇત સંગ લે ગોપિન કે વૃંદ;
ઉત તપરત સંયમ વ્રત સેવત, ઇત રસકેલિ કરત વ્રજચંદ. ભ० ૨
ઉત તપફળ દેત કરત રાખેહ હિત, ઇત દે દરશ હરહિ ભવ ફંદ;
મુક્તાનંદ કે' ઇષ્ટ એહી પ્રભુ, પ્રગટ રૂપ જો સબ જગવંદ. ભ० ૩

પદ ૨

ધર્મતનય ભજ નંદકીશોર, ધર્મ०
જનહિત જુગલ રૂપ ભએ મહા પ્રભુ, સુર મુનિવૃંદ જપત જેહિ ભોર; ધ० ૧

ઉત મુનિવૃંદ સહિત બદ્રિપતિ, ક્રોધસેં રહિત મદનમદ તોર;
ઇત વૃંદાવન નવલ વિહારી, ગાન તાન ગોપિન ચિત્તચોર. ધ૦ ૨
ઉત ઉપનિષદ વચન ઉચારત, ઇત મુખ બંશી કરત ઘનઘોર;
એહિ વિધિ પ્રગટ રૂપ કરૂણાનિધિ, મુક્ત લિયો હૈ ચરન ચિત્તચોર. ધ૦ ૩

પદ ૩

ધર્મતનય સોઇ પ્રભુ નંદલાલ, ધર્મ૦
શ્રીનારાયણ કૃષ્ણ કહાયકે, ગ્વાલન સંગ ખેલત ગોપાળ, ધર્મ. ૧
ઉત તપ સાધત શિશ જટા ધારી, ઇત રાજત ધરી મુગટ વિશાળ;
ઉત વનફળ ધરી રખન બૂદદવત, ઇત ધરી પીત વસન રસતાળ. ધર્મ. ૨
ઉત ઇત કરતસો સબહિ ભક્તહિત, આપ અગુન સબ શુભ ગુન જાલ;
મુક્તાનંદકે મન માનુષ્ય મધ્ય, સોઇ પ્રભુ રાજત રાજમરાલ. ધર્મ. ૩

પદ ૪.

બદ્રિનાથ બને નંદકુમાર, બદ્રિ૦
સોઇ જુગજુગ શ્રુતિ ધર્મ સંત હિત, દુષ્ટ દલન પ્રગટત બહુવાર; બદ્રિ. ૧
ધર્મકી ગ્લાનિ હોત હૈ જબ જબ, તબ તબ ભૂપર ધરી અવતાર;
અનંત જીવ ઓધારેન કારેન, કરત સબહિ ભૂમંડળ ભાર. બદ્રિ. ૨
કળિ મધ્ય અધિક કૃપા કરી કેશવ, નિજ ભકતનકે હરેઉ મદમાર;
સોઇ પ્રભુ સહજાનંદ વિરાજત, મુક્તાનંદકે પ્રાન આધાર. બદ્રિ. ૩

---

રાગ ભૈરવ પદ ૧

પ્રભાતે ઉઠીને પ્રાણી, ગોવિંદ કેમ નથી ગાતો રે;
આઠ જામ ધામ ધન અર્થે, કામથકી નથી ધાતો રે; પ્ર૦
માતતણા ઉદરની માંહી, અહોનિશ તું અકળાતો રે;
જઠરાનળની બળતો ઝાળે, અતિકષ્ટ તુને થાતો રે; પ્ર૦ ૨
તે દુઃખમાંથી બા'રા કાઢયો, માયાનો મદમાતો રે;
પરધન પરત્રિય કારણ ડોલે, બોલે મુખ મરડાતો રે: પ્ર૦ ૩

ગરભમાંહી નિત્ય ગરજુ થઇને, ખુટલ તું સમ ખાતો રે;
તે હરિથી અવળો થઇ ચાલે, લંપટ નથી લજાતો રે; પ્ર૦ ૩
જમપુરીમાં જમવાનો બાંધ્યો, ઝુંડપ કેરો ભાતો રે;
બ્રહ્માનંદ કહે હજી સમજ તો, ઉગરીશ જાતો જાતો રે; પ્ર૦ ૪

પદ ૨

પ્રભાતે ઉઠીને પ્રાણી, ગાયે ગિરિવરધારી રે;
શ્યામ સુંદર વર જન્મ સંગાથી, કમળનેન સુખકારી રે; પ્ર૦
પાપરુપ મનદુષ્ટ પૂતના, વિષદાયક વ્યભિચારી રે;
માત સમાન મુક્તિ જેની કિધી, આવા દેવ મોરારી રે. પ્ર૦ ૧
ભારતમાં ભિષ્મ પણ રાખ્યો, પણ પોતાનો હારી રે;
પાંડવ તણા જગનમાં પોતે, પંક્તિ ભોમ સમારી રે. પ્ર૦ ૨
અંતર ભાવ અલૌકિક જેનો, તે સાથે અતિ રાજી રે;
નૃપ પકવાન તજીને જમિયા, વિદુર ઘરે તરકારી રે, પ્ર૦ ૩
પતિવ્રતા કઇ પડી રહીને, તારી પચ્યભર્તારી રે;
બ્રહ્માનંદ કહે પ્રેમ કરીને, રટીએ કુંજ વિહારી રે. પ્ર૦ ૪

પદ ૩

પ્રભાતે ઉઠીને પ્રાણી, ધ્યાન હરીનું ધરવું રે;
આળ પંપાળ મિથ્યા એ ટળે, કાંઈ બીજું નવ કરવું રે. પ્ર૦
સહિત કલંગી પાઘ સુરંગી, જોઈ મગ્ન થઈ ફરવું રે;
ભાલ તિલક શુભ રેખને ભાળી, કાળ થકી નવ ડરવું રે; પ્ર૦ ૧
ભ્રુકુટી નેનકમળ ભૂધરનાં, લખી અંતરમાં ઠરવું રે;
પૂરણ ચંદ્ર સરીખું પ્રભુનું, મુખ ક્ષણું નહીં વિસરવું રે. પ્ર૦ ૨
કરણ છબી ભુજ જુગલ કૃષ્ણનું, ભૂષણ સહિત વિસરવું રે.
હાર જુક્ત પકતુ ઉર હરિનું, ત્યાંથી નવ નિસરવું રે. પ્ર૦ ૩
ઉદર નાભિ ઉરુ જાનું જંઘા, ચરણ કમળમાં ફરવું રે;
બ્રહ્માનંદ કહે એ છબી ઉર ધરી, બીજું સર્વ પરહરવું રે; પ્ર૦ ૪

પદ ૪

પ્રભાતે ઉઠીને પ્રાણી, શ્રીઘનશ્યામ સંભારો રે;
મંગળ રૂપ મનોહર મુર્તિ, લઇ અંતરમાં ધારો રે. પ્ર૦
અશરણ શરણ કૃષ્ણ અવિનાશી. નટવર નંદ દુલારો રે;
મોરલીધર મોહન મધુસુદન; એવાં નામ ઉચ્ચારો રે. પ્ર૦ ૧
ભરત ખંડમાં નરે તન પામ્યા, અવસર આવ્યો સારો રે.
નંદકુમાર ચરણચિત્તધારી, વિષય વિકાર વિસારો રે. પ્ર૦ ૨
ભજીએ રંગ સહિત જદુનંદને, તજીએ સંગ નઠારો રે;
કુળ મરજાદા મેલીને કરીએ, પ્રાણજીવનને પ્યારો રે. પ્ર૦ ૩
સાચા સંતની સોબત કરીને, કર્મનો ભાર ઉતારો રે;
બ્રહ્માનંદ કહે હરિ ભજો તો, સરશે અર્થ તમારો. રે. પ્ર૦ ૪

રાગ ભૈરવ–પદ ૧

સ્વામિનારાયણ સ્વામિનારાયણ, સ્વામિનારાયણ ભજરે;
કર રે મન ચરણ વાસ, જકત આશ તજરે; સ્વામિ. ટેક
નારદ સનકાદિ સિદ્ધ, ભજત જાહી અજરે;
શારદ શેષાદી નિગમ, ગાવત ઉઠી ફજરે. સ્વામિ. ૧
પુરૂષોત્તમ પ્રગટ આજ, નટવર તનુ સાજરે;
કાળજાળ નાશ હોત, ધરત ચરણધ્વજરે. સ્વામિ. ૨
અજામિલ ગણિકાદિક, તાર્યો જીન ગજરે;
અનંત આજ મુક્ત હોત, દેખત ભરી નજરે. સ્વામિ. ૩
પ્રેમનંદ સરસ ફળ, સહજાનંદ ભજરે;
સરવોપરી જાત જીતી, નંખ કહોર બજરે. સ્વામિ. ૪

પદ ૨

હમતો એક સહજાનંદ સહજાનંદ ગાવે,
હમારે મન સ્વામિનારાયણ દુસરો ન ભાવે. હમ૦ ટેક
તપ તિરથ સાધનમેં સ્વપને નહિ જાવે,
જેસે કોઉ ધૃત છાંડ છાછકો ન ખાવે. હમ૦ ૧

અણુમાદિક અષ્ટ સિદ્ધિ મુક્તિકુ ન ચા'વે,
સબકો ફળ સહજાનંદ ચરન ચિત લાવે. હમ૦ ૨
સહજાનંદ જાપસેં ત્રિય તાપકો બુઝાવે,
ઉનહિકે પ્રતાપમેં અપાર ગતિ પાવે. હમ૦ ૩
આગમ નિગમ કઠિન રહસ્ય હમે ન સમઝાવે,
પ્રેમાનંદ સાર સુગમ સહજાનંદ આવે. હમ૦ ૪

પદ ૩

હમતો એક સહજાનંદ ચરનકે ઉપાસી,
લગન મગન મતવારે છોડી સબ આશી. હમ૦ ટેક
અડસઠ અબ કોન કરે કોન ધીરે કાગી,
અષ્ટ સિદ્ધિ આદિક ચઉ મુક્તિસેં ઉદાસી. હમ૦ ૧
ચૌદ લોક ભોગકે સુખ જાને સબ ફાંસી,
સહજાનંદ પદપંકજ મકરંદકે પ્યાસી. હમ૦ ૨
ચરનકમલ રંગ લોભી મતિકે ઉજાસી,
નારદ સનકાદિ મધુપ ગુંજત બનવાસી. હમ૦ ૩
પુરુષોત્તમ સહજાનંદ જાને સુખરાસી,
પ્રેમાનંદ આયો શરન ચરનકો નિવાસી,

પદ ૪

હમતો હરિ સહજાનંદ રૂપસેં મતવારે,
હમારે સુખ સંપત એહિ પ્રાનજીવન પ્યારે. હમ૦ ટેક
ભાવે કોઉ સુંદર કહો ભાવે કહો કારે,
હમકું એહી રૂપ વિના ઓર સકળ ખારે. હમ૦ ૧
દેહનમે પ્રાનપિયા નેનનમે તારે,
ઈનહિપર તન મન ધન વારી વારી ડારે. હમ૦ ૨
હમારે યેહિ કરમ રેખ ટરત નહિ ટારે,
યેહિ કારન મહામુનિ જન કોટિક પચી હારે. હમ૦ ૩

પ્રેમાનંદ નિગમાગમ કહતહે અપારે,
સહજાનંદ શ્યામસુંદર નિરખી ઉર ધારે. હમ૦ ૪

## રાગ ભૈરવ પદ ૧

જાગો લાલ છબીલે મોહન ભોર ભયો મોરે પ્યારે; જાગો૦ ટેક
ગુંજત ભ્રમર કમળ દળ ઉપરે, બોલત કૌવા કારે. જાગો૦ ૧
મુખ ઉપરસે દૂર કરો પટ, દેખો કૌતુક દ્વારે;
સહસ્રવદન ચતુરાનન ષણ્મુખ, કરત કોલાહલ ભારે. જાગો૦ ૨
પંચાનન ગજવદન વિનાયક, સનકાદિક ઋષિ ચારે;
નાચત જંત્ર બજાવત નારદ, ગાવત જશ વિસ્તારે. જાગો૦ ૩
ઓરહી સુર સજ્જન મુનિ મંડળ, મીલી દ્વારે સબ ઠારે;
દેહો દરશ કમળદલલોચન, પ્રેમાનંદ બલીહારે; જાગો૦ ૪

### પદ ૨

ભોર ભયો જાગો મોરે લાલા લોચન પલક ઉઘારો; ભોર. ટેક.
નિશિની ઘડી રવિરથરુચિ રાજી, ભયોહે ભુવન ઉજીયારો. ભોર. ૧
મલીન સુધાકર સુનિવર ઝલકયો, તમચુર ખગસો:પુકારો(?) ×
વિલસી ચકવી પિયા સંગ, રતિપતિ શિથિલ ધનુક સોગ્રારો. ભોર. ૨
વિકસે વારિજ નલિની સકુચી, મધુકર કરત ગુંજારો;
બોલત કાગ કપોત હંસ રવ, સુની મત હરખ અપારો. ભોર. ૩
જાગો માધવ મદનમોહન, નેંનન નિંદ નિવારો;
પ્રેમાનંદ બલિહારી પામ્યો, નિરખી બદન તુંહારો. ભોર. ૪

### પદ ૩

અપને લાલકું સીખ લગાયકે બરજ જસોદા રાની; અપ૦ ટેક.
દિન પ્રતિદિન કેસેં કરિ સહિયે, દુધ દહિંકી હાનિ. અપ૦ ૧

× અંધકારનો સમૂહ આકાશમાં પોકારતો લીન થયો.

મેં અપને મંદિરે ઓને રાખ્યો માંખન છાની;
વાંહિ જાય તુમારે લરીકા, સોઉ લીયો પહીચાની. અપ૦ ૨
ખાય બહાય જગાયકે લરીકન, ભાજન ભંગ્યો જાની;
નિશંક હોય આંગન બીચ બૈઠો, ધ્યાન કરત હોય ધ્યાની. અપ૦ ૩
મેં જબ જાયકે પુછ્યો મોહન, યહ કહા કીયો ગુમાની;
પ્રેમાનંદ કહે ઉત્તરે દીનો, ચિટિ * કે કાઢત પાની. અપ૦ ૪

પદ ૪

મૈયા આજ તુમારે લાલકું પકરયો કરતે ચોરી; મૈયા૦ ટેક.
આયો મંદિર ચપલ મનોહર, ચિતવતહે + ચકોરી. મૈયા૦ ૧
દેખ્યો દધિભાજન સીકિપર, રસિક હસ્યો મુખ મોરી;
તાહિત કીયો ઉપાય છબીલે, નૌતમ નંદકિશોરી. મૈયા૦ ૨
પીઠ પીઠપર ધર્યો ઉલુખર, તાપર ચઢયોં બરજોરી;
ગોરસ મીઠો રુચિર ખાય દહિ, લિયો ઓર ભરી ઝોરી. મૈયા૦ ૩
મેં જબ આઇ અચાનક પકરયો, દહિ રાખ્યો મુખ ધોરી;
પ્રેમાનંદ કહે ડરી નૈનમેં, ભજ્યો કુંજકી ઓરી. મૈયા ૪

---

રાગ વિભાસ પ્રભાતી પદ ૨

શોભાસાગર શ્યામ તમારી, મૂરતિ પ્યારી રે;
મૂરતિ પ્યારી રે, નાંખુ મારા પ્રાણ વારી રે. શોભા૦ ટેક
સુંદરતા જોઈ મુખની, શશિ સુર લજાઇ રે;
મુખ દેખાડી નવ શકયા, વસ્યા ગગન જાઇ રે. શોભા૦ ૧
માન હર્યું મણિધરનું, શિખા કેશ કાળે રે;
અવનિ ઉપર રહી નવ શકયા, ગયા પાતાળે રે. શોભા૦ ૨

* ચુંટીયું ખણવું–ચીમટો દેવો. "ચિટી દઇ" પાઠાન્તર છે.
+ "ચિકવત સો"– એવો પાઠ પણ છે.

પદ ૪

કહાન તમારે કારણે હું તો ઘેલડી ડેલું રે;
ઘેલડી ડેલું રે, તમ વિના બીજું ન બોલું રે. કહાન૦
લોકડીયાંની લાજ મેલી, સંમરી તોડી રે;
મન કર્મ વચને માવજી, તમ સાથે જોડી રે. કહા૦ ૧
બીક મેં તો સંસારની, સરવે કાઢી બારી રે;
રાજીવલોચન રસિયા, થઇ રહી તમારી રે. કહાન૦ ૨
તમે મ્હારા તમારી હું, દુરિજન જાણે રે;
પ્રીતમ વાતું પ્રીતની, નર મરે નાણે રે. કહાન૦ ૩
રાજી રહેજો રસિયા, કેવું ઘરે તે કહેજો રે;
પ્રેમાનંદના નાથજી, દરશન દેજો રે. કહાન૦ ૪

---

રાગ વભાસ–પદ ૧

આવો જ્યું બિરાજો કહાના મોરે નેના આગે; આવો. ટેક૦
નિરખ કમળમુખ ઉપજત અતિસુખ;
દુઃખકે સમૂહ દેખી ઉરહુંમે ભાગે. આવો. ૧
રુપકી અનુપમતા દેખી મન લાગ્યો ધાય;
નેના તો અરુન લાલ કહો કહાં જાગે. આવો. ૨
બોલો તોતરીસી બાની રેનકી નિશાની જાની;
અધરે અંજન કપોલન પીક દાગે. આવો. ૩
સાચી કહો શ્યામ અનુરાગે કોનકે ધામ;
એકી છબી રહો ઉર પ્રેમાનંદ માગે. આવો. ૪

પદ ૨

વારી હું બિહારી કહો રૈનકુંકી બાતે; વારી૦ ટેક.
નેના તો રસાલકે ગુલાલકેતે આછે લાલ;
છૂટે પેચ પાઘકે બેન તોતરાતે. વારી૦ ૧

ચંચળ લોચન જોઇને, લજ્યા પામ્યા તીન રે;
ખંજન કુરંગ વન વસ્યા; જળ બૂડ્યા મીન રે. શોભા૦ ૩
ચાલ ચતુરાઈ જોઇને, ગજ કહે ધિક્કાર રે;
પ્રેમાનંદ કે' શિર નાખે, ધુળ વારંવાર રે. શોભા૦ ૪

પદ ૨

વહાલી લાગે વાલમ તારા, મુખની વાણી રે;
મુખની વાણીરે, શ્રવણે સુણી લોભાણી રે. વહાલી૦ ટેક
મુખની વાણી સાંભળી, તજી ચંચળતાઇ રે;
સ્થિર થઇને સેવે, ચરણ રમા ડાહી રે. વહાલી૦ ૧
મુખની વાણી સંભળી, રાચ્યા સુંદર રૂપે રે;
જગત સુખને પરહરિ, લીધો ભેખ ભૂપે રે; વહાલી૦ ૨
વાણી સાંભળી સનકાદિક, લીધી હૈયે ધારી રે;
ઘરથી ઘર ન માંડ્યાં, રહ્યા બ્રહ્મચારી રે. વહાલી૦ ૩
મુખની વાણી સાંભળી. મ્હારે પ્રીત બંધાણી રે.
પ્રેમાનંદ કે' તન મન, કર્યું કુરબાણી રે. વહાલી૦ ૪

પદ ૩

ઓરા આવો છેલ તમારૂં, છોગલું જોવું રે;
છોગલું જોવુંરે છેલા, મ્હારા મનમાં પ્રોવું રે. ઓરા૦ ટેક.
છોગલું તારૂં અટક્યું, મ્હારા ઉરમાં આવી રે;
મોહન તારી મૂરતિ, મ્હારા મનમાં ભાવી રે. ઓરા૦ ૧
મુખતણે મરકલડે, મુને ઘેલડી કીધી રે
સામું જોઇ તમે શ્યામળા શુધ બુધ લીધી રે. ઓરા૦ ૨
શુધ ભુલી શરીરની, દિલ ક્યાં ન ગોઠે રે;
મનડું વિંધ્યું માહેરું, નેણુની ચોટે રે. ઓરા૦ ૩
એટલું હવે કરજો, પ્રાણીગર આવો રે;
પ્રેમાનંદના નેણામાં, રહો આવા ને આવા રે. ઓરા૦ ૪

પદ ૪

કહાન તમારે કારણે હું તો ઘેલડી ડેલું રે;
ઘેલડી ડોલુંરે, તમ વિના બીજું ન બોલું રે. કહાન૦
લોકડીયાંની લાજ મેલી, સંસારી તોડી રે;
મન કર્મ વચને માતજી, તમ સાથે જોડી રે. કહા૦ ૧
બીક મેં તો સંસારની, સરવે કાઢી બારી રે;
રાજીવલોચન રસિયા, થઇ રહી તમારી રે. કહાન૦ ૨
તમે મ્હારા તમારી હું, દુરિજન જાણે રે;
પ્રીતમ વાતું પ્રીતની, નર મગે નાણે રે. કહાન૦ ૩
રાજી રહેજો રસિયા, કેંતું ધરે તે કહેજો રે;
પ્રેમાનંદના નાથજી, દરશન દેજો રે. કહાન૦ ૪

રાગ વભાસ-પદ ૧

આવો જ્યું મિરાજો કહાના મોરે નેના આગે; આવો. ટેક૦
નિરખ કમળમુખ ઉપજત અતિસુખ;
દુઃખકે સમૂહ દેખી ઉરહુંમે ભાગે. આવો. ૧
રુપકી અનુપમતા દેખી મન લાગ્યો ધાય;
નેના તો અરુન લાલ કહો કહાં જાગે. આવો. ૨
બોલો તોતરીસી બાની રેનકી નિશાની જાની;
અધર અંજન કપોલન પીક દાગે. આવો. ૩
સાચી કહો શ્યામ અનુરાગે કોનકે ધામ;
એકી છબી રહો ઉર પ્રેમાનંદ માગે. આવો. ૪

પદ ૨

વારી હું બિહારી કહો રેનકુંકી બાને; વારી૦ ટેક.
નેના તો રસાલકે ગુલાલકતે આછે લાલ;
છુટે પેચ પાઘડીકે બેન તોતરાતે. વારી૦ ૧

શ્રમજળ ભીનો પટ મોતીમાળા સોહે તટ;
ગ્રંથિકી સુગંધ શ્યામ આવતહે ગાતે. વારી૦ ૨
જીતેહો બીજેઈ જુધ નાહીં તનઉકી શુધ;
ઉર નખરેખ લાગી મિલસેહો જાતે. વારી૦ ૩
પુછત સહેલી સાથ પ્રેમાનંદકે નાથ;
આયેહો સનેહિજુ તરત ઉઠી પ્રાતે. વારી૦ ૪

પદ ૩

રાતી રાતી રેખેં દેખેં ઉપજત ચેન; રાતી૦ ટેક.
બાંકેતો કુટીલ વિલુલિત કચ સોહે લટ;
પ્રફુલિત પ્રાત દોઉ પંકજ નેન. રાતી૦ ૧
ચારુ ચિતવનીપર વારુ કોટી કામ કેર;
મીન રુ મધુપતે ચંચળ સુખદેન. રાતી૦ ૨
વિચમેં હે સ્યાહી કરી મોહી પાસું વ્રજનારી;
થામેં સામ દામ ગુન રહતહે એન. રાતી૦ ૩
કુશળ કટાક્ષજુતે બીજ રહે નેહઉતે;
પ્રેમાનંદ વારી ચિતવત દિનરેન. રાતી૦ ૪

પદ ૪

નિરખી બદન કરું પ્રાન કુરબાન; નિરખી૦ ટેક
આવો જ્યું બિહારી લાલ સોહે મરાલતિ ચાલ;
ભાલ તો વિશાળ દેખી ભઇ ગુલતાન. નિરખી૦ ૧
બાંકે પેચ પાઘઉકે બોંહપર આઈ ઝુકે;
મોતીકી અનુપ જ્યોતિ સોહતહે કહાન. નિરખી૦ ૨
બોલત મધુરી બાની ચિતવની મનમાની;
હસતહો મંદમંદ ચતુર સુજાન. નિરખી૦ ૩
નંદકે આનંદકંદ બાંધે ભુજ બાજુબંધ;
પ્રેમાનંદ વારી અંગ કોટી રવિ ભાન. નિરખી૦ ૪

રાગ પરજ પદ ૧

સોનેરી મોળીયું સુંદર સોનેરી મોળીયું, ધર્મકુંવરનું;
મોતીડે મોરીયું સુંદર મોતીડે મોરીયું, રસીક સુંદરનું. ૧
ભાલ વિશાળમાં સુંદર ભાલ વિશાળમાંર્ય, તિલક કેશરનું;
ભ્રકુટી સુંદર જાણીયે ભ્રકુટી સુંદરરે, ધર મધુકરનું ૨
કરણે કુંડલિયા કાળુ કરણે કુંડલિયારે, જડીયલ મોતિયે;
ગોળ કપોળમાં ઝળકે ગોળ કપોળમાંરે; ઝળળળ જ્યોતિયે. ૩
નેણાં રંગીલાં લાલ નેણાં રંગીલા રે, લાજ કમળની પાંખડી;
પ્રેમાનંદ નિરખી છબી પ્રેમાનંદ નિરખીરે, ઠરી છે આંખડી. ૪

પદ ૨

નાસિકા નમણી હરિની નાસિકા નમણી, પોપટ સરીખડી;
નિરખી વદન ચંદ્ર નિરખી વદન ચંદ્ર, ફિરલું ઝાંખી પડી. ૧
કંઠ નિરખી હરિનો કંઠ નિરખીરે, વાધી છે પ્રીતડી;
છાતી ઉપડતીમાંહી છાતી ઉપડતીમાંહી, મોતી માળ એવડી. ૨
સુંદર ઉદર હરિના સુંદર ઉદરમાં, પડે છે ત્રિવળી;
નાભી ગંભીર ગોળ નાભી ગંભીર જોઇ, મનડું ગયું ગળી. ૩
કટિલંક નિરખી હરિનો કટિલંક નિરખી, મોહ પામ્યો કેસરી;
પ્રેમાનંદ નિરખી છબી પ્રેમાનંદ નિરખીરે, નટવર વેષરી. ૪

પદ ૩

લટકંતા આવે લાલ લટકંતા આવે, મારે મંદિર મોરારી;
ગજગતિ ચાલ સુંદર ગજગતિ ચાલરે, જોઇને બલિહારી. ૧
સાથળ ઘોંટણ સુંદર સાથળ ઘોંટણ જોઇ, પિંડીને પાનીયું;
ઘુંટી પેનીની છબી ઘુંટી પેનીનીરે, મારે મન માનીયું. ૨
અરુણ તળાં સુંદર અરુણ તળમાંહી, સોળ ચિહ્ન શોભતં;
ઉર્ધ્વરેખામેં રુડી ઉર્ધ્વરેખામેંરે, મુનિમન લોભતાં. ૩
મૂરતી મહારાજની શ્રીમૂરતી મહારાજનીરે, ગાઇ પ્રીતે કરી;
પ્રેમાનંદ કહે નાથ પ્રેમાનંદ કહેરે, અંતરમાં રહો શ્રીહરિ. ૪

### પદ ૪

ફુલડે ગરકાવ ફુલ્યા ફુલડે ગરકાવ ફુલ્યા, આવો ડોલરિયા;
અત્તરની ફોરમમાં પ્યારા અત્તરની ફોરમમાં, ભીના રંગભરિયા. ૧
હાર હજારી ઉરે હાર હજારીરે, ગુચ્છ બે કાનમાં;
બાજુ કાંજુ છે બાંધ બાજુ કાજુ છેરે, નિરખું નિત્ય ધ્યાનમાં. ૨
ગજરો ગુલાબી કરમાં ગજરો ગુલાબી કરમાં, ખુલા મારા ચિતમાં;
જીવન જાણો છો બહુ જીવન જાણો છોરે, પાતળીયા પ્રીતમાં. ૩
મોહી છું માણીગર હું તો મોહી છું માણીગર, મુખને મરકલડે;
ગમીયા છો ગિરિધર ગમીયા છો ગિરિધર, પ્રેમાનંદને હલડે. ૪

---

### રાગ મેવાડો–પદ ૧

અંતકાળે આવીરે સંભાળી લેજો શ્યામળારે, જોશો માં અમારા અવગુણ સ્વામ;
પણ છે પોતાનુંરે પ્રભુજી તમે પાળજોરે, અધમ ઉદ્ધારણ કરુણાના ધામ. અં. ૧
ગજને છોડાવ્યોરે આદના મુખ થકીરે. કરતાં તે અર્ધ નામ ઉચ્ચાર;
એવી રીતે આવોરે સુંદર શ્યામળારે, વાટડી જોઉં છું વારમવારરે. અં. ૨
નારાયણને નામેરે અજામિલને ઉદ્ધારેરે. કરતાં તે પુત્રતણોરે પોકાર;
એવું તે વિચારીરે અલબેલા આવજોરે, અમારે છે તમારો આધાર. અં. ૩
દોહલી વેળાયરે દીનાનાથજીરે, હવેને અમે કેની કરીએ આશ;
મુક્તાનંદના સ્વામીરે સુંદર શ્યામજારે, અબળાને તેડીને રાખો પાસ. અં. ૪

### પદ ૨

દોહલી વેળામાંરે કોઇ કેનું નથીરે, જ્યારે કરે જમરા આવીને જોર;
એવી વેળા આવીરે હાથગ્રહું મુજ દીનનીરે, બાંહ ગ્રહી રે'જો નંદકિશોર. દો. ૧
જ્યારે તૂટે નાડીરે ઝડપ જાય જીભડીરે, વાજે કફસહિત શ્વાસનો ઘોર;
સગાં ને સંબન્ધીરે લાગે લુટવારે, કુડકુડ કહીને શોરબકોર. દો. ૨
સ્વારથનાં સગાંરે સર્વે સંસારમાંરે, તમ વિના જૂઠાં સરવે જન;
ઝોનેં તમારારે જન પ્રભુ પરમારથીરે, બીજે નવ માને મારું મન. દો. ૩

ત્રાહિ ત્રાહિ કરીને પોકારું જોઇ તમભણીરે, સેવકની કરજો શ્યામ સંભાળ;
મુક્તાનંદના સ્વામિરે જાણુ સુજાણ છોરે, વર્ણવે છે વેદ દીનદયાળ. દી. ૪

પદ ૩

આ અવસરરે દયાળું દયા બહુ કરીરે, ટાળવાને જન્મ મરણનારે તાપ;
વાહને ચડીનેરે આવો છો મારા વાલમારે, નારાયણ નામ જપતાંરે જાપ. આ.૧
અનેકને આવ્યારે અંતસમે તમેરે, સાથે લઇ સંતજનનોરે સાથ;
એવા તો તમારારે ગુણ અનંત અપાર છેરે, સાંભળતાં સર્વ થયા સનાથ. આ.૨
અધમ જાતિનેરે ઓધારી બહુ નારીનેરે, જેને નિંદે શાસ્ત્ર પુરાણ;
ગુણ અવગુણનેરે નાથ ગણતા નથીરે, શરણે આવ્યાના શ્યામ સુજાણ. આ.૩
કરુણારસરે પ્રગટ કર્યા કાનજીરે, કરવાને અનેક જનનો ઉદ્ધાર;
મુક્તાનંદના વા'લારે મહાસુખ આપીયુંરે, કરી નિત્ય નવલારે વિહાર. આ.૪

પદ ૪

ભલેને પધાર્યારે ગિરધર ગાજતારે, હવે મને કરી કૃતાર્થ કાન;
નયન ઠરેછેરે નાથને નિરખતારે, જેનુ નિત્ય ધરીને રહેતાં ધ્યાન. ભ૦ ૧
દુઃખડાના દહાડારે હવે તો દૂરે ગયારે, લીધી છે છબીલા મારી સાર;
જીવન જોઇનેરે જગ જુઠો થયોરે, તમસંગ લાગ્યો રંગ એકતાર. ભ૦ ૨
કમળા સરિખીરે કરી મને કાનજીરે, ગ્રહી ગુણવંતે મારો હાથ;
ભાગ્ય અમારૂંરે કહ્યું કોણ કાળનુરે, પામી પતિ અખિલ ભુવનનારે નાથ. ભ૦ ૩
અખંડ સુહાગીરે તમને જે જાણશેરે, માણસે મહાસુખ મોજ અપાર;
મુક્તાનંદના વા'લારે, તમને પરહરીરે, ભવજળ કોઇ ન પામે પાર. ભ૦ ૪

---

રાગ પરજ—પદ ૨

અંતકાળે આવીરે મારી શ્રીઘનશ્યામ કરો સહાયરે; અં. ટેક
રોમ કોટી વીછીની તનમાં થાય વેદના, કફજાળે કંઠ રૂંધાય છે. અં. ૧
શુદ્ધ ન રહે જ્યારે પોતાના શરીરની, તનડાની નાડી તુટી જાય છે. અં. ૨
ઘરનાં માણસ જ્યારે ઘેરી બેસે પાસળે, પુંમડું લઇને જળ પાય છે. અં. ૩
દેવાનંદ કહે દેહ તજવા ટાણે, હૈડું હાલકલોલ થાય છે. અં. ૪

પદ ૨

કાયાગઢ ઘેર્યોરે કાળે વીરલવર વ્હેલા વા'રે આવજો. કાયા. ટેક.
જોર ન ચાલે તમ વિના બીજા કોઇનું, તનડાના તાપ બુઝાવજો. કા. ૧
જીભ ટુંકી થઇ વાણી તોતળી બોલાય ત્યારે, કોટી ગુના વિસરાવજો. કા. ૨
પાપ કર્યાં તે આડાં આવે જ્યારે પીડવા, મોહન તેથકી મુકાવજો. કા. ૩
દેવાનંદ કહે અધમ ઓધારણ, તનડાની વાસના તોડાવજો. કા. ૪

પદ ૩

મરવા ટાણે આવો રે મારા દર્શન દેજો હરિદાસને. મર. ટેક.
જનઅપરાધ તમે ઉર નથી ધારતા, આપો છો બ્રહ્મપુર વાસને. મ. ૧
ગુના અમારા હોય કોટી કોટી ગીરધર, નટવર કરજો હવે નાશને. મ. ૨
શ્રીધનસ્યામ તમે કરૂણાના સાગર, ટાળો છો જનના ભવત્રાસને. મ. ૩
દેવાનંદ કહે દોયલી વેળામાં, અમને તમારી એક આશને. મ. ૪.

પદ ૪

કહેજો ઓધા આવોરે વ્હાલો, પ્રાણ કરે જાવા પરીયાણને. કહે. ટેક.
પરમસ્નેહી તમે રેહેજ્યો મારી પાસળે, સાહજાનંદજી સુજાણને. કહે. ૧
બોતેર કોઠા ખાલી થાય મળ ઝરી ઝરી, વાઢીને મેલે જ્યારે વાણને. કહે. ૨
ખમખમખાંસી કરે દેવામાં આવે હેડકી,પડખામાં શળ મારે બાણને. કહે. ૩
દેવાનંદ કહે વ્હાલા અંતે વ્હેલા આવજો, ભક્તવત્સળ દગ લાણને. કહે. ૪

રાગ પરજ–પદ ૧

ક્યારે હવે દેખું રે, મારાં લોચનીયાંની આગે નાથને ક્યારે. ટેક.
એવાં સુકૃત મારાં ક્યારે ઉદે થાશે, મળશું ભુજા ભરી બાથને. ક્યારે. ૧
હેતે હસીને હરિ ક્યારે બોલાવશે, મેલશે માથે બેઉ હાથને. ક્યારે. ૨
એવો દિવસ મારે પાછો ક્યારે આવશે, મેલીશ ચરણે જાઇ માથને. ક્યારે. ૩
પ્રેમાનંદ કહે હવે જો મળે, નીમખ ન મેલું સુખપાથને. ક્યારે. ૪

પદ ૨

કેદી હવે જોશું રે, બેની રસીયાજી ધર્મકુમારને; કેદી ટેક.
જનમ સુફળ ત્યારે જાણશું રે સજની, જોશુ હૈડા કેરા હારને કેદી. ૧
હાર પહેરાવી ક્યારે હેતે કરી હેરશું, નેણ તણા શણગારને. કેદી. ૨
ઢોલીયા ઉપર ક્યારે ઓસરીયે બિરાજશે, જોશે પોતાના પરિવારને, કેદી ૩
પ્રેમાનંદ આગે ક્યારે ગાઇશ, વજાડી સુંદર સિતારને. કેદી ૪

પદ ૩

શ્રીઘનસ્યામરે મુને, મોહની લગાડી મન લઈ ગયા, શ્રીઘન. ટેક.
છેલ છબીલે વહાલે છેતરીરે સજની, કુડા દિલાસા મુને દઇ ગયા. શ્રીઘન. ૧
વાટડીયુ જોઇ જોઇ ઉઠી આંખ્યું રોઇરોઇ, શોકે તે પ્રાણ સુકાઇ ગયા. શ્રીઘન ૨
કેટલા દિવસ મુને પ્રાણજીવનના, દરશન વિના હવે થઇ ગયા. શ્રીઘન ૩
પ્રેમાનંદ કહે શું સુખ લેવા, પાપિયા પ્રાણ વાંસે રહી ગયા. શ્રીઘન ૪

પદ ૪

દરશન આપો રે, હવે દીનબંધુ કરુણા કરી; દરશન ટેક.
વદનકમળ દેખાડો અલબેલડા હેરો અમૃત નજરે ભરી. દરશન. ૧
દરશન વિના પળ જુગસમ જાય છે, દીરાત જાયે રોવતાં હરી. દરશન. ૨
દરશન દાને કરી દુઃખડાં ટાળો, દયાળુ દયા દીલમાં ધરી. દરશન. ૩
પ્રેમાનંદ કહે જોઇ મુખપંકજ, લટકાં ઉપર હું જાઉં મરી. દરશન. ૪

પદ ૫

અરજી ઉર ધારોરે વહાલા, અવિનાશી અબળાતણી; અર૦ ટેક
રાતદિવસ ઘનસ્યામ પોકારૂં, સાંભળજો સમરથ ધણી. અર૦ ૧
દરશન આપો દીનાનાથ દયાળુ, હવેતો હરિ થઇ છે ઘણી. અર૦ ૨
વિરહની વેદના ટાળો અલબેલડા, નાથ પધારો બણી ઠણી. અર૦ ૩
પ્રેમાનંદ કહે જોઇ જોઈ જીવું, સ્યામ ચતુર ચિંતામણી. અર૦ ૪

પદ ૬

શું ઘણું કહીયે રે હવે, ધર્મકુંવર ઘનસ્યામજી; શું ઘણું. ટેક
અંતરજામી સુખસાગર સ્વામી, અધમઉદ્ધારણ નામજી. શું ઘણું૦ ૧

નિજજન જાણી હરિ દયા ઉર આણી, દરશન આપો સુખધામજી. શું ઘણું૦ ૨
બહુનામી નિજ બિરુદ વિચારો, પાવન પરિપૂર્ણકામજી. શું ઘણું૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ તમારી, રટણા લાગી છે આઠોજામજી. શું ઘણું૦ ૪

## રાગ પ્રભાતી કેદારો-પદ ૧

"કીજીયે ધ્યાન શ્રીધર્મના કુંવરનું" એ ઢાળ છે.

દીન દયાળુ ગુરૂ દેવ દામોદરે, કૃપાનિધિ કૃષ્ણ કહાવે; દીન. ટે.
કરૂણા દ્રષ્ટિ કરી, જનને જુવે હરિ, દાસના દોષ હરિ હૈયે ન લાવે. દીન. ૧
કોટિ અપરાધ તે જનના કાપવા, આપવા આનંદ હરિ હૈયે હીસે;
કેક કંગાલને તારવા નાથજી, આજ મહારાજની મરજી દીસે. દીન. ૨
અખિલ બ્રહ્માંડના અધમ ઉદ્ધારવા, પૂરણ પરબ્રહ્મે પણ લીધું;
પતિત કોઇ કોયે નરકમાં નવ પડે, આજ અલબેલડે એમ કીધું. દીન. ૩
મન કર્મ વચને સત્ય કરી માનજો, અસત્ય મિથ્યા અમે શીદ ભાખ્યું;
નિષ્કુળાનંદ હરિ નિત્ય ઉઠી ચિંતવે, આવે અધમ કોય શરણ રાખ્યું. દીન. ૪

### પદ ૨

ટેવ પડી તમને અધમ ઉદ્ધારવા, એહ વિના બીજું કાંઇ ન સુઝે;
અખંડ અવતાર તે અધમ ઉદ્ધારવા, એહ મર્મને કોઇ સંત બુઝે. ટેવ૦ ૧
નરતનુ ધારી એવું નાં'વડે નાથજી, કોઇ જીવનું અકાજ કરતાં;
ભાવે કભાવે કોઇ તમને ચિંતવે, તેહનાં પાપ તમે તર્ત હરતા. ટેવ૦ ૨
જેમ રવિના ઘરમાં રજની નવ મળે, તો આસપે અંધારૂં ક્યાંથી આપે;
જાણે અજાણે જેમ અમૃતપાનથી, જનમ મરણ અંગે નવ વ્યાપે. ટેવ૦ ૩
પોતાના ગુણ તે કોઇ નવ પરહરે., જેહમાં જેહવો ગુણ રહ્યો;
નિષ્કુળાનંદ નર તન ધરી નાથજી, અધમ ઉદ્ધારણ એવો ગુણ ગ્રહ્યો. ટેવ૦ ૪

### પદ ૩

પતિતપાવન પ્રભુ બિરૂદ સુણી સદા, માહેરૂં મન તે ધીરજ પામ્યું;
કોટિ અપરાધ તે ક્ષમા કરો ક્ષણમાં, જે જને આવીને શિશ નામ્યું. પ. ૧

જયંત જેવો કપટ પાપી નવ પેખીયે, સીતાચરણે ચંચુપ્રહાર કીધી;
અપરાધ એવો કરી, લોક ચૌદ આવ્યો ફરી, દયા કરી તેને દિવ્ય દૃષ્ટિ. પ. ૨
અધમ આપે અહલ્યા શલ્યા આપે થઈ, ગૌતમ ગૃહિણી જગ જાણે;
તમારા પદરજથી સદ્ય શ્રાપ ટળી, મળ્યો દેવ દેહ તેહ ટાણે. પ. ૩
એવા અધમ તો અનેક ઉદ્ધારિયા, તારીયા ભવજળ જશ લીધો;
નિષ્કુળાનંદે એવા બિરૂદને જોઈને, સદા મુદા જો મનમાંહિ કીધો. પ. ૪

## પદ ૪

આજ મહારાજ મળી જોડ જોયા સરખી, હું રે પતિત પતિતપાવન તમે;
તમે ગુણવંત ગુણના ભંડાર છો, તો અનેક અવગુણે પૂરણ અમે. આ.૧
તમે દયાળ કૃપાળ અકળ છો, તો મારી દુષ્ટતાને કોણ કળશે;
અધમ ઉદ્ધાર તમે નામ કા'વો નાથજી, તો અધમ મુજ નામે આંકજ વળશે. આ ૨
તમે નિષ્કલંક નિર્વિકારી નાથજી, તો કલંક વિકાર મુમાં કોટિ કા'વે;
જો તમારી ભલાઈનો પાર નથી આવતો, તો મારી ભુંડાઈનો અંત ન આવે. આ.૩
પોતે પોતાને ગુણે સહુ પૂરણ છે, જે કોઈમાં જેવો ગુણ રહ્યો;
નિષ્કુળાનંદના અવગુણ અપાર છે, તેમ તમારો ગુણ કેમ જાયે કહ્યો. આ.૪

---

## રાગ પ્રભાતી પદ ૧

જાગો નિજજીવન બોલે, પંખડાં વાણી,
તમારી સજયામાં, મારી સાડી ચંપાણી. જાગો૦ ૧
લોકડાંની લાજ મારે, શ્યામળા વાલા,
તમે તો નિઃશંક પોઢયા નંદના લાલા. જાગો૦ ૨
સાસુડી ચબાર મારી, નણદી ધુતારી;
ગાવલડી દોવાને મિષે, આવી'તી બહારી. જાગો૦ ૩
થાય છે અસુર મહી, વલોવા જાવું,
મુક્તાનંદના નાથજી, ઘણું શું કહી સમજાવું, જાગો૦ ૪

પદ ૨

કાનજી લાડિલા જાગો, પ્રાત થયું વાલા;
જાણીને મારા જીવન મિંચો, લોચનીયાં હાલા. કાન૦ ૧
કંઠથી બાંહડલી મેલો, કાનજી કાળા,
આડોસી પાડોસી જાગ્યા, મોહન મર્માળા. કાન૦ ૨
હવે નહિ રે'વાય અમે, વવારૂ નાના,
સવારે શ્યામળીયા વાલા, કેમ રહીએ છાના કાન૦ ૩
લોકમાં લજ્જા રહે તેમ, કિજીએ કાના,
મુક્તાનંદના નાથજી, મા થાશો દિવાના. કાન૦ ૪

પદ ૩

આજની શોભા અલૌકિક. લાગે છે સારી,
જોઇને હસે છે વાલા, વ્રજની નારી, આ. ૧
કાજળની રેખા કપોળે, લાગે રૂપાળી;
ગોપીયો જોઇને કાના, લે છે કરતાળી આ. ૨
હૈડા ઉપર હાર ઉછ્યા, શોભે છે સારા,
પીતાંબર સાટે પટોળી, ઓઢી છે પ્યારા આ. ૩
વાંસળીને સાટે વેલણ, કેનુ લઇ આવ્યા,
મુક્તાનંદના નાથ આવા, કો' ક્યાં જઈ ફાવ્યા. આ. ૪

પદ ૪

આવોને અલબેલા વાલા, પૂછું વાતલડી;
રસિયા રમી આવ્યા કેને, સંગે રાતલડી. આ.
આળસડું અંગે ઘણું દિસે, નિંદ્રાળું નેણાં;
પાતળા પ્રેમેશું બાતા, બોલો હો વેણાં. આ.
ડોલતો ડગલાં ભરો છો, પ્રીતમ પ્યારા,
કપોળે તંબોળતંત્ર, લાગે છે સારા. આ.
કેને રંગે રાચ્યા પ્રીતમ, કહો કાના અમને,
મુક્તાનંદના નાથજી. કોઈ ને કૈયે તમને. આ૦

રાગ પ્રભાત-પદ ૧

કાન ધુતારેરે, બેની મને કાન ધુતારેરે;
નેણું કેરે બાણે મારી, કાન ધુતારેરે. ટેક૦
સાન કરીને સ્યામજે, મુજ સામુ જોયુ રે;
ચોટ લગાડી ચિત્તમાં, રસબાણ પ્રોયુરે. નેણું૦ ૧
ઘાયલ થઇને ઘર સુધી, પહોતી પરાણેરે;
જેવી છે વિરહની વેદના, મારૂં મન જાણેરે. નેણું૦ ૨
અંગમાં વાધિ આપદા, ભોજન ન ભાવેરે;
રજની વીતે ઝુરતાં, નિદ્રા ન આવેરે. નેણું૦ ૩
મન માન્યું નંદલાલશું, બીજી ભ્રમણા ભાગીરે;
મુક્તાનંદ કહે માવશું, મને લગની લાગીરે. નેણું૦ ૪

પદ ૨

સ્યામ સંગાથેરે, બેની મારે સ્યામ સંગાથેરે,
તે દહાડાનું તાન મારે, સ્યામ સંગાથેરે.
મહેર કરીને માવજી, મુજ સામુ જોયુંરે;
મનડું મારૂં માવશું, અતિશેજ મોહ્યુંરે. તે૦ ૧
નેહ જણાવ્યો નેણમાં, ભૃકુટીની સાનેરે;
વ્યાકુળ કીધી વાલમે, મોરલીની તાનેરે. તે૦ ૨
સુખ અલૌકિક આપિયું, મને સ્યામ સુહાગીરે,
મોહનજીની મહેરથી, ભવ ભાવઠ ભાગીરે. તે૦ ૩
અખંડ સુહાગણ કરી, રોડિલે કાનેરે;
મુક્તાનંદ કહે મોહી રહી, એને બાને વાનેરે. તે૦ ૪

પદ ૩

મનડું માન્યુરે, બેની મારૂં મનડું માન્યુરે;
મોહનજીને સંગે મારૂં મનડું માન્યુ રે.
એ મારૂં ગમતું કરે, નિત્ય અંતરજામીરે,
સુંદર વરના સંગમાં, હું આનંદ પામીરે. મો.

જોબનિયું મેં જાળવ્યું, મોહનજી માટેરે;
શ્યામ સંગાથે સહિ કર્યું, મેં તો શિરને સાટેરે. મો૦ ૨
આશ્રય ન માનું કોઇની, મોહી બીજે વાનેરે;
ગોવિંદ કીધી ઘેલડી, નેણુંની સાનેરે. મો૦ ૩
આનંદ વાધ્યો અંગમાં, ભૂધરને ભાળીરે;
મુક્તાનંદ કહે માવશું, દ્રઢ લાગી તાળીરે. મો૦ ૪

પદ ૪

પ્રીતડી બાંધીરે, બેની મારી પ્રીતડી બાંધીરે;
લટકાળા નંદલાલ સાથે! પ્રીતડી બાંધીરે.
સુંદર નેણુ સોહામણાં, મુખ સુંદર વાણીરે;
સુંદરવરની ચાલમાં, બેની હું લોભાણીરે. લ૦ ૧
કામણીયાં મુજને કર્યા, કાનુડે કાળેરે;
દીલડું મારૂં ડોલવ્યું, મીઠી મોરલી વાળેરે. લ૦ ૨
નેણાં વેણાં મોરલી સૌ, કામણગારૂંરે;
વશ કરી મને વાલમેં, હર્યું ધીરજ મારૂંરે. લ૦ ૩
કુળ કુટુંબી લોકની, મરજાદા મેલીરે;
મુક્તાનંદ કહે માવશું, દ્રઢ બાંધી બેલીરે. લ૦ ૪

---

રાગ રામકલી પદ ૧

મારૂં મન મોહ્યુંરે મા જોઇ નંદલાલ, મારૂં મન મોહ્યુંરે મા જોઇ નંદલાલ; ટેક.
રસિક છેલવર રૂપ ઉજાગર, અંબુજનયન વિશાળ. મારૂ૦ ૧
મોહનવર મને મોહીની લગાડી; કરી કરી નૌતમ ખ્યાલ, મારૂ૦ ૨
મગાળ મને મર્મ જણાવી, વચને વધારી ઘણી વા'લ. મારૂ૦ ૩
મુક્તાનંદનો નાથ નવલ પ્રિયા, નિરખીને થઈ છું નિહાલ. મારૂ૦ ૪

પદ ૨

શોભે છે છબીલો વા'લો આનંદકંદ, શોભે છે છબીલો વા'લો આનંદકંદ;
બ્રહ્મા ભવ સનકાદિક નારદ, સ્તવન કરે છે સુરવૃંદ શોભે છે૦ ૧

રૂકિમણીકાંત અખિલજગધીશ્વર, હરચુ વિકટ ભવફંદ, શોભે છે૦ ૨
સોળ હજાર અષ્ટ પટરાણી, રંકે વા'ને મદાય સ્વછંદ, શોભે છે૦ ૩
મુક્તાનંદનો નાથ નવલ પ્રિયા, વાસુદેવ જગવંદ. શોભે છે૦ ૪

પદ ૩

વાસુદેવ રૂકિમણી સજે શણગાર, વાસુદેવ રૂકિમણી સજે શણગાર;
પ્રિયા તન ચંદન ખોર બિરાજે, પ્યારી તન મૃગમદ સાર. વાસુદેવ૦ ૧
શ્યામસુંદર ઉર કૌસ્તુભ શોભે, પ્યારી કેર નવસર હાર. વાસુદેવ૦ ૨
શંખ ચક્ર ગદા પદ્મ શ્યામકર, પ્યારી કર ચમર ઉદાર. વાસુદેવ૦ ૩
મુક્તાનંદ કહે જુગલ રૂપ પર, વારી જાઉં વારંવાર. વાસુદેવ૦ ૪

પદ ૪

વા'નો મને વાલા લાગે રાજા રણછોડ, વા'નો મને વા'લા લાગે રણછોડ.
સત્યભામા રૂકિમણી પટરાણી, બળભદ્ર બંધવ જોડ. વા'નો૦ ૧
ચક્રાદિક આયુધ કર શોભે, દુષ્ટ દનુજ મદ તોડ, વા'નો૦ ૨
વકી પાઘ વંકી ભ્રુકુટીપર, વકી અજબ મરોડ. વા'નો૦ ૩
મુક્તાનંદ કહે રસિક પ્રીતમપર, વારૂં મદન કરોડ. વા'નો૦ ૪

---

## ભૈરવી પ્રભાતિ. પદ ૧

પ્રાત થયું રે મારા પ્રાણ સનેહિ, જાગો જીવન જાઉં વારી; પ્રાત૦ ટેક.
દર્શન કારણ મુનિવર મોટા, આવ્યા હરખ ભર્યા ભારી; પ્રાત૦ ૧
પંચાનન સહસ્રાનન ષન્મુખ, ગજવદનો વર ઉર્ગારી;
શારદ નારદ વ્યાસ કીરમુની, સનકાદિક ઋષિવર ચ્યારી; પ્રાત૦ ૨
મૂષકવાહન શિખિવાહન જુત, વૃષભેશ્વર ભવભયહારી;
ગાવે નાચે કરે કુતુહલ, મૂર્તિ તમારી ઉર ધારી; પ્રાત૦ ૩
વદન ઉઘાડો અરવિંદલોચન, નિરખો કૌતુક કંસારી;
પ્રેમાનંદના નાથજી ઉઠ્યા, દીધાં દરશન સુખકારી; પ્રાત૦ ૪

પદ ૨

અલબેલો ઊઠ્યા હરિ હસતા, આવીને ઉભા ઓસરીયે; અલ૦
ફેંટો શ્વેત ઉપરણો ઓઢ્યો, કર નઝા કરલી ધોવડીયે; અલ૦ ૧
શોભા સવારની સુંદર વરની, શું રે વખાણું વૈખરીયે;
પાટ ઉપર બેઠા પુરૂષોત્તમ, નીરખી જન નેણાં ભરીયે; અલ૦ ૨
આશિરવાદ વદે મુનિ નિરખી, અવિચળ રહો દરશન કરીયે;
ધર્મકુંવર તમ ઉપર વારે, તન મન પ્રાણ ફરી ફરીયે; અલ૦ ૩
ધર્માત્મજ કરો દંતધાવન, કનક પ્યાલુ આગે ધરીયે;
પ્રેમાનંદકે સુંદર મુખડું, નિરખી અંતરમાં હરીયે; અલ૦ ૪

પદ ૩

દીનાનાથ કરે દંતધાવન, લઈને કોમળ કરેમંઈ; દીના૦ ટેક.
કુંદકળિસમ દશન મંજન કરે, નેણાં લોભાણાં જોઇ ચતુરાઈ. દીના૦ ૧
મુખ પ્રક્ષાલન કરી મનમોહન, નાવા પધાર્યા સુખદાઈ;
ગંગાજળિયા કુવા કંઠે, ન્હાવે નાથ અતિ હરખાઇ. દીના૦ ૨
સરસ અતર લઇ કરે તન મર્દન, વર્ણિ મુકુંદ છબી ઉર લાઇ;
ઢોળે જળ ચોળે તન સુંદર, શોભા વરણી નવ જાઇ. દીના૦ ૩
અંગ અંગોછી ઉજ્વળ ધોતી, પેરિ હરિપર સરસાઇ;
પ્રેમાનંદ કે' જમવા પધાર્યા, હરિકૃષ્ણ હરિ પુલકાઈ. દીના૦ ૪

પદ ૪

જમવા બેઠા અખિલલોકપતિ, ઓસરીયે અનુરાગેરે; જમ૦ ટેક.
ષટ રસ ભોજન સરસ સુધારી, કનક થાળ ધર્યો આગેરે. જમ૦ ૧
વિધવિધના પકવાન તે પીરસ્યા, જે જે સારાં લાગેરે;
મોતીચૂર જલેબી ઘેબર, મન ગમતી જે માગેરે. જમ૦ ૨
દૂધપાક જોગે ખીરં જ'હરીસો, નિરખી દુઃખ દૂર ભાગેરે;
કઢી વડી જમી શાક વખાણ્યાં, સુંદર શ્યામ સુહાગેરે. જમ૦ ૩
ચળું કરીને મુખવાસ લીધો, અધર અરુણ પીક દાગેરે;
પ્રેમાનંદ કે' મનડું મોહ્યું, સરસ પેગાળી પાઘેરે. જમ૦ ૪

## રાગ ભૈરવી પદ ૧

વંદુ શ્રીધર્મતનય બ્રહ્મપુર નિવાસી; વંદુ૦ ટેક.
લહત મે સકામી કોઉ, આતમા ઉપાસી; વંદુ૦ ૧
જાકે અગણિત નામ, સત ચિત આનંદ ધામ;
અક્ષર અમૃત જનવિશ્રામ, અચ્યુત અવિનાશી. વંદુ૦ ૨
અગણિત વિશ્વ આધાર, સુખનિધિ અતિ સર્વપ્રકાર;
કહત નિગમ ગતિ અપાર, સુંદર સુખરાશી. વંદુ૦ ૩
અગણિત રવિ શશિ સમાન, શીતળ પ્રકાશવાન;
શ્રીપતિ ભગવાન તામેં, વસત સુખવિલાસી. વંદુ૦ ૪
અક્ષર નિવાસી દેવ, કોટી મુક્ત કરત સેવ;
આગે એક ટેક, પ્રેમાનંદ ગુણ ગાસી, વંદુ૦ ૫

### પદ ૨

નારાયણ વાસુદેવ અક્ષરપતિ સ્વામી; નારા૦ ટેક.
સેવત પદપદ્મ જાકે પુરુષ નિષ્કામી. નારા૦ ૧
અક્ષરસમ કોટી મુક્ત, એકાંતિકધર્મજુક્ત;
પઢી પઢી નિત્ય પુરુષસૂક્ત, સ્તુવત બહુનામી. નારા૦,૨
ચંદનાદિક પુષ્પહાર, અર્ચીકે ષોડશ પ્રકારે;
પૂજત પ્રભુ વિશ્વાધાર, ચરનને શિર નામી. નારા૦ ૩
અક્ષર અતિ પરમધામ, કરત તામેં હરિ વિરામ;
પરમપુરુષ પૂરણકામ, અનંત નામ નામી. નારા૦ ૪
વૃષસુત સુદર સુજાન, કોટીક શોભા નિધાન;
પ્રેમાનંદ વારે પ્રાન, નિરખી અંતરજામી. નારા૦ ૫

### પદ ૩

ધર્માત્મજ ધર્મકુંવર સંતન સુખદાઇ; ધર્મા૦ ટેક.
અધમઉદ્ધારન શ્રીમહારાજ, વિચરત મહિ આઇ. ધર્મા૦ ૧

અતિશય આનંદકંદ, વ્રજકુળવર વિશદચંદ;
મેટન દુઃખ દંદ, નિગમ કરત હે બડાઇ. ધર્મા૦ ૨
ધર્મલાલ પ્રણતપાળ, અધરમકુળ પરમ કાળ;
તન તમાલ ગતિ મરાલ, સુંદર સર શાઇ; ધર્મા૦ ૩
વદન વદન અતિ રસાળ, મેટન ભવ ભ્રમણ જાલ;
એસે હરિવર દયાળ, દેખે દુઃખ જાઇ. ધર્મા૦ ૪
અમિત શમિત ત્રિવિધ તાપ, ત્રિભુવન જન જપત જાપ;
બરનત ગુણ કર આલાપ, પ્રેમાનંદ ગાઇ. ધર્મા૦ ૫

પદ ૪

નારાયણ નારાયણ રસના નિત ગાઇએ; નારા૦ ટેક.
પરહરિ છળ કપટ ચપટ, આનંદ સુખ પાઇએ. નારા૦ ૧
જાસે હોત જન્મ મરણ, અસદ્ ગ્રામ્ય કથા શ્રવણ;
પુનિ પુનિ ભવભ્રમણ શ્રમણ, સબહી દૂર બહાઇએ; નારા૦ ૨
શ્રીહરિ હરિકૃષ્ણ નામ, જનવિશ્રામ દમત કામ;
ઘનસ્યામ ચરનન પર, ત્રિભુવન બળ જાઇએ; નારા૦ ૩
કમનીય અતિ સરસ રુપ, અતિ અનુપ નમત ભુપ;
ધર્મસુનુ છબી વિલોકી, અંતહી હરખાઇએ; નારા૦ ૪
સબહીકો આધાર સાર, સુંદર શ્રીવૃષકુમાર;
પ્રેમાનંદ વારવાર, ચરનન શિર નાઇએ; નારા૦ ૫

---

રાગ બીહાગ પદ ૧

નેહરો નિભાય લીજ્યો રે હો મોહનજી મોરા, નેહ૦ ટેક.
શરણાગતકી બીનતી પિયા સુનીયે સબ ગુનપૂર;
નિજ જન જાની નીભાવે લાલા અવગુન કીજે દૂર રે; મોહ૦ ૧
બહત ઠુરાઈ ભવન દીવારી, કોઉ ન પાવત થાહ;
તામે હું બહી જાતથી લાલા; તુમહી પકરી બાંહરે. મોહ૦ ૨

બાંહ ગહી બલવંત જયું, જન આવે ઉતારે પાર;
અધ બીચ છાંડે ના બને લાલા, લાગે કુલકું આરરે. મોહ૦ ૩
તુમ હો તેસી કીજીયો વારી, સુંનીયો શ્રી મહારાજ;
પ્રેમાનંદ કહે નાથજી અબ, બાંહ ગ્રહેકી લાજરે. મોહ૦ ૪

પદ ૨

શ્યામજી સહાય કીજેરે હો મહારાજ મોરી; શ્યામ૦ ટેક.
શ્યામ તુમારી સહાય બીના ભવ પાર ન પૈઉં નાથ,
યહ લોક પરલોકમેં મોરી લાજ તુમારે હાથ રે. મહા૦ ૧
હું અનાથ તજ કિંકરી મોયે એક તુમારી આશ;
તુમ બીના ત્રિભુવનકે સુખ વારી સબસોં ભઇઉં નીરાશરે. મહા૦ ૨
તપ તીરથ વ્રત નેમ સબ વારી તુમહી મોરે શ્યામ;
તુમ બીના ઓર બીસારીકે વારી રટું તિહારો નામરે. મહા૦ ૩
અબ હેતસેં નિશદિન વારી, રાખીયે શ્યામ હજૂર;
પ્રેમાનંદકે નાથજી મોહે, કબઉં ન કીજે દૂરરે. મહા૦ ૪

પદ ૩

બિરદ બીચારોરે હો અવિનાશી અપનો; બિર૦ ટેક૦
શરણાગત વત્સળ તુમ વારી અધમ ઓધારન શ્યામ;
વરદાયક પ્રભુ અભયકર વારી પતિતપાવન નામરે. અવિ૦ ૧
જબ જબ તુમ વપુ ધરત હરિ વારી કરત અધમ ઓધાર;
અજામિલ ગનીકાદિક લાલા, તારે પતિત અપારરે. અવિ૦ ૨
નિરબળકે બળ તુમ હી હો વારી નિરધન કે ધન માલ,
સંતનકે સરવસ તુમ વારી, સુનો નંદકે લાલરે. અવિ૦ ૩
તીન લોકકે નાથ તુમ વારી તુમ બસ સુરનરઇશ;
પ્રેમાનંદ મહ જાનીકે વારી, પરયો ચરન ધરી શીશરે. અવિ૦ ૪

પદ ૪

બીસર ન જાજ્યો રે હો બનવારી, મોયે બીસર; ટેક
હમસે તુમકું બહુતકે વારી તુમસો હમરે એક;

યા કારક બીનતી કરું વારી, ધરીયે અંતર ટેકરે. બનવા૦ ૧
પ્રીતી કરની સહેલકે વારી, સુનિયે મોહન મીત;
પાર નિભાવની કઠિનહે પીયા, અવગુનવંતકી પ્રીતરે. બનવા૦ ૨
સબ ગુન પુરન જાનીકે હરિ તુમસો કીનો નેહ;
મૂર્તિ તુમારી નાથજી મેં, વારી પકરી બીનુ સંદેહરે. બનવા૦ ૧
એક ભરોસો એક બળ વારી એક આશ વિશ્વાસ:
પ્રેમાનંદકે નાથજી મોયે સદા રાખીએ પાસરે. બનવા૦ ૪

---

## રાગ ભૈરવી–તાલ ચંપક પદ ૧

લગી રટના ઘનસ્યામકી નામકી, લગી ધર્મકુંવર સુખધામકી નામકી; લગી૦ટેક.
લગી રટના રેન દીન ઘટ ભીતર, પ્રીતમ પૂરનકામકી નામકી; લગી૦ ૧
બીસરત નાહીં માધુરી મુરત, કૃષ્ણ દ્રગન બીસરામકી નામકી; લગી૦ ૨
તરસતહું સુંદર છબી દેખન, લાલન લલિત લલામકી નામકી; લગી૦ ૩
પ્રેમાનંદ ઘનશામ નાથકી, ચેરી હું તો બીનદામકી નામકી; લગી૦ ૪

### પદ ૨

સાંતું સાંવરેને બીસાસીયાં મારીયાં, મારી ઉર બીરહ કટારીયાં મારીયાં; સાંતું૦ટેક.
બાલપનેકી વે પ્રીત ન જાની મેરી, કીની કાંસીદે સાથ મારીયાં મારીયાં: સાંતું૦ ૧
જાય બસ્યો વે વિદેશ મેહેરમા, પ્રિતકી પેરેજ મોહે ડારીયાં મારીયાં: સાંતું૦ ૨
દીન નહી ચેન રેન નહી નિંદિયાં, હોત દરદ અંત ભારીયાં મારીયાં: સાંતું૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ સુરતપર, તન મન સબ સુખ વારીયાં મારીયાં: સાંતું૦ ૪

### પદ ૩

લગી અંખીયાં યા ગોપાલકી લાલકી, અંબુજનૈન બીસાલકી લાલકી; લગી૦ ટેક.
લગી અંખીયાં સખીયાં સુન મેરી, ગતિ હોગઇયાં બેહાલકી લાલકી; લગી૦ ૧
નૈન નજારે પ્યારે ખાન ગુજારે, ચિંતવની ચલની મરાલકી લાલકી લગી૦ ૨
છબી અટકી સુંદર વર નટકી, લગી ચટકી રુપરસાલકી લાલકી; લગી૦ ૩
પ્રેમાનંદ કે બસી છબી અંતર, નટવર તરુન તમાલકી લાલકી; લગી૦ ૪

પદ ૪

ડારી મોહની દીલદારને વારને, ડારી નટવર ધર્મકુમારને વારને; ડારી૦ ટેક.
મોહની લગાય મેરા મન હર લીના, જાદુ કીરતારને વારને; ડારી૦ ૧
કિં કરૂંણા વે મંડ દીલ ભરમાયા, ગોકુળદે સીરદારને વારને; ડારી૦ ૨
આવંદા જાવંદા મેડા ચિત લલચાવંદા,મીલંદા મોહન કરી પ્યારને વારને; ડારી૦ ૩
પ્રેમાનંદ ધનસ્યામ લટકપર, જાંદીવાંમે બારબાર બારને વારને; ડારી૦ ૪

---

રાગ ખટ-પદ ૧

આવોજી આવોજી અલબેલા મારી આંખડલિમાં, જતન કરીને તમને રાખું રે.
સુંદર મુખના મરકલડા પર પ્રાણ, વારી વારી નાખું રે. આવોજી૦ ૧
જીવન તમને જોવા સારૂં તો, વિશ્વ આવ્યું છે આખું રે;
શુક સનકાદિક નારદ સરખા, મુનિવર મળિયા છે લાખું રે. આવોજી૦ ૨
આરે સમે શોભો છો મારા વા'લા, શી ઉપમા કહી દાખું રે;
પ્રેમાનંદ કહે રાખી નેણામાં, ચરણકમળ રસ ચાખું રે. આવોજી૦ ૩

પદ ૨

વા'લા છોજી વા'લા મને પ્રાણથી પ્યારા, આંખડલિના તારા અલબેલા રે;
તન મન ધન મારું વારુ તમ ઉપર, સ્યામ સુંદર રંગ છેલા રે. વા. ૧
આવો આવો ઓરા આજ રાખું મારા ઉરપર, પ્રાણજીવન રંગરેલા રે;
આજ રહો મારે મંદિર મોહન, કાલ પધારજ્યો વે'લા રે. વા. ૨
તમ જેવા જીવન ક્યાંથી કેને બારણે, અલબેલાજી એકેલા રે;
પ્રેમાનંદના નાથ છોજી અતિ દુર્લભ, કૃપા કરીને રહો ભેલા રે. વા. ૩

પદ ૩

કહોજી કહોજી ક્યાં જાગ્યા જગજીવન તમે, આંખડલી ઉજાગરે રાતી રે;
નિદ્રાલુડાં નેણાંમાંહિ શોભે અતિ સુંદર, રેખલડી મદન રસ માતી રે. ક૦ ૧
વદન ઉપર શ્રમ જળનારે મોતી, મુખ કાજળની રેખા ઓળખાતી રે;
તેઆને લપેટ્યા અતિ બળમાંરે બીજા, હાર તો ખુલા છે બહુ છાતી રે. ક૦ ૨

કેઇરે ધુતારીનારે ધુલા અલબેલા, આજ શિથિલ થયા છો તેના તીરે રે;
પ્રેમાનંદના નાથ જોઇ જોઇ તમને, આંખડલિ ત્રપત નથી થાતી રે. કો૦ ૩

પદ ૪

જાઓજી જાઓજી શીદ ખોટા સમ ખાઓ, હમે જાણી જીવન ચતુરાઇ રે;
અર્થી રે હોય તે તો ખોટું રે બોલે, દોષ ન જુવે કાંઇ રે. જા. ૧
તન મન નેણાં વેણાં કેમ રહે છાના વાલા, તરત આવે ઓળખાઇ રે;
અધર અંજન પીક લીક લાલ સોહે ગાલ, ઉઠી નખ રેખા ઉરમાંઇ રે. જા. ૨
પીતાંબર સાટે તે લીલાંબર કેનું લાવ્યા લાલ, વેલણુ રહાછો હરિ સાઇ રે;
પ્રેમાનંદના નાથ જોઇ નજનારી, હસે કર તાળી બજાઇ રે. જા. ૩

---

રાગ રામકલી પ્રભાતિ પદ ૧

મારૂં મન મોહ્યુંરે મા મોરલીના નાદે; મારૂં૦ ટેક.
ગમતું નથી ગોવિંદ વિના મુજને, મનડું વિંધાણું મીડે સાદે; મારૂં. ૧
સાંભળતાં સંતોષ ન થાયે, જીવન જોવાને જાવા દે;; મારૂં. ૨
જાઇશ જોવા હું તો નૈ રઉં અટકી, લોક લાજ મરજાદે; મારૂં. ૩
પ્રેમાનંદના નાથને મળતાં, થઇ ચાલી જગ બાદે; મારૂં; ૪

પદ ૨

મારે મન વસીયો માંખણચોર; મારે૦ ટેક
સુખસાગર વાલો રૂપ ઊજાગર, નાગર નંદકિશોર; મારે૦ ૧
મોરલીધર મારગમાં મળિયો, ચરચીને ચંદન ખોર; મારે૦ ૨
સામું જોઇ મારૂં ચિત્ત હરી લીધું, કીધું કહાને જાદુ જોર; મારે૦ ૩
પ્રેમાનંદ કહે મોહન લગાડી, ચપળ નેણની કોર; મારે૦ ૪

પદ ૩

જુઓ આજ શોભે વા'લો છોગાવાળો છેલ; જુવો૦ ટેક.
જરકસિ પાઘ જડાવના બાજુ, કેસર તિલક કરેલ; જુવો૦ ૧
કેસરભીનો વા'લો છેલછબીલો, અલવ ભર્યો છે અલબેલ; જુવો૦ ૨

ઉર બનમાળ ચાલ જોઇ મોડી, પીત પટ કમર કસેલ; જુવો૦ ૩
પ્રેમાનંદના નાથના લટકાં, આવી માસ ઉરમાં પ્રુ તેલ; જુવો૦ ૪

પદ ૪

નંદજીનો લાલો વા'લો હૈડાનો હાર; નંદ૦ ટેક.
પ્રાણથકી વા'લો મને મોહન, એ ઉપર મારે પ્યાર; નંદ૦ ૧
એરે વિના જે જે સુખ જગમાં, તે તો જેવા ગોમલ ખાર; નંદ૦ ૨
જીવન ધન જસોદાનો જાયો, લોચનીયાનો શણગાર; નંદ૦ ૦
પ્રેમાનંદ કહે તન મન વારું, વારણે વારમવાર; નંદ૦ ૪

રાગ ભૈરવ પ્રભાતી-પદ ૧

પ્રાતસમે શ્રીસહજાનંદની, મૂરતિ મનમા ધારૂ રે; પ્રાત૦ ટેક.
નખશિખ નિરખી રૂપ અનુપમ, અંતરમાં ઉતારૂં રે. પ્રાત૦ ૧
રૂપાળા બહુ રાજીવલોચન, આવી વસ્યા મન મોરે રે;
પુષ્ટ તરણુ મન ભીને વાને, હંસગતિ ચિત ચોરે રે. પ્રાત૦ ૨
અંગોઅંગ અનુપમ ઝીણાં શ્વેત વસ્ત્ર બહુ શોભે રે;
પુષ્પતણા આભૂષણ જોઈ જોઇ, ભક્તતણાં મન લોભે રે. પ્રાત૦ ૩
મેઘ સરીખેરે ઘેરે સાદે, બોલતાં બહુનામી રે;
ભક્ત મનોરથ પૂરણ કરતા, પ્રેમાનંદના સ્વામી રે. પ્રાત૦ ૪

પદ ૨

પ્રાતસમે શ્રીસ્વામિજીના, ચરણ ચિહ્ન ચિતવિયે રે; પ્રાત૦ ટેક
સ્વસ્તિ જવ જાંબુ ધ્વજ રેખા, અંતરમાં ગોઠવિયે રે. પ્રાત૦ ૧
કુલિશ કમળ અંકુશ અષ્ટકોણ, જમણે ચરણે સંભારૂં રે;
વામ પદે મત્સ ત્રિકોણ કલશ ખરી, વ્યોમ ધનુષ શશિ ધારૂં રે. પ્રાત૦ ૨
જમણે ચરણે અંગોઠ ઉપરે, નખમાંહી ચિહ્ન જોઇ રે;
પે'લી ને ઉલી અંગળીએ, તિલ તેમાં રાખું મન ઠોઇ રે. પ્રાત૦ ૩
રાતા ને ચડિયાતા નખ છે, આંગળિયોના જેવું રે;
પ્રેમાનંદ જોઇ પાની ઘુંટી, પિંડીમાં મન દેવું રે. પ્રાત૦ ૪

પદ ૩

પ્રાતસમે ઉઠી પુરુષોત્તમની, મૂરતિમાં મન ધરિયે રે; પ્રાત૦ ટેક.
એ અવસર જે આડ કરે તે, પાપ જાણી પરહરિયે રે. પ્રાત૦ ૧
જાનું જુગલ જોઇને સુંદર, સાથળ શોભા સારી રે;
વામસાથળમાં ચિહ્ન એક નિરખું, શ્યામ કટિ લાગે પ્યારી રે. પ્રાત૦ ૨
કમળ સરિખી નાભી ઉંડી, ત્રિવળી ઉદર માંહી રે;
ચડિયાતી છાતીમાં સુંદર, છાપ ચિહ્ન સુખદાયી રે. પ્રાત૦ ૩
ગજની સુંડ સરીખા ભુજદંડ, શોભાના ભંડાર રે;
પ્રેમાનંદ કહે મનમાં ધારૂ, કરવર અભય ઉદાર રે. પ્રાત૦ ૪

પદ ૪

પ્રાતસમે ઉઠી સુંદર મુખની, શોભા મનમાં સંભારૂં રે; પ્રાત૦ ટેક.
તન મન ધન શ્રીપુરુષોત્તમના, વદનકમળપર વારૂં રે. પ્રાત૦ ૧
અધર બિંબફળ દશન કુંદકળી, નાસાશુક ચિત્ત ચોરે રે;
ગોળ કપોળે શોભે સુંદર, તીલ એક જમણી કોરે રે. પ્રાત૦ ૨
લોચન લાલ કમળદળ સરખાં, રેખા માંહી રૂપાળી રે;
ભ્રકુટી કુટીલ વિશાળ ભાલમાં, તિલક કેસર મરમાળી રે. પ્રાત૦ ૩
સુંદર મસ્તક શિખા મનોહર, સંભારૂં હું જ્યારે રે;
પ્રેમાનંદ કહે સ્વામિ મારા, સદા દેખાજો ત્યારે રે. પ્રાત૦ ૪

---

રાગ ભૈરવી પ્રભાત પદ ૧

આવો મારા હૈડા કેરા હાર, વાલમ વારણે જાઉંરે; આવો૦ ટેક.
મોહન મુખડું નિરખું સુંદર, શ્યામળિયા શિરદાર;
તન મન પ્રાણ લેઇને વારું, વારણે વાર હજાર. વાલમ૦ ૧
રૂપાળા છો રાજીવ લોચન, નટવર નંદકુમાર;
નેણાં મારાં ત્રપત નથી થાતાં, નિરખી પ્રાણ આધાર. વાલમ૦ ૨
મનડું મારૂં મોહી રહ્યું છે, સુંદર જોઇ શણગાર;
માથે મુકુટ રત્ન જડાઉ, કુંડળ મકરાકાર. વાલમ૦ ૩

નીલ કલેવર ચરચિત ચંદન, કટિ પટ પીત ઉદાર;
પ્રેમાનંદ કે' વારું વદનપર, કોટિ મદન વાર વાર. વાલમ૦ ૪

પદ ૨

આવો મારા મીઠડા બોલા માવ, વાલમ વહાલા લાગોરે; આવો ટેક.
વાલમ મુજને વહાલા લાગો, બહુ નટવર સુંદર નાવ;
હેત કરી દયાપર રાખું, રસિયા જાદવરાવ. વાલમ૦ ૧
પલંગ ઉપર પધરાવું પ્યારા, દૂધડે પખાળું પાવ;
ભૂધર જેડું પ્રેમ કરી મારે, ઘણા દિવસનો ભાવ. વાલમ૦ ૨
કેશર ચંદન ચરચી કરું. ફૂલડામાં ગરકાવ;
આંખલડીથી અળગા ન મેલું, શોભાના દરિયાવ. વાલમ૦ ૩
જેમ રાજી રહો તેમ કરું હરિ, ન જોવું ન્યાય અન્યાય;
પ્રેમાનંદના નાથજી તમપર, પ્રાણ કરું નૌછાવ. વાલમ૦ ૪

પદ ૩

આવો ઓરા રસિયા રાજીવનેણ, જીવન જોઇને જીવુંરે; આવો૦ ટેક.
નટવર નાગર શોભાના સાગર. સુંદરવર મુખરેણ;
આંખલડીમાં અમૃત વરસે, વહાલાં લાગે વેણ. જીવન૦ ૧
મુખની મીઠી વાતો સાંભળતાં, મનડું થયું છે મેણ;
કેશવ તમ કેડે ભમતું ફરે છે, જંપ નથી દિનરેણ. જીવન૦ ૨
લોક કુટુંબ સઉ કુટી થાકયા, કોઈનું ન માને કેણ;
પ્રિતમ તમ સંગ પ્રીત બંધાણી, જાણી સાચા સેણ. જીવન૦ ૩
સંસારિયા સઉ ઝેર થયા જાણે, જેવું કડવું એેણ;
પ્રેમાનંદના પ્યારા તમ વિના, ક્યાંયે ન સુખચેણ. જીવન૦ ૪

પદ ૪

માણિગર મોરલીવાળા મીત, ગિરિધર ઘેલડી કીધીરે; માણિગર. ટેક.
મુખ તણા મરકલડાઈમાં, પ્રિતમ જોડી પ્રીત;
નેણતણે નજારે મારું, ચોરી લીધું ચિત્ત. ગિરિધર૦ ૧

મોહન મોરલી અધર ધરીને, ગાઇએ સુંદર ગીત;
આમળિયે મારે ઉંબરે આવી, કરતાં લટકાં લલીત. ગિરિધર૦ ૨
લાવણ્યતા જોઈ મોહી રહી જાણે, ચિત્ર આલેખ્યાં ભીંત;
સેવાને એવા આવી વસ્યા મારા, અંતરમાંહે અજીત. ગિરિધર૦ ૩
ગોવિંદ હવે ક્યાંય ન ગોઠે, વાત સહુ વિપરીત;
પ્રેમાનંદના નાથજી હવે, રાખો હજુરમાં નિત. ગિરિધર૦ ૪

---

## રાગ રામગ્રી-પદ ૧

નાથ રહો મારા નેણમાં, હરિ આવા ને આવા;
તન મન જાઉં વારણે, તમ ઉપર માવા. નાથ૦ ટેક.
તખોય જતને જીવમાં, નહિ દેઉં જાવા;
દુર્લભ પામ્યા છો શોધતાં, દરશન દેવને દાવા. નાથ૦ ૧
સુંદર મુખ છબી જોઈને, લોભાણાં છે નેણાં;
વહાલાં લાગે છે મુખનાં, મીઠાં મીઠાં વેણાં. નાથ૦ ૨
આંખલડી અમૃતે ભરી, રૂપાળું છે રેખું;
અતિ આનંદ સુખ ઉપજે, તમને જ્યારે દેખું. નાથ૦ ૩
નખશિખ શોભા અંગની, જોઈ લાજે છે કામ;
પ્રેમાનંદ જોઈ રાજને, આનંદ આઠો જામ. નાથ૦ ૪

ભાગ્ય મારાં શું રે વર્ણવું, કલામાં નાંવે;
મુનિવરને મોંઘા ઘણા, તે ભેટયા મુને ભાવે. ધર્મ૦ ૩
અનેક જનમને આદરે, આંખડી આગે;
આ ઉભા અલબેલડો, પ્રેમાનંદ પાય લાગે. ધર્મ૦ ૪

પદ ૩

આજ સફળ થઇ અંખડી, જોઈ છબી સુખકારી;
શોભા શ્રીઘનસ્યામની, ત્રિભુવનથી ન્યારી; આજ૦ ટેક.
ભાલ વિશાળમાં શોભતી, કેસરકેરી આડ;
ચાંદલિયો કંકુતણો, જોયા કેરી ચાડ. આજ૦ ૧
ભ્રકુટી વાંકી નાસા નમણી, લોચન રંગચોળ;
શોભે છે ચિતડું ચોરતા, રૂડા કરણુ કપોળ. આજ૦ ૨
નાની નાની મુહર ફુટતી, અધરબીંબ રૂડા;
હસતું વદન જોઈ જીવમાં, ઘાટ નવ થાયે કૂડા. આજ૦ ૩
ચિબુકતણી શોભા ઘણી, કંઠ કંબુ સમાન;
ઉજ્જ્વલ ઊર છબી નિરખે, પ્રેમાનંદ ધરી ધ્યાન. આજ૦ ૪

પદ ૪

ધન્ય ધન્ય રસના માયરી, વર્ણવે રૂપ હરિનું;
આવાગમન એણે મટે, દુઃખ જમતી પુરિનું; ધન્ય૦ ટેક.
સંભારતાં સુખ ઉપજે, હરિના નખશિખ અંગ;
આનંદનિધિ સુખ ઉપજે, ચડે ચોગણો રંગ. ધન્ય૦ ૧
ભુજા જુગલ જગદીશની, શોભે શોભા ધામ;
ચિહ્ન સહિત સંભારતાં, નવ વ્યાપે કામ. ધન્ય૦ ૨
ત્રિવળી સહિત શોભે ઘણું, ઉદર અતિ સુખકારી;
ઉંડી નાભી સંભારતાં, સુખ થાયે છે ભારી. ધન્ય૦ ૩
કટિ સુંદર શ્રીકૃષ્ણની, શોભા સાયળ કેરી;
પ્રેમાનંદ કે સંભારતાં નાશે અધર્મ વેરી. ધન્ય૦ ૪

પદ ૫

ધન્ય ધન્ય મારા મનને, સ્વામિને સંભારે;
અસલ આકારને પરહરી, સત્ય રૂપને ધારે; ધન્ય૦ ટેક.
મનરે વાણી પોંચે નહિ, નિગમ નવ જાણે;
તે મૂરતિના અંગને, ચિતવી ઉર આણે. ધન્ય૦ ૧
ઘુંટણ શ્રીમહારાજના, પિંડી ઘુંટી ને પાની;
ફણાને આંગળીયો નખસહિત, નિરખે ભાગ્ય માની. ધન્ય૦ ૨
જમણા અંગુઠાના નખમાં, ચિહ્ન રાખું સંભારી;
અરુણ તળામાં ઓપી રહી, ઉર્ધ્વરેખા છે પ્યારી. ધન્ય૦ ૩
સોળે ચ્હ્ન શોભી રહ્યાં, તળામાંય વિશેખે;
અવર કવિ ક્યાંથી વરણવે, પ્રેમાનંદ નિત્ય દેખે. ધન્ય૦ ૪

પદ ૬

શોભા શ્રીઘનસ્યામની, વર્ણવ્યામાં નાવે;
નીત નવી વર્ણવે શેષજી, તોયે પાર ન પાવે; શોભા૦ ટેક.
શ્વેત વસન શોભે ઘણાં, સર્વે અંગે હરિને;
શ્વેત પાઘ શિર ઉપરે, બાંધી પ્રીત કરીને. શોભા૦ ૧
શ્વેત અંગરખી અંગમાં, ઓઢ્યો શ્વેત દુસાલો;
શ્વેત ધોતીને શોભાડતાં, શોભે ધર્મનો લાલો. શોભા૦ ૨
શ્વેત હાર તોરા પાઘમાં, કડાં બાજુ બિરાજે;
શ્વેત શોભા સર્વે અંગમાં, જોઇ રતિપતિ લાજે. શોભા૦ ૩
શ્વેત વસન શ્વેત ભૂષણ, સદા શ્રીહરિ ધારે;
એ છબી નીત નીત નિરખી, પ્રેમાનંદ પ્રાણ વારે. શોભા૦ ૪

---

રાગ રામકલી–પદ ૧

આજ હું આવીછું મુખ માવાનું જોવા,
ઘરનાં જાણેછે અઘઠે આવડલી હોવા. આજ૦ ૧
મુખની લાવણ્યતા મીઠીરે વાણી,
સાંભળતામાં એની હું તો મનમાં લોભાણીરે. આજ૦ ૨

ભાલ તિલક કેસરનુંરે કીધું,
નયણુંને ચાળે મારૂં મન હરી લીધું રે. આજ૦ ૩
માયા લાગી છે મુને એનારે મુખની,
શું કહું વાત અલૌકીક સુખની રે. આજ૦ ૪
બ્રહ્માનંદના સ્વામીને નીરખી,
હેત ઘણેરે મારા હૈડામાં હરખી રે. આજ૦ ૫

પદ ૨

આજ મારો જનમ સુફળ થયો આલી;
છેલછબીલો આવ્યા મારે મંદિર ચાલી રે. આજ૦ ૧
માથે મુગટ ગળે મોતીડાંની માળા,
ચીત્તડાંને ચોરે એના નયણુંના ચાળા રે. આજ૦ ૨
જરકસી પાઘ કેસરીયે રે વાગે,
અલબેલો આવી ઉભા નયણુંને આગે રે. આજ૦ ૩
હેત કરી હસીને તાળી રે લીધી,
કરૂણા કરીને મુને સોહાગણ કીધી રે. આજ૦ ૪
બ્રહ્માનંદનો સ્વામી શ્યામળીયો;
આજ મારો વાલો આવી અઢળક ઢળીયો રે. આજ૦ ૫

પદ ૩

આજ અલબેલો રંગ રમીયા રે રજની,
સુખની વાત કહું મારી સજની રે. આજ૦ ૧
મોલીડાને ઉપર છોગલાં રે મેલી;
વહાલોજી પધાર્યા મારે મંદિર હેલી રે. આજ૦ ૨
નીતમ રૂપ અનુપમ જોઇને,
મનડું રહ્યું છે મારૂં વહાલાજીસું મોહીને રે. આજ૦ ૩
લોકની લાજ મરજાદા રે મેલી,
ખાંત કરીને મારા પીયુજીસું ખેલી રે. આજ૦ ૪
બ્રહ્માનંદના સ્વામીને સંગે;
આનંદ વાધ્યો અલૌકીક અંગે રે. આજ૦ ૫

પદ ૪

ધન્ય વ્રજનારી જેણે વહાલો વશ કીધા,
પ્રાણજીવનજી અધરરસ પીધા રે. ધન્ય. ૧
જેનું રે ધ્યાન ધરે ત્રીપુરારી,
તે આંગણ નચવે વ્રજનારી રે. ધન્ય. ૨
જે કારણ મુનિ મુખ નવ બોલે,
તે ગોપી જન સંગે ડોલે રે. ધન્ય. ૩
જેનો પાર વેદ નહીં પાવે,
તે ગ્વાલ સંગ રંગભર ગાવે રે. ધન્ય. ૪
બ્રહ્માનંદ કહે ધન્ય નારી,
જેને હેતે હળ્યા ગિરિધારી રે. ધન્ય. ૫

રાગ પ્રભાતી–પદ ૧

આજ સખી મને સુપનું લાધું, અવિનાશી ઘેર આવ્યા રે;
ભૂધરજીને ભાવ કરીને, મંદિરમાં પધરાવ્યા રે. આ. ૧
જરકસી પાઘે જરકસી વાઘે, અંતરમાં રસબસતા રે;
આવીને ઉભા મારી આગે, હરિવર સુંદર હસતા રે. આ. ૨
રમઝમ કરતાં મનડું હરતા, સુંદર મોરલી હાથે રે;
લલિત નવીન કલંગી લટકે, મેલ્યાં છોગાં માથે રે. આ. ૩
મૂર્તિ નવલ મનોહર મીઠી, મીઠી મુખની વાણી રે;
સુંદર વરની સુંદર શોભા, જોઇને હું લોભાણી રે. આ. ૪
મોહનજીને મળતાં હું તો, અતિશે આનંદ પામી રે;
આવી વહાલો અઢળક ઢળીયા, બ્રહ્માનંદનો સ્વામી રે. આ. ૫

પદ ૨

આજ સખી આનંદ મારા અંગમાં, રસીયો રંગભર રમીયા રે;
અલબેલો અલબેલો વહાલો, ગિરિધર મનડે ગમીયા રે. આ. ૧
કુણ જાણે જે શાં તપ કીધાં, ભૂધરને મન ભાવી રે;
જગજીવન પોતાની જાણી, બાંહ્ય ગ્રહી બોલાવી રે. આ. ૨

માન દેઇ સુંદર વર મુજને, કહાન સોહાગણ્ કીધી રે;
ભાવ કરી હઇડામાં ભીડી, બીડી મુખમાં લીધી રે. આ. ૩
ગુણવંતે સુંદર ગિરિધારી, અવગુણીયા વીસાર્યા રે;
મતવાગે મારે મંદિરીએ, પ્રીત સહિત પધાર્યા રે. આ. ૪
રંગ ભીનો મનમોહન રમીયો, સેજલડી મુજ સાથે રે;
સાજની મારો જનમ સુધાર્યો, બ્રહ્માનંદને નાથે રે. આ. ૫

પદ ૩

આવોને અલબેલા વહાલા, રંગભરે ભેળાં રહીએ રે;
મળ્યાનો નટવર મોહનજી, લાભ અમોલક લઇએ રે. આ. ૧
મનમાં કોડ ઘણા છે મુને, મળવા તમને માવા રે;
મે'રે કરી મારે મંદિર આવો, પ્રેમે અધર રસ પાવા રે. આ. ૨
છબી તમારી છેલ છબીલા, લાગે મુજને પ્યારી રે;
ઓરા આવો રમીએ આપણુ, ગુણવંતા ગિરિધારી રે. આ. ૩
તમ સારૂ સહીયાં ત્રીકમજી, લોકડીયાનાં મે'ણાં રે;
સેજડીયે આવી સુંદર વર, તૃપ્ત કરો મારાં નેણાં રે. આ. ૪
ઝાઝું શુ કહી દાખુ જીવન, પ્રાણ થકી છો પ્યારા રે;
બ્રહ્માનંદના શ્યામ સનેહી, નટવર રો' માં ન્યારા રે. આ. ૫

પદ ૪

આવોને અલબેલા આપણ, વાલમ કરીએ વાતું રે;
જોયા વિના તમને જગજીવન, અંતર સુખ નથી થાતું રે. આ. ૧
મનમા હુંસ ઘણી છે મારે, મળવાને મોરારી રે;
આવોને હવે આળસ મેલી, વાલમ જાઊં હું વારી રે. આ. ૨
બીજે મારૂં મન નવ માને, તમ સાથે એક સાર્જુ રે;
અંતરની જાણી અવિનાશી, શું કહીએ મુખ ઝાઝું રે. આ. ૩
નટવર આવો કંઠ લગાવો, ભાવે સામુ ભાળો રે;
રંગ ભીના મોહન રંગીલા, રંગની રેલુ વાળો રે. આ. ૪

અવગુણ મારા ચિત્ત મત ધરજો, જો જો બિરૂદ તમારૂં રે;
બ્રહ્માનન્દ કહે વદન દેખાડી, મેટો દુઃખડું મારૂં રે. આ. ૫

## રાગ પ્રભાતી-પદ ૧

આજ ઉજાગરો નેણુ દીસે હરી, પ્રાત સુધી કેની સાથે જાગ્યા;
પાંપના પેચ ચઉ દીશ છૂટી રહ્યા, વદન કાજળ તણા દાગ લાગ્યા. આ. ૧
આળસ અંગમાં થાક લાગ્યો અતિ, અધર તંબોળની રેખ રાતી;
ફૂલ ગળે માળ તે અતિ ચોળાઇ ગઇ, માલ મોતી તણાં ચેન છાતી. આ. ૨
કપટ મેલો હવે નાથ સાચું કહો, આજ કેને તમે હાથ આવ્યા;
પાઘડી મોજડી પડી રહી પાંભડી, લાલજી ચીર કયાં થકી લાવ્યા. આ. ૩
કામરૂ દેશની મળી કોઇ કામની, મંત્ર બાંધ્યા તેની કેડ ડોલો;
બ્રહ્માનંદ કહે હરી વાત પૂછું ખરી, બીઓ માં અમથકી સાચું બોલો. આ. ૪

### પદ ૨

આજ પરભાતના અસુર આવીયા, લાલ કયાં એવડી વાર લાગી;
કુસમની સેજ મેં સજી તમ કારણે, જોઇ જોઇ વાટડી રેણુ જાગી. આ. ૧
અમ ઘરે આવતાં દુઃખ શું દીઠલું, ત્યાં જઇ અધિક શું સુખ માન્યું;
કોલ સુજને દેઇ ગયા ઘેર કોઇને, જાણ્યા તમારૂં સાચ જાણ્યું, આ. ૨
વિસ ગાળ્યું દેઇ તોય નવ વહાડો, રીશ મેલી કરી ઉંચ રહો છો;
સાચ તેને ઘરે રહો છો સ્યામળા, કપટની વાત અમ પાસે કહો છો. આ. ૩
જડી બુટી દેઇ કાંઇક જાદુ કરી, તમારૂં લીધલું ચિત્ત તાણી;
બ્રહ્માનંદ કહે તેનું વદન જોયા વિના, નાથ લેતા નથી અન્ન પાણી. આ. ૪

### પદ ૩

પધારો પધારો નાથ કરૂણા કરી, સ્યામળા એકલાં સુખ નાવે;
મળી એકાંત ગલ બાંહી નાખ્યા વિના, ઘોર તમ રાત તે કેમ જાવે. પ. ૧
દીનબંધુ તમે સમુદ્ર છો દયાના, લાલ સુજ ઉપરે દયા લાવો;
પ્રીત રીતે કરી સેજમેં પાથરી, આપવા સુખ રંગ રેલ આવો. પ. ૨

વાટડી જોઇને રહી છું વાલમા, ભેટવા તણી મન આશ ભારી;
શુખ તણા ધામ આરામ છો સંતના, શ્યામ પુરી કરો હામ મારી. પ. ૩
હેતની વાત કરી બાંહી ઝાલો હસી, ભુધરા ભાવની દૃષ્ટિ ભાળો;
પ્રેમાનંદ કેરડા નાથ રંગ રમીને, વાલમા રંગની રેલ વાળો. પ. ૪

પદ ૪

કુણ તપ કીધલાં વ્રજતણી વનિતા, રંગ ભીનો જેને સંગ રાતા;
ઝળકે તે વદન નિત્ય રંગ મચવે ઝડી, ઘડી મેલી નથી દૂર જાતા. કુ૦ ૧
કોટી કલપાંત લગ નિમ વ્રત કરતાં, જેનો લક્ષ ઉરમાંહી નાવે;
તે વ્રજ વનિતાતણે વાંસે ફરે, કાનુડો કાનુડો કઈ બોલાવે. કુ૦ ૨
કાળના કાળ ભુપાલ ભુપોતણા, ભિવાર્યા અન્ય ભય થકી બીવે;
મહાજગ્નતણા અન્નની રૂચી નહી, પ્રમદા તણી લે છાસ પીવે. કુ૦ ૩
પરાપર પાર તે પાર પરમાત્મા, વેદની ન પહોંચે તહાં વાણીઃ
પ્રેમાનંદ કહે વ્રજનારને વાટમાં, દાણ રોકી લીએ થઇ દાણી. કુ૦ ૪

---

રાગ ભૈરવ પદ ૧

પ્રાણ સનેહી ધરૂં આવો, અબ પિયરા, હીયરા ધીર ધરત નહીં મેરા. પ્રાણ. ટેક.
દરશ વિના દિલ દાહ ન બૂઝત, નહીં સુઝત કછુ કાજ અનેરા. પ્રાણ. ૧
રસિક પિયા ઘનસ્યામ મનોહર, રજની દિવસ રહો દગનેરા. પ્રાણ. ૨
ચાતક નિરંતર ચિત્તમેં, તલખત નામ રટત હરિ તેરા. પ્રાણ. ૩
પ્રેમાનંદ ઉર નેહ વધારન, ભવજળ તારન હો તુમ બેરા. પ્રાણ. ૪

પદ ૨

છેલ ચતુર ઘનસ્યામ સનેહી, પ્રાણજીવન મેરે ભુવન પધારો. છેલ. ટેક
દૂર રહે દુઃખ હોત હે પ્રીતમ, નિકટ આય તન તાપ નિવારો. છેલ. ૧
દીનબંધુ સુખસિન્ધુ સાંવરે, અશરણશરણ હે નામ તુમારો. છેલ. ૨
ખાન પાન ધન ધામ ધરાદિક, તુમ બિન સર્વે સુખ ગલત નકારો. છેલ. ૩
પ્રેમાનંદ કહત હરિ મેરો, દરશ પરસ કરી જન્મ સુધારો. છેલ. ૪

### પદ ૩

શ્યામ ચતુર વ્રજરાજ પધારો, તુમ બિન વિરહ અગ્નિ તન તાવે. શ્યામ. ટેક.
ચંખી ભઇ હેરત પંથ અંખીયાં, ભોજન પાન કછુ નવ ભાવે. શ્યામ. ૧
પીવન કાજ તલપત મન મેરા, બિન દેખે અતિશય અકલાવે. શ્યામ. ૨
જ્યું મત્સી જળસે હોય ન્યારી, પયહુસે કછુ શાંતિ ન પાવે. શ્યામ ૩
બ્રહ્માનંદ કહત હરિ તુમ બિન, અંતરકો દુઃખ કોન મીટાવે. શ્યામ. ૪

### પદ ૪

સુખ સાગર ઘનશ્યામ છબીલે, તુમ ભક્ત સાથે હિતકારી. સુખ ટેક.
દરેષુ આપેકી હોત સહાય, ભવસંકટ મેટણ ભયભારી. સુખ. ૧
નિજ જનકે ગુનકે તુમ ગ્રાહક, ઓવગુન સબ બિધિ દેત બિસારી. સુખ. ૨
જઠરે અગ્નિસે જતન કિયે, તુમ, આજહુ અન્ન જળ દેત સંભારી સુખ. ૩
પ્રાનપ્રિયા તેરી કરણુકે પર, બ્રહ્માનંદ જાત બલિહારી. સુખ. ૪

---

### રાગ રામકલિ પદ ૧

હો રંગીલે શ્યામરે રે, મેં તેરી નિજ દાસી.
મેં હું ચેરી મેહરમ તેરી, ચરનકમળકી નિવાસી. હો૦ ૧
નિમખ ન ભુલું નાથ નિરંતર, અંતર ચરન ઉપાસી;
અહોનિસ દરખ ભરી મેરી અખિયાં, પ્રિતમ તેરી પ્યાસી. હો૦ ૨
સુંદર વદન મનોહર સુરત, નટવર છબી અબિનાશી;
બ્રહ્માનન્દ નિરખહુ તોય સુખ, તબ મોય સબ દુઃખ જાસી. હો૦ ૩

### પદ ૨

હો રંગીલે શ્યામરે રે, તુમ મેહરમ હો મેરે;
મેં બંદી પ્રીતમ તમ સંદી, હાથ બીકાણી તેરે. હો૦ ૧
જોગ વ્રત તીરથ બરતાદીક, દેવી દેવ ઘનેરે;
ઇનસે કાજ સરે નહીં કબહુ, એ સબ માયા કેરે. હો૦ ૨
ઓર ઠોર મન ભ્રમે નહીં મેરો, ચરન કમળ ચિત્ત ઠેરે;
બ્રહ્માનન્દ કહે મનમોહન, રહો મેરે અખિયન નેરે. હો૦ ૩

પદ ૩

હો રંગીલે શ્યામરે રે, અબ ઉઠકે હરી હેરો;
આયે ગ્વાલ બાલ દરશનકું, અંતર હરખ ઘનેરો. હો૦ ૧
દિનકર ઉદે ભયો હે પ્યારે, સબ મીટ ગયો અંધેરો;
અબ તો સમય ભયો મનમોહન, ગૌ ચરાવન કેરો. હો૦ ૨
કીજે સ્નાન દાન કરુણા નિધિ, પીત વસન અંગ પહેરો;
બ્રહ્માનન્દ હરખ અતિ અંતર, બદન બિલોકિત તેરો. હો૦ ૩

પદ ૪

હો સલુને શ્યામરે રે, અબ દરશન દીજે;
અંતર આશ દાસ સબ ઠાડે, તા પર કરુણા કીજે. હો૦ ૧
બીન દર્શન વ્યાકુળ બ્રજબિનતા, લાલ અરજ સુની લીજે;
રતની નિંદ કહા મેરે પ્યારે, આળસ તજકે ઉઠીજે. હો૦ ૨
બહુત અબેર ભયો મેં બલ જાઉં, પય સાકર ઉઠ પીજે
બ્રહ્માનન્દ વદનકી પ્યાસી, દેખ દેખ છબી જીજે. હો૦ ૩

---

રાગ પ્રભાતિ–પદ ૧

પ્રાત થયું પંખી બોલ્યાં, જાગો જીવન મારા;
આળસડું મેલીને ઉઠો, હરિ પ્રાણ થકી પ્યારા. પ્રાત.
મહી વલોવા ધેનુ દોવા, ઉઠી મહીયારી;
માવ તમારું મુખડું જોવા, આવી ઉભી બારી. પ્રાત. ૧
કોમળ દાતણ તયાર કરીને, લાવીને ધરિયું;
કંચન કેરી ઝારીમાં જળ, જમુનાનું ભરિયું. પ્રાત. ૨
ઝાઝું માંખણ જમવા આપું, ઘૃત સાકર ને પોળી;-
બ્રહ્માનન્દના નાથ ઉઠો, જાઉં મુખ ઉપર ઘોળી. પ્રાત. ૩

પદ ૨

જાગો જાગો જગજીવન વહાલા, સુંદિયલ ગિરિધારી;
દાસ તમારાં દર્શન કાજે, તલસે નર નારી. જાગો૦

રાત ગઇ પરભાત થયું, દીસે રવિનું અજવાળું;
ઉઠોને અલબેલા મુખડું, ભાવેથી ભાળું જાગો૦ ૧
ગિરિધરજી ગોઠીડા આવ્યા, સૌ થઇને ભેળા;
હવડી મારા નાથ થઇ, આવી ચ્યાર્યાની વેળા. જાગો૦ ૨
મહિયારી ઘર કામ મેલીને, આવી ઉભી બારણીએ;
બ્રહ્માનન્દના નાથ ઉઠો, જાઉં વાલમ વારણીએ. જાગો૦ ૩

પદ ૩

ઉઠોને અલબેલા પ્રીતમ, મોહન વનમાળી;
માનનિયોના મન હરવા, વાઓ વંસી રૂપાળી. ઉઠો૦
મહીડાં લઇ મહિયારી ચાલી, પોઢેલા જાણી;
લાલજી રોકી હાથ લિયો, મારા ઊલરિયાં હાણી. ઉઠો૦ ૧
સૂરજ ઉગ્યે સ્યામળિયા, એવી નિદ્રા કેમ આવી;
કહાનજી તારે કારણે, કાજુ હાતણિયું લાવી. ઉઠો૦ ૨
રેણ ગઈ રવિ જ્યોત થઇ, છૂટયાં ગાયોના ગાળા;
બ્રહ્માનંદના નાથ આવ્યા, સર્વે તેડવા ગોવાળા. ઉઠો૦ ૩

પદ ૪

પ્રાણજીવન શું પોઢી રહ્યા, ઉઠો આળસડું મોડી;
મુખડું જોવા મુનિવર આવ્યા, ઉભા કર જોડી. પ્રાણ૦
દોણું વલોણું મેલીને સર્વે, આવી વ્રજનારી;
મોરલડી સુણવાની મનમાં, આશા છે ભારી. પ્રાણ૦ ૧
રૂપાળો શિર બાંધો રેંટો, ગૂઢે રંગ ઘેરો;
અજબ સુરંગી આંગલડી, પ્યારા મોહનજી પેરો. પ્રાણ૦ ૨
બાજુ કાજુ બેરખડા ધરો, હેમ કડાં હાથે;
બ્રહ્માનન્દ વારી જાય, તારી મૂર્તિને માથે. પ્રાણ૦ ૩

રાગ પ્રભાતિ–પદ ૨

જાગો ગિરિધારી જાઉં, વદન ઉપર વારી;
પ્રાત ભયો પ્રાણનાથ, જાગો ગિરિધારી. ટેક.
જન સમાજ દર્શ કાજ, ઠાડે સબ દ્વારી;
ઉઠો મહારાજ આજ, કીજે અસવારી. પ્રાત. ૧
સુખનિવાસ ખડે દાસ, દર્શ આશ ભારી;
ગગન ભાસ રવિ ઉજાસ, તમર ત્રાસ ટારી. પ્રાત. ૨
મેવા મિષ્ટાન્ન આન, ઠાન કનક થારી;
કમળા અતિ હરખ માન, લીને કર ઝારી. પ્રાત. ૩
ભયો સવારે દયા ધાર, ઉઠીએ મોરારી;
બ્રહ્માનન્દ વાર વાર, જાવત બલિહારી. પ્રાત. ૪

પદ ૬

ઉઠો નન્દલાલા વારી, વિશ્વજીવન વહાલા;
ઠાડે સબ ગ્વાલ બાલ, ઉઠો નન્દલાલા. ટેક.
ગઇ રૈન દોહન ધેન, ઉઠી વ્રજબાલા;
વાતે શુભ વૈન લેન, આયે સબ ગ્વાલા. ઠાડે૦ ૧
સખા સાન કરત કહાન, તાન ગાન તાલા;
પ્રગટયો અબ ભાન, પ્રાણજીવન પ્રતિપાલા. ઠાડે૦ ૨
કુરે ચુર ઘૃત બૂર, સ્વાદમેં રસાલા;
કમળા કર્પૂર લે, હજૂર ખરી થાલા. ઠાડે૦ ૩
સુખકે શુભ સદન સ્વામી, કોટી મદન કાળા;
બ્રહ્માનન્દ દર્શ દાન, દીજીએ કૃપાળા. ઠાડે૦ ૪

પદ ૩

અંતર પટ ખોલો, હરિ હમસે હમી બોલો;
કૃપાકે નિધાન કહાન, અંતર પટ ખોલો. ટેક.
નાગ નાથન નાથજીને, બાંધ ઘુ હિંડોલો;
નટવર છબી નિરખ હરખ, નાખુશી ઝોલો. કૃપા૦ ૧

કનક જડિત પોચી કર, મુગટ શિર અમોલો;
સુથની અરુ શોભિત અતિ, પહેરાઉં ચોળો. કૃપા૦ ૨
હાટે નર નારે દ્વાર, કછુક અંતર તોલો;
આયે બલભ્રાત નાથ, કરૂણા કર જોલો.. કૃપા૦ ૩
ઉઠો બલવીર નીર, ગરમસેં અંઘોલો;
બ્રહ્માનન્દ પાસ રખો, સેવા કાજ ગોલો. કૃપા૦ ૪

પદ ૪

મેલો આળસ માવા, દઉં માખણ મહી ખાવા;
જશોમતી કહે હાથ જોડી, મેલો આળસ માવા. ટેક.
આયા સબ ગ્વાલ બાલ, તમને બોલાવા;
તે સંઘાથે નાથ તમારે, જાવું ધેન ચરાવા. જશો૦ ૧
ગોપિજન ગ્રામ કેરાં, મનને લલચાવા;
કેમ થયા છો કહાન વારી, નિદ્રાવશ આવા. જશો૦ ૨
ઉઠો અલબેલા હરિ, મોરલી મીઠી વાવા;
પેહેરો તન વસન પીત, ગીત મધુરાં ગાવા. જશો૦ ૩
દાતણ તૈયાર શ્યામ, ગરમ જલ કરાવા;
બ્રહ્માનન્દ પાસ દાસ, હાજર નવરાવા. જશો૦ ૪

---

રાગ ભૈરવ—પદ ૧

કમલાવર ઉઠો તો કાજુ, નિરખું વદન તમારું રે;
મહા મનોહર નૌતમ મૂર્તિ, લઇ અંતરમાં ધારું રે. કમ૦ ૧
કંચન કેરી ઝારી માંહી, નીર ભર્યું અતિ સારૂ રે;
દાતણ કરો હરો સર્વે દુખડાં, આપો સુખ જગન્યારૂ રે. કમ૦ ૨
હરિજન કેરૂં જુથ હરખ કરી, આવી ઉભું બારૂં રે;
જાગો તો જગજીવન જુગતે, આરતડી ઉતારૂં રે. કમ૦ ૩

વદનકમલ જોવા વહાલમજી, મનડું તલખે મારૂં રે;
પ્રાણજીવન સર્વે તમ ઉપર, બ્રહ્માનન્દ કહે વારૂં રે. કમ૦ ૪

પદ ૫

લક્ષ્મીવર લેહરખડા લાલન, ઉઠોને અલબેલા રે;
દાસ તમારા દર્શન કારણ, આવીને ઉભેલા રે. લ૦ ૧
કાજુ કળી ગુલાબી કેરા, ગજરા મેં ગુંથેલા રે;
જાગો તો જગજીવન તમને પહેરાવું સૌ પહેલા રે; લ૦ ૨
કંચન કેરા થાળ કટોરા, ભોજન શાક ભરેલા રે;
દીનાનાથ જમો કરી દાતણ, વાલમ વહેલા વહેલા રે. લ૦ ૩
ઉઠો તો શિર કેશ ઓળીશું, અરસ પરસ ઉલઝેલા રે;
બ્રહ્માનન્દ કહે વાર કેમ થઇ, કુણે વશ કીધેલા રે; લ૦ ૪

પદ ૩

નારાયણ કમળાવર નૌતમ, જાગો જીવન મારા રે;
પ્રાત થયું બોલ્યાં વન પંખી, ફુલ્યાં કમળ સવારાં રે. ના૦ ૧
ઇંદ્રાદિક નારદ મુનિ આદિ, આવ્યા દેવ અપારા રે;
શિવ નંદિ પારવતી સહિતા, દ્વાર કર્યા ઉતારા રે; ના૦ ૨
વીણા તાલ મનોહર બાજે, મૃદંગતણા ધમકારા રે;
ઘેરે મધુરે સાદ ગુણીજન, ગાવે ચરિત્ર તમારાં રે, ના૦ ૩
ભાવે સહિત જમો મનભાવન, ભોજન સારાં સારાં રે;
આળસ તજી મહાપ્રભુ ઉઠો. બ્રહ્માનન્દના પ્યારા રે. ના૦ ૪

પદ ૪

ઉઠોને અલબેલા વહાલા, લક્ષ્મીના વર લેહેરી રે;
અજબ નવીન દુશાલા ઓઢો, પીતાંબર લ્યો પહેરી રે. ઉ૦ ૧
ગદા પદ્મ કર શંખ ચક્ર લઇ, ખળ નાખો ખંખેરી રે;
અંતર દયા ધરો અવિનાશી, કરો મદત જન કેરી રે. ઉ૦ ૨

લટકાવો શિર લાલ કલંગી, ઉપરણી સોનેરી રે;
મંદ મંદ મુખ હસો મનોહર, હરિજન સામુ હેરી રે. ઉ૦ ૩
સુર નર મુનિવર જુથ મળી સૌ, ઉભા આંગણુ ઘેરી રે;
બ્રહ્માનન્દના નાથ વદન છબી, નિરખન આશ ઘણેરી રે. ઉ૦ ૪

---

## રાગ ભૈરવ પદ ૧

પ્રાત સમે મારા પ્રાણજીવનનું, મુખડું જોવા જઇએ રે;
નવલટ રેખા નૌતમ નિરખી, અંતર સુખીયાં થાઈએ રે. પ્રાત૦ ૧
દક્ષિણ ગાળ કપોળે તિલનું, સ્યામ ચિહ્ન ચિત્ત લાઇએ રે;
શ્રવણુ વામમાં સ્યામ બિંદુ જોઈ, કામ ધામ વિસરાઇએ રે. પ્રાત૦ ૨
સુંદર સ્યામ જગાડવા સારુ, ઘેરે સાદે ગાઇએ રે;
ભૃકુટી ભાલ તિલકને ભાળી, પરમાનન્દ સુખ પાઇએ રે. પ્રાત૦ ૩
નાથજીને આંગણીએ નિત નિત, જાતાં નહીં લજાઇએ રે;
બ્રહ્માનન્દ કહે ભાગ્ય હોય તો, કૃષ્ણુતણા કહેવાઇએ રે; પ્રાત૦ ૪

## પદ ૨

પ્રાંત સમે પાતળિયા કેરૂં, કોડે દર્શન કરીએ રે;
અહા મનોહર નૌતમ મૂરતિ, લોચનીયામાં ધરીએ રે. પ્રાત૦ ૧
જગજીવનને જગાડવા સારૂં, મંદિરીયામાં ગરીએ રે;
માત જસોમતી રીસ કરે તોય, નિરખીને નિસરીએ રે. પ્રાત૦ ૨
સ્યામળિયાને સારુ સજની, લોક લાજ પરહરીએ રે;
દોએથી હડસેલા ખાઇએ, નંદજીની ઓસરીએ રે. પ્રાત૦ ૩

જદુપતિ કેરે દર્શન જાતા ખાળે તોય નવ ખળીએ રે
ગિરિધર સારૂ આવ્યો આઇએ, અગણીએ ટળવળીએ રે ચ૦ ૨
અલબેલાને ઉછ્યા જાણીને ચરણ કમળમાં ઢળીએ રે
ગુથી હાર ગળે આરોપુ નવલ ગુલાબી કળીએ રે ચ૦ ૩
જશોમતીને ઘેર જોરે જોરે, દળણુ લેઇને દળીએ રે
બ્રહ્માનંદ કહે જેમ તેમ કરીને મોહનજીને મળીએ રે ચ૦ ૪

પદ ૪

પ્રભાતે ઉઠીને પેહેલુ, મુખ જોઇ આવાનું રે,
નોચનિયાથી વહાલુ લાગે, મંદિર નંદબાવાનું રે પ્ર૦ ૧
નવરા સૌ ઉભા ન રહીએ, જે હોય તે લાવાનું રે,
કહાન કુવરને નીર ગરમ લઇ, નિત્ય દેઇએ નહાવાનુ રે પ્ર૦ ૨
દધી માંખણ ઘૃત સાકર દેઇએ ખાતિ કરીને ખાવાનું રે,
જગજીવનને જમતા જોઇને અંતર સુખ થાવાનુ રે પ્ર૦ ૩
ચૌદ લોકના ભોગ સંપત્તિ, વશ એને વાવાનું રે,
બ્રહ્માનંદ કહે માગે જોઇએ, નિત્ય દર્શન આવાનુ રે પ્ર૦ ૪

---

# આરતી સંગ્રહ—

## મંગળા આરતી.

### રાગ ભૈરવ–પદ ૧

આરતી ઉમંગ સહિત મંગળા ઉતારૂ
મંગળમય મૂરતીપર તન મન ધન વારૂં ટેક ૧
મંગળમય મંડપમે રાજત દોઉ ભાઈ,
નારાયણ નર સમેત સંતન સુખદાઈ આરતી૦ ૨
મંગળમય મુનિવર સબ મંગળ ગુન ગાવે;
મંગળમય સબ સમાજ બરન્યો નહિ જાવે આરતી૦ ૩

મંગળમય દરશ કરત સતિસમાજ આઇ;
મુક્તાનંદ મંગળમય પ્રભુપર બલ જાઇ. આરતી૦ ૪

પદ ૨

મંગળકો દરશ કરત મુનિવર સબ આવે;
નિરખત મુખારવિંદ પરમાનંદ પાવે. ટેક૦ ૧
મણિમય શુભ મંડપમધ્ય સિંહાસન રાજે;
અગણિત રવિ ચન્દ્ર કાંતિ જાહી નિરખી લાજે. મંગળા૦ ૨
વાજત તહાં અતિ ઉમંગ વિવિધભાતી વાજા;
નમત કોટી બ્રહ્મા ભવ ત્રિભુવનકે રાજા. મંગળા૦ ૩
અગણિત ભુવનેશ ઇશ બદ્રિપતી કાંવે;
મુક્તાનંદ પ્રેમમગન હાઢો ગુન ગાવે. મંગળા૦ ૪

---

રાગ ભૈરવ. પદ ૧

આરતી શ્રીકૃષ્ણ દેવ મંગળા તુમારી,
આરતી ઉતારૂં કરૂં તન મન ધન વારી. આ૦ ટેક. ૧
ઘંટા ઘરીયાર વાજે હોવત ધુની ભારી;
અગ્ર ધૂપ પંચબાતી પાવક પ્રજારી; આરતી૦ ૨
બાજત મૃદંગ તાલ નાચત સુરનારી;
સુરનર મુનિ દ્વાર ઠાઢે જય જય સ્વકારી. આરતી૦ ૩
અગણિત ભુવનેશ નમત ચરન ચિત ધારી;
મુક્તાનન્દ વાર વાર છબીપર બલહારી. આરતી૦ ૪

---

રાગ રામકલી–પદ ૧

મંગળ આરતી ઉતારૂં, કનૈયાજીકી મંગળ આરતી ઉતારૂં,
મંગળરૂપ અનુપમ મુરતિ, ઉરસે પળ ન વિસારૂં. ક. ટેક.૧
ઘર ઘરસેં આયે વ્રજવાસી, દરશનકે હિત ધાઇ,
મંગળ ગાન કરત સબ ગોપી, શોભા બરની ન જાઇ. ક. ૨

બાજત તાલ મૃદંગ ઝાલરી, જય જય ધુનિ ભઇ ભારી,
મુક્તાનન્દ નંદનંદનકી, યા છબીપર બલીહારી. ક. ૩

## શૃંગાર આરતી.

### રાગ વિલાવર

કરત સિંગાર આરતી ભોર, વિરહકો તાપ સંતાપ મીટત સબ;
નિરખત નટવર નંદકિશોર. કરત. ટેક. ૧
કંચન થાર કપૂરકી બાતી, આરતી ઉતારે ઇંદ્ર કર જોર;
નાચત નભ અપછરા મુદિતમન, દેવ કરત અતિ દુંદભિ ઘોર. કરત० ૨
ભવ બ્રહ્માદિક આએ દરશહિત, જય જય શબ્દ હોત ચહુઓર;
મુક્તાનંદકો નાથ પ્રગટ પ્રભુ, શોભાધામ મદનમદ તોર. કરત० ૩

## રાજભોગ આરતી.

### રાગ સારંગ

રાજભોગકી કીજે, આરતી શ્રી રાજભોગકી કીજે;
નિરખી બદન શ્રીપતીકો સુંદર, જનમ સુફળ કરી લીજે. આ.ટેક.૧
કંચન થાર કપૂરકી બાતી, ધૃતજુત અનળ પ્રજારી;
અગ્રધૂપજુ કરત આરતી, ભઇ શોભા અતિ ભારી. આ. ૨
ધનન ધનન ઘંટા ધુની હોવત, શંખ ઝાલરી વાજે;
નોબત બજત મનહું ધનગર્જત, ધ્વનિ સુની ત્રિભોવન ગાજે. આ. ૩
સોહે નીરાજનજુત શ્રીપતીમુખ, સબવિધિ શોભા ધામ;
મુક્તાનંદ કે' નાથકી છબીપર, વારૂં કોટીક કામ. આ. ૪

## મધ્યાહ્ન સમયનું પદ.

### રાગ સારંગ.

સુંદર સ્યામ સુજાન, પોઢે પ્રભુ સુંદર સ્યામ સુજાન;
રાજભોગકી આરતી કીની, ભયો હે દિવસ મધ્યાન. પોઢે. ટેક.૧

સેવકજનકું પ્રસાદી દીની, દિનેહે બિરાપાન;
બંદિજન સારંગ આલાપત, કરત મધુરે સુર ગાન; પોઢે. ૨
કમળા કરત સુખદ પગચંપી, સોવત શ્રીભગવાન;
મુક્તાનંદ કે' પ્રભુ સુખસાગર, ગોવિંદ ગુનકે નિધાન. પોઢે૰ ૩

### ઉત્થાપન સમયનું પદ. રાગ નટ

દીજીએ દરશનદાન દયાનિધિ દીજીએ દરશન દાન;
સુર નર મુનિ તવ દરશકે કારન આયે હે પરમ સુજાન; દયા. ટેક. ૧
ગંધર્વ સિદ્ધ ચારણ વિદ્યાધર, કરતહે તવ ગુન ગાન.
ગુણિજન ગાન કરત અતિ સુંદર, તોરત નઉતમ તાન; દયા. ૨
વૈષ્ણવવૃંદ કીએ તુમ ઉપર, તન મન ધન કુરબાન
મુક્તાનંદ કે' પ્રભુ મનવાંછિત, કીજીએ શ્રીભગવાન; દયા. ૩

## સંધ્યા આરતીનાં પદ.

### પદ ૧

આરતી કીજે સહજાનંદ સ્વામી, નટવર રૂપ પ્રગટ બહુનામી આ. ટેક. ૧
શારદ શેષ નારદ ગુન ગાવે, નિગમ નેતિ કહી પાર ન પાવે; આ. ૨
સર્વાતીત અકળ અવિનાશી, જાહી જપત મુનિ સહસ્ર અઠ્યાસી; આ. ૩
માયા જીવ ઇશકે કારન, નરતન ધાર્યો પતિતજન તારન; આ. ૪
અંગોઅંગ પુષ્પ ધરે વનમાળી, હરિજનસંગ બજાવત તાળી; આ. ૫
એહિ છબી રહો નિત નેનુકે આગે, મુક્તાનંદ કર જોરી કે માગે; આ. ૬

### પદ ૨

જયદેવ જયદેવ, જય અંતરજામી, જય અંતરજામી;
વાસુદેવ જગવ્યાપક, (૨) નિરગુણ નિષ્કામી. જય. ટેક.
તેજોમય તનુધારી, શ્વેતદ્વિપ સ્વામી; (૨)
મુનિગણુ મધ્ય બીરાજે, (૨) અતિ અગણિત નામી. જય. ૧

અનંત ચંદ્ર રવિ સરખા, મહા મુનિવર સંગે; (૨)
ચરણકમળ નિત્ય સેવે, (૨) અતિશે ઉમંગે. જય. ૨
નારાયણ પુરવાસી, અગણિત નરનારી; (૨)
પ્રેમ ઘણે કરી પુજે, (૨) પ્રભુપદ સુખકારી. જય. ૩
બ્રહ્મા ભવ સનકાદિક, નિત્ય દરશન આવે; (૨)
શુક શારદ મુનિ નારદ (૨) નિશદિન ગુણ ગાવે. જય. ૪
પ્રગટ રૂપ પરૂષોત્તમ, હરિ અજ અવતારી; (૨)
મુક્તાનંદ મહાપ્રભુપર, (૨) જાએ બલિહારી; જય. ૫

પદ ૩

જયદેવ જયદેવ, જય સદગુરૂ સ્વામી, જય સદગુરૂ સ્વામી;
સહજાનંદ દયાળી, (૨) બળવંત બહુ નામી. જય. ટેક.
ચરણસરોજ તમારાં, વંદુ કર જોડી; (૨)
ચરણે ચિત્ત ધર્યાથી, (૨) દુખ નાખ્યાં તોડી. જય. ૧
નારાયણ નરભ્રાતા, દ્વિજકુળ તનુ ધારી, (૨)
પામર પતિત ઉધાર્યા, (૨) અગણિત નર નારી; જય. ૨
નિત્ય નિત્ય નૌત્તમ લીલા, કરતા અવિનાશી, (૨)
અડસઠ તીરથ ચરણે, (૨) કોટ ગયા કાશી. જય. ૩
પુરૂષોતમ પરગટનું, જે દરશન કરશે; (૨)
કાળ કરમથી છુટી, (૨) કુટુંબ સહિત તરશે. જય. ૪
આ અવસર કરૂણાનિધિ, કરૂણા બહુ કીધી; (૨)
મુક્તાનંદ કહે મુક્તિ, (૨) સુગમ કરી સિધી. જય. ૫

---

## શીતળ આરતીનું પદ.

### રાગ બીહાગ-પદ ૧

શીતળ આરતી કીજે, શ્રીકૃષ્ણની શીતળ આરતી કીજે;
શોભાધામ શ્યામ મુખ નિરખત, જનમ સુફળ કરી લીજે; શ્રી. ટેક ૧

અમબાનિ ધૃતબાતિ અનુપસે, સો પાવકસેં જારી.
અંગોઅંગ ભુપન મનિ ઝળકત, ભઇ શોભા અતિ ભારી; શ્રી. ૨
સુર નર મુનિ સબ આએ દરશ હિત, બોલત જય જય બાની;
મધુરમધુર બાજીંત્ર બજાવત, હોવત ધુની સુખદાની; શ્રી. ૩
શ્રીઘનશ્યામ છબી નિરખત, આનંદ ઉરમાં ન સમાવે;
મુક્તાનંદ મદન મોહનપર, વારેવાર બલ જાવે; શ્રી. ૪

પદ ૨

કરત આરતી પ્યારી, શીતળ કરત આરતી પ્યારી;
પ્રેમમગન પિયુકો મુખ નિરખત, શ્રી વૃષભાન દુલારી; શી. ટેક ૧
વ્રજવનિતા સબ આઇ દરશ હિત, પ્રેમ મગન ગુન ગાવે;
નેંન સેન સંકેત બતાવત, સોભા બરની ન જાવે; શી. ૨.
મોહન મુખવિધુ દેખિ ગોપીકા, કુમુદની જ્યું બિકસાની;
રસિક પ્રિતમસંગ રસબસ હો રહી, જાની પરમ સુખ દાની; શી. ૩
યું વ્રજમેં નિત્ય નઉતમ લીલા, કરતહે કુંજબીહારી;
મુક્તાનંદ મદનમોહનકી, યા છબીપર બલિહારી; શી. ૪

---

## શયન સમયનું પદ.

### રાગ બીહાગ કનડો

પોઢે પ્રભુ સકળ મુનિકે સ્વામ, શ્રીનારાયણ દિવ્ય મૂરતી
સંતનકે વિશરામ, પોઢે. ટેક. ૧
અક્ષરપર આનંદઘન પ્રભુ, કિયો હે બુપરે ઠામ;
જેહી મિલત જન તરત માયા, લહત અક્ષરધામ; પો. ૨
શારદ શેષ મહેશ મહામુની, જપત જેહી ગુનનામ;
જાસ પદ રજ શિશ ધરી ધરી, હોત જન નિષ્કામ; પો. ૩
પ્રેમકે પરયંક પર પ્રભુ: કરત સુખ આરામ;
મુક્તાનંદ નિજ ચરન ઢિગ, ગુન ગાવત આઠુ જામ; પો. ૪

## રાગ બિહાગ

પોઢીએ સુખદેન સેજમેં, પોઢીએ સુખદેન; સેજમે૦ ટેક.
શ્રીઘનસ્યામ છબીલે મોહન, નિદ્રા વ્યાપિ હે નેન. સેજમેં૦ ૧
રંગ મહોલકી અટા ઘટાસમ, મની દીપક છબી એન;
સરસ સુમનકી સેજ સંવારી, નિરખી લાજ્યો હે ગેન સેજમેં૦ ૨
બાજત તાલ મૃદંગ તબુરો, સુનિ ઉપજત સુખચેન;
ગાવત તાન બિહાગ મુનિજન, સુભગ સોહાઇ હે રેન સેજમેં૦ ૩
દુગ્ધ ફેનસમ સેજ પલંગપર, સ્યામ કરો સુખશેન;
પ્રેમાનંદ કહે શીઘ્ર ભોર ઉઠી, દુહોન્યું શ્યામ ઘોરી ઘેન. સેજમેં૦ ૪

## સંધ્યા આરતી

આરતી પ્રકટ પ્રભુકી કીજે, ચરણુ કમળ લખી અંતર લીજે. આ૦ ૧
સનકાદિક નારદ ત્રિપુરારી, વિમળ નામ રટે વારમવારી. આ૦ ૨
અનંતકોટી ભુવનેશ ભવાની, સબવિધ મહિમા શકત ન જાની. આ૦ ૩
ધરત ધ્યાન દૃઢ જોગ મુનીશ્વર, શેષ સહસ્ત્રમુખ રટત નિરંતર. આ૦ ૪
નરે નાટક ક્ષરઅક્ષર ન્યારા, પુરૂષોત્તમ પૂરણુ જન પ્યારા. આ૦ ૫
નીતમ રૂપ અકળ છબી ન્યારી, બ્રહ્માનંદ જાત બલિહારી. આ૦ ૬

## રાગ સંધ્યા આરતી

જય દેવ જય દેવ, જય જનસુખકારી (૨) કમળનયન કમળાવર (૨) ભક્ત ભયહારી. જય૦ ટેક.
લક્ષ્મીનાથ નારાયણુ, ત્રિભુવન જનસ્વામી (૨) મેઘસ્યામ મનોહર (૨) હરિ ગરૂડગામી. જય૦ ૧
કિરીટ મુગટ મકરાકૃતિ, પીતાંબર ધારી (૨) શ્રીવત્સ ભ્રગુપદ કૌસ્તુભ (૨) વનમાળા ધારી. જય૦ ૨
દિવ્યસ્વરૂપ દયાનિધિ, સુર નર મુનિ ત્રાતા (૨) ભક્ત મનોરથ પૂરક (૨) વાંછિત વરદાતા. જય૦ ૩
નાના રત્ન વિભૂષણુ, ભૂષિત મુરારી (૨) સુંદર હસત વદનપર (૨) પ્રેમાનંદ વારી. જય૦ ૪

---

# થાળ સંગ્રહ—

## રાગ કાનરો—પદ ૧.

વ્યારૂ કીજીએ નવલ વિહારી, ટેક૦
કનક થારમહિં ભોજન બહુવિધ, પ્રેમસેં લાઇ હે રાધિકા પ્યારી. વ્યારૂ. ૧
ખાટે ખારે તીખે અનુપમ, મધુર સ્વાદ અતિ સુખકારી;
છપનભોગ છતીશહું વ્યંજન, વેગસેં લાઇ સબહિ વ્રજનારી. વ્યારૂ. ૨
દૂધ ભાત મીસરી મનમોહન, રૂચિકર લીજીએ શ્રીગિરિધારી;
અતિ સુગંધી શીતળ સુખદાયક, ધરી હે આની જમુના જળ ઝારી. વ્યારૂ. ૩
આચમન કરીકે સ્યામસુંદર વર, પાનબીરી પીયા લીજીએ હમારી;
મુક્તાનંદ ચરનકો ચેરો, સંગ સદા પ્રસાદ અધિકારી. વ્યારૂ. ૪

## પદ ૨

શ્યામ સુંદર વર વ્યારૂ કીજે, ટેક૦
ખટ રસ સહિત ચતુરવિધ ભોજન, કમળા કીયે હે સ્વાદ સબ લીજે. સ્યા. ૧
રૂચિજુત શાક પાક સબ જીમિકે, પય મીસરીસો પ્રેમજુત પીજે;
પટરાનિકો પ્રેમ લખી પ્રીતમ, ખુબ જીમો મન સબકે પતિજે. સ્યા. ૨
આચમન કરીકે રૂકમનિ કરસેં, પાન બીરી મુખવાસ ગ્રહીજે;
મુક્તાનંદ કે' પ્રભુ જદુનાયક, સિત પ્રસાદી દાસકું દીજે. સ્યા. ૩

## રાગ બિહાગ—પદ ૧.

વ્યારૂ કીજે ઘનસ્યામ, બિનય સુની વ્યારૂ કીજે ઘનસ્યામ:
નિજ જન મનરંજન કહનેકું, આયો સદા સુખ ધામ. બિનય૦ ૧
કનક થાર મહીં ભોજન બહુવિધ, ધરેહે પ્રેમીજન આની;
રૂચિ રૂચિ ગ્રાસ લેહુ મનમોહન, સ્વાદકી બિગત લખાની. બિનય૦ ૨
સેવકજનકું સદા સુખદાયક, જીમત દરશન દીજે;
વ્રજજનકે મનમોદ બઢાવન, હાસ વિનોદહું કીજે. બિનય૦ ૩
દુધ ભાત મિસરી મનભાવન, લીજે પરમ સુખકારી;
આચમન કર મુખવાસ મનોહર, કીજીયે કુંજવિહારી. બિનય૦ ૪

વ્રજ વનિતાકું સદા સુખદાયક, તુમ પ્રભુ પુરન કામ;
મુક્તાનંદ કે' નાથ ભક્ત હિત, રાજત ગોકુળ ગામ. બિનય૦ ૫

પદ ૨

બ્યારૂ કીજે વિહારી, રસિક પ્રીયા બ્યારૂ કીજે વિહારી;
કમળનયન કમળાવર કેશવ, સંતનકે સુખકારી. રસિક૦ ૧
કનકભુવન મધ્ય મણિમય મંડપ, તાવિચ ચોકી ઢારી;
રૂકમની આદિ રાની સબ આઇ, ભરભર કંચન થારી. રસિક૦ ૨
સબકે થાર એક સંગ આવે, ભઇ શોભા અતિ ભારી;
ભાવ સહિત પ્રભુ ભોજન કીજે, અકળ રૂપ અવતારી. રસિક૦ ૩
શુક નારદ સનકાદિક મુનિ સબ, સુરપતિ અજ ત્રિપુરારી;
મહાપ્રસાદ હું એ સબ ચાહત, ગાવત કીર્તિ તમારી; રસિક૦ ૪
સત્યભામા આચમન કરવાવત, લેકર કંચન ઝારી;
મુક્તાનંદ કે' પ્રભુ મુખવાસ લે, હાદિ દિનેશ દુલારી. રસિક૦ ૫

---

## રાગ ગરબી થાળ

સખી આનંદની વાત કહું આજરે, મેં તો મેહે કરી નોતર્યા મહારાજ રે. ૧
પ્રેમે ચોક વચ્ચે ચોકી ઢાળીરે, ઉઠયા ના'વા મોહન વનમાળી રે. ૨
અંગ ચોળી આનંદશું નવરાવ્યારે, પે'રી પીતાંબર મન ઘણું ભાવ્યા રે. ૩
પે'રી પાવલાં પધાર્યા લટકાળારે, મારા મંદિરીયામાં આવ્યા મરમાળા રે. ૪
પાટે બેસારીને પુજ્યા મોરારીરે, અતિ આનંદશું આરતિ ઉતારી રે. ૫
બેઠા જમવા જગનો આધારરે, મેં તો પ્રેમે કરી પીરસ્યો કંસાર રે. ૬
શીરો પુરી સુંવાળી સાબુદીરે, ખાસાં ખાજલાં ને ખાંડ ઘણી રૂડી રે. ૭
સાટા મેસુબ જલેબી જુગ તાળીરે, ઘાટાં ઘેબર પેંડાની ભરી થાળી રે. ૮
દુધપાક પુરી પુરણપોળીરે, ઘણે ઘીએ રસરોટલી ઝબોળી રે. ૯
દહીંથરાં ભાત ભજીયાં ને દાળરે, કેળારોટલી ને પુડલા રસાળ રે. ૧૦
ગળી મોળી અંજ કરી ને કારેલારે, મગ મેથીએ વઘારી કર્યા ભેળાં રે. ૧૧
તળું સુરણ ઘણું ઘી ઘાલીરે, વડી વાલાને લાગે છે ઘણી વાલી રે. ૧૨

તળ્યાં પરવળ વાલોળ ને વૃંતાકરે, તળ્યાં તુરીયાં કકોડાં કેરું શાક રે. ૧૩
ટીંડાં તાંદળજો ને સુવાની ભાજીરે, મેથી મોગરી મુળાની ઘણું ગમે રે. ૧૪
જમે જુગતે શું દીનદયાળરે, પાસે અનુપમ અથાણાં રસાળ રે. ૧૫
કેરી કાચરી તળેલાં આમ્યાં આદુરે, ગ્રાળાં ગરેમર ને શેલરાં સ્વાદુ રે. ૧૬
કાજુ કેરડાં પાપડ પ્રભુ જમેરે, પીયે જળ આસો આસ મુને ગમે રે. ૧૭
જમે મધુરા મધુરા જદુરાયરે, હું તો વીજણે ઢોળું વાય રે. ૧૮
જમી આચમન કર્યું અવિનાશરે, પ્રીતે પાનબીડી કરી મુખવાસ રે. ૧૯
સુર મુનિને દુરલભ સ્વાદરે, પામ્યા મુક્તાનંદ પ્રસાદ રે. ૨૦

## રાગ ગરબી પદ ૧

જમો મારા નાથ જુગતિ કરીને રે, રહેછે જોઈ જોઈ નયણાં ઠરીને, જ૦
રૂડો ચંદનપાટ ઢળાવું રે, જળ જમુનાજીનાં મંગાવું રે;
અંગે ચોળી અત્તર નવરાવું. જ૦ ૧
કાલુ ઓરડાની ઓશરીએ રે, પ્રેમે પાથરણાં પાથરીએ રે;
આગે બાજોઠ કનકનો ધરીએ. જ૦ ૨
પ્રીતે નવલ પીતાંબર પહેરો રે, હેતે સહિત મનોહર હેરો રે;
પુરું થાળ હું કંચન કેરો. જ૦ ૩
તાજા લાખણસાઇ મોતૈયા રે, તળીયા મગદળ ને સેવૈયા રે;
કોડે કોડે આરોગો કનૈયા, જ૦ ૪
ખીર લાપસી સુંદર ખુરી રે, બિરંજ સેવ કંસાર કચુંરી રે;
પુડા માલપુવા શીરા પુરી. જ૦ ૫
દુધપાક જલેબી ને ખાજાં રે, તળાયા મોદક ઘેબર તાજાં રે;
રૂડાં જાદરીઆં ઘૃત ગ્રાઝાં. જ૦ ૬
સાટા બરફી પતાસાં સાબેણી રે, ટોર મરકી ને રોટલી ઝીણી રે;
દલવો સક્કરપારા સુનૈણી. જ૦ ૭
હેત ગ્રાજે હું પીરસું હરખી રે, થઇ જાઉ છું દીવાની સરખી રે;
બ્રહ્માનંદના વહાલા તમને નિરખી. જ૦ ૮

પદ ૨

આરોગોને લાલજી લટકાળા રે, મીઠાબોલા અતિ મરમાળા. આ૦
તળીયાં નૌતમ ધૃતમાં નિપજીયાં રે, રૂડાં અડદવડાં મનરંજીયાં રે;
તમને ભાવેછે સુંદર ભજીયાં. આ૦ ૧
તાન માન સર્વ એક ત્રાજુ રે, સ્વાદુ ફરફરતે એક બાજુ રે;
કળી તીખી ને ગાઠીયા કાજુ. આ૦ ૨
ફરસાણુ ફુલવડી મંગાવું રે, તાજા ચોળા ચણા તે તળાવું રે;
વહાલા જમતાં તે લાગી ન થાવું. આ૦ ૩
ટાંકો સુવા ને તાંદળજાની ભાજી રે, તળી અળવી મેથી વળી તાજી રે;
રસિયાજી જમો થઇ રાજી. આ૦ ૪
લુણી લાલરો વીણીને લાવી રે, તાજી પાનલી ચીલ તળાવી રે;
કણુંજ પણુજ તે ત્યાર કરાવી. આ૦ ૫
મૂળા મોગરી તળિયલ કોળું રે, નાંખ્યું પરવળમાં ધૃત બોહોળું રે;
વૃંતાક નવીન વાલોળું. આ૦ ૬
તાજી સુરણની તરકારી રે, વડી કઢી તે લવીંગે વધારી રે;
ચોળા જ્વારફળી છમકારી. આ૦ ૭
વા ઢોળું હું વિંઝણો લઇને રે, માગી લેજો જોઇએ તે કહીને રે;
બ્રહ્માનન્દ કહે જમો ધીરા રહીને. આ૦ ૮

પદ ૩

જમો જમો ગુણવંતા ગિરિધારી રે, મનુવાર માનો વહાલા મારી, જ૦
ભીંડી ટોડી રતાળુ રૂડાં રે, ચોંપ રાખી કર્યાં ચીચુડાં રે;
ઘીમાં ખુબ તળ્યાં છે ઘેસુડાં. જ૦ ૧
ભરથાં સેન્જરાં સ્વાદ ભરેલાં રે, તાજાં તુરીયાં નેંયાં તળેલાં રે;
કુંભી શાક કંકોડાં કારેલાં. જ૦ ૨
કુંણાં ચીભડાં તીંડસ લેરાં રે, દહી રાઇતાં સુંદર ઘેરાં રે;
કાચાં શાક તે કોચલા કેરાં. જ૦ ૩

રસિયે હોંસ કરી રમતા, કે ગોવાળાને મનડે ગમવા રે. ૪
મેલ્યાં છોગલિયાં માથે, કે શોભતાં ગોપીજન સાથે રે. ૫
એમ રમતા ગિરધારી, કે વદનપર બ્રહ્માનંદ વારી રે. ૬

## રાગ ગરબી. પદ ૧

વહાલા આવો અમારે ઘેર રે, વારી જાઉં વાલમજી;
સેવા કરીશું સારી પેર રે, વારી જાઉં વાલમજી. ૧
કાંઇ નીર ઉનેં નવરાવું રે, વા૰ કાંઇ જુગતે કરીને જમાડું રે. વા૰ ૨
કાંઈ કંચન થાળ કટોરા રે, વા૰ પાસે પાણી પીવાના આબખોરા રે. વા૰ ૩
કંસાર ને ચુરમાં ચોળી રે, વા૰ રસરોટલી ઘીએ ઝબોળી રે. વા૰ ૪
ભાજી તાંદળજાની સારી રે, વા૰ માંહી ચોળાફળી ચમકારી રે. વા૰ ૫
કાજુ આદા કેરીનાં અથાણાં રે, વા૰ લિંબુ મરચાં જોયે તો મેં આણ્યાં રે. વા૰ ૬
તમે ચોખા ને દૂધ શિરાવો રે, વા૰ માંહી સાકર એક નખાવો રે. વા૰ ૭
તમે જમો ને ઢોળું હું તો વાય રે, વા૰ ત્યારે કાંઇક સારૂં મારૂં થાય રે. વા૰ ૮
જળ જમુનાંની ભરી ઝારી રે, વા૰ તમને ગણુ કરાવે બ્રહ્મચારી રે. વા૰ ૯
કાથો ચુનો પાન લવીંગ સોપારી રે, વા૰ તમે મુખવાસ લ્યોને મોરારીરે. વા૰ ૧૦
પ્રભુ પલંગ ઉપર પોઢાડું રે, વા૰ ઝાઝી વાર થાય તો જગાડું રે. વા૰ ૧૧
વેલું વેલું બોલીને સુખ દેજો રે, વા૰ કાંઇ કહેવાનું હોય તો કહેજો રે. વા૰ ૧૨
આપો અબળાને આનંદ રે, વા૰ બલિહારી બ્રહ્માનંદ રે. વા૰ ૧૩

## રાગ રામકલિ. પદ ૧

આવો રે વહાલાજી તમને, માંખણુ જમાડું;
કહો તો તમારા ગોઠીડાને, ઘડીએક ખમાડું. આવો૰ ૧
રમત મેલો શ્યામ રંગીલા, થઈ ઝાઝી વેળા;
છોકરડાને શીખ દીઓ, હરિ ચાલો હું ભેળા. આવો૰ ૨
સાકર કેરી સુખડી કીધી, તાજું ઘી નાંખ્યું;
જીવન તમને જમતાં દેખું, થાય ટાઢી આંખ્યુ. આવો૰ ૩

લાલજી તમને ભુખ લાગી હશે, પહેલેને પો'રે;
બ્રહ્માનન્દના નાથજી હું તો, જમાડીશ જોરે. આવો૦ ૪

પદ ૨

આરોગો અલબેલા વહાલા, સાકર સેવડલી;
રમવાની આવડી પડી થી, તમને ટેવડલી. આરો૦ ૧
ચોંપ કરીને સેવું રાંધું, ઘી તાજું લાવું;
તમે જમો હું આગળ બેશી, માંખી ઉડાવું. આરો૦ ૨
ખુબ મસાલા માંહી ખાંડી, દહીંવડાં કરૂં ખાટાં;
બરરીનો બાલભોગ કરો, બેક સેવૈયા સાટા. આરો૦ ૩
જે તમને મનડે ગમે, તે માગીને લેજો;
વધુ રહે તે બ્રહ્માનન્દને, પ્રસાદી દેજો. આરો૦ ૪

પદ ૩

બાલભોગ જમવા હરિને, માતા બોલાવે;
શેરીમાંથી સાદ કરીને, બાલ ગ્રહી લાવે. બાળ૦ ૧
મહી કટોરો સાર કર્યો, માંહી મીસરી ઘોળીને;
ચોખાકેરો કરમલડો, કજુ આપે ચોળીને. બાળ૦ ૨
વહી વહી વિનતિ કરે કહાના, ગ્રહ્યું ના રમીએ;
બીજું કામ તજીને બાપુ, ભાવે તે જમીએ. બાળ૦ ૩
ભોજન પડતું મેલીને ઉઠે, રમવાને પ્યારે;
બ્રહ્માનંદના નાથને માતા, ખોળે બેસારે. બાળ૦ ૪

પદ ૪

માંખણુ જમાડું વહાલા મારા, આવોને ઓરા;
લટકાળા મુને વહાલા લાગો, ગિરિધારી ગોરા. માંખ૦ ૧
ભૂધર તમને જે ભાવે, તે આણીને આપું;
ત્રિલોકીમાં તમ જેવું બીજું, નથી કાંઇ વહાલું. માંખ૦ ૨
દહીંથરાં ને દૂધ પેંડા બેક, જલેબી સારી;
બરરીનો બાલભોગ કરો, જાઉં મુખ ઉપર વારી. માંખ૦ ૩

આદા લીંબુનાં અથાણાં વળી, સાથે સાકરિયા;
બ્રહ્માનન્દને શીત પ્રસાદી, દેજો ડોલરિયા. માંખ૦ ૪

રાગ વેલાવલ—પદ ૧

લાલ મનોહર લીજીએ, મુખવાસ મોરારી;
શ્યામ સોહાગી શ્યામળા, જાયે મુખપર વારી. લાલ૦ ૧
જોઇએ તો લાવું જાયફળ, તજ સુંદર તાજી;
આરોગો મારા નાથજી, રસિયા થઇ રાજી. લાલ૦ ૨
લવિંગ સોપારી એલચી, કાથો ચુનો મેળાવું;
નાગરવેલી પાનની, કાજુ બીડી બનાવું. લાલ૦ ૩
હરિજન દર્શન કારણે, ઉભા ચહુ પાસ;
માવા મુખ તંબોળની, બ્રહ્માનંદને આશ. લાલ૦ ૪

પદ ૨

રતન સિંહાસન ઉપરે, રસિયોજી રાજે;
અદ્‌ભુત શોભા જોઇને, છબી કંદર્પ લાજે. રતન૦ ૧
જામો પહેર્યો જરકસી, સેહરો શિર સારો;
પીળી ઓઢી પામરી, બેઠા નન્દદુલારો. રતન૦ ૨
કમર કટારો શોભતો, પોંચી બેઉ હાથે;
ઉપરણી ઓપી રહી, મોલીઓ માથે. રતન૦ ૩
ફુલમાળ ગળે ફુટરી, ધારી ગિરિધારી;
શોભા જોઇ ઘણુંઆરતી, બ્રહ્માનન્દ બલિહારી. રતન૦ ૪

પદ ૩

અખંડ પ્રિયાજીની આરતિ, અતિ હેતે ઉતારૂં;
મહા મનોહર મુરતિ, અંતરમાં ધારૂં. અ૦ ૧
અમર ધૂપ અતિ શોભતા, દીપક અજુઆળુ;
મુખડું મોહન લાલનું, નિરખું રૂપાળું. અ૦ ૨

ભેરી શંખ મૃદંગ ધુનિ, વાજાં અતિ વાજે; ૩૫
બ્રહ્મા ભવ સુર આવિયા, સૌ દર્શન કાજે. આ૦ ૩
જય જય વાણી ઉચ્ચરે, ધીરે સ્વર ગાવે;
બ્રહ્માનન્દના નાથની, છબી જોઇ સુખ પાવે. આ૦ ૪

પદ ૪ ૫

પ્રાણજીવન પધરાવિયા, મંદિરીયા માંહી;
પોઢયા સારૂ પ્રેમસું, સુખ સેજ બીછાહી. પ્રાણ૦ ૧
પ્રીતમ બેઠા પલંગપર, આવી અલબેલો;
રુડો લાગે રાજીવી, છોગાળો છેલો. પ્રાણ૦ ૨
મોહન દીધી મુજને, ફૂલડાની માળા;
પગ ચાંપું હું પ્રેમથી, થયા સ્યામ સુખાળા. પ્રાણ૦ ૩
શીખ કરી સર્વે સાથને, પોઢયા કુંજવિલાસી;
બ્રહ્માનન્દ હજુરમાં, એકાંતિક દાસી. પ્રાણ૦ ૪

---

## થાલ

### રાગ સારંગ. રાજભોગનો થાલ.

જીમીયે જન સુખદાઇ, ભોજન જીમીયે જન સુખદાઈ; ભોજ૦ ટેક
ખટ રસ ચાર પ્રકાર સુધારેકે, ભક્તિ માત લે આઇ. ભોજ૦ ૧
પુર્યો કનક થાર અતિ સુંદર, કંચન પાટ બીછાઈ;
છપ્પન ભોગ છતીસહું બિંજન, રચના કહી ન જાઇ. ભોજ૦ ૨
લડુવા બહોત પ્રકારકે નૌતમ, પેંડ બરફી બનાઇ;
ઘેબર ખાજા સરસ જલેબી, સક્કરેણી મન ભાઈ. ભોજ૦ ૩
મરકી મેંસુબ સાટા ગુંજા, સવાબપાક સુનદાઇ;
લુચઇ પુરી કેર કચોરી, બરની ન શક્યો .માઇઇ. ભોજ૦ ૪
ઘણી પાપડ પાપડી પૂડા, મગવપુવા અધિકાઇ;
સેવ સુંવારી ખીર ખાંડ ઘૃત, જીમીએ નાથ અઘાઈ. ભોજ૦ ૫

મધુ મેવા અરુ માખન મિસરી, સિરખન ખીરંજ સોહાઈ;
ભજીયાં વડા ગુલ ગુલાબફળી ભલી, ગીનત પાર કો પાઈ; બોજ૦ ૬
કેરી આદા નીંબુ મિરચી, ખારેક દ્રાખ તિખાઈ;
અથાનેકો અંત નહી તબ, રહ્યો કહત સકુચાઈ. બોજ૦ ૭
ભાજી સુંદર સરસ બની પ્રભુ, જીમો દેઉ બતાઈ;
કાશીફળ કંકોડાં પરવર, મુરનકી સરસાઈ. બોજ૦ ૮
વાથેરી વૃંતાક કરેલા, કીતની કરૂં બડાઈ;
નયાકો અતિ સરસ રાઇતો, તુલ્ય પરિહે રાઈ. બોજ૦ ૯
કઢી વડી અરુ ચના તરેલકો, સ્વાદ હે સરસ સવાઈ;
બથુવા મેથી સુવા ટાંકા, ભાજી સરસ રંધાઈ. બોજ૦ ૧૦
દાળ ભાત જીમીએ સુંદર, મીસરી ગોરસમાઈ.
હોરે હોરે ગ્રાસ ભરો પ્રભુ, લાવું દૂધ ઓટાઈ. બોજ૦ ૧૧
અતિ આનંદ હોઇ જીમો જીવન, ચાર સુનાવું ગાઈ;
પ્રેમાનંદ પનવારો જુંઠકો, દીજે પાસ બોલાઇ. બોજ૦ ૧૨

---

### રાગ કાફી–પદ ૧

જમોને ગોપીનાથજી સુંદર લાડુ રે; જમો૦ ટેક
ઘૃત સાકરમાંહી ઝઝા મેળીને, હરિવર હેતે હું જમાડુંરે. જમો૦ ૧
જગજીવન મારે હાથે જમો તો, ઘણું ઘણું માનીશ હું સપાડુંરે. જમો૦ ૨
સુંદર મુખડું હું જમતાંરે જોવું, ચાયે મારા અંતરમાંહી ટાઢુંરે. જમો૦ ૩
પ્રેમાનંદ ઉભો આશ કરીને, જમીને આપો પનવાડુંરે. જમો૦ ૪

### પદ ૨

જમોને ઘનશ્યામજી પુરી શારીરે; જમો૦ ટેક
બહુ પકવાન તમ કાજ કર્યા છે, ખીરંજ હરીસો સાકર કેરીરે. જમો૦ ૧
લાવી છું ડોલરીયાના હાર ગુંથીને, જમીને જીવન તમે પેરોરે. જમો૦ ૨
જીવન તમને જમતાં જોવું તો, મટે મારા ભવફેરો ફેરોરે. જમો૦ ૩
પ્રેમાનંદને શીત પ્રસાદી, દીયો તો રાજી છે ઘણેરોરે. જમો૦ ૪

પદ ૩

લીયોને ગોપીનાથજી મુખવાસરે; લીયો૦ ટેક.
તજ એલાયચી જાવંત્રી જાયફલ, હાજરે ઉભી છું લેને પાસરે. લીયો૦ ૧
કાથો ચુનો તજ લવીંગ સોપારી, બીડી મેં વાળી છે કરી ઉલાસરે. લીયો૦ ૨
મારે હાથે હું બીડી મુખમાંરે આપું, આજ મારે આવ્યો સાવકાશરે. લીયો૦ ૩
મુખ તંબોલ લીધાનીરે મોહન, પ્રેમાનંદને છે ઘણી આશરે. લીયો૦ ૪

પદ ૪

આપું છું બીડી પાનની હું બનાવીરે; આપું૦ ટેક૦
નાગરવેલીના પાન મનોહર, પાકાં પાકાં જોઇને આખાં લાવીરે. આપું૦ ૧
કાથો ચુનો ને લવીંગ એલાયચી, વાંકડી સોપારી કતરાવીરે. આપું૦ ૨
પ્રીત કરીને સુંદર બીડી મેં વાળી, મુખમાં મેલું પાસે આવીરે. આપું૦ ૩
પ્રેમાનંદને કૃપા કરીને, મુખ તંબોલ આનો ચાવીરે. આપું૦ ૪

---

રાગ બીહાગ—પદ ૧

મારે મંદીર પધારો પ્રભુ પ્રીત કરી; મારે૦ ટેક
શંકા કોયની ધરશો માં, આવો મગન થકા હોંશ શીશ ધરી. મારે૦ ૧
વિધવિધનાં પકવાન કર્યાં છે, પીરસી મેલ્યો છે મેં તો થાળ ભરી;
મોતીયા સેવૈયા સાથ જલેબી પેંડા, બરફી ને બીરંજ હરીસો હરિ. મારે૦ ૨
શાક પાક બહુ ભાતે કર્યાં છે, કસર નથી મંદી કસીયે જરી;
જે જે ગમે તે જમજો હરિ મારા, માગી લેજો ઉપર મીઠુંરે મરી. મારે૦ ૩
સર્વે મનોરથ પૂરો મારા, આવો નહીં આવે મારે લાગ ફરી;
પ્રેમાનંદના નાથ ધર્મકુંવર પીયા, મન કર્મ વચને હું તમને વરી. મારે૦ ૪

પદ ૨

મારે ભુવન પધારો હરિવર હસતા; મારે૦ ટેક
પ્રીત કરીને પ્રીતમ તમને, લાડવા જમાડું સુંદર લસલસતા. મારે૦ ૧
વસન આભૂષણ પહેરીને પધારો, શુભ રેંટા કમરે કસતા;

ચાખડીયો પેરીને ચટકતી લટકતી, ચાલે મારે ઉર વસતા. મારે૦ ૨
ડોલરીયાના ઉર હાર પેરીને, અંતર ફૂલેલમાં મસમસતાં;
આવંતા ઉર શંક ન ધરશો, દુરિજન દેખીને છોને ભસતા મારે૦ ૩
જમતાં જીવન લટકાં કરીને, નરનારીના ઉરમાં ધસતાં;
નેણાં ભરીને નિરખું નટવર, પ્રેમાનંદને લાડુ પીરસતાં. મારે૦ ૪

પદ ૩

તમે જમો જમો મારા ઠાકરીયા; તમે૦ ટે૦
હરિવર મારે હાથે જમાડું, સુંદર લાડુ સાકરીયા. તમે૦ ૧
પેંડા બરફી ખાજાં જલેબી, મરકી મેસુબને ઘેબરીયાં;
શીરો પુરી કંસાર હરીસો, બીરંજ જમો કહાના કેશરીયા. તમે૦ ૨
ભજીયાં વડાં તળ્યાં છે પાપડ, મીઠું જીરૂ નાંખીને મરીયા;
શાક પાક સુંદર વર જમજો, રાયતડાં સુંદર દૈથરીયા. તમે૦ ૩
આંબામોરનો ભાત અનુપમ, દૂધ શાકર જમો ગિરિધરિયા;
વધે તે પ્રેમાનંદને આપો, ધર્મકુંવર રંગના ભરિયા. તમે૦ ૪

પદ ૪

આપું પાન બીડી જમો ભક્તપતિ; આપું૦ ટે૦
ધર્મકુંવર ઘનશ્યામ સુંદર વર, તમથી વહાલું મારે કોઇ નથી. આપું૦ ૧
નાગરવેલીના પાન મનોહર, કાથો ચુનો મેલી રતીરે રતી.
તજ એલાયચી માંહી લવીંગ સોપારી, બીડી વાળી છે વહાલા સરસ અતિ આ૦
સુંદર મુખમાં બીડી આપું, નિરખું ચકોર જ્યું ચંદ ગતિ;
પીકદાની કરૂં હાથ તણી મારે, ઘણારે દીવસની આશ હતી. આપું૦ ૩
તન મન વારૂં આરતિ ઉતારૂં, એ વર માગું કરી વિનંતિ;
ધર્મકુંવર ઘનશ્યામ ચરણમાં, પ્રેમાનંદની રહો અચલ મતિ. આપું૦ ૪

---

રાગ વસંત. પદ ૧

ધન્ય ધન્ય આજ સપરમો દહાડો, મોહન મંદિર પધાર્યા;
અમ ઘેર આવતાં વહાલાને, મોકલડીયે બહુ વાર્યા. ધન્ય૦ ૧

આજ મારાં ભાગ્ય કહ્યામાં ન આવે, મુખડું જોઈ જોઇ ફૂલી;
શું શું કરૂં શ્યામળીયા સારૂં, દેહ દશા સુધ ભુલી; ધન્ય૦ ૨
ઉઠી ઉતાવળી પ્રેમ વિવશ થઈ, દૂધડે ચરણ પખાળ્યા;
દુઃખડાં લઇને મોતીડે વધાવ્યા, તાપ હૈયાના ટાળ્યા. ધન્ય૦ ૩
છપરે પલંગપર સેજ સંવારી, પધરાવ્યા શ્યામ સોહાગી;
જીવન કહે છે લાવો જમ્યાનું, ભુખલડી બહુ લાગી. ધન્ય૦ ૪
છપન ભોગ છત્રીસે વ્યંજન, લાવીને પૂર્યાં થાળ;
જમવા બેઠા હરિવર હેતે, શરણાગત પ્રતિપાળ. ધન્ય૦ ૫
લાડુ જલેબી ઘેવર સાટા, બરફી પેંડા બહુ સારા;
દળ મગદળને બિરંજ હરીસો, જમજો પ્રીતમજી પ્યારા. ધન્ય૦ ૬
વિધ વિધનાં પકવાન કર્યાં છે, ગણતાં પાર ન આવે;
જીવન જમજો સારાં સારાં, જે જે તમને ભાવે. ધન્ય૦ ૭
ખારેક દ્રાક્ષ ને ચીરીયા રાયતી, અથાણાં બહુ ભાતિ;
ભજીયાં વડાં ને પાપડ પુડલા, જમજો હરિ ખાંતિ. ધન્ય૦ ૮
દૂધપાક ને શ્રીખંડ બાસુદી, મીરા પુરી ને કંસાર;
ભાત ભાતનાં શાક કર્યાં છે, કઢી વડી રાયતા સાર. ધન્ય૦ ૯
દાળ ભાત જમી દૂધ સાકર પીધાં, હામ હૈયાની વહાલે પુરી;
ચળું કરાવીને મુખવાસ આપે, પ્રેમાનંદ હજૂરી. ધન્ય૦ ૧૦

---

## રાગ ઠુમરી થાલ ત્રિતાલ. પદ ૧

જમત પીયા પ્રાન જમાવતી પ્યારી રે; જીમા૦ ટેક.
કંચન થાર પરોસી લાઈ, બિંજન વિવિધ સંવારી. જીમા૦ ૧
મોતીચુર જલેબી સુંદર, દુધપાક સુખકારી. જીમા૦ ૨
માનભોગ મીઠીપૂરી કચોરી, બરા દધીમહીં ડારી. જીમા૦ ૩
પ્રેમાનંદકું પ્યારો શીત પ્રસાદી, દેતહે પાસ બેસારી. જીમા૦ ૪

પદ ૨

લાડીલો લાલ જીમત પૂરી દૂધપાક; લાડી૦ ટેક.
વિધ વિધકે પકવાન મીઠાઇ, બહુત પ્રકારકે શાક. લાડી૦ ૧
જીમત મેવા શ્યામ મનોહર, કદલીફળ અરુ દ્રાક્ષ. લાડી૦ ૨
આસપાસ બેઠી સખા મંડળી, સબહીકું દેત ચાખ ચાખ. લાડી૦ ૩
પ્રેમાનંદ માગે જુંઠ પ્રસાદી, બહુત અંતર અભિલાખ. લાડી૦ ૪

પદ ૩

શીરો પૂરીરે આરોગો અવિનાશી; શીરો૦ ટેક.
મોતીચુર જલેબી ઘેબર, પેંડા બરફી ખાસી. શીરો૦ ૧
મીઠો ખીરંજ હરીસો સુંદર, દૂધપાક સુખરાશી. શીરો૦ ૨
ઓટયો દૂધ ભાત ઝીનવાકો, મીસરી માંહી મીલાસી, શીરો૦ ૩
કછુ એક જુંઠ પ્રસાદી માંગત, પ્રેમસખી નીજ દાસી. શીરો૦ ૪

પદ ૪

લાલ પ્યારે જીમીએ મેં લાગું તોરે પૈયાં; લાલ૦ ટેક.
દૂધપાક સંયાવ સુંવારી, સેવે સરસ બનૈયાં. લાલ૦ ૧
ઘૃત કંસાર લાપસી પ્યારે, સુખદા અતિ સુખદૈયાં. લાલ૦ ૨
ખીરંજ બાસુદી સીખરન સુંદર, મિસરી દૂધ મલૈયા. લાલ૦ ૩
શ્રી ઘનશ્યામ બદન છબી ઉપર, પ્રેમસખી બલજૈયાં. લાલ૦ ૪

---

રાગ ગરબી. થાળ

મારે મંદિર આવ્યા માવજીરે, જમવા જીવન પ્રાણ;
મેં તો પ્રેમ ઘણે પધરાવિયારે, સુંદર શ્યામ સુજાણ. ૧
પૂજા કીધી મેં પ્રેમશુંરે, અંગે ઘણો ઉમંગ;
જોતાં રસિયાજીના રૂપનેરે, રાચી એને રંગ. ૨
મેં તો ભોજનીયાં બહુ ભાતનાંરે, પીરસ્યો પુરણ થાળ;
ધર્યો શ્યામ સલુણા આગળેરે, રસિયા દીનદયાળ. ૩

મને ભુખ ઘણી છે ભામનીરે, તે માટે તતકાળ;
તમે પ્રેમ ઘણે કરી પ્રમદારે, લાવ્યાં અન્ન રસાળ. ૪
આજ તો ભાવ વધ્યો છે ભામનીરે, જમવા તારે હાથ;
એવું કહીને આનંદ પામિયારે, જાણુ ઘણા જદુનાથ. ૫
ભાવે ભોજન ચાર પ્રકારનાંરે, શાક પાક બહુ અન્ન;
મારે હાથ જમ્યા છે માવજીરે, ટાઢું થયું તન. ૬
મેં તો છપ્પન ભોજન સુખવીરે, જમાડ્યા જદુરાય;
મેં પ્રેમે પાન બીડી દઈ મુખમાંરે, લાગી હરિને પાય. ૭
વાલે હાસ કરી હસાવિયાંરે, સુંદર કરી સંવાદ;
આપ્યો મુક્તાનંદને પ્રેમશુંરે, થાળ ભરી પ્રસાદ. ૮

---

રાગ થાળ–પદ ૧

અવિનાશી આવોરે, જમવા કૃષ્ણ હરિ, શ્રીભક્તિધર્મસુતરે, જમાડું પ્રીત કરી. ૧
શેરડીયું વાળારે, ફૂલડાં વેર્યા છે, મલીયાગરે મંદિરરે, લીપ્યાં લેર્યા છે. ૨
ચાખડીયું પેરીરે, પધારો ચટકંતા, મંદિરીયે મારેરે, પ્રભુજી લટકંતા. ૩
બાજોઠે બેસારીરે, ચરણકમળ ધોવું, પાપણીયે પ્રભુજીરે, પાત્રલીયા લોવું. ૪
ફૂલેલ સુગંધીરે, ચોળું હું શરીરે, હેતે નવરાવુંરે, હરિ ઉને નીરે. ૫
પેરાવું પ્રીતેરે, પીતાંબર ધોતી, ઉપરણી ઓઢાડુંરે, અતિ ઝીણા પોતી. ૬
કેશર ચંદનનુંરે, ભાલે તિલક કરું, વંદન કરી વિષ્ણુરે, ચરણે શિશ ધરું. ૭
ઉર હાર ગુલાબીરે, ગજરા બાંધીને, નિરખું નારાયણરે, દૃષ્ટિ સાંધીને. ૮
શીતળ સુગંધીરે, કલશ ભર્યા જળના, ઉલેચ બાંધ્યા છે રે, ઉપર મખમલના. ૯
કંચન બાજોઠેરે, બીરાજો બહુનામી, પકવાનને પીરસીરે,થાળ લાવું સ્વામિ. ૧૦
મોતૈયા લાડુરે, સેવૈયા સારા, તમ કાજ કર્યા છે રે, લાખણસાઈ પ્યારા. ૧૧
મગદળ ને સેવદળરે, લાડુ દળના છે, ખાજાં ને ખુરમાંરે, ચૂરમા ગોળના છે, ૧૨
જલેબી ઘેબરરે, બાફ્રી બહુ સારી, પેંડા ને પતાસાંરે, સાટા સુખકારી. ૧૩
મરકી ને મેસુબરે, જમો જગવંદનજી, સુતરફેણી ઉરે, ભક્તિનંદનજી. ૧૪

ગમન ને ગાંઠીયારે, ગુંદવડાં વહાલા, ગુલાબપાક જમજોરે, ધર્મતણા લાલા. ૧૫
એલાયચીદાણારે, ચણા છે સાકરીયા, ગુંદરપાક સુંદરરે, જમજો હાકરીયા. ૧૬
ટોપરાપાક ટાઢોરે, સકરપારા સારા, સેવો ઘી સાકરરે, તમે છો જમનારા. ૧૭
કેસરિયો ભીરંજરે, ગળ્યો ને ગોળો છે, સાકરનો શીરોરે, હરીસો ધોળો છે. ૧૮
લાપસી કંસારમાંરે, ઘી બહુ રસબસ છે, ખીર ખાંડ ઘી રોટલીરે,
જમો બહુ સરસ છે. ૧૯
બદામ ચારોળીરે, દ્રાખ તે નાંખીને, દૂધપાક કર્યો છેરે, જુવો હરિ ચાખીને. ૨૦
પૂરી ને કચોરીરે, પૂરણપોળી છે, રોટલીયો ઝીણીરે, ઘીમાં ઝબકોળી છે. ૨૧
પાપડ ને પુડલારે, મીઠા માલપડા, માંખણ ને મિસરીરે, માવો દહીં ચુડા. ૨૨
ઘઉંની છે બાટીરે, બાજરાની પોળી, ઝાઝીવાર ઘીમાંરે, હરિ મેં ઝબકોળી. ૨૩
તલસાંકળી સુંદરરે, બીજી ગળપાપડી. ગાંઠીયા ને કળીરે, ત્રીજી ફુલવડી. ૨૪
ભજીયાં ને વડરિ, સુંદર દૈથરીયાં, વધાર્યા ચણારે, માંહી મીઠું મરીયાં. ૨૫
ગુંજા ને મઠીયારે, ફાફડાં ફરસા છે, અળવી આદાનારે, ભજીયા સરસાં છે. ૨૬
કંચન કટોરેરે, પાણી પીજોજી, જે જે કાંઈ જોઈયે રે, તે માંગી લેજોજી. ૨૭
રોટલી રસ સાકરરે, જમજો અલબેલા, રાયણ ને રોટલીરે, ખાંડ કેળાં છેલા. ૨૮
મોર'માં કરથ છેરે, કેરી દ્રાખતણા, સુંદર વરે જમજોરે, રાખશો માં મણા. ૨૯
કટોરાં પૂરયારે, સુંદર શાકોના, કેટલાક અણાવું રે, છે ઝાઝા વાના. ૩૦
સુરણ તળ્યાં છે રે, સુંદર ઘી આજે, અળવી ને રતાળુ રે, તળ્યાં છે તમ કાજે. ૩૧
મેં પ્રીત કરીનેરે, પરવળ તળીયાં છે, વંતાકને વાલોળરે, ભેળાં ભળીયાં છે. ૩૨
કંકોડાં કોળારે, કેળાં કારેલાં, ગલકાં ને તુરીયારે, રૂડાં વધારેલાં. ૩૩
ચોળી વાલોળોરે, પ્રીત કરી તળીયો, દુધીયા ને ડોડારે, ગુવારની ફળીયો. ૩૪
ટીંડવાં વધારયારે, થયા છે બહુ સારા, ભીંડાની ફળીયોરે, તળીયો હરિ મારા. ૩૫
ટીંડા તાંદલીયોરે, મેથીની ભાજી, મૂળા મોગરીયોરે, સુવાની તાજી. ૩૬
ચણેચી ને ડોડીરે, ભાજી સારી છે, કઢી ને વડીરે, સુંદર વધારી છે. ૩૭
નૈયાનાં રાયતરિ, અતિ અનુપમ છે, મીઠું ને રાઈરે, માંહી એ સમ છે. ૩૮
કેટલાંક ગણાવું રે, પાર તો નહિ આવે, સારું સારું જમજોરે, જે તમને ભાવે. ૩૯
આરૂં ને મોળું રે, હરિવર કે'જોજી, મીઠું મરી ચટણીરે, માગી લેજોજી. ૪૦

અથાણું જમજોરે, સુંદર સ્વાદુ છે, લીંબુ ને મરચાંરે, આમળાં આદુ છે. ૪૧
ચયતી કેરીરે, કેરી બોળ કરી, ખારેક ને રાઇમાંરે, નાખ્યાં લવીંગ મરી. ૪૨
કેરાં ને કરમદાંરે, તળી છે કાચરીયો, બીલાં બહુ સારાંરે, વાંસ ને ગરમરીયો. ૪૩
દાળ ને ભાત જમજોરે, તમને ભાવે છે, ચતુરાઇ જમતાંરે, પ્રીતિ ઉપજાવે છે. ૪૪
પંખાળીના ભાતમાંરે, સુંદર સુગંધ ઘણો, એલાયચીનો પીરસ્યોરે, આંબામોરતણો. ૪૫
મેં કઠણ કરી છે રે, દાળ હરિ તુરની, પાતળી પીરસી છેરે, કે દાળ મસુરની. ૪૬
મગ ને અડદનીરે, કરી છે ધોઇને, ચોળા ને ચણાનીરે; ઘીમાં કરમોઇને. ૪૭
દહીં ને ભાત જમજોરે, સાકર નાંખીછે, દૂધ ને ભાત સારુંરે, સાકર રાખીછે. ૪૮
દૂધની તર શાકરરે, ભાત જમજો પે'લા, શાકર નાંખીનેરે, દૂધ પીજો છેલા. ૪૯
જે જે કાંઇ જોઇયેરે, તે કે'જોજી અમને, કાંઇ કસર રાખોતોરે, મારા સમ તમને. ૫૦
જીવન જમીનેરે, ચળું કરો નાથ, ચંદનગારે સુરે, ધોવરાવું હું હાથ. ૫૧
તજ એલચી જાયફળરે, જાવંત્રી સારી, કાથો ને ચુનોરે, સરસ છે સોપારી. ૫૨
નાગરવેલીનારે, પાન લાવી પાકાં, ધોઇને લુછયાંછેરે, અનુપમ છે આખાં. ૫૩
માંહી ચૂરણ મેલીરે, બીડી વાળી છે, લલીત લવીંગનીરે, ખીલી રસાળી છે. ૫૪
મુખમાં હું મેલુંરે, બીડી પ્રીત કરી, આરતિ ઉતારુ રે, પ્રભુજી ભાવ ભરી. ૫૫
ફુલ સેજ બીછાવીરે, પોઢો પ્રાણપતિ; પાવલીયા ચાંપુંરે, હૈડે હરખ અતિ. ૫૬
થાલ આપો પ્રીતેરે, ધર્મકુળ મુકુટમણી, આપો પ્રેમાનંદનેરે, પ્રસાદી થાળતણી. ૫૭

---

## થાળ

જમો થાળ જીવન જાઉં વારી, ધોવું કર ચરણ કરો ત્યારી. જમો૰ ટેક
બેસો મેલ્યા બાજોઠીયા ઢાળી, કટોરા કંચનની થાળી;
જળે ભર્યાં ચંબુ ચોખાળી. જમો૰ ૧
કરી કાઢા ઘઉંની પોળી, મેલી ઘૃત સાકરમાં બોળી;
કઢયો રસ કેરીનો ઘોળી. જમો૰ ૨

ઘણા સારા ઘેબર ફુલવડી, દુધપાક માલપુવા કઢી;
પુરી પોચી થઈ છે ઘીમાં ચઢી; જમો૦ ૩
અથાણાં શાક સુંદર ભાજી, લાવી છું તરત કરી તાજી;
દહીં ભાત સાકર છે ઝાઝી; જમો૦ ૪
ચળું કરો લાવુ જળ ઝારી, એલચી લવીંગ સોપારી;
પાનબીડી બનાવી સારી. જમો૦ ૫
મુખવાસ મનગમતા લઇને, પ્રસાદી થાળ તણી દઇને;
બ્રૂમાનંદ કહે રાજી થઇને. જમો૦ ૬

---

## રાગ સામેરી થાળ–પદ ૧

વ્હાલા ભોજનીયાં બહુ ભાત, જમો ગીરધારીરે;
તમને જોવા કારણ આજ, આવી વ્રજનારી રે.
સોનાકેરો પાટલોરે, સોનાકેરો થાળ;
જળ જમુનાના નીરની ઝારી, ભરી મુકી તતકાળ. જમો૦
ઘેબર બહુ ઘીમાં કર્યા રે, લાડુ સાકરના સાર;
સેવ સુંવાળી લાપસીમાંય, ઘી ઘુંઘરીગ ધાર. જમો૦
બરફી પેંડા ને મોતીયારે, જમોબી જગદીશ;
સુતરફેણી શામળા કરી, દળી ઝીણા અતીપીસ. જમો૦
દુધપાક ને પુરીયોરે, માલપુવા મેસુબ;
કેળાં સાકર રસરોટલી, આરોગો આજ હરિ ખુબ. જમો૦
ભજીયાં વડાં ને રાયતાંરે, વાલોળ ને વંતાક;
કંકોડાં કારેલડાં સમકાર્યાં, સલુણાં શાક. જમો૦
ટીંડોરાં ને તુરીયાં રે, ગલકાં પરવળ પરમજ;
તુવેરની તમ કારણે વ્હાલા, દાળ કરી છે નરમ. જમો૦
વડી કઢી સર્વે શાકમાં રે, વધાર્યાં વાલમ;
આરોગો અલબેલડા, શરમ રાખો તો મારા સમ. જમો૦

નૈર્યા સુરણનું શાક મેરે, કીધું તમારે કાજ;
ફુલવડી ફુલી ઘ્યારનીરે, ઘીમાં તળી મેં મહારાજ. જમો૦ ૮
ભાજી સુધર બહુ ભાતનીરે અથાણાં અપાર;
દુધ ભાતમય ધીજાવે નાખ્યું, સાકર વારંવાર. જમો૦ ૯
તૃપ્ત થઇ ચળુ કરો રે, આતમાના આધાર;
પહેરાવું અતિ પ્રીતસું, ચંપા ચમેલીના હાર. જમો૦ ૧૦
લવીંગ સોપારી એલચીરે, કાથો ચુનો ને પાન,
હ્માનંદના વહાલમા, મુખવાસ કરો ભગવાન. જમો૦ ૧૧

# એકાદશી પદ સંગ્રહ—

## રાગ ગરબી. પદ ૧.

ઉત્સવની પ્યારી કેશવની, આજ એકાદશી ઉત્સવની.
કોટીક ગૌ કેરું દાન કરે પણ, નાવે તોલે એના લવની. આજ૦ ૧
મંગળ રૂપ સદા સુખકારી, વહાલી નિત્ય જન વૈષ્ણવની. આજ૦ ૨
વચન પ્રમાણે કરે વ્રત તેને, ત્રાસ મટે રે મૃત્યુ ભવની. આજ૦ ૩
બ્રહ્માનંદ કહે વ્રત કરવું, એમ આજ્ઞા સ્વામી ઉદ્ધવની. આજ૦ ૪

## પદ ૨

હરખ અતિ ભેટયા કૃષ્ણપતિ, આજ એકાદશી હરખ અતિ.
મનમોહન મારે મંદિર આવ્યા, અધિક થઇ હું તો પુણ્યવતી. આજ૦ ૧
પીતાંબર આભૂષણ પહેરી, ચાલંતા વહાલો હંસગતિ. આજ૦ ૨
પુરુષોત્તમ પરણ વર પામી, રહી ન ખામી હવે એક રતિ. આજ૦ ૩
બ્રહ્માનંદ કહે હરિ વરતાં, ચૌદ ભુવનમાં હું થઇ રે છતિ. આજ૦ ૪

## પદ ૩

માવ મળ્યા તન તાપ ટળ્યા, આજ એકાદશી માવ મળ્યા.
પૂરવ ભવની પ્રીત જાણીને, આવીને અમ પર અઢળ ઢળ્યા. આજ૦ ૧
મુનિવર ધ્યાન ધરી ધરી થાક્યા, જેથી વહાલો નવ જાય કળ્યા. આજ૦ ૨

મારૂં મંદિર પોતાનુંરે જાણી, ભૂધર સુખ દુઃખમાંહી ભળ્યા. આજ૦ ૩
બ્રહ્માનંદ કહે હરિ વર પામી, આનંદ કેરા ઓઘ વળ્યા. આજ૦ ૪

પદ ૪

સુફળ ફળી હું તો હરિને મળી, આજ એકાદશી સુફળ ફળી.
ચોપ કરી નટ નાગર સારૂ, સેજ સજી કાળું કુસુમ કળી. આજ૦ ૧
રસ બસ હોય રહી રસિયા સંગ, જ્યું મીસરી પયમાંહી ભળી. આજ૦ ૨
નિત્ય નિત્ય પ્રેમ રહું ઉર ધરતી, હરિ ચરણે મન વૃત્તિ હળી. આજ૦ ૩
બ્રહ્માનંદ કહે હરિ ઉર ધરિયા, જન્મ મરણ કેરી શંકા ટળી. આજ૦ ૪

રાગ ગરબી પદ ૧

એકાદશી આજનો દિન સારો રે, ગાયે નટવર નંદદુલારો; એ૦
એના વ્રતનો મહિમા ભારે રે, જાણે બ્રહ્માદિક ત્રિપુરારી રે;
મળે પ્રગટ પ્રમાણ મોરારી. એ૦ ૧
વ્રત રાખીને હરિવર વરિયે રે, દૃઢ અંતર આંટી ધરિયે રે;
કોડે આનંદ ઉત્સવ કરીયે. એ૦ ૨
બ્રહ્માનન્દ કહે જે વ્રત રહ્યા છે રે, તે તો પાર સંસારને થયા છે રે;
એમ ઉદ્ધવજી કહી ગયા છે. એ૦ ૪

પદ ૨

એકાદસી ઉત્સવનો દિન રૂડો રે, કોડે નિરખીએ છેલ કાનુડો; એ૦
રસિયા સંગ રંગભર રમીએ રે, દેહ પ્રાણ ઇંદ્રિય મન દમીએ રે;
ત્યારે ઈશ્વરને મન ગમીએ. એ૦ ૧
નિત્ય પ્રેમ સુધારસ પીજે રે, કરી મસ્ત નવ રાચીએ બીજે રે;
રસિયો નટ નાગર રીઝે. એ૦ ૨
જેણે વચને થકી વ્રત કીધું રે, તેનું રાખ્યું તે કારજ સીધું રે;
બ્રહ્માનન્દ કહે જન્મફળ લીધું. એ૦ ૩

પદ ૩

એકાદશી ઉત્સવનો છે દાડો રે, ખુબ રચીએ તે રંગ અખાડો; એ૦
કરીએ વ્રત અતિ ઉછરંગે રે, પેરી વસ્ત્ર આભૂષણ અંગે રે;
રમીએ શ્યામ સુંદર વર સંગે. એ૦ ૧
સખી શ્યામ ચરણ ચિત્ત લાવે રે, વિષરૂપ વિષય વિસરાવે રે;
ગિરિધર નટ નાગર ગાઇએ, એ૦ ૨
એનો મહિમા કહ્યામાં ન આવે રે, મોટા મોટા મુનિવર ગાવે રે;
બ્રહ્માનન્દ કહે હરિને મેળાવે. એ૦ ૩

પદ ૪

એકાદશી પ્રગટ પ્રભુજીને પ્યારી રે, સર્વે હરિજનને સુખકારી; એ૦
રહેશે વ્રત જે વચન પ્રમાણે રે, એમાં અસત્ય ભાવ નવ આણે રે;
તે તો મોક્ષ મહાપદ માણે. એ૦ ૧
જાણું સબ જગ મંગળ કરણી રે, દુઃખ શોક સંતાપની હરણી રે;
સાચી મોક્ષતણી નિસરણી. એ૦ ૨
બ્રહ્માનંદ કહે ટળે ભવ ભીતિ રે, રહે વ્રત સનાતન રીતિ રે;
થાય પૂરણ હરિપદ પ્રીતિ. એ૦ ૩

---

રાગ ગરબી. પદ ૧

કોડે કોડે એકાદશી કીજીએ રે, એવું વ્રત જાવા નવ દીજીએ રે. કો૦ ૧
એ વ્રત કરે તે ધન્ય માનવી રે, તે તો નહાયો પ્રતિવાર જાહ્નવી રે. કો૦ ૨
જેણે વચન પ્રમાણે વ્રત આદર્યું રે, તેણે કારજ પોતાનું સર્વે કર્યું રે. કો૦ ૩
એનો મહિમા મુનિવર ગાય છે રે, અવિનાશી મળ્યાનો ઉપાય છે રે. કો૦ ૪
બ્રહ્માનંદ કહે એમાં હરિ રહ્યા વસી રે, કીધી ઉદ્ધવ પ્રભુએ એકાદશી રે. કો૦ ૫

પદ ૨

હરિજન હોય તે હરિને ભજે રે, વ્રત એકાદશી તે કેદી ન તજે રે. હ૦ ૧
જાણે પ્રાત સમાન પરનારને રે, ગણે તુચ્છ સરીખો સંસારને રે. હ૦ ૨

મદ ગાંજ હરામ જેને નવ ખપે રે, જીભે રાત દિવસ પ્રભુને જપે રે. ૯
સાચા જીવ ઇશ્વરના જાણે ભ્રમને રે, રટે મગ્ન થઇને પરબ્રહ્મને રે. ૯
બ્રહ્માનન્દના વહાલાની છબી ઉર ધરે રે, મતવાલો થઇને જગમાં ફરે રે. ૯

પદ ૩

સખી આવી અનુપમ એકાદશી રે, મારે વહાલે સામું જોયું હસી રે. અ૦
આજ વાધી આનંદહેરી, વેલડી રે, થઇ રસિયા સંગાથે રંગરેલડી રે. અ૦
વડકાળા કુંવર નંદલાલની રે, ચિત્તડામાં ખુતી છે છબી ચાલની રે. અ૦
રંગભીનો રમે રસ રંગમાં રે, અતિઆનંદ થયો છે મારા અંગમાં રે. અ૦
પ્રીતિ જાણી રસીલા વરને વળ્યા રે, બ્રહ્માનન્દનો વહાલો મુજને મળ્યા રે. અ૦

પદ ૪

ધન્ય ધન્ય એકાદશી આજની રે, રૂડી નિરખી છબી વ્રજરાજની રે. ધ૦
ફુલડાના તોરા તે ચિત્તમાં ધર્યા રે, તે જોઇને મારાં નેણાં ઠર્યાં રે. ધ૦
લાલી કેસર તિલક રૂડું ભાલમાં રે, મારી લગની લાગી છે નંદલાલમાં રે. ધ૦
વાંકી ભ્રૂકુટીમાં મન મારૂં ભમે રે, હવે બીજું દીઠું તે નવ ગમે રે, ધ૦
બ્રહ્માનન્દ કહે રૂપાળી એની આંખડી રે, પ્યારી લાલકમળ કેરી પાંખડી રે. ધ૦

પદ ૨

પછી બોલ્યા સુંદર સ્યામ સુંદરી સંગેરે,
માગો વર આપું ઇનામ અતિ ઉમંગે રે. ટેક૰
માગ્યો વર માનનીયે રે, જોડી જીવનને હાથ,
મારા વ્રતને દિવસે રે, અન્ન ન જમે ન પીવે પાથ. સું૰ ૧
ઇંદ્રિય અગીઆરમાં ઉપની રે, માટે એકાદશી નામ,
તપસ્વી છઉં તે કારણે રે, મારું વ્રત કરે નિષ્કામ. સું૰ ૨
મનસહિત ઇંદ્રિયો રે કહાવે જે અગ્યાર,
મારા વ્રતને દિવસે રે, એને કરવા ન દેવો આહાર. સું૰ ૩
પંચ વિષયને પરહરી રહે તજી ક્રોધ ને કામ,
વ્રત કરે તેની ઉપરે રે, રીઝે ભૂમાનંદનો સ્યામ. સું૰ ૪

પદ ૩

વ્રત એકાદશીને તુલ્ય કોય ન કહાવેરે,
કરો કોટિક ગાયોનું દાન બરોબરે ના'વેરે. ટેક૰
એકાદશી ઇંદ્રિયો રે રાખીને નિયમમાંઇ,
પ્રગટ પ્રભુ વિના મુખથી રે, વૃથા વાણી ન બોલે કાંઇ. કો૰ ૧
અડસઠ તીરથ કરવે રે આવું ન સરે કાજ,
એકાદશીને દિવસે રે, મુને મળ્યા પ્રગટ મહારાજ. કો૰ ૨
પ્યારી કરી પ્રબોધની રે, વ્હાલે આપ્યું વરદાન,
આ વ્રત કેરે દિવસે રે, કરવું કેવળ જળનું પાન. કો૰ ૩
હરિજનને નવ મૂકવી રે એકાદશી કહે સ્યામ,
ભૂમાનંદ કહે પામશો રે, તમે જરૂરે વૈકુંઠ ધામ. કો૰ ૪

પદ ૪

અતિ ઉત્તમ દિવસ આજ એકાદશી આવીરે,
હરિજનના હૈયામાં હરખ, ઘણેરો લાવીરે. ટેક૰
કુસંગી હોય તે ન કરેરે એકાદશી વ્રતસાર,

સત્સંગી છોડે નહિ રે, જેને પ્રભુ સંઘાથે પ્યાર. એ૦ ૧
મોહનના મનમાં ગમે રે આ વ્રતનો ઉપવાસ,
બ્રહ્મચર્ય યુક્ત જે કરે રે, તેને રાખે પોતાને પાસ. એ૦ ૨
આ વ્રત કરવું સહુને રે અંતર લાવી ઉછાવ,
કામાદિક પીડે નહિ રે, જેને પ્રગટ મળે માવ. એ૦ ૩
એકાદશી અઘનાશીના રે કહે હરિના જન,
બ્રહ્માનંદના નાથમાં રે, સદા રાખી પોતાનાં મન. એ૦ ૪

# ગોડી પદ સંગ્રહ—

રાગ ગોડી—પદ ૧

શ્યામની છબી રે સખી શ્યામની છબી;
જેને ફુલડાથી છાઈ સખી શ્યામની છબી. ટેક. ૧
ફુલડાંના તોરાની ફેરે ભ્રમર કરે ગુંજાર;
અંગો અંગ હરિને શોભે ફુલડાંના શણગાર. શ્યામ૦ ૨
કાનોમેં ફૂલડાંનાં કુંડળ ફૂલાંના ભુજબંધ;
ફૂલતણા ગજરા કાંડે છે સુંદર માંઇ સુગંધ. શ્યામ૦ ૩
ફૂલતણો શિર મુગટ જોઇને મગન ફરે વ્રજનારી;
ફૂલતણી શોભા પર જાયે બ્રહ્માનંદ બલિહાર. શ્યામ૦ ૪

પદ ૨

ફૂલની માળા રે શોભે ફૂલની માળા;
એની સુંદર વરને શોભે ગળે ફૂલની માળા. ટેક. ૧
નવલ કસુંબી પટકા ઉપર તોરે હદ વાળી;
ફૂલની પછેડી ઓઢી ઉભા વનમાળી. ફૂલ૦ ૨
ફૂલડાંની વૈજયંતી માળા હરીવરને કાંધે;
એ માળાને જોવા સારૂ ઇંદ્રાદિક આવે. ફૂલ૦ ૩
ફૂલ કલંગી માથે લટકે છબી નૌતમ સારી;
બ્રહ્માનંદ કે' નટવર મુરતિ નેણુંમાં ધારી. ફૂલ૦ ૪

પદ ૩

ફૂલની બાંધી રે પોચી ફૂલની બાંધી;
હેલી નટવરજીને હાથે પોચી ફૂલની બાંધી. ટેક. ૧
ફૂલતણા હોગાલવાં ફરતાં મેલ્યા મરમાળ;
કાનો ઉપર ફૂલડાં ખાસ્યાં લાગે રૂપાળા. ફૂલ૦ ૨
ફૂલદડો ઉછાળે વાંનો લટકે મન લેવા;
એ લટકાને જોવા આવે ભવ બ્રહ્મા જેવા ફૂલ૦ ૩
ફૂલડાંની ટોપી ગુંથીને પ્રેમે પેરાવી;
બ્રહ્માનંદ કે' એ છબી મેં તો અંતર ઠેરાવી. ફૂલ૦ ૪

પદ ૪

મન મારૂં ગોયું રે હેલી મન મારૂં મોયું;
એની ફૂલડાંના શોભા જોઇને મન મારૂં મોયું. ટેક. ૧
ફૂલડાંના ગજરા ધાર્યા સુંદર વર છેલે;
જે ગજરાની ફોરે ભમરો કેડો ન મેલે. મન૦ ૨
ફુલડાં કેરા તોરા પેર્યા મજજીવન વાને;
ભૂરજી ફૂલોને ભારે લટકંતા ચાલે. મન૦ ૩
અલબેલાને સર્વે અંગે ફૂલી ફૂલવાડી;
બ્રહ્માનંદ કે' એ છબી જોવા આવે સૌ દાડી. મન૦ ૪

---

રાગ ગોડી–પદ ૧

પ્રગટ પ્રમાણ હરિને, ભજ મન પ્રગટ પ્રમાણ હરિને;
કામ ક્રોધ મદ લોભ તજીને, દઢ ઉર ટેક ધરીને. ટેક. ૧
ગર્ભવાસનું સંકટ પ્રાણી, જાઇશ મા વિસરીને;
કુબુદ્ધિ કુડ કપટ પરહરજે, ભરજે પાત્ર ડરીને. ભજ. ૨
માલ મલક સર્વે મેલીને, જાવું જરૂર મરીને;
જાઇશ મા જમરાને આગે, ઓઝો ભાર ભરીને. ભજ. ૩
ભવદુ:ખ ટળે માટે સર્વે ભ્રમણા, સંતનો સંગ કરીને;
બ્રહ્માનંદ કે' આવો અવસર, નહિ પામીશ ફરીને. ભજ. ૪

પદ ૨

નારાયણ સુખકારી, ભજી લેને નારાયણ સુખકારી;
સાધુ જનની માન શીખામણ, વિષય વિકાર વિસારી. ભ. ૧
માત પિતા સુત બાંધવ મેડી, નહિ તારાં સુત નારી;
જમને દ્વાર એકિલા જાવું, કરજે કરમ વિચારી. ભજી. ૨
રાજા રંક ગુણિજન પંડિત, એક ને વેપારી;
સગાં કુટંબિ સહિત સઉને, લે જાવે જમ મારી. ભજી. ૩
ભરતખંડમે દેહ મનુષ્યનો, મિલે નહીં વારમ વારી;
બ્રહ્માનંદ કે' ચાને સુખિયો, સંત વચન ઉર ધારી. ભજી. ૪

પદ ૩

અલખ પુરૂષ અવિનાશી, ભજી લેને અલખ પુરૂષ અવિનાશી;
કરમ કરે તારાં અનંત જનમનાં, ફંદ મિટે ચોર્યાશી. ભજી. ૧
સગાં કુટંબી સુત ને નારી, માતા મામો ને માશી;
અંતે સેળું કોય ન આવે, અંતર દેખ તપાસી. ભજી. ૨
ઘરમાં બેઠો આવ્યો બોલે, દેખી તીરથવાસી;
પરધન હરે કરે નિત્ય કુબુદ્ધિ, પરનારીની હાંશી. ભજી. ૩
મારૂં મારૂં કરતો મુરખ, મેલી ધન મરી જાશી;
બ્રહ્માનંદ કે' હજી સમરી લે, રસીક શ્યામ સુખરાશી. ભજી. ૪

પદ ૪

પ્રગટ હરિ ભજ પ્રાણી, સમજીને પ્રગટ હરિ ભજ પ્રાણી;
પાપ દ્રોહ પરિત્યાગ કરીને, દયા ધરમ ઉર આણી. સમ. ૧
પરધન પરત્રીય મદ માટી, નરકતણી નીશાણી;
તે પાપે કરી અવશ પિલાઇશ, ઘાલિ જમરા ઘાણી. સમ. ૨
સમજ્યા વિના ન બોલીશ કેદી, મુખથી મિથ્યા વાણી;
મમતા કેરો માથે મુરખ, ભાર માં લેજે તાણી. સમ. ૩
એળે દેહ અમુલખ ખોયો, કીધી ધુળ કમાણી;
બ્રહ્માનંદ કે' તત્પર થઇ ભજ, જગપતી સાચા જાણી. સમ. ૪

રાગ ગોડી—પદ ૧

ફૂલના પે'રી રે જામા ફૂલના પે'રી,
ફૂલ્યો રસિક સુજાણ, જામા ફૂલના પે'રી. ફૂલના૦ ટેક.૧
ફૂલનો મુગટ કુંડળ ફૂલના છે કાન,
ઓઢી ઉપરણિ ફૂલોની શોભે, વાલો બીને વાન. ફૂલના૦ ૨
સુગંધી ફૂલોના શોભે, હૈડે સુંદર હાર,
માથે ફૂલડાંના તોરા, અંગે તેજનો અંબાર. ફૂલના૦ ૩
ફૂલડાંના ગજરા બાજુ ફૂલની છડી,
કરે દંડ ઉપરથી, પ્રેમે ફૂલની કડી. ફૂલના૦ ૪
ફૂલડાંના ઝાંઝર ચરણે પે'રી સુંદર શ્યામ,
મુક્તાનંદને વાલે હાથું, પેલું ગોકુળ ગામ. ફૂલના૦ ૫

પદ ૨

ફૂલડાં ધારી રે અંગે ફૂલડાં ધારી,
શોભે શ્યામળીઓ સુજાણ અંગે ફૂલડાં ધારી. ટેક. ૧
જરકસી પાઘડલીમાં ફૂલના તોરા,
માથે ભમર ગુંજાર કરી આવે છે ઓરા. ફૂલડાં૦ ૨
હૈડા ઉપર હાર સુંદર ફૂલના પે'રી,
ચોરે માનનિયોના મનને પ્યારા લટકાળા લે'રી; ફૂલડાં૦ ૩
ફૂલોના શણગાર પે'રી પ્રીતમજી પ્યારો,
અતિ આનંદ વધારે નિત્ય નંદનો લાલો; ફૂલડાં૦ ૪
મુક્તાનંદનો વા'લો ફૂલ્યા ગોપીને રંગે,
ગોપી અંગોઅંગ ફૂલી રહી શ્યામળા સંગે; ફૂલડાં૦ ૫

પદ ૩

નેણુને બાણે રે મારી નેણુને બાણે,
મુને મોહનજી મરમાળે મારી નેણુને બાણે. ટે. ૧
નેણુને નજરે પ્રિતમ પ્રાણ હર્યાં મારા,
એક ઘડી અલબેલો વા'લો નહીં મેલું ન્યારા. નેણુને૦ ૨

નંદકુંવરના નેણું કેરાં જાદુડાં ભારી,
એની આંખલડીને જોતાં સર્વે મોહ રહી નારી. નેણુને૦ ૩
જોયા વિના જંપ ન થાય શું કરીએ એની,
હું તો વા'લાને વશ થઇ છું લાગી મોહની એની. નેણુને૦ ૪
મુક્તાનંદને વા'લે મારૂં ચિત લીધું ચોરી,
એનું મુખ જોઇ જીવું જેમ ચંદ્ર ચકોરી. નેણુને૦ ૫

પદ ૪

પ્રીતડી બાંધી રે મારે પ્રીતડી બાંધી,
સખી સ્યામળીઆ સંગાથે મારે પ્રીતડી બાંધી. ટેક. ૧
નંદકુંવર નવરંગી સંગે લાગી રંગ છડી,
મારે ગોવર્ધનધારી શું ગાંઠ પ્રેમની પડી. પ્રીત૦ ૨
દૈયાકેરા હાર મોહન નહિ મેલું ન્યારો,
મારા જીવલડા સંગાતે જડયો નંદદુલારો. પ્રીત૦ ૩
સુંદરવરને સંગે મારૂં અંગ રહ્યું ફુલી,
એને સુખે હું સંસાર કેરા મારગડા ભુલી. પ્રીત૦ ૪
મુક્તાનંદને પ્યારે પ્રેમે બાંહી ગ્રહિ મારી,
પ્રીતમને પ્રતાપે સૌંજે થઇ રહી જગન્યારી. પ્રીત૦ ૫

રાગ ગોડી–પદ ૧

લગની લાગી રે મારે લગની લાગી,
સખી સ્યામળીઆ સંગાથે મારે લગની લાગી. ટેક. ૧
મીઠે સ્વરે મોહનજીની મોરલી વાગી,
સાંભળતામાં ચટકી લાગી ઝબકી જાગી. લગ૦ ૨
વૃંદાવનની વાટે ચાલી કુળલજ્જા ત્યાગી,
વાંસલડી વજાડતાં જોયા શ્યામ સોહાગી. લગ૦ ૩

પદ ૪

છેલ છોગાળો રે મીઠી મોરલી વાળો,
મારે મંદિરીએ પધારે નિત્ય છેલ છોગાળો. ટેક. ૧
હસતાં હસતાં મુજને દેખી આનંદ પામે,
એની કરૂણાની દષ્ટી સર્વે દુખડાં વામે. છેલ૦ ૨
મોતીડાંની માળ પે'રી મલપંતો આવે,
ભાવું ત્યાં સંગાતે મારે પ્રેમશું ગાવે. છેલ૦ ૩
મેં વાલો વશ કિધા મુજને વાલે વશ કિધી,
સામા સામી પાનબીડી દીધી ને લીધી. છેલ૦ ૪.
મુક્તાનંદ કે' મોહન સંગે લાભ ઘણો લીધો,
મુખડેથી તંબોળ મુજને મે'ર કરી દીધો. છેલ૦ ૫

રાગ ગોડી. પદ ૧

આજની ઘડી રે ધન્ય આજની ઘડી,
મારો પ્રભુજી પધાર્યા ધન્ય આજની ઘડી. ટેક. ૧
જેની નિત્યે વાટ જોતાં જરૂખે ચડી,
તે તો અમપર આવ્યા ફરતા અમૃતઝડી. આજ૦ ૨
પિયુજી પધાર્યા એવી ખબર જડી,
ઉમંગે સું ઉઠી હુંતો. તજી આખડી. આજ૦ ૩.
મારા મનમાં લોકડીયાની નાવે લાજડી,
હરિને જોઇ જોઈ જીવું એવી ટેવ પડી. આજ૦ ૪
મુક્તાનંદ કે' મોહન સાથે લાગી પ્રીતડી,
તેને સુપના જેવો સંસાર ન શકે નડી. આજ૦ ૫

પદ ૨

હરિને જોઇ રે સખી હરિને જોઇ,
મારો જનમ સફળ થયો હરિને જોઇ. ટેક. ૧

મોહનજીનું મુખડું જોતાં રહીછું મોઇ,
હુંતો ત્રિકમજીને તોલે બિજું ન દેખું કોઇ. હરિ૦ ૨
લોકડીયાંની લાજ મેંતો ખાતિ શું ખોઇ,
જાણ્યું કોઇ મુને કાનુડાની કે'છે વગોઇ. હરિ૦ ૩
દરદિડાની વાતું જાણે દરદિડાની સોઇ,
હરિને નિમખ ન દેખુ ત્યાં તો મરૂ છું રોઇ. હરિ૦ ૪
મુક્તાનંદ કે' મોહનજીમાં મનડું પ્રોઇ,
મેંતો જાણપણું જગતનું નાંખ્યું છે ધોઇ. હરિ૦ ૫

પદ ૩

માવને મળી રે આજ માવને મળી,
હું તો અતિશે ઉમંગે આજ માવને મળી. ટેક. ૧
મોહનજીને મળતાં ગયા તાપ ટળી,
મારી આજ શુભ ઇચ્છા વેલ્ય સુફળ ફળી. માવ૦ ૨
પલંગે પધાર્યાં પાય લાગી હું લળી,
મારો કંકણ સહિત કર સાયો છે વળી. માવ૦ ૩
રસિયા સંગે રસબસ થઇને રહી છું મળી,
એની અકળ કળાને તાય ન શકી કળી. માવ૦ ૪
મુક્તાનંદ કે' મહા પ્રભુ બળીયા બળી,
એ છે અબળાને અધીન પીછે પ્રેમની ગળી. માવ૦ ૫

પદ ૪

સુખડું દીધું રે મુને સુખડું દીધું,
મારો વાલોજી સુહાગી મુને સુખડું દીધું. ટેક૦ ૧
અધર અમૃત મેં તો પાઇને પીધું,
મારે ભક્તિ મુક્તિ સોત સર્વે કારજ સીધું. સુખ૦ ૨
બ્રહ્મા ભવ જેહને જે દુર્લભ કીધું,
તે તો સુખ માવાનું મેં લુંટીને લીધું. સુખ૦ ૩

મારાં નયણાં ચકોર જોઇ વદન વિધુ,
અતિ ઉમંગે ભરાણી જેમ ઉમંગ સિંધુ. સુખ૦ ૪
મુક્તાનંદ કે' માવજીની ગતિ છે ન્યારી,
મારો વાલોજી વિહારી તોય બ્રહ્મચારી. સુખ૦ ૫

રાગ કલ્યાણ–પદ ૧

દીઠે આજ દિવાળી, મોહન મુખ દીઠે આજ દિવાળી;
શ્યામ સુંદર મારે મહોલ પધાર્યા, વિઠ્ઠલ વર વનમાળી. મોહન૦ ૧
રૂપ અલૌકિક રસિક રાયનું, ભુલી હું તન શુદ્ધ ભાળી. મોહન૦ ૨
મુક્તાનંદના નાથને મળતાં, લોક લજ્જા સરવે ટળી. મોહન૦ ૩

પદ ૨

છોગલિયું સુખકારી, સલુણા તારું છોગલિયું સુખકારી;
જરકશી પાઘમાં છોગું બિરાજે, જોઇને મોહી મજનારી. સલુણા૦ ૧
રંગડાનું ભગ્યું રસિક તારૂં છોગું, ગુણસાગર ગિરિધારી. સલુણા૦ ૨
મુક્તાનંદ કહે છોગલા ઉપર, વારમવાર બલહારી. સલુણા૦ ૩

પદ ૩

મુખડાની મોહની લાગી, મોહન તારા મુખડાની મોહની લાગી;
મુખ જોઇ માત હું થઇ મતવાળી, તનસુખ લાલચ ત્યાગી. મોહન૦ ૧
આજ સપરમો દિન સુખકારી, મળ્યા તમે શ્યામ સુહાગી. મોહન૦ ૨
મુક્તાનંદ કહે મુખડું તમારૂં, જોઇને હું અતિ અનુરાગી. મોહન૦ ૩

પદ ૪

રસિયાજી રૂપ તમારૂં, મનોહર રસિયાજી રૂપ તમારૂં;
નંદનંદન તારૂં રૂપ અલૌકિક, જોઇને મોહ્યું છે મન મારૂં. મનોહર૦ ૧
છેલ છબીલા તારા છોગા ઉપર, વાલમ સરવસ વારૂં. મનોહર૦ ૨
મુક્તાનંદના નાથ હું તમને, ઉર થકી પળ ન વિસારૂં. મનોહર૦ ૩

રાગ ગોડી. પદ ૧

નરનારાયણ સ્વામી, મેરે શિર નરનારાયણ સ્વામી;
હિંમત સહિત મોહદળ મારૂ, તો સાચા નિષ્કામી. મેરે. ટેક ૧
કામ ક્રોધ મદ લોભ મેવાસી, કાહુકિ શંક ન લાવે;
અબ ઈનકિ જડમૂળ ઉખ્યારૂં, બહોરિ ન શિશ ઉઠાવે. મેરે૦ ૨
કર ગુરૂ જ્ઞાન ખડગ લે નિશદિન મોહ ફોજ સબ મારૂં;
રણસેં પાવ ધરૂ નહિ પીછા, હિંમત કબહુ ન હારૂં મેરે૦ ૩
મોહ પ્રપંચી મારૂં રણબીચ, સબ ઝગડા મીટ જાય.
મુક્તાનંદ મગન રહું હરિ સંગ, ચરનકમળ લપટાય. મેરે૦ ૪

પદ ૨

હરિકે હુકમસેં શુરા અબ મેં હરીકે હુકમસેં શુરા;
નરનારાયણ દેવ રિઝાઉં, ખેત મચાઉં પૂરા. અબ-ટેક-૧
શિલ સંતોષ હજુરી ચાકર, નિશદિન રાખું પાસા.
સાવધાન રહુ રણ બિચ હાઠા, તોડું સબ ત્રાસા. અબ૦ ૨
કરડી ફોજ ફિરાઉં ચહુ દિશ, ચોર રહન નહી પાવે;
રાજ અકંટક કરી થીર બેઠું, સબ ટંટા મિટ જાવે. અબ૦ ૩
ભજન ભક્તિ બિચ કરત અડંગા, તિનકા શિશ ઉડાઉં;
મુક્તાનંદ મોહદળ હનિકે, મોજ ચરનરતિ પાઉં. અબ૦ ૪

પદ ૩

નરે નારાયણ દેવા, મેરે પ્રભુ નર નારાયણ દેવા;
અબ મેં મરજી જાનિકે ઈનકી, કરૂંરી નિરંતર સેવા. ટેક૦ ૧
પિંડ બ્રહ્માંડસે પ્રીત મિટાઉં, શરન રહું હોઈ શૂરા;
અબકી બેર ન અવસર ચુકું, દાવ પડયા હે પુરા. મેરે૦ ૨
પ્રગટ રૂપ પુરૂષોત્તમ પાએ, સબ મુનિવરકે સ્વામી;
કામ કુમતિકા મૂળ ઉખારૂં, હોઈ અતિ નિષ્કામી. મેરે૦ ૩
અષ્ટ સિદ્ધિ નવ નિધિ અતુલ્યા, ઈનકી આશ ન મોહ;
મુક્તાનંદ મગન રહું નિશદિન, પ્રભુ ચરને ચિત પ્રોઈ. મેરે૦ ૪

પદ ૪

બદ્રીનાથ બીરાજે, મેરે ઉર બદ્રીનાથ બીરાજે;
અબ મેં દિન ખિન હોઇ બોલું, તો નિજસ્વામી લાજે. ટેક૦ ૧
શર સતિ અરૂં ગુરૂ મુખા જ્ઞાન, પિછા ચલત ન કોઈ;
જો પિછા પગ ધરત કુમતિ કરિ,જાવત જનમ વિગોઇ. મેરે૦ ૨
નર નારાયણ દેવ દયા કરી, ટારે દઇ જમ ફાંસી;
અબ મેં નિમિતમાત્ર હોઇ રહુંબિચ, મારૂં મોહ મેવાસી. મેરે૦ ૩
જનમ મરણકા ઝઘડા ચુકયા, પ્રગટ દેવ ભયે રાજી;
મુક્તાનંદ મગન રહો નિશદિન, નિરભે નોબત બાજી. મેરે૦ ૪

---

રાગ ગોડી—પદ ૧

વેદ પુરાન પોકારે, સુનહુ સબ વેદ પુરાન પોકારે;
નરે નારાયણ દેવ ભજ્યા બીન, ભવજળ કોઉ ન તારે. ટેક. ૧
અનંત ભુવનકે ઇશહે તદપિ, અધિક ભરતખંડ રાજા;
નિજતપ ફળદે ભરતખંડ મધ્ય, કરત સબનકો કાજા. સુન૦ ૨
જુગજુગ વેદવચન પ્રતિપાલન, ઇશ ધરત અવતારા;
રામ કૃષ્ણ આદિક વપુ ધરિકે, પતિત કિયે ભવપારા. સુન૦ ૩
એહી પ્રભુ અકળ રૂપ અવતારિ, એહી સબ અંતરજામી;
પ્રગટ પ્રમાણ બિરાજત ભૂપર, મુક્તાનંદકે સ્વામી. સુન૦ ૪

પદ ૨

નર નારાયણ સ્વામી, સબહિ પર નરનારાયણ સ્વામી;
નેતિ નેતિ જેહી નિગમ બખાનત,અતિ બળવંત બહુનામી. ટેક. ૧
નિત્ય નિમિત વપુ ધરત સંતહિત, ભરતખંડ મધ્ય આઈ;
અગણિત જીવ ઓધારત નિજબળ, મહિમા બરન્યો ન જાઇ. સબ. ૨
ઇશકે ઇશ દેવ દેવનકે, જનહિત તપસી હોઈ;
કામો અરૂ ક્રોધ બિન ટાર્યો, કૃષ્ણ રૂપ ભયે સોઈ. સબ. ૩

ક્ષર અક્ષરપર પ્રગટ રૂપસો, ચરિત કરત સુખકારી;
કરૂણાસિંધુ કમળદગ ઉપર, મુક્તાનંદ બલહારી. સખ. ૪.

પદ ૩

હરિ બિન કોઇ ન તેરા, સમજ નરે હરિ બિન કોઇ ન તેરા;
ચાર દિનકી ચાંદની વીતે, આગે ઘોર અંધેરા. ટેક. ૧
મનુષ્યા દેહ દયા કરી દીની, તાતે ચેત સવેરા;
અબકો અવસર ભુલ જાયગો, સહેગો દુખ ઘનેરા. સમ. ૨
ભરતખંડ મધ્ય જનમ દિયોહે, જહાં પ્રભુ પ્રગટ બસેરા;
નરનારાયણ નામ રટણ કરિ, પાર કરો ભવ ફેરા સમ૦ ૩
કામ ક્રોધ મદ લોભ માન તજી, હો સંતનકા ચેરા,
મુક્તાનંદ કહે મહાસુખ પાવે, માન્ય બચન દૃઢ મેરા. સમ૦ ૪

પદ ૪

ધન ધુતા ગુરૂ ડોલે, હંસ હોય ધન ધુતા ગુરૂ ડોલે,
લોભકે પાશમે આપ બંધાને, સો ક્યા ઓરકું ખોલે. હંસ-ટેક-૧
કામ ક્રોધ અરૂ લોભ નરકકે, પંથ સબહિ મુનિ ગાએ,
ગીતામેં ગોવિંદ બહુત વિધિ, અરજુનકું સમજાએ, હંસ૦ ૨
સો મગ ચલિ ગુરૂ જ્ઞાન બતાવે, સો ક્યા ભવજળ તારે,
કામ ક્રોધ સંગ આપ બંધાને, ઓરકે જનમ બિગારે. હંસ૦ ૩
યા કારન સાચે ગુરૂ સેવો, જાસેં હોત કલ્યાના,
મુક્તાનંદ કહી હિતબાની, સુનિયો સંત સુજાના. હંસ૦ ૪

---

રાગ પૂરવ. પદ ૧

કોઉ કામ ન આવે, પ્રભુ બિના કોઉ કામ ન આવે,
જબ ઘેરે જમ કિંકર જીવકું, મતલબકું સબ ધાવે. પ્રભુ-ટેક ૧
માત પિતા જુવતિ સુત બંધુ, નિજનિજ સ્વારથ આવે,
અંત સમે હરિભજન ભુલાવત, આળ પંપાળ બતાવે. પ્રભુ૦ ૨

લોહ જંજીર જકડીકે જીવકું જમપુરમેં લઇ જાવે,
ધર્મરાય જબ લેખાં માગે, તબ પ્રાણી પિસ્તાવે. પ્રભુ૦ ૩
ભયભંજન ભગવાન ભજન્યા બિન, અબ યાં કોન છોડાવે,
મેં નહીં માની સત્ય વારતા, યું કહી શીશ ડોલાવે. પ્રભુ૦ ૪
જમરા જોરસેં મુદગર મારે, કાટી કાટી તન ખાવે,
મુક્તાનંદ વખતસર ચેતે, સો પ્રાણી સુખ પાવે. પ્રભુ૦ ૫

પદ ૨

ભયભંજન ભગવાન, સમર લ્યો ભયભંજન ભગવાન;
જીન સુમરે તિન મહાસુખ પાયો, ગાવત વેદ પુરાન. ટેક૦ ૧
ધ્રુ અંબરિષ પ્રહલાદ વિભિષણ, સુમરે સારંગપાન;
પ્રગટ પ્રતાપ ભયો આ ભવમે, જાનત જાન અજાન. સુમ૦ ૨
મીરાં લોકલાજકું તજીકે, ભઈ હરિમેં એકતાન;
અતિ વિષકો પાન કરાયો, સો ભયો પિયુષ સમાન. સુમ૦ ૩
બલિ ગુરુશિખ સુની નહીં શ્રવને, દીનો સરવસ દાન;
ઉલટે આપ ભયે તાકે બસ, કરી નિજબચન પ્રમાન. સુમ૦ ૪
અનંત બાતકી એક બાત હેં, સુનિ લીજે સબ કાન;
મુક્તાનંદ જીયકો જગમે, નહીં હીતકરી આન. સુમ૦ ૫

પદ ૩

અવસર કયું ન સુધારે, અમુલીક અવસર કયું ન સુધારે;
નરદેહી દેવનકુ દુર્લભ, સો વૃથાહેં બિગારે. અ૦ ૧
યા તન સબકો આદિ કારન, જીહાં જીહાંકુ મન ધારે;
સ્વર્ગ નરક અપવર્ગ આદિ નિગમ પુરાન પોકારે. અ૦ ૨
યા તને મિલે પ્રગટ પુરૂષોત્તમ, જો અન્ય નેહ નિવારે;
હરિકે ચરનકમળ ઉર ધરીકે, કુળ એકોતેર તારે, અ૦ ૩
સાચે સંત મિલે જબ જીવકું, તબ મોહ ફાંસિ ટારે;
મુક્તાનંદ મીલાવે હરિકું, જન્મ મરન દુઃખ હારે. અ૦ ૪

પદ ૪

વિરથ ગયે પન તીન, ભજનબિના વિરથ ગયે પન તીન,
ના હરી ભજે ન ભવદુઃખ ભાંગે, રહ્યોરે વિષયમાં લીન. ભ. ટેક. ૧
મમતામેં માયાલગી ખુતો, મનમેં માને પ્રવીન,
હરિજન દેખિકે હાંસી કરતહે, મહા શઠમતિકો હીન. ભ૦ ૨
સ્વારથ કાજે શ્વાન જ્યું ડોલે, ઘરઘરમેં હોય દીના,
પરમારથકો રાહ ન પિછે, મનમે અધિક મલિના. ભ૦ ૩
ના કરણી સો સબ કર બેઠો, કરણી કછુ નહી કીના,
મુક્તાનંદકે' ભજ્યા બિન મોહન, સબ વિધિસો ગયો ખીન. ભ૦ ૪

---

રાગ ગોડી–પદ ૧

મોરલી વાજે રે મીઠી મોરલી વાજે;
સખી સાંભળને શ્યામળીયાજીની મોરલી વાજે. મો૦ ટેક૦
મીઠે સ્વરે મોહનજીની મોરલી ગાજે;
સાંભળવાને સૈયર મારૂં દિલડું દાઝે. મો૦ ૧
આવે રે અલબેલો વિંટયા ગોવાળે ત્રાજે;
ગાતા આવે ગિરધર સુંદર સમાજે; મો૦ ૨
મોર મુગટ ને કાને કુંડળ વનમાળા રાજે;
નંદકુંવરને નિરખી કોટી કંદર્પ લાજે. મો૦ ૩
પિતાંબરની પલવટ વાળી છત્ર શિર છાજે;
પ્રેમાનંદનો વાલો આવો જોવાને કાજે. મો૦ ૪

પદ ૨

ગાયોની સાથે રે આવે ગાયોની સાથે;
ગાતા આવે ગિરધર ગાયોની સાથે. ગાયો૦ ટેક.
મોહનજીએ ધરિયો મુગટ ફૂલનો માથે;
ફૂલડાંના હાર ગજરા પેર્યા છે હાથે. ગાયો૦ ૧

ફૂલતણા શણગાર સર્વે બીજું નહિ આવે;
વ્રજવનિતા વશ કરવા લીધી મોરલડી હાથે. ગાયો૦ ૨
લટકાં કરતા આવે વાલો સખા સંગાથે;
વ્રજનારીને વિંધી વાલે ભ્રકુટીને ભાથે. ગાયો૦ ૩
વ્રજવનિતા વાલાને ભેટી ભરીને બાથે;
પ્રેમાનંદ કે' પુરણ કીધી પ્રેમની પાથે. ગાયો૦ ૪

પદ ૩

વ્રજની નારી રે મોહી વ્રજની નારી;
એની મોરલીને નાદે મોહી વ્રજની નારી. વ્રજ૦ ટેક.
મોરલીમાં વા'લે ગાઈ આલાપી સ.રી;
સાંભળવાને વ્રજની નારી ચડી અટારી. વ્રજ૦ ૧
ફૂલડાંમાં ફૂલ્યા આવે મોહન મોરારી;
અંગો અંગ ઉપર કોટી અનંગ વારી. વ્રજ૦ ૨
નંદકુંવરને નિરખી હૈડે હરખ વધ્યો ભારી;
સર્વે અંગે ડુલી ગોપી પ્રેમની મારી. વ્રજ૦ ૩
મોહનજીની મૂર્તિને ઉરમાં ધારી;
પ્રેમાનંદ કે' પ્રિતમજી પર પ્રાણ બલિહારી. વ્રજ૦ ૪

પદ ૪

મોરલી વાઇ રે વા'લે મોરલી વાઇ;
સખી મારૂં મન મોહ્યું વાલે મોરલી વાઇ. મોર૦ ટેક.
વાંસલડીમાં વાલે ગાઈ રાગણી ગાઇ;
મીઠે સ્વરે મનડું મારૂં ગયું વિંધાઇ. મોર૦ ૧
ઘેલી સરખી ઘરમાં કામ ન સૂઝે કાંઇ;
મળવા સારૂં મોહનજીને આતુર મનમાંઇ. મોર૦ ૨
મુખડું જોવા અંખું ચડી ઝરૂખે જાઇ,
સાંઝસમે શ્યામળિયો આવ્યા ગાયો ચરાઇ. મોર૦ ૩

નિરખ્યા મેં તો નેણે વેણુ બોલાવ્યા બાઇ;
પ્રેમાનંદને નાથ હસીને સાને સમજાઇ. મોર૦ ૪

રાગ ગોડી—પદ ૧

વ્રજમેં બસત અવિનાશી,ભક્તહિત વ્રજમેં બસત અવિનાશી;
પુરન કામ શ્યામ સુંદર વર, નિજાનંદ સુખરાશી. ટેક.
જાકે ચરન બસન સબ તિરથ, કોટી ગયાં અરૂ કાશી;
યા કારન શ્રી ચપળતા, ચરન સેવે હોઇ દાશી. ભક્ત.
કોટી મદનમદ હરન સોઈ પ્રભુ, અગણિત રૂપ પ્રકાશી;
મુક્તાનંદ કે' વ્રજવનિતા સંગ, રમત હે રાસ વિલાસી. ભક્ત.

પદ ૨

ગૌધનકે સંગ આવે, સાંજ સમે ગૌધનકે સંગ આવે;
નટવર વેશ રસિક નંદનંદન, મધુરીશી બેન બજાવે. સાંજ૦
ગૌરજ અંગ ઉપર લપટાની, સો છબી અધિક સોહાવે;
ગોપીજન મન હરન મનોહર, મોરલીમેં ગૌરી ગાવે. સાંજ૦
મોરલીકો નાદ સુનત વ્રજવનિતા, અતિ આતુર ઉઠી ધાવે;
મુક્તાનંદ કે' નાથ નિરખી સબ, વિરહકો તાપ બુઝાવે. સાંજ૦

પદ ૩

સાંજ સમે વ્રજવાશી, આપે સબ સાંજ સમે વ્રજવાશી;
નંદરાય ઘર ભીર ભઇહે, નિરખન શ્રી અવિનાશી. ટેક.
નટવર વેશ રસિક નંદનંદન, અધિક રૂપ ગુનરાશી;
વ્રજવનિતા છબી દેખી ઓરી કેક, ભઇ ઉર વિરહ વ્યથાશી. આપે૦
પ્રભુસંગ પ્રેમમગન સબ ગોપી, ઓરસે અધિક ઉદાશી;
મુક્તાનંદ કે' નાથ હર્યો મન, વ્રજપતિ અધિક વિલાશી. આપે૦

પદ ૪

વ્રજવાસી બડભાગી, સબહીસેં વ્રજવાસી બડભાગી;
પ્રગટ રૂપ પુરૂષોત્તમકે સંગ, જાહિ લગન દ્દ લાગી ટેક૦

જેહી કારન મુનિ બનમેં બસત હેં, પંચ વિષય સુખ ત્યાગી;
સો બ્રજજનકી પ્રેમભક્તિ વશ, પીનું ચારે અનુરાગી. સજ૦ ૨
વસ્ત્ર હરે તબહી બ્રજબનિતા, જો લીનો બર માગી;
મુક્તાનંદ કે' પ્રભુ તેહી રાસમેં, કીની અખંડ સુહાગી. સજ૦ ૩

---

## રાગ કલ્યાણ–પદ ૧

મેરે તો તુમ જીવન બાળ મુકુંદા; મેરે૦ ટેક.
બિન દેખે મોયે કળ ન પરત હે, જ્યું ચકોર બિન ચંદા. મેરે તો૦ ૧
એહી કારન રહો નેનુકે આગે, નટવર નંદજીકે નંદા. મેરે તો૦ ૨
કરૂણા દ્રગન કરી વિલોકી, મેટન ભવ દુખદંદા. મેરે તો૦ ૩
મુક્તાનંદ કે' નેહ નિભાવન, પીયા પ્રીતમ સુખકંદા. મેરે તો૦ ૪

### પદ ૨

મેરે તો સુખદાયક તુંમહી મોરારી; મેરે તો૦ ટેક.
તુમ બિન ઓર દેવ નહીં જાનું, એહી દ્રઢ ટેક અમારી. મેરે તો૦ ૧
લોભીનકું જેસે ધન સુખદાયક, કામીનકું જેસી નારી. મેરે તો૦ ૨
તુમ કારન જોગન હોય બેઠી, અસત આશ સબ ટારી. મેરે તો૦ ૩
રસિક સલુને પિયા તેરે મુખ ઉપર, મુક્તાનંદ બલહારી. મેરે તો૦ ૪

### પદ ૩

રસિક તેરે નેનુમે જાદુ ભારી; રસિક૦ ટેક.
સ્યામ રે સલુના તેરે નેન બાનસમ, મોયે કસિ બરમારી. રસિક૦ ૧
પ્રેહકી પીર બઢી મેરે તનમે, ટરત ન કોઈ વિધિ ટારી. રસિક૦ ૨
લોકકી લાજ ન રહી મેરે મનમેં, કર ડારી મત વારી. રસિક૦ ૩
મુક્તાનંદ કે' નાથ દ્રગનસેં, કર ડારી જગન્યારી. રસિક૦ ૪

### પદ ૪

નયન ચરે તિખે હે નાથ તુમારે; નયન૦ ટેક.
જીન જીનકુ લગી ચોટ નયનકી, લોટ પોટ કર ઘરે; નયન૦ ૧

દેખનમેં તો કમળ હુસે કોમળ, ભેદત અંતર ભારે; નયન૦ ૨
ચોટ લગી સનકાદિક નારદ, હો રહે જગસેં ન્યારે; નયન૦ ૩
મુક્તાનંદ કહે કહા મુખસેં, ન જાનત જાનનહારે. નયન૦ ૪

## રાગ પુરવ—પદ ૧

સંત સમાગમ કીજે હો. નિશદિન; સં૦ ટેક
માન તજી સંતનકે મુખસે, પ્રેમ સુધારસ પીજે હો. નિશ૦ ૧
અંતરે કપટ મેટકે અપના, લે ઉનકું મન દીજે હો. નિશ૦ ૨
ભવદુખ ટરે રૂ બરે સબ દુકીત, સબ વીધી કારજ સીજે હો. નિશ૦ ૩
બ્રહ્માનન્દ સંતનકી સોબત, જનમ સફળ કરી લીજે હો. નિશ૦ ૪

### પદ ૨

હરી ભજતાં સુખ હોય, સમજ મન. હરિ૦ ટેક
સમરન બીન મુઢ અજ્ઞાની, ઉમર દીની ખોય. સ૦ ૧
માત પીતા જુવતી સુત બંધુ, સંગ ચલે નહિ કોય. સં૦ ૨
ક્યું અપને શીર લેત બુરાઈ, રહેના હે દીન દોય. સ૦ ૩
બ્રહ્માનન્દ કે હરિ ભજ લે, હીનકી કહતહું તોય. સ૦ ૪

### પદ ૩

સંત પરમ હિતકારી, જગત માંહી. સ૦ ટેક.
પ્રભુ પદ પ્રગટ કરાવત પ્રીતિ, ભરમ મીટાવત ભારી. જ૦ ૧
પરમ કૃપાળ સકળ જીવન પર, હરિસમ સબ દુઃખહારી. જ૦ ૨
ત્રિગુણાતીત ફીરત તન ત્યાગી, રીત જગતસેં ન્યારી. જ૦ ૩
બ્રહ્માનન્દ સંતનકી સોબત, મીલત હે પ્રગટ મોરારી જ૦ ૪

### પદ ૪

યુંહી જનમ ગમાત, ભજન બીન. યું૦ ટેક
અમજ સમજ નર મુઢ અજ્ઞાની, કાળ નીકટ ચલી આત ભ૦ ૧
ભયોરી બેહાલ ફીરત હે નિશ દિન, ગુણ વિષયનકે ગાત ભ૦ ૨

પરમારથકા સંદ ન પ્રીછત, પાપ કરત દીનરાત. બ૦ ૩
બ્રહ્માનન્દ કે' તેરી મુરખ, આયુષ જયાકી જાત. બ૦ ૪

---

## રાગ ગોડી—પદ ૧

ફુલની બની રે શોભા ફુલની બની;
સખી શ્યામળિયાને અંગે શોભા ફુલની બની. ફુલની૦ ટેક.
ફુલ પાઘમાં તોરાકેરી શોભા અતિ ઘણી;
ફુલતણા બે ગુચ્છ જાણું ઉગ્યા તરણી. ફુલની૦ ૧
ફુલહારની શોભા કે'તે ન આવે બણી;
ફુલતણી ઉપર અંબરી ચાદર ફુલડાં તણી. ફુલની૦ ૨
ફુલના બાજુ બાંધ્યા બાંયે ડાંડા જમણી;
ફુલતણા ગજરા જોઇ મોહ્યો રાતનો ધણી. ફુલની૦ ૩
ફુલડાંની સુંદર હરિએ પે'રી સુંથણી;
પ્રેમાનંદ કે'. ફુલ મોજડી પે'રી ચરણી. ફુલની૦ ૪

## પદ ૨

ફુલની ઘણી રે શોભા ફુલની ઘણી;
નખશિખ શોભા હરિની નિરખી ફુલની ઘણી. ફુલની૦ ટેક
ફુલડામાં ફુલ્યા આવે, બણી રે ઠણી;
સુંદર વર શોભે છે જાણીયે રૂપની મણી. ફુલની૦ ૧
સુંદર નિલ કલેવર ચરચ્યું નખશીખ ચંદણી;
હસતા વદનચંદ્રથી વરસે અમૃત કણી. ફુલની૦ ૨
મુનિવર નિરખે એક ટક મટકું તજી પાંપણી;
તન મન પ્રાણ વારે સાંભળતાં મીઠી બોલણી. ફુલની૦ ૩
નખશિખ શોભા વરણતાં થાકયા સહસફણી.
પ્રેમાનંદ બલિહારી ચંચળ નિરખી ચિતવણી. ફુલની૦ ૪

પદ ૩

ફુલની જોઇને શોભા ફુલની જોઇ;
હરિની નખશિખ શોભા સુંદર ફુલની જોઇ. ફુલની૰ ટેક.
માલતીનો મુગટ કુંડળ કુંદતણાં દોઇ;
ગુલછડીના ગુચ્છ કાને શોભે છે સોઇ. ફુલની૰ ૧
બોલસરીના બાજુ ગજરા ગુલાબી હોઇ;
ચંપા ચમેલીના હારે જોઇ હું મોઇ. ફુલની૰ ૨
ગુલદાવદીના દુપટામાં જાયી જુઇ પ્રોઇ;
દુપટાની ફરતી કોરે કેશરની તોઇ. ફુલની૰ ૩
માધવી મલ્લિકા કમળ કેતકી કોઇ;
પ્રેમાનંદ કે' સુંથલતીયે રાખ્યું મન ટોઇ. ફુલની૰ ૪

પદ ૪

ધર્મતણા કુમાર શોભે ધર્મતણા કુમાર;
ફુલડામાં ફલી રહ્યા ધર્મતણા કુમાર. ધર્મતણા૰ ટેક૰
ફુલતણું મોલડીયું માથે શોભાનો ભંડાર;
ફુલતણા તોરાપર ભોળા મધુકર કરે ગુંજાર; ધર્મતણા૰ ૧
કેશરની કલંગી સુંદર કરશે કરણીકાર;
ચોપ ફુલના બાજુ દેડે ડોલરિયાના હાર. ધર્મતણા૰ ૨
પારીજાત ને પાડલ કેરા ગજરા કરે અપાર;
ગુલછડીની છડી કરમા શોભે સરસ સાર. ધર્મતણા૰ ૩
ફુલ દડો ઉછાળતા આવે મંદિરીએ મોરાર;
પ્રેમાનંદ લઇ તન મન હરિપર વારે વારમવાર. ધર્મતણા૰ ૪

પદ ૫

ફૂલનો ધરિયો રે મુગટ ફૂલનો ધરિયો;
મોહનજીયે માથે મુગટ ફૂલનો ધરિયો. ફુલનો૰ ટેક.
સુગંધી ફૂલાનો સરસ મુગટ ભરિયો;
તોરો ગુચ્છનો ન જાયે વરણવ કરિયો. ફૂલનો૰ ૧

મજરા બાજુ હાર હજારી, પેરી ડોલરિયો;
મંદિરીએ પધાર્યા મારે, કુવર કેશરિયો. ફૂલનો૦ ૨
ફૂલ પછેડી ઓઢી મારા, મનડાને હરિયો;
જીવનજીની શોભા જોઇ, આંખડિયો ઠરિયો. ફૂલનો૦ ૩
ફૂલ ચાખડિયું પેરી ચટચટ, ચાલે નટવારયો;
પ્રેમાનંદ કે' એવો આવી, અંતરમાં ગરિયો. ફૂલનો૦ ૪

પદ ૬

આંગણીએ આવી રે ઉભા, આંગણીએ આવી;
નાથ હમારો ઉભા મારે, આંગણીએ આવી. આંગણી૦ ટેક.
થાળ ભરી ગજમોતીડે, વહાલાને વધાવી;
પલંગે પધરાવ્યા, મોતી માળા પેરાવી. આંગણી૦ ૧
જુગનેસું જમાડયા, ઝાઝા વ્યંજન બનાવી;
કનક કટોરા ભરી, દુધ સાકર પાવી. આંગણી૦ ૨
રાજીવ લોચન રાજી કીધા, હેતે બોલાવી;
તજ એલાચી આપ્યાં, મુખવાસ બંધાવી. આંગણી૦ ૩
વહાલે મુજને દીધો મુખવાસ, મુખમાથી ચાવી;
પ્રેમાનંદ કે' ઘણા જનમની, આ ફેરે ફાવી. આંગણી૦ ૪

પદ ૭

બલિહારીરે જાઉં હું તો, બલિહારી જાઉં;
હરિની સાંવરી સુરતપર હું બલિહારી જાઉં. બલિહા૦ ટેક
રતનજડિત મુગટ શિરપર, શોભા અતિ સારી;
રતનજડિત કુંડલિયાં કાને, મકરાકારી. બલિહા૦ ૧
રતનજડિત મુક્ષબધ શેખરુ, કંઠે છબી ન્યારી;
રતનતણો ઉર હાર ઉતરી, માળા બહુ સારી. બલિહા૦ ૨
મોહનમાળા ને મોહનિયાં, ચંદનહાર ધારી;
રતનજડિત બાજુબંધ પેરયા, ધાર્યા મુરારી. બલિહા૦ ૩

કડા સાંકળાં વેંઢ વીંટિયો, પેચી બહુ પ્યારી;
કટિમેખળા કંદોરા પર, પ્રેમાનંદ વારી. બલિહા૦ ૪

પદ ૮

મોરલી વાઈ રે વહાલે, મોરલી વાઈ;
સખી મારૂ મન મોહ્યુ વહાલે મોરલી વાઈ. મોરલી૦ ટેક.
કનક મોરલી અધર ધરીને, ગોડી રાગ ગાઈ;
સાંભળતામાં સુધ બુધ વિસરી, ઉઠી અકળાઇ. મોરલી૦ ૧
આવીને હું ઉભી અટારી, જોવા જદુરાઇ;
સાંજ સમે શ્યામળિયો વહાલો, આવ્યા વ્રજમાંઈ. મોરલી૦ ૨
લાલ ફેંટાપર મોર ચંદ્રિકા, છોગાંછબી છાઇ;
સુંદર શરદ પુનમ સરિખું, મુખ જોઇ લલચાઇ. મોરલી૦ ૩
નિલવરણુ તન ઉર વૈજંતી, પીતપટ સુખદાઇ;
પ્રેમાનંદ ઘનસ્યામ છબીપર, તન મન બલજાઇ. મોરલી૦ ૪

રાગ ગોડી–પદ ૧

નારાયણ ગાયે સ્વામિનારાયણ ગાયે,વાલી વાલી તાળી દોયે કર બજાયે. ના. ૧
શિવ સનકાદિક નારદ નાચે જાચ્યા બ્રહ્માયે,તેહને ભજતાં ભાઇ શીદ લજાયે. ના. ૨
અંતર પાપ નિરંતર નામે ગાતાં ગમાયે,બહારનાં પરજળી પાપ તાળી બજાયે. ના. ૩
સર્વે સંકટ વિકટ વામે જપો જીભાયે, નિષ્કુળાનંદ કે' સદા સુખીયા થાયે. ના. ૪

પદ ૨

નારાયણ કેયે, સ્વામિનારાયણ કૈયે, તાળી જો રસાળી રૂડી હાથે શું લૈયે. ના. ૧
નિર્લોભી નિષ્કામી કહું નિઃસ્વાદી રૈયે, નિઃસ્નેહી નિરમાની વ્રત એ ગ્રહિયે. ના. ૨
પંચ વ્રતે પુરા શુરા શરે સાટે થૈયે, હર્તાં ફર્તાં ભજયે હરિ હાંએ શું હેયે. ના. ૩
નરનારાયણ નામજ લેતાં જીતી જગ જૈયે,નિષ્કુળાનંદ કે' ડંકો દન તન શિર દૈયે.ના.૪

પદ ૩

અવસર એળ્યે ન ખોયે, હો મનવા અવસર એળ્યે ન ખોયે, ટેક.
જો તું પામ્યો મનુષ્યનું દેહ, એહ વિચાર કરી જોયે, હો મન

હોય સચેત નચિંત ખેલ ખેલો, એનો જીવન મરણ દોયે;
ત્રીછ સનમુખ સુખદુઃખ સહી, લઇ વેગ ન વગોયે. હો મનવા૦ ૨
ભાગી અભાગી ભરે પગ પાછા, કાયા કાયર નર રોયે;
નહિ જીવત હત નિમત નિગમે, ખોયે એટો વિષ્ય રોયે. હો મનવા૦ ૩
મારી કટારી પેટી'જો કેશરીયા નિસરિયા, નરૂં જોયે;
નિષ્કુળાનંદ ન ફરે નર પાછા, સાચા શુરા સંત સોયે. હો મનવા૦ ૪

પદ ૪

અવસર ઓળખી લીજે, હો મનવા અવસર ઓળખી લીજે; ટેક૦
ખોઇ રે લાજને કાજ બગાડી, જીવિત હત ન'જીવી જે. હો મનવા૦ ૧
અવસર વીતે જીતે નહિ જાણો, નાણે પળ ન પામી જે,
પલટી રે પછે ફલ ન મળે, કોટય ઉપાય જો કરી જે. હો મનવા૦ ૨
ફરતાં રે મરતા ધરતા બહુ દેહ, આહ નરતન પામી જે.
તેહી તહમાંહી મળ્યા મનમોહન, અહો ભાગ્ય ગણી જે. હો મનવા૦ ૩
ધન્ય ધન્ય ભાગ્ય જાગ્ય નર જાણી,આણી આનંદ મન છીજે;
નિષ્કુળાનંદ સહજાનંદ પરસી, ડરશે નહિ તે ડર બીજે. હો મનવા૦ ૪

---

રાગ ગોડી–પદ ૧

" પ્રગટ પ્રણામ હરિને" એ ઢાળ

ભાગ્ય બન્યા હે આજ, અવસર અજબ બન્યા હે આજ; ટેક,
જામે પ્રગટ મીલે પરમાનંદ, સરી ગયે સબ કાજ. અવસર૦ ૧
દેવ વાંછિત પાયે નર દેહ, ભવજળ તરવેકો ઝાઝ;
તામે સદગુરુ મીલે મેહરમી, બડો બન્યો હે સમાજ. અવસર૦ ૨
અબકી વેર મો ફેર ન આવે, જામે મીલે મહારાજ,
મનુષ્ય દેહકો લાહોજ લીનો, ભલી રીતે રહી લાજ. અવસર૦ ૩
ધન્ય સતસંગ ધન્ય સદ્ગુરૂ, ધન્ય ધન્ય અવસર આજ;
નિષ્કુળાનંદ આનંદ-પદ પાયે, જ્યારે મીલે ગિરધર રાજ. અવસર૦ ૪

પદ ૨

ચેત ચેત મન મંદ, હો અવસર ચેત ચેત મન મંદ; ટેક.
કર વિચાર ઉર વારવાર, સદ્ગુરુ સહજાનંદ. હો અવ૦ ૧
અપાર સંસાર પાર ઉતરવા, હરવા ભવ દુઃખ દંદ;
ગ્રહે અવિનાશી શરણ ઉપાસી, મીટે ચોરાશીનો ફંદ. હો અવ૦ ૨
આરે સંસાર પસારે નટબાજી, બાજી જાય ઘડી ચંદ;
માત તાત સુત ભ્રાત ને ભગિની, માનું કુટુંબ ઠગ વૃંદ. હો અવ૦ ૩
સમજ સમજ જીવત શીંગુંકિરી, ફૂટી નયન થયો અંધ;
હજી કે સમજ મન ભજ ભવતારણ, કહે જો નિષ્કુળાનંદ. હો અવ૦ ૪

# લીલા-ભક્તિનાં પદો—

## રાગ ગરબી-પદ ૧

જનમ સુધાર્યો રે મારો, મળીયા નટવર નંદદુલારો. ૧
કરૂણા અતિશે રે કીધી, ભવજળ બુડતા બાંહ્ય ગ્રહી લીધી. ૨
મુજપર અઢળક રે ઢળીયા, કરૂણા કરી ઘરબેઠા મળીયા. ૩
મન દૃઢ કરીયું રે મોરારી, હવે હું થઇ રહી જગથી ન્યારી. ૪
આનંદ ઉરમાં રે ભારી, શીરપર ગાજે ગીરિવરધારી. ૫
નીરભેની નોબત રે વાગી, કહે મુક્તાનંદ ભ્રમણા ભાગી. ૬

પદ ૨

ભ્રમણા ભાગી રે બધાની, નથી એ કેને વાત કહ્યાની. ૧
વીતી હોય તે રે જાણે, અણસમજ્યા મન ઇર્ષા આણે. ૨
જે રસ મુનિવર રે માણે, વ્હાલે મારે સુગમ કર્યો આ ટાણે. ૩
પ્રેમી જનનો રે પ્યારો, મુજને મળીયો નંદદુલારો. ૪
મહારસ મુજને રે આપ્યો, સંશય ભરમ સમૂળો કાપ્યો. ૫
હવે હું મહાસુખ રે પામી, વરીયા મુક્તાનંદના સ્વામી. ૬

પદ ૩

મહાસુખ મુજને રે આપ્યું, જેનિસંકટ જમદુઃખ કાપ્યું. ૧
પુરણ પુરવને રે મળીયા, મળતાં તાપ હૃદાના ટળીયા. ૨
દર્શન દુર્લભ રે પામી, હવે મારી સકળ વેદના વામી. ૩
આનંદ ઉરમાં રે ભારી, હવે હુ ન રહું કોઇની વારી. ૪
હરિસંગ હેતે રે બંધાણી, હવે મુને ન ગમે બીજી વાણી. ૫
અખંડ એવાતન રે દીધું, કહે મુક્તાનંદ કારજ સીધ્યું. ૬

પદ ૪

બાંધ ગ્રહી છે રે વ્હાલે, કરૂણા કરી નટવર નંદલાલે. ૧
હવે નહિ કોઇની રે ઓસીયાળી; શીરપર વીઠલવર વનમાળી. ૨
ભવ બ્રહ્માના રે સ્વામી, મુજને મળીયા અંતરજામી. ૩
ઘેર ઘેર લોકડાં રે, કહેછે, મેણું મુને નંદનંદનનું દેછે. ૪
લાજ ન મનમાં રે આણું, અતીશે ભાગ્ય ભલું કરી જાણું. ૫
કાંઇવીધ ન રહી રે ખામી, મળીયા મુક્તાનંદનો સ્વામી. ૬

રાગ કાફી ગરબી—પદ ૧

હરિ હૈયાના હાર છો જી, તમે હરિ હૈયાના હાર છો;
સેજતણા શણગાર છો જી. તમે૦
મુખથી શું ઘણું કહીએ મોહન રે, પ્રાણતણા આધાર છોજી. તમે૦ ૧
વાલપણામાં અતીશે વ્હાલા રે, નટવર નંદકુમાર છોજી. તમે૦ ૨
દુરીજનીયાને દુર ઘણા છો રે, પ્રેમી તે જનના પ્યાર છોજી. તમે૦ ૩
મુક્તાનંદ કહે નરનાટક ધરી રે, શરણાગતના સાર છોજી. તમે૦ ૪

પદ ૨

નયણાં ઠરે છે જોઇને રે, મારાં નયણાં ઠરે છે જોઇને;
રહીયું મોહનસંગ મોહીને રે. મારાં૦
જે દિનમાં દર્શન નવ પામું રે, તે દિન વીતે રોઇને રે. મારાં૦ ૧

લોકડીયાંની લાજ ન રાખું રે, કે' મર વેણ વગોઇને રે. મારા૦ ૨
સ્યામ વિના હું ચૌદ ભુવનમાં રે, રંગે ન રાચું કોઇને રે. મારા૦ ૩
મુક્તાનંદ મોહનવર પામી રે, કુળમરજાદ ખોઇને રે. મારા૦ ૪

પદ ૩

મોહ્યું નયણુની સાનમાં રે, મન મોહ્યું નયણુની સાનમાં;
વાંસલડીના તાનમાં રે. મન૦
કામ ને કાજ મુને કાંઈ નવ સુઝે રે, ગિરધરજીના ગાનમાં રે. મન૦ ૧
આંખડલી અણીયાળી જોઇને રે, કુંડળની છબી કાનમાં રે. મન૦ ૨
મન ગમે તેમ મુખથી બોલું રે, જાણે બેઠી છું રાનમાં રે. મન૦ ૩
મુક્તાનંદ કહે થઇ મતવાલી રે, વાલમજીના વાનમાં રે. મન૦ ૪

પદ ૪

કાનુડાસંગ મન લાગ્યું, સૈયર મારૂં કાનુડા સંગ મન લાગ્યું;
મેહેતું. તે બાણ ઉર વાગ્યું. સૈયર૦
સ્યામ વિના હું ચૌદ ભુવનમાં રે, બીજાગી નવ અનુરાગું, સૈયર૦ ૧
મોહનવર સાથે મન માન્યું રે, બીજું તે કાંઈ નવ માગું. સૈયર૦ ૨
ફૂલડે સેજ સમારી સુંદર રે, વાટડી જોઇ જોઇ જાગું. સૈયર૦ ૩
મુક્તાનંદ મોહનવર મળતાં રે, જન્મ મરણ દુઃખ ભાગ્યું. સૈયર૦ ૪

પદ ૫

કાનુડે કાંકરી મારી, સૈયર મને કાનુડે કાંકરી મારી;
કહી કહી વાત નહારી. સૈયર૦ ૧
બાહડી મેલાવું તિહાં પાલવ ઝાલે રે, સમજાવી રહી હારી. સૈયર૦ ૧
ઉર પર હાથ અળવ કરી નાખ્યો રે, તોડયો છે હાર હજારી. સૈયર૦ ૨
ગોકુળીયામાં કેમ રહેવાશે રે, ન ગણે પરણી કુંવારી. સૈયર૦ ૩
મુક્તાનંદ કેમ રહે મરજાદા રે, ઘેલો થયો છે ગિરધારી સૈયર૦ ૪

પદ ૬

કાનુડાને શું કહીએ, સૈયર હવે કાનુડાને શું કહીએ;
કહેતાં લાજઈ મુઢથ થઈ રહીએ. સૈયર૦

જમુનાજીનો મારગ રોકે રે, કેમ કરી પાણી જઈએ. સૈયર૦
દાણીનું મિષ લઈ બોલે દિવાનું રે, તે અમે કેમ કરી દઈએ. સૈયર૦
આલિંગન કરી આનંદ પામે રે, નિત્ય નિત્ય કેટલુંક સહીએ. સૈયર૦
મુક્તાનંદ મોહનના દુઃખથી રે, કેમ કરી ગોકુળ રહીએ. સૈયર૦

પદ ૭

કાનુડો કેડ ન છોડે, સૈયર મારો કાનુડો કેડ ન છોડે;
નેણું સાથે નેણુ જોડે. સૈયર૦
છાંના તે છાના કરી છમકલડાં રે, ગ્રાલીને બળ મરોડે. સૈયર૦
અણુ તેડયો વાસે આવીને રે, બંસી બજાવી તાન તોડે. સૈયર૦
આવો એનો તો અળવિલો રે, હવે ચડયો છે મોહ ઘોડે. સૈયર૦
મુક્તાનંદ મટુકી મહીની રે, જુગ ભરી ભિડતાં ફોડે. સૈયર૦

પદ ૮

કાનુડાને કોઈ વારે, સૈયર હવે કાનુડાને કોઈ વારે;
કેડયે ફરે છે શીદ મારે. સૈયર૦
જમુનાં જળ ભરવા કેમ જઈએ રે, આવી બેસે જળ આરે. સૈયર૦
લોકની લાજ મરજાદ ન રાખે રે, તેજ કરે જે મન ધારે. સૈયર૦
સર્વે લોકમાં કર્યાં છતરાયાં રે, આલ્ય કરીને આલિંગ્યા રે. સૈયર૦
મુક્તાનંદ કહે ચાકે ચઢાવ્યાં રે, અળવિલે અટા રે. સૈયર૦

---

રાગ ગરબી–પદ ૧

વ્હાલા રૂમઝુમ કરતા વ્હાન, મારે ઘેર આવો રે;
મારા પુરા કરવા કોડ, હસીને બોલાવો રે. ૧
મારે તમસંગ લાગી પ્રીત, શ્યામ સોહાગી રે;
મેં તો તમસંગ રમવા કાજ, લજ્જા ત્યાગી રે. ૨
વ્હાલા અમળા ઉપરે મહેર, કરજો મોરારી રે;
હું તો જન્મોજનમની નાથ, દાસી તમારી રે. ૩

મારા પ્રાણતણા આધાર, પ્રીતમ પ્યારા રે;
પળ રહો માં નટવર નાવ, મુજથી ન્યારા રે. ૪
આવો છોગાં મેલીને શ્યામ, ઘડક મ ધારો રે;
મેં તો ફુલડે સમારી સેજ, શ્યામ સુધારો રે. ૫
વ્હાલા નવણાતણું ફળ નાથ, મુજને આપો રે;
મુક્તાનંદ કહે મહારાજ, દુઃખડાં કાપો રે. ૬

પદ ૨

હું તો છું ઘણી નમણી નાર, તેલ તમારી રે;
તમે ગુણસાગર ગોપાળ, દેવ મોરારી રે. ૧
મુને કરી પોતાની કહાન, દોષ ન જોયા રે;
તમે ગુણગ્રાહક ગોપાળ, મુજપર મોહ્યા રે. ૨
તમે શ્યામ સુંદર સુખરુપ, કુંજવિહારી રે;
મારે મંદિર આવો માવ, તમપર વારી રે. ૩
મુને કરી કૃતારથ કહાન, શ્યામ સોહાગી રે;
મારે ભવની ભાવટ આજ, સરવે ભાગી રે. ૪
મારે અમૃત વર્ષ્યા મેહ, થઈ અનુરાગી રે;
મારી તમસંગ ત્રિભુવનરાય, લગની લાગી રે; ૫
મારા પુંન્યતણો નહિ પાર, તમસંગ મળતાં રે;
મુક્તાનંદ કહે મહારાજ, અંતર ટળતાં રે. ૬

પદ ૩

મારૂં મનગમતું કરી માવ, સુખડું દીધું રે;
મારૂં મંદિરીયું મહારાજ, વૈકુંઠ કીધું રે. ૧
હવે રહો રસીયા દિનરાત, કરી મન હેતું રે.
મુને મળી ચિંતામણી શ્યામ, દુઃખ નહિ વેઠું રે; ૨
મુને સર્વે સૈયરમાં શ્યામ કીધી સમોતી રે;
મારા હૈયા કેરી હામ, સર્વે ચેતી રે. ૩

વ્હાલા મુજ નગણીપર નાથ, અઢકળ ઢળીયા રે;
તમે એકાંતે અલબેલ, આવીને મળીયા રે. ૪
મુને મુખથી દીધો તંબોળ હસીને બોલાવી રે;
મારા મનની ઇચ્છા આજ, સઘળી આવી રે. ૫
તમે રસીયાજી રસરીત, શું સુખ આપ્યું રે;
મુક્તાનંદ કહે મહારાજ, દુઃખડું કાપ્યું રે. ૬

પદ ૪

મારા મંદિરીયામાં માવ, મોજું માણો રે;
મને શું કરશે સંસાર, ધડક મ આણો રે. ૧
હુંતો તરણા તુલ્ય સંસાર, સઘળો જાણું રે;
વ્હાલા એક તમારી બીક, ઉરમાં આણું રે. ૨
તમે ભૂપતણા હો ભૂપ, મહા સુખકારી રે;
વ્હાલા તન મન ધન પરિવાર, તમપર વારી રે. ૩
તોય અધર અમૃતથી નાથ, હું ન ધરાવું રે;
વ્હાલા નિત્ય નૌતમ શણગાર, સજી સુખ આપું રે. ૪
તમે રસીયા રંગની રેલ, વ્હાલમ વાળી રે;
હુંતો મગન થઇ મસતાન, સુખડું ભાળી રે. ૫
મુને આપ્યો અખંડ સુહાગ, કુંજવિહારી રે;
મુક્તાનંદ કહે મહારાજ, જાઉં બલિહારી રે. ૬

પદ ૫

વ્હાલા સુંદર શ્યામ સુજાણ, મારે ઘેર આવો રે;
મારા પ્રાણતણા આધાર, મન ઘણું ભાવો રે. ૧
તારી વાંસલડી મહારાજ, ચિતડું ચોરે રે;
તારાં નયણાં નંદકુમાર, કાળજ કોરે રે. ૨
તારી ઘુઘરડીનો ઘોર, ઘમઘમ બોલે રે;
તે સુણતાં સુંદર શ્યામ, મન મારું ડોલે રે. ૩

તારા ઝાંઝરનો ઝણુકાર, અતિ સુખકારી રે;
તારી છબી પર સુંદર શ્યામ, જાઉં બલહારી રે. ૪
વ્હાલા ઉર મુક્તાફળ હાર, સુંદર છાજે રે;
તેને નિરખી કોટિક કામ, શોભા લાજે રે. ૫
વ્હાલા એ છબી ઉરમા નાથ, નિશદિન રહે જ્યો રે;
મુક્તાનંદ કહે મહારાજ, દર્શન દેજ્યો રે. ૬

પદ ૬

તારી મીચ્યમાં મોહન વેલ્ય, કાનડ કાળા રે;
તેણે મોહ્યું છે મારૂં મન, છેલછોગાળા રે. ૧
તારા કરનાં લટકાં કા'ન, ચિતડું ચોરે રે;
હું તો મોહી રહી મહારાજ, ફુલડાને તોરે રે. ૨
તારી વનમાળા મહારાજ, અતિ સુખકારી રે;
તારા કુંડળિયાં પર કા'ન, જાઉં બલહારી રે. ૩
તારા ભાલ તિલકની શ્યામ, શોભા ન્યારી રે;
તારી પાઘડલીના પેચ, પર જાઉં વારી રે. ૪
તારા ફુલડાંના બાજુબંધ, ગજરા શોભે રે;
તેને નિરખતાં નંદકુમાર. મન મારૂં લોભે રે. ૫
એવી શોભાને ધરતા શ્યામ, અમઘર આવો રે:
મુક્તાનંદ કહે મહારાજ, હસીને બોલાવો રે. ૬

પદ ૭

તમે મહેર કરી મહારાજ, સામુ જોયું રે;
તે દિનથી સુંદર શ્યામ, મન મારૂં મોહ્યું રે. ૧
મારી પશુ પક્ષિની પેરય, તે તમે ટાળી રે;
મને કરૂણાની દૃષ્ટિએ કાન, રહો છો ભાળી રે. ૨
મારા અવગુણીયા રે અપાર, મન નથી ધરતા રે;
રહો છો અધિક અધિક અલબેલ, કરૂણા કરતા રે. ૩

તારા ગુણ જોઇ ગિરધરલાલ, મનમાં હું હરખી રે.
હું તો જીવું છું જગદાધાર, તમને નિરખી રે. ૪
મારે તમ થકી જગમાં કોઇ, નથી બીજુ પ્યારૂં રે;
વહાલા તન ધન પ્રાણ સમેત, તમપર વારૂં રે. ૫
મારે મંદિર આવો માવ, મહાસુખ દેતા રે;
મુક્તાનંદ કહે મહારાજ, મન હરી લેતા રે. ૬

પદ ૮

મારે મંદિર આવો માવ, રંગભર રમીએ રે;
વહાલા ભોજનીયાં બહુ ભાત્ય, જમાડું તે જમીએ રે ૧
મેં તો ફુલડે સમારી સેજ, માણો તમે માવા રે;
મારે મંદિર રાખું માવ, નહિ દઉં જાવા રે. ૨
મુને તમ વિના જે પળ જાય, તે ઘણું સાલે રે;
તારી લાલચમાં નંદલાલ, પ્રોવાણી ભાલે રે. ૩
મુને સુળી જેવો સંસાર, સઘળો લાગે રે;
જાણું ક્યારે મળે નંદલાલ, દુઃખડુ ભાગે રે. ૪
મુને રજની તે વેરણ થાય, તમ વિના વહાલા રે;
આપો સુખડું અલૌકિક શ્યામ, શ્રીનંદલાલા રે. ૫
વહાલા અબળા ઉપર મહેર, કરજ્યો મોરારી રે;
મુક્તાનંદ કહે મહારાજ, દાસી તમારી રે. ૬

પદ ૯

મારા આત્માના આધાર, પ્રિયતમ પ્યારા રે;
તમે મોટા થઇ મહારાજ, રહો કેમ ન્યારા રે. ૧
તમે વિરહને બાણે માવ, મુજને મા મારો રે;
મારે મંદિર આવીને માવ, કારજ સારો રે. ૨
મારે એક તમારી આશ, દેવ મુરારી રે;
મારૂં કરજ્યો ગમતું કાન, કુંજવિહારી રે. ૩

તમે જગજીવન રંગરીતમાં, ઘણું જાણો રે;
મારી સેજલડી પર સ્યામ, મોજું માંણો રે. ૪
તમે રસમાં ડાહ્યારાજ, શું કહી દાખું રે;
હું તો અંતર તમશું ભાવ, રંચ ન રાખું રે. ૫
મારૂં નૌતમ જોબન નાથ, તમને દેખાડું રે;
મારા ઉર ઉપર અલબેલ, રંગે રમાડું રે. ૬
મારા મનમા છે વિરહની ઝાળ, સ્યામ શમાવો રે;
મુક્તાનંદ કહે મહારાજ, મંદિર આવો રે. ૭

---

## રાગ ગરબી—પદ ૧

મારૂં મન મોહન સગ માન્યું, છપાડયું કેમ કરી રહે છાનું રે. ૧
સ્યામળીયે સંભારી લીધી, સેયરમાં સમોતી કીધી રે. ૨
આજ મારૂં ભાગ્ય ભલું હેલી, બંધાણી બળવંત સંગ બેલી રે. ૩
હવે નહિ હીણુપ્ય મન આણું, છબીલા સંગે સુખ માણું રે. ૪
બળવંત બાંહ્ય ગ્રહી મારી, હવે હું જગથી થઇ ન્યારી રે. ૫
હવે હું તો પૂરણ સુખ પામી, મળ્યા મુક્તાનંદના સ્વામી રે. ૬

### પદ ૨

અખંડ રહો મંદિરિયે મારે, ગોડી હું તો છોગલીયે તારે રે ૧
પાઘડલી પેચાળી સારી, કલંગી તોરાપર વારી રે. ૨
કાનુમા કુંડળીયાં શોભે, જોઇ જોઇ મન મારૂં લોભે રે. ૩
શોભો છો વનમાળા પહેરી, વાંસડલી વાતા મુખ ઘેરી રે. ૪
શોભો છો પીતાંબર ધારી, અનુપમ લટકાંપર વારી રે. ૫
ન મેલું એક ઘડી ન્યારા, પ્રગટ મુક્તાનંદના પ્યારા રે. ૬

### પદ ૩

સુંદરવર સેજલડી આવો, દાઝલડી વ્રહની બુઝાવો રે. ૧
સજી મે તો સેજલડી સારી, કે તમસંગ રમવા મોરારી રે. ૨

મુજપર મહેર કરો વ્હાલા, સોભાડો શું નટવર લાલા રે.
અંગોઅંગ આલીંગન લીજે, કે મુજને પોતાની કીજે રે.
લાગી મુને લાલચડી તારી, કેમ કરી રહું નટવર ન્યારી રે.
કરો મનગમતું મહુનાગી, સદા મુક્તાનંદના સ્વામી રે.

પદ ૪

બેઠી મુને બદલામી તારી, વિચારો ગુણવંત ગીરધારી રે.
કહે છે સહુ કાનુડાવાળી, વજાડે લોકડીયાં તાળી રે.
સજાડી કોઇની નવ લાજુ, સહુના શીર ઉપર ગાજું રે.
મારૂ મન તમ સાથે વળગ્યું, અબ ક્ષણુ નવ જાએ અળગું રે.
દલાસા દઇ દઇને વ્હાલા, રહો કેમ ન્યારા નંદલાલા રે.
મારે ઘેર રસીયા રહો રંગી, સદા મુક્તાનંદના સંગી રે.

પદ ૫

આવો હરિ પૂછું એકાંતે, રમીયા કે સંગે રાતે રે.
કે સાથે મન માન્યું વ્હાલા, કહો સત્ય બોલી નંદલાલા રે.
ઘેરાણાં નિદ્રામાં નેણાં, બોલો છો બી'તા મુખ વેણાં રે.
કપોળે કાજળ કહો ક્યાંથી, ચોળાણા સરખા પણ સાંથી રે.
હૈયામાં હાર ઘણા ખુંતા, સ્યામળીયા કે સંગે સુતા રે.
પૂછું છું ચરણે શીર નામી, કહો મુક્તાનંદના સ્વામી રે.

પદ ૬

સ્યામળિયા સત્ય કહો અમને, અમે નહિ કહીએ કાંઇ તમને રે.
પીતાંબર ક્યાં પલટયું કાના, નીલાંબર લઇ આવ્યા છાના રે.
વાંસલડી વાલમ ક્યાં ભુલ્યા, ફરો છો વેલણુ લઇ ફુલ્યા રે.
મોજડીયો કહો ક્યાં વિસારી, ઘુમરિયાળી ચરણે ધારી રે.
અંગોઅંગ જાઓ વેષ વારી, હસે છે જોઇ જોઇ વ્રજનારી રે.
કહ્યા વિના વાત પડી બા'રી, છબીપર મુક્તાનંદ વારી રે.

રાગ ધોળ–પદ ૧

સુખદાયક રે સ્વામી સહજાનંદ, પ્રગટ પુરૂષોત્તમ શ્રીહરી. ટેક૦
જેનું સ્વામિનારાયણ નામ છે, જેને ભજને રે પામે ભવજળપાર. પ્રગટ૦ ૧
જેનાં દર્શન ઇચ્છે મહામુનિ, કરુણાનિધિ રે પ્રભુ પરમ ઉદાર. પ્રગટ૦ ૨
વ્હાલે કળિમધ્યે અતિ કરૂણા કરી, ધાર્યો દ્વિજકુળ રે ગુણનિધિ અવતાર. પ્ર૦ ૩
વ્હાલે સતયુગસમ ધર્મ સ્થાપીયો, ટાળ્યા નિજ્જનના મનથી મદમાર. પ્ર૦ ૪
એનો જે જને કીધો આશરો, તેતો તરી ગયા રે કુળસહિત સંસાર. પ્ર૦ ૫
મુક્તાનંદ કે' મહિમા અપાર છે, કરે નિશદિન રે નેતિ નિગમ પોકાર. પ્ર૦ ૬

પદ ૨

પ્રેમે પ્રગટ્યા રે સુરજ સહજાનંદ, અધર્મ અધારૂં ટાળીયું. ટેક૦
માયારાત્ય મુમુક્ષુની ટળી, થયું હરિ મળતાં પૂરણ પ્રભાત. અધર્મ૦ ૧
સંશય શોક હર્યા સર્વે જીવના, જેણે માની રે પ્રેમે વ્હાલાની વાત. અધર્મ૦ ૨
જુદા જ્ઞાની ઉલુક જગમાં હતા, તે સંતાણા રે પાપપર્વતમાંય. અધર્મ૦ ૩
કામ ક્રોધ ને લોભ જે ચોર તે, ડરી ભાગ્યા રે રે'વા ઠામ ન કયાય. અધર્મ૦ ૪
દેખી સંત કમળવન ફુલીયાં, દુઃખ પામ્યા રે પાપી કુમુદ અપાર. અધર્મ૦ ૫
મુક્તાનંદ કે' મહાસુખ આપીયું, એને વારણે રે જાઉં વારમવાર. અધર્મ૦ ૬

પદ ૩

કરી કરૂણા રે સ્વામિ સહજાનંદ, પધાર્યા અખંડ સુખ આપવા. ટેક૦
જેનાં દરશનથી દુષ્કૃત ટળે, જેને સ્પર્શે રે પામે પાતક નાશ. પધાર્યા૦ ૧
જેનું શરણ ગ્રહે સુખ પામીયે, વેગે નાશે રે મોહ માયાના પાશ. પધાર્યા૦ ૨
જેનો મહિમા અનંત અપાર છે, શુક શારદ રે મુનિ નારદ ગાય. પધાર્યા૦ ૩
મતિમંદ ન જાણે એ મર્મને, જેમ ઉલુકને રે રવિ નવ દેખાય. પધાર્યા૦ ૪
વ્હાલો નારદ નિગમના વેણને, સત્ય કરવા રે પોતે શ્રીબદ્રીનાથ. પધાર્યા૦ ૫
મુક્તાનંદ કે' અધર્મ ઉથાપીયો, ભક્તિ જ્ઞાન વૈરાગ્ય સ્થાપ્યા ગ્રહી હાથ. પધાર્યા૦ ૬

પદ ૪

પોતે પરબ્રહ્મ રે સ્વામી સહજાનંદ, બદ્રીપતિ પ્રબળ પ્રતાપ છે. ટેક૦
વ્હાલો ભરતખંડનાં નરનારીને, પોતે તપ કરી રે આપે ફળ સોય. બ૦ ૧

હરિના તપકેસ પુણ્ય પ્રતાપથી, થયાં શુદ્ધ મન રે હરિજન સર્વ હોય. બ૦ ૨
સ્વામિનારાયણ નામ ઓચરે, તેને જન્મમરણ જમનો ભય જાય. બ૦ ૩
સર્વે નરકકુંડ ખાલી થયા, ભુખ્યા જમગણ રે કર ઘસી પસ્તાય. બ૦ ૪
પામ્યા અનંત જીવ હરિધામને, તેની ગણના રે કહેતાં શેષ લજાય. બ૦ ૫
મુક્તાનંદ કે' મહિમા અતિ ઘણો, તેને એક મુખે રે, કવી કેમ લોક ગાય. બ. ૬

## રાગ ગરબી–પદ ૧

સહજાનંદ સ્વામી કે, ભજ દ્રઢ ભાવ કરી;
આવો અવસર દુર્લભરે કે, વારે વારે નાવે ફરી. ૧
તું તો સત્ય કરી માનેરે કે, સંતની વાતલડી;
તજી દેજે તું વેગેરે કે, મન કેરી ઘાતલડી. ૨
પરધન પરનારીરે કે, તજી સતસંગ કરે;
હરિવિમુખની સંગતરે કે, વિષ જાણી પરહરે. ૩
મારૂં કહ્યું સત્ય માનેરે કે, જાવું છે જરૂર મરી;
કર પુણ્ય પ્રમારથરે કે, સંપત રહેશે ધરી. ૪
એવું સમજી વિચારીરે કે, પાણી પહેલી પાળ કરો;
બ્હાલો મુક્તાનંદનોરે કે, ભજી ભવકષ્ટ તરો. ૫

### પદ ૨

સ્વામિનારાયણ કહેતાંરે કે, કેમ તું લાજે છે;
તારા શિરપર વેરીરે કે, જમરા ગાજે છે. ૧
જમદૂત જોરાવરરે કે, લેશે તારા પ્રાણ હરી;
તારાં સગાં ને સંબંધીરે કે, રહેશે હાય હાય કરી. ૨
જેને કાજે કરેછેરે કે, કુકર્મ અતિ ભારી;
તે તો સંગે ન ચાલેરે કે, નવ જોબન નારી. ૩
જાશે પાપે પોતાનેરે કે, નરકમાં જમસંગે;
પીશે લોહી તે તારૂંરે કે, ચીરી ચીરી સહુ અંગે. ૪

એવું સમજી વિચારીરે કે, શ્રીહરિને ભજજો;
મુક્તાનંદ સત્ય કહેછેરે કે, સર્વ કુકર્મ તજજો. ૫

પદ ૩

ઘનસ્યામને સેવોરે કે, કુમતિને દૂર કરી;
એ છે સર્વના સ્વામીરે કે, પ્રગટ પ્રમાણ હરી. ૧
જેનું ધ્યાન ધરેછેરે કે, મહામુનિ શુક જેવા;
જેના પદપંકજનીરે કે, કરે કમળા સેવા. ૨
એવા શ્રીનારાયણરે કે, ભજે તેનાં કષ્ટ હરે;
એને ઇષ્ટ જે જાણેરે કે, તે તો કુળસહિત તરે. ૩
વ્હાલો નિજ તપનું ફળરે કે, સહુને આપે છે;
ધરી રૂપ અલૌકિકરે કે, ભવદુઃખ કાપે છે. ૪
એવા પ્રગટ પ્રભુનેરે કે, ભજો ભમણા ત્યાગી;
મુક્તાનંદ કે' હરિ ભજ્રે કે, થાશો બડભાગી. ૫

પદ ૪

શ્રીનારાયણ ભજજોરે કે, શુદ્ધ થઇ નરનારી;
સાચા સંતની વાણીરે કે, લેજ્યો ઉરમાં ધારી. ૧
ખરશબ્દ સરિખીરે કે, દુરીજનની વાણી;
તેને ઉરમાં ન ધરજ્યોરે કે, દુઃખદાયક જાણી. ૨
કામી ક્રોધી ને લોભીરે કે, લંપટ જે નમરા;
તેને સંત ન ગણશોરે કે, તે તો જમદૂત ખરા. ૩
કહી સત્ય શીખામણરે કે, તેને નિંદા કહેશે;
તે તો જમપુર કેરારે કે, દારુણ દુઃખ સહેશે. ૪
સંત અસંતને સમજીરે કે, ભાવે હરિભજન કરો;
મુક્તાનંદ કે' નારાયણરે કે, નામે ભવસિંધુ તરો. ૫

## રાગ ધોળ–પદ ૧

ગોપીનાથ આવો મારે ઓરડે, તમ સાથે રે વાધ્યો પૂરણ પ્યાર. નાથ૦ ૧
મેં તો શેરી વળાવીને સજ્જ કરી, સેરડીયે રે વેર્યાં ફૂલ અપાર. નાથ૦ ૨
મેં તો મોતીડે ચોક પુરાવીયો, પ્રેમે બાંધ્યાં રે તરીયાં તોરણ દ્વાર. નાથ૦ ૩
મેં તો જુગતેથી તમને જમાડવા, ભાવે ભોજન રે કીધાં વિવિધ પ્રકાર. નાથ૦ ૪
મેં તો પલંગ બીછાવ્યો પ્રીતશું, વેગે સજીયા રે સોળે શણગાર. નાથ૦ ૫
હું તો ચાતક સરખી થઈ રહી, તમ કારણે રે પ્યારા પ્રાણઆધાર. નાથ૦ ૬
મારે તમ સંગ પૂરણ પ્રીતડી, તેણે વિષસમ રે થયો સર્વે સંસાર. નાથ૦ ૭
મુક્તાનંદના સ્યામ સુજાણ છો, હવે શું કહું રે ઘણું વારમવાર. નાથ૦ ૮

## પદ ૨

ગોપીનાથ રહો મારા મોલમાં, સુખદાયક રે પ્યારા શ્રીઘનસ્યામ. નાથ૦ ૧
મેં તો તન ધન તમ અર્થે કર્યું, મારી પુરો રે હેડાંકેરી હામ. નાથ૦ ૨
મેં તો શંકા તજી રે સંસારની, તમ સાથે રે કીધી પૂરણ પ્રીત. નાથ૦ ૩
હું તો હાથ જોડી હાજર રહું, તમને સેવું રે રસીયા રસરીત. નાથ૦ ૪
એક નિમિષ ન મેલું વેગળા, કરી રાખું રે મારા હૈયાનો હાર. નાથ૦ ૫
મારે તમથી કોયે વ્હાલું નથી, પુરુષોત્તમ રે પ્યારા પ્રાણ આધાર. નાથ૦ ૬
ક્યારે મરજી લેશ લોપુ નહિ, જે જે જોયે રે તે તે રાખીશ ત્યાર. નાથ૦ ૭
મુક્તાનંદના સ્યામ છબીલડા, તમ સાથે રે વાધ્યો પ્રેમ અપાર. નાથ૦ ૮

## પદ ૩

પ્યારા મુજને લાગી તારી મોહની, રસીયાવર રે તારું જોઈને રૂપ. મુ૦ ૧
તારાં નેણ ચપળ ચિત્તને હરે, મીઠી મુખની રે સુણી વાણી અનુપ. મુ૦ ૨
વાંકી પાઘમાં તોરા, ઝૂકી રહ્યા, જોતાં હૈડે રે ફુલડાંકેરા હાર. મુ૦ ૩
અંગોઅંગમાં આભ્રણ ફૂલનાં, તેને નીરખી રે વાધ્યો વિરહ અપાર. મુ૦ ૪
તારા મુખપંકજને માવજી, જોતાં નેણાં રે મારાં તૃપ્ત ન થાય. મુ૦ ૫
તમને અણદીઠે આઉ આંધળી, જોતા રસીયા રે હૈડે હરખ ન માય. મુ૦ ૬
હું તો પ્રેમદીવાની થઈ રહી, તેણે ભુલી રે જુઠો જગવ્યવહાર. મુ૦ ૭
મુક્તાનંદના પ્રીતમ નહિ તજું, કરી રાખીશ રે મારા હૈયાનો હાર. મુ૦ ૮

પદ ૪

મારાં નેણાં ઠરે છે જોઇને, મનમોહન રે તારૂં રૂપ રસાળ. નેણાં૦ ૧
માથે મોરમુગટ સોહામણો, કાને કુંડળ રે ઉર મોતીની માળ. નેણાં૦ ૨
રૂડું મંદ હાસ્ય મનને હરે, વાંકી ભ્રકુટી રે શોભે ભાલ વિશાળ. નેણાં૦ ૩
તારા લોચનની છબી લાલજી, જોતાં રસીયા રે વશ થઇ તતકાળ. નેણાં૦ ૪
કોટી પતિતને પાર ઉતારવા, દ્રગગોચર રે રસીયા તારૂં રૂપ. નેણાં૦ ૫
મને પ્રગટ મળ્યા તમે માવજી, સુખદાયક રે કોટી ભુવનના ભૂપ. નેણાં૦ ૬
મારૂં મન તમ સાથે માનીયું, મુને લાગ્યો રે રસીયા તારો રંગ. નેણાં૦ ૭
મુક્તાનંદના નવલ સનેહિયા, મારા ઉરમાં રે ન સમાય ઉમંગ. નેણાં૦ ૮

પદ ૧

મારા વ્હાલાજીશું વાલપ દીસે રે, તેનો સંગ કેમ તજીએ;
તે વિના તે કેને ભજીએ રે. તેનો૦ ૨૯.
સન્મુખ થાતાં શંકા ન કીજે, જો ભાલાતણા મેં વરસે રે;
હંસ જેઈ હરિજનને મળશે, તે કાચી કાયા પડશે રે. તેનો૦ ૧
શુળી ઉપર શયન કરાવે, તોયે સાધુની સંગે રહીએ રે;
દુરીજન લોક દુભંખરા બોલે, તેનું સુખદુઃખ સર્વે સહીએ રે. તેનો૦ ૨
અમૃતથી અતિ મીઠાં મુખથી, હરિનાં ચરિત્ર સુણાવે રે;
બ્રહ્મા ભવ સનકાદિક જેવા, જેનાં દર્શન કરવા આવે રે. તેનો૦ ૩
નરક કુંડથી નરસું લાગે, દુરીજનનું મુખ મનમાં રે;
મુક્તાનંદ મગન થઇ માગે, વ્હાલા વાસ દેજો હરિજનમાં રે. તેનો૦ ૪

રાગ જંગલો—પદ ૧

હો ગિરધારી મુગટપર વારી, હો ગિરધારી. ટેક૦
વારી મુગટપર શીશનમાળી, અ ગોઅંગકી છબી ન્યારી. હો ગિ૦ ૧
વૃંદાવનમેં રાસ રચતહો, સંગ લીયે વ્રજનારી. હો ગિ૦ ૨
અનંત સખીકો આનંદકારી, કહાવત હો બ્રહ્મચારી. હો ગિ૦ ૩
મુક્તાનંદ કહે શ્યામ સલુણા, તેરી ગત સબમેં ન્યારી. હો ગિ૦ ૪

પદ ૨

હો બંસીવારે રસીલે પિયા પ્યારે, હો બંસીવારે. ટેક૦
પિયા પ્યારે મેરે હાર હૈયાકે, નેક ન કરી હૂં ન્યારે. હો બંસી૦ ૧
તુમ બિના પલ મોહે કળ ન પરતહે, નટવર નંદદુલારે. હો બંસી૦ ૨
મીનકું જૈસે નીર જ્યું પ્રીતમ, જીવનપ્રાન હમારે. હો બંસી૦ ૩
મુક્તાનંદ કહે તુમ બિન જુઠે, નેહ સકળ હમ હારે. હો બંસી૦ ૪

પદ ૩

હો ગિરધારી મેરે ઘેર આવો, હો ગિરધારી. ટેક૦
મેરે ઘેર આવો પિયા રમકે લોભી, રસકી બાત સુનાવો. હો ગિ૦ ૧
મોય હોંસ પિયા ચુંનરીયાકી, રંગ ભરી ચુંનર લાવો. હો ગિ૦ ૨
રંગરસીલી મોરી સુખ ધર, મેરે સ્વરસેં ગાવો. હો ગિ૦ ૩
મુક્તાનંદ કહે કુસુમ સેજપર, આય કરો મન ભાયો. હો ગિ૦ ૪

પદ ૪

હો બનમાળી દરશકી મેં પ્યાસી, હો બનમાળી. ટેક૦
પ્યારી દરશકી મેં શ્યામ સલુને, ઓર સકળસે ઉદાસી. હો બ૦ ૧
તુમ બિન કુસુમસેજ મોય પ્રીતમ, હોતહે આગ અભ્યાસી. હો બ૦ ૨
ભુષન વસન હાર સો તુમ બિન, કુસુમમાળ ભયે ફાંસી. હો બ૦ ૩
મુક્તાનંદ કહે તાપ બુઝાવન, આય મીલો અવિનાશી. હો બ૦ ૪

પદ ૫

હો પીયા પાયા તો ફીર ક્યા સોના, હો પીયા. ટેક૦
પીયા પાયા જબ સાર સબનકો, હાડ ચામ ક્યા જોના. હો પીયા૦ ૧
મગન ભયે મનમોહન સંગે, મગન હોય ક્યા રોના. હો પીયા૦ ૨
બખ્તર પહેરકે રણમેં નીકસે, નરમ ગરમ ક્યા હોના. હો પીયા૦ ૩
મુક્તાનંદ મોહ સબ તજકે, શ્યામ ચરન મન પ્રોના. હો પીયા૦ ૪

પદ ૬

હો રંગ લાગ્યા તો ધસબિચ રહેના, હો રંગ. ટેક૦
રંગ લાગ્યા જબ શ્યામસુંદરકા, તન મન તાકું દેના. હો રંગ૦ ૧

જુઠી આશ જગતકી તજીકે, સુખ દુઃખ તનમં સહેના. હો રંગ૦ ૨
રોમ રોમમેં, રટન હરિકા, જુઠ ન મુખસેં કહેના. હો રંગ૦ ૩
મુક્તાનંદ ફંદ સબ તજીકે, જનમ સુફળ કર લેના. હો રંગ૦ ૪

---

રાગ ઢોળ પદ ૧

પુરૂષોત્તમ પ્રાણથી પ્યારા રે, આવો અંતરજામી;
તમને નિમિષ ન મેલું ન્યારા રે, આવો અંતરજામી. ૧
તમે જીવન દોરી છો મારી રે, આ૦ હુંતો અબળા દાસી તમારી રે. આ૦ ૨
મારે તમથી નથી કોઈ પ્યારૂં રે, આ૦ હુંતો સર્વસ્વ તમપર વારૂં રે. આ૦ ૩
મેંતો લોકની લજ્જા ટાળી રે, આ૦ મારે મંદિર બિરાજો વનમાળી રે, આ૦ ૪
કહે મુક્તાનંદ રંગીલા રે, આ૦ પ્રભુ ઉરપર છેલ છબીલા રે. આ૦ ૫

પદ ૨

તમે નટવર શ્રીનંદલાલા રે, રહેજો નેણુંની આગે.
મુને વ્હાલમ છો ઘણું વ્હાલા રે, રહેજ્યો નેણુંની આગે. ૧
વ્હાલા તમ વિના ન રહેવાય રે, ર૦ તમને નિરખીને આનંદ થાય રે. ર૦ ૨
તમે દુર્લભ દેવ મોરારી રે, ર૦ હુંતો વાલમ તમ પર વારી રે. ર૦ ૩
મેંતો આશા અસતની મેલી રે, ર૦ મેંતો તમસંગ બાંધી બેલી રે. ર૦ ૪
કહે મુક્તાનંદ પિયુ પ્યારા રે, ર૦ તમને નિમિષ ન મેલું ન્યારા રે. ર૦ ૫

પદ ૩

મારે તમસંગ પ્રીત બંધાણી રે, ગુણવંત ગિરધારી;
મેંતો જુક્તિ તમારી જાણી રે, ગુણવંત ગિરધારી. ૧
તારૂં રૂપ જોઈને રહી ફુલી રે, ગુ૦ હુંતો લોકનો મારગ ભૂલી રે. ગુ૦ ૨
મારે ભક્તિ ઉદય થઈ સાચી રે, ગુ૦ હુંતો રંગે તમારે રાચી રે. ગુ૦ ૩
મારે તમસરખા શિર સ્વામી રે, ગુ૦ હુંતો પૂરણ પદવી પામી રે. ગુ૦
કહે મુક્તાનંદ રંગ લાગ્યો રે, ગુ૦ મારે જીતનો ડંકો વાગ્યો રે.

પદ ૪

તમે મુજપર અઢળક ઢળીયા રે, પુરૂષોત્તમ પ્યારા;
મુને કુંજભુવનમા મળીયા રે, પુરૂષોત્તમ પ્યારા, ૧
મારો કરુણા કરી કર સાયો રે, પુ૦ મુને અધરામૃત રસ પાયો રે. પુ૦ ૨
હુ તો થઇ અતિશે બડભાગી રે, પુ૦ મારે તમસંગ લગની લાગી રે. પુ૦ ૩
મેં તો જાણી અલૌકિક રીતિ રે, પુ૦ હું તો તમને મળી જગ જીતી રે. પુ૦ ૪
કહે મુક્તાનંદ મોરારી રે, પુ૦ હું તો થઇ રહી નાથ તમારી રે. પુ૦ ૫

---

રાગ ગરબી. પદ ૧

સહજાનંદ સ્વામી રે, ન પ્રગટત આ સમે રે,
આણી કોઈ પામત નહિ ભવપાર રે;
મતિયાં ને પાંખડી રે, શબ્દની જાળમાં રે,
બાંધી બાંધી બોળત જીવ અપાર રે. સહ૦ ૧

કામી ક્રોધી લોભી રે, ગુરૂ થઇ બેસતા રે,
જતી સતી જડત નહિ જગ માંય રે;
જ્ઞાન ને વૈરાગ્ય રે, ભક્તિ ફુરીને રે,
મરી ઝરી જાત ન લાધત ક્યાંય રે. સહ૦ ૨

કાળીંગાની ફોજે રે, કરેત અતિ જોરેને રે,
કરી ગુરૂ પંડિતમાં પ્રવેશ રે;
માંસ ને મદીરા રે, પરત્રિયા સંગથી રે,
ધર્મનો રે રહત નહિ લવલેશ રે. સહ૦ ૩

વધત વટાળ, રે, ઘણો આ સંસારમાં રે,
વર્ણ અઢારે થઇ એકતાર રે;
સંત ને અસંતમાં રે, કોઇ સમજત નહિ રે,
ભવજળ બુડત સહિ સંસારે રે. સહ૦ ૪

નરકના પંથથી રે, કોઈ ન નિવાર રે;
કોઇ ન કરત ભવસેતુ ઉદ્ધાર રે;
મુક્તાનંદ કહે છે રે, તેતો દુઃખ ટાળીયા રે,
જાઉં એને વારણે વારમવાર રે. સહ૦ ૫

પદ ૨

સહજાનંદ સ્વામી રે, પોતે પરબ્રહ્મ છે રે,
સ્વામિનારાયણ જેનું નામ રે;
સત્ય ધર્મ સ્થાપી રે, અધર્મ ટાળીઓ રે,
કીધા વ્હાલે નિજજન અતિ નિષ્કામ રે. સહ૦ ૧
પોતાના આશ્રમની રે, રીતિ પ્રગટ કરી રે,
કળીમધ્યે કામની લીધી લાજ રે,
સમજુ શાણા રે, શિષ્ય જાણી એ પ્રતાપને રે,
નિશ્ચે કરી જાણ્યા શ્રીમહારાજ રે. સહ૦ ૨
જમ ને પાખંડી રે, કુટે છે પેટને રે.
જાણે ગયો આપણો સર્વે ગરાસ રે,
સત્સંગ ફેલાયો રે, સર્વે સંસારમાં રે,
કેને ગળે નાખશું જઇ હવે પાશ રે, સહ૦ ૩
એકાંતિક ધર્મ રે, પ્રગટ કરી આપીયો રે,
કીધા વ્હાલે બ્રહ્મરૂપ નિજદાસ રે,
મુક્તાનંદ કહે છે રે, જાઉં એને વારણે રે,
જેણે મુને આપ્યો બૃહદ વાસ રે. સહ૦ ૪

પદ ૩

સદ્‌ગુરુ સાચા રે, સેવો શુદ્ધ ભાવશું રે,
જેથી ટળે મનના વિવિધ વિકાર રે;
જેને સંગે વાધે રે, પ્રભુજી સંગ પ્રીતડી રે,
ટળી જાય જાત વર્ણ અહંકાર રે. સદ્‌ગુરુ૦ ૧

વર્તમાન પાંચ રે, પળાવે દૃઢ કરી રે,
સંભળાવે હરિનાં ચરિત્ર પરમ ઉદાર રે,
એવા ગુરૂદેવ રે, ગોવિંદ સમ જાણજો રે,
જેને સંગે પામીએ ભવજળ પાર રે. સદ્‌ગુરૂ૦ ૨

ગુરૂ વિના જ્ઞાન રે, ન પામે મનમુખી રે,
કહે છે એમ મહા મુનિ વેદ પુરાણ રે,
એવું તે વિચારી રે, સદ્‌ગુરૂ સેવજો રે,
જેથી હરિ પામીએ પ્રગટ પ્રમાણ રે. સદ્‌ગુરૂ૦ ૩

ગુરૂજીનાં વચન રે, વિચારી ઉર ધારજો રે,
ટાળો તમે મોહ મમતા અભિમાન રે,
મુક્તાનંદ કહે છે રે, એવી રીતે વર્તતાં રે,
તેને ઉર વાસ કરે ભગવાન રે, સદ્‌ગુરૂ૦ ૪

### પદ ૪

સંત સમાગમ રે, શુદ્ધ થઇ કીજીએ રે,
સંત થકી લીજીએ વિવેક વિચાર રે,
કપટ કુબુદ્ધિ રે, ઉર થકી ટાળીએ રે,
ટાળીએ જુઠો તન અહંકાર રે, સંત૦ ૧

સંતજન સંગે રે, રહી હરિ ગુણ ગ્રહીએ રે,
અવગુણ ઉર થકી કરીયે ત્યાગ રે,
ઇર્ષા અભાવ રે, ન લેવો સંતનો રે,
તન સુખ તજવાં રે ગ્રહી વૈરાગ્ય રે. સંત૦ ૨

ક્રોધ ન કરવો રે, હરિજન ઉપરે રે,
વચન સુણી ન બાંધવું વેર રે,
સમજી વિચારી રે, વચન મુખે બોલીએ રે,
વણસમજે નવ વાવીએ ઝેર રે, સંત૦ ૩

શ્રીનારાયણ રે, સ્વામિના દાસ જે રે,
તેને સંગે રહેવું થઇને ગુલામ રે;
મુક્તાનંદ કહે છે રે, એવી રીતે વર્તતાં રે,
સંત સંગે પામશો અક્ષર ધામને રે. મંત૦ ૪

---

## રાગ ગરબી પદ ૧

છોગાળા રણછોડની શોભા, જોઇ મોહ્યું મન મારૂં રે, છો૦
શ્યામને સંગે રાચી હું તો રંગે, બીજું થયું સહુ ખારૂં રે. છો૦ ૧
તન ધન પ્રાણ પ્રભુપર વારૂં, હિંમત કદી ન હારૂં રે. છો૦ ૨
લોકની લાજે ને કુળમરજાદે, ધડક ન મનમાં ધારૂં રે, છો૦ ૩
મુકતાનંદનો નાથ રંગીલો, પ્રીતમ પળ ન વિસારૂં રે. છો૦ ૪

### પદ ૨

રંગીલા રણછોડ શું મારે, પુરણ પ્રીત બંધાણી રે. રંગી૦
સુખડાનો સાગર રૂપઉજાગર, જનસુખકારી જાણી રે. રંગી૦ ૧
વ્હાલાની વાત સુણી મન માન્યું, ગમતી નથી અન્ય વાણી રે. રંગી૦ ૨
જે પદ સેવે સદા સત્યભામા, તે ચરણે લપટાણી રે. રંગી૦ ૩
મુકતાનંદના નાથને નીરખી, લાવણ્યમા લોભાણી રે. રંગી૦ ૪

### પદ ૩

આવો રે અલબેલા વ્હાલા, સુંદરવર સુખકારી રે. આ૦
મારે મંદિરીયે રહો રંગભીના, ગુણસાગર ગિરધારી રે. આ૦ ૧
રસીયા તમારૂં રટણ કરૂં છું, ફુલડે સેજ સમારી રે. આ૦ ૨
તમઅર્થે મર્માળારે મોહન, લોકની લાજ વિસારી રે, આ૦ ૩
મુકતાનંદના નાથ હું તમપર, વ્હાલમજી જાઉં વારી રે, આ૦ ૪

### પદ ૪

શ્યામળીયા રંગરેલ છબીલા, મારે મંદિરીયે આવો રે. શ્યા૦
મોહનવર મારે ઘરે આવી, તનના તાપ બુઝાવો રે. શ્યા૦ ૧

મુજપર મહેર કરી મનમોહન, કરુણાના ઘન વરસાવો રે. સ્યા૦ ૨
રસની રીતમાં કહાન કોડીલા, જાણુ પ્રવીણ કહાવો રે. સ્યા૦ ૩
મુક્તાનંદના વાલમ મુજને, લાલન લાડ લડાવો રે. સ્યા૦ ૪

## રાગ સોરઠ–પદ ૧

મોહન મારી છો જીવન દોરી,
નેણની સાનમાં મારું લીધું ચિત્ત ચોરી. મોહન૦ ૧
જન્મોજન્મની જાદવા રે હું દાસી તોરી,
ચિત્ત ચોરી છેટે રહ્યા તમે શુદ્ધ ભુલ્યા મોરી. મોહન૦ ૨
કોણ મળી ધુતારડી રે ગુણવંતી ગોરી;
મંદિરે મારે આવતા જેણે ભાંગી છે ઓરી. મોહન૦ ૩
વિરહને બાણે વાલમા મારું નાખ્યું કાળજડું કોરી.
મુક્તાનંદના નાથજી તમે ચંદ હું ચકોરી. મોહન૦ ૪

### પદ ૨

મોહન મુને પ્રાણથકી પ્યારા;
નટવર તમને નીરખતાં સર્વે તાપ ટળ્યા મારા. મોહન૦ ૧
ગુણસાગર ગોવિંદજી રે ગુણ જોઇ તમારા;
તમસંગ મનડું માનીયું જાણી નરે સૌ નઠારા. મોહન૦ ૨
શોક સંતાપને શામળા રે કાઢયા છે બારા;
અતિ આનંદે પ્રેમના છુટે અંતર ફૂવારા. મોહન૦ ૩
પલ એક પ્રિતમ પાતળા રે, નહિ મેલું ન્યારા;
મુક્તાનંદના નાથજી કરી રાખુ દગતારા. મોહન૦ ૪

### પદ ૩

મોહ્યું મન નેણતણી સાને;
વશ થઇ રહી હું વાલમાં મીઠી મોરલીને તાને. મોહ્યું૦ ૧
સોરઠ રાગ સુણાવીયો રે, મોરલી જે માને;
ગુણવંત થઇ હું તો ઘેલડી રે, તારે ગીરધરજી ગાને. મોહ્યું૦ ૨

શીરપર પાઘ સોયામણી રે, કુંડળ શુભ કાને;
નખશીખ શોભા જોઇને રે, ઘણું મોહી બીને વાને. મોહ્યું૦ ૩
કીધી પોતાની કાનજી રે, દર્શનને દાને;
મુક્તાનંદના નાથજી રે, હવે નહિ રઝળું રાને. મોહ્યું૦ ૪

પદ ૪

આેરા આવો ગુણવંત ગિરધારી;
મન કર્મ વચને માવજી, હુંતો છઉં દાસી તારી. આેરા૦ ૧
સેજ સુહાગી ફૂલડે રે સુંદર સમારી;
રસીક સોહાગી શ્યામળા, જોઉં વાટડી તમારી. આેરા૦ ૨
ધડક ન ધરશો રે અંતરે, શું કરશે સંસારી;
તન મન ધન તમ ઉપરે, નાખું વાલમજી વારી. આેરા૦ ૩
દુર્જનીયાં સૌ દાઝતાં રે, રહેશે જખ મારી;
મુક્તાનંદના નાથજી રે, રાખું ઉરપર સુખકારી. આેરા૦ ૪

---

રાગ કલ્હરવા–પદ ૧

મોહની લગાઇ મેરી મૈયા, લગાઇ મેરી મૈયા; લટકાળે નંદલાલ. મો૦ ટે.
નયનુંકે બાણુસેં મારી, બાણુસે મારી૦ ભુલી તન સંભાળ. મો૦ ૧
પરવશ પર્યો હે મેરા જીયરા, પર્યો૦ હો ગઇ હાલ બેહાલ. મો૦ ૨
નયનું નિરઝર લાગી, નિર૦ બિન દેખે દયાળ. મો૦ ૩
મુક્તાનંદ મન જહરે લીનો, મન૦ કરકે નૌત્તમ ખ્યાલ. મો૦ ૪

પદ ૨

રટના લગી હે હરિ તેરી, લગી૦ રહો હાજરા હજુર. રટના૦ ટેક૦
જીવું તહાં જીવન ઉરસેં, જીવુંતક પળ ના રહો દુર. રટના૦ ૧
તુમહો તેસી પ્રભુ કીજે, તેસી૦ મેં હું કપટી કૂર. રટના૦ ૨
અખંડ દર્શ યહ દીજે, દર્શ૦ નિત્ય બરસત નુર. રટના૦
મુક્તાનંદ નયનકમળકે, નયને૦ તુમ રવિ સુખપુર. રટના૦

પદ ૩

શ્રીહરિ ગોવિંદ ગોપાળ, ગોવિંદ૦ રટું નિશદિન નામ. શ્રી૦ ટેક૦
નારાયણ નરહરિ વિષ્ણુ, નર૦ ગરૂડધ્વજ રામ. શ્રી૦ ૧
નિરંજન નરકનિવારણ, નરક૦ સબ સંતનકે સ્વામ. શ્રી૦ ૨
મધુસુદન મોહનિવારણ, મોહ૦ ગુણપર ગુણધામ. શ્રી૦ ૩
મુક્તાનંદ કહે ગોટાવન, કહે૦ જપું આઠો જામ. શ્રી૦ ૪

પદ ૪

નારાયણ નામ ઉચ્ચારે, નામ૦ પાવે ભવજળપાર. નારા૦ ટેક૦
ગજ ગ્રાહકે મુખસેં છોડાયો, મુખસે૦ અર્ધ નામ ઉચ્ચાર. નારા૦ ૧
પ્રહલાદ બચ્યો હરિ રટકે, બચ્યો૦ લીયો ગીરિસેં ઉગાર. નારા૦ ૨
અજામિલ અધમ અઘ પુરો, અધમ૦ કરી પુત્ર પોકાર. નારા૦ ૩
મુક્તાનંદ મનમેં વિચાર્યો, મનમેં૦ સ્વામિનારાયણ સાર. નારા૦ ૪

---

રાગ ગરબી—પદ ૧

મોહન તારી મૂરતિ મુને પ્યારી રે, એક નિમિષ ન મેલું ન્યારી. ટેક૦
મેં તો તન મન તમને દીધું રે. સર્વે કારજ સુધારી લીધું રે;
મારૂં તમથકી કારજ સીધું. મોહન૦ ૧
તારા મુખડાની માયા લાગી રે. મારા મનની તે ભ્રમણા ભાગી રે;
હું તો મોહ નિદ્રામાંથી જાગી. મોહન૦ ૨
મેં તો તમ સંગ પ્રીતિ જોડી રે, બીજા સર્વ સંઘાથે ત્રોડી રે;
શું કરશે મુરખ મોં મોડી. મોહન૦ ૩
છબી જોઈ અલૌકિક તારી રે, તારે વશ થઈ રહી ગિરધારી રે;
જાય મુક્તાનંદ બલિહારી. મોહન૦ ૪

પદ ૨

મોહન તારી મોહની મુને લાગી રે, રસીયાં તમશું અનુરાગી. ટેક૦
તારા નેણે ને વેણે લોભાણી રે, મુને ગમતી નથી અન્ય વાણી રે;
તારે વશ થઇ સારંગપાણી. મોહન૦ ૧

મુને રંગ લાગ્યો હવે તારો રે, તેણે સફળ જન્મ થયો મારો રે;
મુને લાગો સંસારીડો ખારો. મોહન૦ ૨
મેં તો આશા અસતની મેલી રે, તમ સાથે બાંધી દૃઢ બેલી રે;
તારા ગુણ જોઇ થઇ અલબેલી. મોહન૦ ૩
કહે મુક્તાનંદ ઉમંગે રે, મારૂં મન માન્યું તમ સંગે રે;
હું તો રાચી તમારે રંગે. મોહન૦ ૪

પદ ૩

વ્હાલા તારા વેણુની બલિહારી રે, હું તો સુણતાં થઇ જગન્યારી. ટેક૦
મેં તો સુહિત તમારી જાણી રે, સાંભળતાં મનોહર વાણી રે;
હું તો હાથ તમારે વેચાણી. વ્હાલા૦ ૧
મારે મોહ મમતા સર્વે ભાગી રે, તમ સાથે અચળ લે લાગી રે;
તારે વચને કરી વૈરાગી. વ્હાલા૦ ૨
ચાંમ પલટીને થઇ અલબેલી રે, આથી પિંડ બ્રહ્માંડની મેલી રે;
તમે કીધી આનંદની ચેલી. વ્હાલા૦ ૩
કહે મુક્તાનંદ મોરારી રે, તારો રંગ લાગો મુને ભારી રે;
હું છઉં અબળા દાસી તમારી. વ્હાલા૦ ૪

પદ ૪

સુંદરવર શ્યામળા આવો ઓરા રે, માથે જોઉં ફૂલાંકેરા તોરા. ટેક૦
જોઇ રૂપ અલૌકિક તારૂં રે, તેમાં મનડું લોભાણું છે મારૂં રે;
એક નિમિષ ન થાયે ન્યારૂં. સુંદર૦ ૧
પીળા પુષ્પના હારને પહેરી રે, વાલા વાંસલડી મુખ ઘેરી રે;
આને નાવો મંદિર મારે લ્હેરી. સુંદર૦ ૨
તારી આંખડી કામણગારી રે, જોતાં વશ થઇ રહી ગિરધારી રે;
તારી બાનકની બલિહારી. સુંદર૦ ૩
કહે મુક્તાનંદ સુખકારી રે, મુને વ્હાલા છો કુંજવિહારી રે;
નાખું સર્વસ્વ તમપર વારી. સુંદર૦ ૪

## રાગ ગરબી

વાટડી જોઉં છું રે વહાલા, હજી કેમ નાવ્યા નંદલાલા રે, વાટડી૦

કારતકે કપટ વચન કહાવો, નમેરા નાથ ન મન આવો;
મિથ્યાબોલા તોય મન ભાવો રે. વાટડી૦

માગસરે મહાદુઃખમાં ગોપી, રહી તન મન તમને સોંપી;
તમ સારૂ લોકલાજ લોપી રે. વાટડી૦ ૨

પોષે પલંગ રચ્યો પ્રીતે, રસીલાશું રમશું રસ રીત્યે;
ભરોંસે ભલ માર્યાં સીતે રે. વાટડી૦

માહે મોહ લાગ્યો મુજને, શું કહીયે નગણુનાવ તુજને;
ન લખાયો કાગળ સંગ દ્વિજને રે. વાટડી૦ ૪

ફાગણે વનવેલી ફૂલી, તે પર ભમર રેહ્યા ઝુલી;
વાલમ વિના હું ભટકું ભુલી રે. વાટડી૦ ૫

ચૈતરે ચિત્તશાંતિ નાવે, પીયુ વિના ભોજન નવ ભાવે;
જાણું જે વ્હાલો આ વેળે આવે રે. વાટડી૦ ૬

વૈશાખે વાટ ઘણી જોઈ, ન લખીયો કાગળીએ કોઇ;
રહ્યા શું કુબ્જામાં મોહી રે. વાટડી૦

જેઠે જીગત સકળ જાણી, કીધી તમે કુબજા પટરાણી;
ભરો છો તેનાં પરવશ થઇ પાણી રે. વાટડી૦ ૮

અષાઢે આરત ઘણી તનમાં, બપૈયા બોલે છે વનમાં;
પીયુ પીયુ સુણી ઝુરૂં મનમાં રે. વાટડી૦ ૯

શ્રાવણે શ્યામ વિના સુનાં, વુઠે ઘણું વારિ રેલા ઉનાં;
પીયુજી પરહરીયાં કરી જુનાં રે. વાટડી૦ ૧૦

ભાદરવે નવું નવું ભાવે, નગણુાને મેહેર ન મન આવે;
ભણુને કોણુ કહી સમજાવે રે. વાટડી૦ ૧૧

આસુવે અન અબાણુ મારે, એથી કોણુ તમ વિના ઉગારે;
મનનીનું કારજ કોણુ સારે રે. વાટડી૦ ૧૨
આવ્યા ઘરે બળવંત બહુનામી, હવે હું તો પૂરણુ સુખ પામી;
મળો મુક્તાનંદના સ્વામી રે. વાટડી૦ ૧૩

---

## રાગ મેવાડો—પદ ૧

ઓધાજી અમે શ્યામને શું કહી મેલું રે, ઓધાજી૦ ટેક૦
આવું કરવું હતું જ્યારે, મારવાં હતાં મુદ મારે;
પીયુડે ન કહ્યું પહેલું રે. ઓધાજી૦ ૧
નેણાંકરા બાણે મારી, વશ કીધી વ્રજનારી;
ગોકુળિયું કરી ગયા ઘેલું રે. ઓધાજી૦ ૨
યાદવોમાં જઈ કરી, સબળ શોભે છે હરિ;
કુબજાશું બાંધી બેલુ રે. ઓધાજી૦ ૩
મુક્તાનંદ વ્રજનારી, બોલે છે રીસની મારી;
સબળ સુધાર્યું છેલું રે. ઓધાજી૦ ૪

### પદ ૨

ઓધાજી અમને શ્યામ વિના સુખ ન આવે રે; ઓધાજી૦ ટેક૦
સખાં ન દીઠાં સુહાવે, મંદિરીયું ખાવાને ધાવે,
ભોજનીયું નવ ભાવે રે. ઓધાજી૦ ૧
રજનીમાં નીંદ ત્યાગી, લગની એ સાથે લાગી;
ક્હાન ન સંદેશો લાવે રે. ઓધાજી૦ ૨
દીવાની થઇને ડોલું, બપૈયાની પેરે બોલું;
મોહની લગાડી માવે રે. ઓધાજી૦ ૩

મુક્તાનંદ માવ પાસે, અમને કાંઠ રાખે વાસે;
ક્ષનને દાઇ તેડી લાવે રે. ઓધાજી૦ ૪

પદ ૩

ઓધાજી અમે વ્હાલાને વિશ્વાસે રહ્યા રે, ઓધાજી૦ ટેક૦
આવ્યાની અવધિ દાધી, ચિત્તવાત્તે ચોરી લીધી;
કુડાં કુડાં વેણ કહ્યા રે. ઓધાજી૦ ૧
લોકડાની લાજ છાંડી, પ્રીતમશું પ્રીત જોડી;
માવ સારૂ મેં'ણાં સહ્યાં રે. ઓધાજી૦ ૨
રાધાજી જેવી રાધી સાગી, કુબ્જાશું પ્રીત લાગી;
તે દુઃખે ભરાય હૌં રે. ઓધાજી૦ ૩
મુક્તાનંદ નરનારી, જાણે એને બ્રહ્મચારી;
જોબ અંગ ભલાં ભલાં રે. ઓધાજી૦ ૪

પદ ૪

ઓધાજી એવું કુબ્જા શું તપ કીધું રે; ઓધાજી૦ ટેક૦
એવી બુદ્ધિ એને આવી, મોહનને મનમાં ભાવી;
સ્યામને ચંદન દીધું રે. ઓધાજી૦ ૧
જપ તપ જોગ કરી, પ્રગટ ન પામે હરિ;
સેજમાં કારજ સીધું રે. ઓધાજી૦ ૨
કમળાનું પદ પામી, ભોગવ્યા સુરેશ સ્વામી;
અધરે અમૃત પીધું રે. ઓધાજી૦ ૩
મુક્તાનંદ સુખ છેલું, માવશું બંધાય બેલું;
તે તો એણે માગી લીધું રે. ઓધાજી૦ ૪

# રૂકિમણી વિવાહનાં પદો–

રાગ ધોળ–પદ ૧

કુંદનપુર વિવા' રચ્યો, ભૂપતિ ભીમકરાય;
કન્યા તે દેવા શ્રીકૃષ્ણને, આનંદ ઉર ન સમાય. ૧
રૂકમયે તે જાણીયું, ઉર વ્યાપ્યો અતિશે કાળ;
કન્યા ન આપું શ્રીકૃષ્ણને, એ છે ગાયોતણો ગોવાળ. ૨
રૂકમૈયાનું મન મેલું ને, તેડાવ્યો શિશુપાળ;
રૂકિમણીએ તે ખબર જાણી, ને અંતર ઉઠી ઝાળ. ૩
દુર ઘણી દ્વારામતિ, રહ્યો લગન વચ્ચે દિન એક;
અંતરજામી આવજો, રાખજો મારી ટેક. ૪
એવું તે કહીને કુંવરી, કરી કાગળ લખવા આશ;
મુક્તાનંદ કહે માનિની, થઇ જગથકી ઉદાશ. ૫

પદ ૨

મારી સાર લેજો અવિનાશી રે, જાણી જનમોજનમની દાસી રે; ૧
વાંચી કાગળ વેલેરા આવો રે, મારા તનના તે તાપ બુઝાવો રે. ૨
દિન એક લગન વચે જાણી રે, વ્હેલા આવજો સારંગપાણી રે; ૩
મેં તો તમ અર્થે તન કરીયું રે, મેં તો તમ ચરણે ચિત ધરીયું રે. ૪
જો નાથ નહિ આવો વ્હેલા રે, તજું પ્રાણ લગન પહેલા રે; ૫
કહે મુક્તાનંદ મોરારી રે, વ્હાલા રાખજો ટેક અમારી રે. ૬

પદ ૩

લઇને કાગળ વિપ્ર સીધાવ્યા, હરિની કરૂણાથી દ્વારકાં આવ્યા. ૧
દેખી દ્વારકાં મહાસુખ ધામ, જેના રાજા છે સુંદર શ્યામ. ૨
વ્હાલે વિપ્રને આવતા જાણી, ઉઠ્યા સન્મુખ સારંગપાણી. ૩
પુછી ક્ષેમને કાગળ લીધો, વાંચી પત્ર હૈયે દ્દઢ કીધો. ૪
પૂજ્યા વિપ્રને દઇ ઘણું માન, જાવા તૈયાર થયા

સાથે વિપ્રને રથમાં બેસારી, આવ્યા કુંદનપુર શ્રીમોરારી. ૬
એવા ભક્તવત્સળ શ્રીગિરધારી, જાય મુક્તાનંદ બલિહારી. ૭

પદ ૪

માનિની મનમાં ચિંતવે, કેમ નાવ્યા સુંદર શ્યામ;
વાર થઇ કેમ વિપ્રને, નવ સરીયું મારૂં કામ. ૧
જો નહિ આવે જદુપતિ, તો તજીશ મારા પ્રાણ;
એવામાં દ્વિજ આવીયો, જેમ આવે રામનું બાણ. ૨
વિપ્ર વદન જોઈ વનિતા, મન આનંદ વાધ્યો અપાર;
પ્રાણજીવન પધારીયા, જગજીવન જગદાધાર. ૩
કુંદનપુર હરિ આવીયા, સુણી ભુપતિ ભીમકરાય;
સામા જઇ સનમાન કીધું, આનંદ ઉર ન સમાય. ૪
ત્રિકમ તોરણ આવીયા, વરત્યો તે જયજયકાર;
મુક્તાનંદ કહે માનિનીના, પુણ્યતણો નહિ પાર. ૫

પદ ૫

દેવીપુજાનું મિષ લઈ પ્યારી રે, ચાલી નીરખવા કુંજવિહારી રે; ૧
સાથે લીધો પૂજાનો સામાન રે, નેણે નીરખવા શ્રીભગવાન રે. ૨
હરિના ભક્ત અનાદિના માની રે, ભાવે પુજીયાં ભવ ને ભવાની રે; ૩
વળતાં રૂપ પ્રકાશીયું બાળી રે, પ્રેમે પામવા શ્રીવનમાળી રે. ૪
સંગે અસુર હતા રખેવાળ રે, દેખી રૂપ પડ્યા તતકાળ રે ૫
વેગે આવીયા અંતરજામી રે, મળીયા મુક્તાનંદના સ્વામી રે, ૬

પદ ૬

કર સાહીને રથપર લીધાં, મનવાંછિત કારજ સીધાં. ૧
કન્યાહરણ કરીને હરિ વળીયા, સૈન્યસોતા ત્યાં બળભદ્ર મળીયા. ૨
વાંસે રૂકમયો ચડ્યો શિશુપાળ, લેશે કેમ કરી કન્યા ગોપાળ. ૩
બાંધી દ્વારકાંમાંહીથી લાવું, નહિ તો પુરમાંહી પાછો ન આવું. ૪
જઇને જદુપતિ સંગ જુદ્ધ કરીયો, મ્હાસે સર્વેતણો મદ હરીયો. ૫

રૂકમૈયાની વાઢી છે દાઢી, કાપી કેશ ને મુકયો છે કાઢી. ૬
રૂક્મિણીનો શોક નિવારી મુક્તાનંદ કહે પધાર્યા મોરારી. ૭

પદ ૭

માધવપુરનો માંડવો, આવે જાદવકુળની જાન;
પરણે તે રાણી રૂકિમણી, વર વાછિત શ્રીભગવાન. ૧
જાદવ જાનૈયા થયા, વળી માંડવીયા પણ સોય;
વિધિસહિત વિવા' રચ્યો, કસર ન રાખી કોય. ૨
માણેકસ્થભ મંડપ રચ્યો, મધ્યે ચોરી બાંધી સાર;
મોહન આવ્યા માયરે, કોટી ભુવનના કરતાર. ૩
માથે તે મુગટ જડાવનો, કાને કુંડળ મકરાકાર;
બાંયે બાજુબંધ બેરખા, કોટે કૌસ્તુભ મણિનો હાર. ૪
શોભે ઘણા શણગારમાં, પીતાંબર અતિ ઉદાર;
હેમકડાં બેઉ હાથમાં, પાયે ઝંઝરનો ઝમકાર. ૫
વ્હાલાનું વદન સોહામણું, જાણે ઉગ્યો પુનમચંદ;
મુક્તાનંદ કહે મોહન વરને, જોઇ થયો આનંદ. ૬

પદ ૮

વળતી લાડડીને શણગારી રે, પીઠી ચોળી ને પાટ બેસારી રે; ૧
નીચી સાડી ધરી તન ભારી રે, જેણે રીઝે તે શ્રીગિરધારી રે. ૨
સોળે શણગાર અંગઅંગ ધારી રે, ચાલી ભેટવા દેવ મોરારી રે; ૩
સંગે માનિની મંગળ ગાય રે, તેની શોભા તે વર્ણવી ન જાય રે. ૪
એવી રીતે મંડપ મધ્ય આવ્યાં રે, તેડી પીયુજી પાસ પધરાવ્યાં રે; ૫
કર સાહ્યો ચરાચર સ્વામી રે, નારી માયરે મહાસુખ પામી રે. ૬
શોભે માયરે મહાસુખકારી રે, જાય મુક્તાનંદ બલહારી રે. ૭

પદ ૯

વરકન્યાની જોડ બીરાજે, જોતાં કોટી કામછબી લાજે.
વાજે દેવનાં વાજાં અપાર, પરણે અખીલ ભુવનના આધાર. ૨

બ્રહ્મા ઉચરે વેદ વચન, જયજયકાર થયો ત્રિભુવન. ૩
ચારે ફેરા હરિસંગ ફરીયાં, નારી જગના જીવનજીને વરીયાં. ૪
શોભે અખંડ અલૌકીક જોડ, માથે બત્રીશ ભમરીનો મોડ. ૫
લાડો લાડી જમે રે કંસાર, જેનો નિગમ ન પામે પાર. ૬
મુક્તાનંદ કહે મહાસુખકારી, એવાં ચરિત્ર કરે ગિરધારી. ૭

પદ ૧૦

કંસાર જમતાં કામિની, બોલે વિવિધ વચન રસાળ;
શ્યામ સુંદર તેને સાંભળે, હસતા તે દીનદયાળ. ૧
બંદીજન જયજય કરે, ગાય ગંધર્વ મધુર ગાન;
અનંત નાચે અપસરા, સુર આવ્યા ચડી વિમાન. ૨
બ્રહ્માદિક સુર પુષ્પવૃષ્ટિ, કરે તે વારમવાર;
ઢોલ નગારાં ગડગડે, વાજીંત્રોનો નહિ પાર. ૩
ચારે મંગળ વરતીયાં, વર કન્યા ભલી જોડ;
રૂકિમણી લઇને આવીયા, દ્વારકા શ્રીરણછોડ. ૪
દીન જાણીને દયા આણી, પુરી મનની આશ;
મુક્તાનંદ કહે ચરણસેવા, દઇને રાખ્યા પાસ. ૫

પદ ૧૧

શ્રીકૃષ્ણ પરણ્યા રૂકિમણીને, આવ્યા તે નગર મોઝાર;
જેણે એ વિવા' નીરખીયો, તેનાં પુણ્યતણો નહિ પાર. ૧
પ્રેમેસું માતાએ પોંખીઆ, જગજીવન જગદાધાર;
લિયે ઉમંગે શ્યામનાં, વારણાં વારમવાર. ૨
પુરવાસી સહુ પ્રેમશું, નીરખતાં નટવર નાથ;
જન્મ સુફળ કરી જાણીયો, મહાસુખી થયો સર્વ સાથ. ૩
રૂકિમણીએ જે ધારીયું, તે સાચું કીધું શ્યામ;
ભક્તજનનાં લાડ પાળે, એવા છે કરૂણાના ધામ. ૪
અધમ જન ઉદ્ધારવા, થયા મનુષ્યરૂપ મહારાજ;

પાવન જશ વિસ્તારીઓ, સુણતા તે સીજે કાજ. ૫
નરનારી જે રૂક્મિણીનો, વિવા' શીખે ને ગાય;
તેને તે રીઝે શ્રીહાર, સર્વે પાતક પ્રલય થાય. ૬
શેષજી પાર ન પામીયા, કહેતાં તે હરિજશ સાર;
તોય તેના ગુણ ગાવતા, જાણીને અધમ ઉદ્ધાર. ૭
મુક્તાનંદ કહે મહાપ્રભુની, અચળ જુગ જુગ જોડ;
શ્રોતા જન જે સાંભળો, તે બોલો જય રણછોડ. ૮

અથ ફટાણાના ધોળ—

અવિદ્યા છે નકટી નાર્ય, પ્રભુથી પાછી ભાગે જો;
એનું કહ્યુ કરે તેને સાથ, જમનું લા'રૂ લાગે જો. ૧
જમનું છે જબરૂં જોર, મારશે મેહુ બાંધી જો;
બોલો છો ફાટયા બોલ, આવડી શું આવી આંધી જો. ૨
ભુંડી મરો લાગે છે લાજ, વેણ શુ વાંકા કાઢો જો;
પ્રભુ વિના કાઢે જો બોલ, જીભડીને ધસી વાઢો જો. ૩
હરિ ભજે લાગે છે લાજ, કુડમા કેવા રાજી જો;
મુક્તાનંદ કે' મૂરખ લોક, પાધરાં દીસે પાજી જો. ૪

ધોળ-ઢાળ

નાના મોટી વરતિયો સંભાળિને લેજ્યો,
જમના જીવનને કોઇ દાવ મ દેજ્યો. ૧
સુરતિ સંભાળ્યા વિના ભ્રષ્ટ મતિ થાશે,
વિમુખ થઇને ઘણાં ખાસડાં ખાશે ૨
સમજુને શીખ લાગે ભજે અવિનાશી,
મૂરખ ન માને ગળે પડે જમ ફાસી. ૩
પ્રભુને જે ભજે તેને સઘળે છે સારૂં,
મુક્તાનંદ કે' મૂરખને સઘળે અંધારૂં. ૪

ઢાળ

દુર્લભ અવસર આવ્યો ભજી લિયો અવિનાશી;
પ્રગટ થયા છે વા'લો વૃંદાવનના વાસી. ૧
દર્શન દઈ દુઃખડાં કાપે શ્રીગિરિધારી;
શ્વાસે ઉશ્વાસે ભજો દેવ મુરારી. ૨
આ અવસર નહિ ચેતે તે તો ઘણું દુઃખ સહેશે:
ઉંટ ને ગધેડાં થઈને ભારને વહેશે. ૩
પ્રભુને વિસારી જે કોઇ બીજે ચા ચઢશે;
મુક્તાનંદ કે' મૂઢમતિ નરકમાં ૪

ધોળ—ઢાળ

આજ ભવજળ પાર ઉતરિયાં રે, આનંદભરે;
મારાં સહજે કારજ સરીયાં રે, આનંદભરે. ૧
મેં તો લોકની લજ્જા ત્યાગી રે, આ૦
મારી મતિ મોહનસંગ જાગી રે. આ૦ ૨
મદમોહને રોતા કરીયાં રે, આ૦
મેં તો સુંદર વર ઉર ધરીયા રે. આ૦ ૩
મુક્તાનંદ કે' મોહન ધારી રે, આ૦
મેં તો દુર્મતિ દુબધા વિસારી રે. આ૦ ૪

---

રાગ પરજ—પદ ૧

લે લાગી રે મારે લે લાગી, મરમાળા શું મારે લે લાગી. ટેક૦
મધ્ય રાત્યેરે વ્હાલે મોરલી વજાડી. સાંભળતામાં ઝબકી જાગી. મર૦ ૧
બંસીને નાદે હું તો ઘાયલ થઇ છુ, લોકતણી લજ્જા ત્યાગી. મર૦ ૨
નંદના નંદનસું નેહ બંધાણો, મનડાની ભ્રમણા ભાગી. મર૦ ૩
મુક્તાનંદના નાથને મળતાં, વાત જઈને વેહદ વાગી. મર૦ ૪

પદ ૨

મન વસીયારે મારે મન વસીયા, મનગમતા મોહન મનવસીયા. ટેક॰
જરકશી પાઘ કસુંબી જામો, પીતાંબર કમરે કસીયા. મન॰ ૧
ગોપીજનને મનડેરે ગમતા, રાસ વિનોદતણા રસીયા. મન॰ ૨
પ્રેમી જનને વશ પાતળીયો, અણુતેડયા આવે ધસીયા. મન॰ ૩
મુક્તાનંદના નાથને મળતાં, તનડાના તાપ સર્વે વામીયા. મન॰ ૪

પદ ૩

રંગ લાગોરે મારે રંગ લાગો, રસીયાજીનો મારે રંગ લાગો. ટેક॰
ગુઢો રંગ લાગો ગીરધરનો, ઉવટ વાનો હવે ભય ભાગો. ર॰ ૧
જુઠું જગતનું સગપણ તોડયું, જેમ તોડે કાચો ધાગો. ર॰ ૨
જીવડના સાથે રંગ જડીયો, જેમ સોના સંગ સોહાગો. ર॰ ૩
મુક્તાનંદના નાથને મળતાં, જીવતણો ડંકો વાગો. ર॰ ૪

પદ ૪

હરિ વરીયારે હરિ વરીયા, શીર પાસંગમાં દઇ હરિ વરીયા. ટેક॰
જુઠી જગતની આશ તજીને, જગનો જીવન વ્હાલા કરીયા. શી॰ ૧
જેને વરેરે જમત્રાસ ન નાશે, તે સર્વે નર પરહરીયા. શી॰ ૨
વ્હાલે પહેરાવ્યો મને અખંડ ચુડો, જેને દેખીને જમડા ડરીયા. શી॰ ૩
મુક્તાનંદના નાથને મળતાં, કાળતણે શીર પગ ધરીયા. શી॰ ૪

---

રાગ ઘોળ—પદ ૧

મારે પ્રીત બંધાણી રે કે શ્યામળીયા સંગે,
મારૂં મન રંગાણું રે કે રસીયાને રંગે. ૧
એનું રૂપ જોઇને રે કે મન મારૂં મોહી રહ્યું,
મારે હરિ વિના બીજું રે કે સુખ વીખતુલ્ય થયું. ૨
મીઠી મુખડાની વાણી રે કે સુણી હું તો લોભાણી.
તજ્યું હરિ વિના બીજું રે કે દુઃખદાયક જાણી, ૩

તજી લોકલજ્યાને રે કે હરિવરને ગમવા,
મારે હોંસ ઘણીક છે રે કે રસીયા સંગ રમવા. ૪
હવે નિમિષ ન મેલું રે કે નટવરને ન્યારા,
વ્હાલો મુક્તાનંદનો રે કે પ્રભુ મુને અતિ પ્યારા. ૫

પદ ૨

મેં તો સગપણ કીધું રે કે સુંદરવર સાથે
કરુણા કરી પરણ્યું રે કે હરિવર ગ્રહી હાથે. ૧
મેં તો જપ તપ તીર્થ રે કે સાધન નવ કીધું,
મારૂં મન મોહનથી રે કે સર્વ કારજ સીધું. ૨
જેનું ધ્યાન ધરે છે રે કે અજ શંકર જેવા,
તેના ચરણકમળની રે કે મળી મુજને સેવા, ૩
મુજને કીધી પોતાની રે કે હરિ અંતરજામી,
થયા રસીયોજી રાજી રે કે બળવંત બહુનામી. ૪
મારે શ્યામ સુંદરશું રે કે દઢ લગની લાગી,
વ્હાલે મુક્તાનંદને રે કે કીધી મને બડભાગી. ૫

પદ ૩

મોહનવર મારી રે કે છે જીવનદોરી;
એનું મુખ જોઇ જીવું રે કે જેમ ચંદ્ર ચકોરી. ૧
મુને લગની લગાડી રે કે હોડીલે કહાને,
મને વશ કરી વ્હાલે રે કે બંસીને તાને. ૨
મારો જીવ જડાણો રે કે શ્યામળીયા સંગે,
હું તો રસીક પ્રીતમને રે કે અતિ રાચી રંગે, ૩
મેં તો વાત વિસારી રે કે જુદા જગ કેરી,
મારે મન વસીયા રે કે લટકાળા લહેરી. ૪
હું તો થઇ બડભાગી રે કે હરિસંગ હેત કરી,
વ્હાલો મુક્તાનંદનો રે કે વરી વ્રજરાજ હરિ. ૫

પદ ૪

નયણુંની સાને રે કે મન મારૂં લીધું હરી.
શ્યામળીયાની સંગે રે કે હવે હું તો બેઠી ઠરી. ૧
મોહનવર વેણું રે કે પળ નવ જાય. રહ્યું,
એનું સુખડું અલૌકિક રે કે મુખ નવ જાય કહ્યું. ૨
મે તો હરિવર સંગે રે કે જાણી રસ રીતલડી,
ટળી પીંડ બ્રહ્માંડથી રે કે હવે મારી પ્રીતલડી. ૩
મારૂં મન હરિવેણું રે કે અવળું નવ ડોલે,
ગુંજા રેતન ગણું નહિ રે કે હવે હું તો એક તોલે. ૪
થઈ વિમળ વિવેકી રે કે હરિવરને પામી,
બ્હાલે મુક્તાનંદને રે કે સાયો કર બહુનામી. ૫

રાગ હમીર કલ્યાણ–પદ ૧

મોહન મતવારે રે મોહન મતવારે, પ્રીતમ મેરે પ્યારે;
ના રહો મોસેં ન્યારે રે. મોહન૦
એક પલક મોસેં ન્યારે રહો તો, વિરહ અગ્નિ તન જારે રે. મો૦ ૧
અબ જીન દૂર તજો મોય પ્રીતમ, હાય બીકાની મેં તુમારે રે. મો૦ ૨
તન મન ધન મેં તુમકું દીનો, ઓર સનેહ નીવારે રે. મો૦ ૩
મુક્તાનંદ કહે મેં તેરી દાસી, તુમ હો નાથ હમારે રે. મો૦ ૪

પદ ૨

રસીક નંદનંદારે રસીક નંદનંદા, મધુર મુસકાય ધર્યો મોય ફંદારે. રસીક૦
પ્રેમકે ફંદમેં જબસેં પરી પીયા, તબસેં લગત જગ ગંદારે. ર૦ ૧
પ્રીતકી રીત અલૌકિક પ્રીતમ, ના જાનત જન મંદારે. ર૦ ૨
તેરોહી ધ્યાન રટત મુખ તેરો, નિશદિન આનંદકંદારે. ર૦ ૩
મુક્તાનંદ કહે નેનકે આગે, રહોજી સદા વ્રજચંદા રે. ર૦ ૪

પદ ૩

વ્હાલમ વ્રજવાસી રે વ્હાલમ વ્રજવાસી, ચરનકી મેં દાસી;
ઓરનસેં ઉદાસી રે. વ્હાલમ૦
તેરેઇ ચરનકમળ ચિત્ત અટકયો, સ્યામ સુંદર સુખરાશી રે. વ્હા૦ ૧
તુમ વિન ઓર કછુ ન સોહાવત, તેરેઇ દર્શનકી પ્યાસી રે. વ્હાલ ૨
સબ સાધન ફળ સ્યામસુંદર તુમ, કોટિ ગયા અરૂ કાશી રે. વ્હા૦ ૩
મુકતાનંદ કહે નેનસે ન્યારે, પલક ન રહો અવીનાશી રે. વ્હા૦ ૪

પદ ૪

સુનોજી ગિરધારી રે સુનોજી ગિરધારી, અરજ હે હમારી;
મેં શરન તુમારી રે. સુનોજી૦
ચરનસમીપ રહું મેં નિશદિન, જ્યું વૃખભાનું કુમારી રે. સુ૦ ૧
તુમ સંગ પ્રેમમેં વિઘ્ન પડે તો, નાથજી દીજે નીવારી રે. સુ૦ ૨
પ્રીત પ્રતીત રહો તુજ જનમેં, કબહુ ટરે નહિ ટારી રે. સુ૦ ૩
મુકતાનંદ કર જોરીકે માંગત, દીજીએ દેવ મોરારી રે. સુ૦ ૪

---

રાગ સામેરી. પદ ૧

હરિ ભજતાં સહુ મોટપ પામે, જનમ મરણ દુઃખ જાયે રે.
પારસ પરેસી લોહ કંચન થઇ, મોંઘે મુલ વેચાય રે, હરિ૦ ૧
મુનિ નારદની જાતને જોતાં, દાસી પુત્ર જગ જાણુ રે.
હરિને ભજી હરિનું મન કેવાણા, વેદ પુરાણ વખાણે રે. હરિ૦ ૨
રાધાજી અતિ પ્રેમ મગન થઇ, ઉર ધાર્યા ગિરધારી રે;
હરિવર વરી હરિહૃદય થયાં, જેનું ભજન કરે નરનારી રે. હરિ૦ ૩
સ્યામળીયાને શરણે જે આવે, તેનાં તે ભવદુઃખ વામે રે;
મુકતાનંદના નાથને મળતાં, અખંડ એવાતણુ પામે રે. હરિ૦ ૪

પદ ૨

પ્રેમી જનને વશ પાતળીઓ, સ્યામ સુંદર સુખકારી રે;
જાતિ વરણ રૂપે ન રીઝે, પ્રભુજીને ભક્તિ પ્યારી રે. પ્રે૦ ૧

પ્રેમ ન નીપજે દેશ વિદેશે, પ્રેમ ન હાટે વેચાય રે;
પ્રેમના પાસંગમાં શિર સોંપે, તે જન પ્રેમી થાય રે. પ્રે૦ ૨
પ્રેમની વાત સુણી પરીક્ષિત, સવળી સમજ નવ લીધી રે;
સમજીને શુક મુનિએ રસને છપાડયો, મોક્ષ રીત કહી દીધી રે. પ્રે૦ ૩
વ્રજવનિતાના પ્રેમની આગે, ઉડયા કોટી કબીરા રે;
મુક્તાનંદ એ પ્રેમનો મારગ, સમજે સંત સુધીરા રે. પ્રે૦ ૪

પદ ૩

પ્રેમ ભક્તિ જેને ઘટ્ય આવી, તેહને રંગ હરિ રાચે રે;
વ્રજવનિતા કરતાળી બજાવે, નટવર થેઇ થેઇ નાચે રે; પ્રે૦ ૧
મોટા મોટા મુનિવર દેહ દમિને, આત્મદર્શન ઇચ્છે રે;
પીંડ બ્રહ્માંડથી પ્રીત તજે પણ, પ્રેમનો રાહ ન પ્રીછે રે, પ્રે૦ ૨
પ્રેમનો મારગ શુકજી પ્રીછે, કાં પ્રીછે વ્રજનારી રે;
મુનિ નારદ રહે પ્રેમ વશ, કાં વ્રજભાનકુમારી રે. પ્રે૦ ૩
પ્રેમની આગળ સાધન સર્વે, રવિ આગળ જેમ તારા રે;
મુક્તાનંદ કહે પ્રેમનો મારગ, પ્રીછે તે પ્રભુજીને પ્યારા રે. પ્રે૦ ૪

પદ ૪

પ્રેમ રસાયન જે જન પામે, તેહનો તે મારગ ન્યારો રે;
પીંડ બ્રહ્માંડમાં પ્રીત ન રાખે, ઉર ધારે પિયુ પ્યારો રે. પ્રે૦ ૧
લોકલાજ મરજાદ ન માને, રહે હરિને રંગ રાચી રે;
ત્રિભુવનમાં તે ધન્ય ધન્ય અબળા, તેહની તે ભક્તિ સાચી રે. પ્રે૦ ૨
અબળાને આધીન સ્યામળીઓ, અજીત એ અબળા પાખે રે;
પ્રેમીજન એ મરમને પ્રીછી, હરિસંગ માન ન રાખે રે. પ્રે૦ ૩
કામ ક્રોધ મદ મોહતણું દળ, પ્રેમીપાસ ન આવે રે;
મુક્તાનંદ પ્રગટ પ્રભુ ઉર ધરી, લટકેશું લાડ લડાવે રે. પ્રે૦ ૪

પદ ૫

નયન ઠરે મારાં તમને નીહાળી, સ્યામ સુંદર સુખકારી રે;
છેલ છબીલા સ્યામ તમારી, બાનકની બલહારી રે. નય૦ ૧

રૂપ તમારૂં રસિક સલુણા, જોતાં તૃપ્તિ ન થાય રે;
ગુણસાગર તારા ગુણમાં લોભાણી, તમ વિના પળ ન રહેવાય રે. નય૦ ૨
વાલમજી તારાં વચન સુણીને, મુજને મોહની લાગી રે:
તમ વિના શ્યામ ગમે નહિ બીજું, ભ્રમણા તે સર્વે ભાગી રે. નય૦ ૩
હાલરની લકરીના પેરે, નિમિષ ન મલું ન્યારા રે;
મુક્તાનંદના નાથ મનોહર, પરમ સનેહી પ્યારા રે. નય૦ ૪

પદ ૬

રસીકરાય મારે મો'લ પધારો, ગુણસાગર ગિરધારી રે:
શ્યામ સુંદર હું તો સરવસ તમપર, વાલમ નાંખું વારી રે. રસીક૦ ૧
ફૂલડે સેજ સમારી સુંદર, કોડીલા તમ કાજે રે;
હેતમાં મેલીને આવો શ્યામળિયા, ડરશો માં લોકની લાજે રે. રસીક૦ ૨
જન્મોજન્મની હું દાસી તમારી, નાથ તમે શીર મારે રે;
ચાત્રકની પેર છેલ છોગાળા, રંગ રાચી હું તારે રે. રસીક૦ ૩
અધર અમૃત રસ પાન કરાવો, અલબેલા ઘેર આવી રે;
મુક્તાનંદના નાથ કાં નાવો, લાડકડા લલચાવી રે. રસીક૦ ૪

પદ ૭

નટવર તમસંગ નેહ બંધાણો, પરવશ થઇ હું તો પ્યારા રે;
બપૈયાની પેર બની છું, નાથ રહો કેમ ન્યારા રે. નટ૦ ૧
નંદનંદન તારા નેણને બાણે, મનડું વેંધાયું છે મારૂં રે:
જીવડલો તમ સાથે જડાણો, ધીરજ કેમ કરી ધારૂં રે. નટ૦ ૨
જળ વિના મીન મરે એક પળમાં, તેમ મારી અતિ જાણો રે;
વૃહવતી હું તો વિનતિ કરૂં છું, નાથ દયા દીલ આણો રે. નટ૦ ૩
મનમોહન તમે મારે મંદિરીએ, અખંડ રહો અવિનાશી રે;
મુક્તાનંદના નાથ રસીલા, જાણી પોતાની દાસી રે. નટ૦ ૪

પદ ૮

તમ સંગ મન માન્યું મનમોહન, નટવર નંદદુલારા રે;
તમ વિના પળ કલ્પસમ વીતે, નાથ ન રહો પળ ન્યારા રે. તમ૦ ૧

નેણને બાણે હું નથ વેધાણી, અળગું તે કેમ રહેવાય રે;
બોલ્યુ ન ગમે બીજા કોઇનું, મંદિર ખાવા ધાય રે. તમ૦ ૨
સગુ કુટુંબ પિયર સાસરીયું, તમ વિના સૌ વિષ જેવું રે;
મન કર્મ વચને હું દાસી તમારી, ચરણકમળ નિત્ય સેવું રે. તમ૦ ૩
નાથજી પળ એક ન્યારા ન રહેવુ, એ વર મુજને આપો રે;
મુક્તાનંદના નાથ રસીલા, પોતાની કરી સ્થાપો રે. તમ૦ ૪

---

રાગ મારૂ–પદ ૧

ગુણવંત ગિરધારી, પ્રગટ થયા ગુણવંત ગિરધારી. ટેક૦
ભક્તિધર્મસુત શ્રી પુરૂષોત્તમ, સ્વામળો સુખકારી. પ્રગટ૦ ૧
ઘોર કળી મધ્ય સતયુગ સ્થાપ્યો, હરિ ભવભયહારી. પ્રગટ૦ ૨
ભવજળ પાર કર્યા કળિયુગમાં, અગણિત નરનારી. પ્રગટ૦ ૩
મુક્તાનંદ કહે શ્રી સ્વામિ, જીવન નિધિ મારી. પ્રગટ૦ ૪

પદ ૨

પ્રગટ્યા જગસ્વામી, પુરવ મધ્ય પ્રગટ્યા જગસ્વામી. ટેક૦
દ્વિજકુળ દેહ ધર્યો પુરૂષોત્તમ, બળવંત બહુનામી. પુરવ૦ ૧
અવધનગરથી આવ્યા સોરઠમાં, હરિ અંતરજામી. પુરવ૦ ૨
શરણાગત જે અનંત નરનારી, કીધાં નિષ્કામી. પુરવ૦ ૩
મુક્તાનંદ કહે નિજજનના, દુઃખ નાખ્યા વામી. પુરવ૦ ૪

પદ ૩

કૃષ્ણસ્વરૂપ હરિ, પ્યારા મુને કૃષ્ણસ્વરૂપ હરિ. ટેક૦
શ્રીઘનશ્યામ સદા સુખસાગર, નીરખું પ્રેમ ભરી. પ્યારા૦ ૧
તીરથમિષે પૃથ્વી કરી પાવન, વર્ણિવેષ ધરી. પ્યારા૦ ૨
ધર્મસહિત ભક્તિ દઢ સ્થાપી, અધર્મ દૂર કરી. પ્યારા૦ ૩
મુક્તાનંદ કહે ત્રિભુવનમાં, જશ તે રહ્યો પ્રસરી. પ્યારા૦ ૪

પદ ૪

દ્વિજકુળ દેહ ધર્યો, બદ્રીપતિ દ્વિજકુળ દેહ ધર્યો. ટેક૰
અતિ કરુણારસ પ્રગટ કરીને, ભુમિનો ભાર હર્યો. બદ્રી૰ ૧
અધર્મસેનસહિત કલીયુગ પણ, મનમા અધિક ડર્યો. બદ્રી૰ ૨
શ્રી ઉદ્ધવસ્વામિના મતને, અતિશે પ્રગટ કર્યો. બદ્રી૰ ૩
મુક્તાનંદ પ્રગટ ગુણ ગાવે, અતિ ઉમંગ ભર્યો. બદ્રી૰ ૪

---

રાગ કાફી–પદ ૧

પ્રગટકે ગુન હમ ગાવે, પ્રગટ દરશકું પાવે; ટેક૰
પ્રગટ વિના જે જૂત ભાવિબહે, સો સુપનેમેં ન આવે. પ્રગટ૰ ૧
જોગી જંગમ તપસી સંન્યાસી, પ્રોક્ષકી મોક્ષ બતાવે;
પ્રગટ પ્રીછ વિના પછિ હારે, કુકરા કુદી ઉડાવે. પ્રગટ૰ ૨
પ્રગટ ભક્તિ અરૂ પ્રગટ પ્રાપ્તિ, પ્રગટ વિના મન નાવે;
પ્રગટ મોક્ષકા પંથ બતાવે, પ્રગટ ભાવ ઉર લાવે. પ્રગટ૰ ૩
પ્રગટ નવલપ્રભુ પ્રગટ પ્રેમરસ, પ્રગટસીં ભરભર પાવે;
પ્રગટ પ્રમાણ પ્રાણજીવન પર, દાસ મુકુંદ બલ જાવે. પ્રગટ૰ ૪

પદ ૨

પ્રગટ વિન પ્યાસ ન ભાગે, કહાં નહિ હે કરતાર. ટેક૰
જ્યું જળ ભૂમિમેં સભર ભર્યો હે, અર્થ ન આવે લગાર. પ્રગટ૰ ૧
એક અખંડ વિશ્વમેં વ્યાપક, સદ્દગુરૂ સોધ ઉદાર;
નિત્ય નિમિત્ત રૂપ નરહરિકો, જાનત જાનનહારે. પ્રગટ૰ ૨
સો પ્રભુ છાંડી ચરાચર વ્યાપક, સો કોઇ કરહીં વિચાર;
મનહીં બચનપર વેદ વખાને, જ્યું આકાશ અપાર. પ્રગટ૰ ૩
રવીકિ તેજસેં જ્યું રવી પ્રકાશે, ત્યું ગુરુમુખ બ્રહ્મવિચાર;
દાસ મુકુંદ મર્મ યહ જાનીકે, ભયેહે બહુત ભવપાર. પ્રગટ૰ ૪

પદ ૩

પ્રગટ બિન પ્રીછ અવોની, કહારી ભયો કથી જ્ઞાન. ટેક૦
જ્યું રવિ કેરિક ચિત્રકે કીને, તમ ન ટરત બિનુ ભાન. પ્રગટ૦ ૧
રૂપનામેં પંચામૃત પાયક, મગન ભયો મસ્તાન;
જગે ભૂખકી ભૂખ પોકારત, એસો અમગન ધ્યાન. પ્રગટ૦ ૨
વપુ ચોવિશમાં વ્યાસદેવ ભયું, બાંટે વેદ પુરાન;
તોહુ ન અંતર અગ્નિ બુઝાની, બિન પરગટ ગુનગાન. પ્રગટ૦ ૩
સો નર ચિત્ત કહાં ઠેરાવે, બિન પ્રભુકી પહિચાન;
દાસ મુકુંદ રામજ સમ એસી, જ્યું બિનતેગા જ્વાન. પ્રગટ૦ ૪

પદ ૪

પ્રગટ બિન કોં સુખ પાવે બહુ વિધિ બાત બનાવે. ટેક૦
રવિ રવિ કહે રેંન નહિ જાવે, જળ કહી તૃષા ન બુઝાવે. પ્રગટ૦ ૧
અમૃત કહે અમર નહિ હોવે, ધન કહી ધનકી ન પાવે;
ધનકે કહેગ ધનિક જો હાઇ, નિર્ધન કોઇ ન રહાવે. પ્રગટ૦ ૨
રાજા કહે રાજ જો પાવે, રંક નજરે નહિ આવે;
ભોજન કહે ભુખ જો ભાગે, વૃથા કષ્ટ કેાી ભાવે. પ્રગટ૦ ૩
સાચે સદ્ગુરૂ બિન સબ દુનિયા, કથી કથી કર્મ ઉપાવે;
મુક્તાનંદ મિથ્યા સબ કહેની, રેહેનીમેં રંગ જમાવે. પ્રગટ૦ ૪

---

રાગ રામકલી પદ ૧

સાંભળ સૈયર અમે પતિવ્રતા નારી,
શ્યામળા સંઘાતે દૃઢ ટેક અમારી રે. સાં૦ ૧
અર્પૈયાના જપા બેની ટેક મુને પ્યારી,
દૃઢ વ્રત ધારીને વરી છું ગિરધારી રે. સાં૦ ૨
નંદના નંદન તજી બળમા ન ધાયે,
અમૃત તજીને હવે વિષ કેમ ખાયે રે. સાં૦ ૩

જન્મ સુધાર્યો બાઇ હરિવર પામી,
મુક્તાનંદના સ્વામિસંગે ભાગી સર્વે ખામીરે. સાં૦ ૪

પદ ૨

સાંભળ સૈયર કહું સતીયોની રીતિ.
જેને સુણી પ્રભુસંગ થાય દઢ પ્રીતિ રે. સાં૦ ૧
આભુષણ વસ્ત્રકેરી આશ નવ રાખે;
નિશદિન ભાવ ભક્તિ અધકેરી દાખે રે. સાં૦ ૨
સતીને પતિ જો લેશ સુખ નવ આપે;
તોય તે પતિને શિર દોષ ન થાપે રે. સાં૦ ૩
મનગમતું મેલીને જે સેવે ગિરધારી;
મુક્તાનંદના વ્હાલાને તે પ્રાણથકી પ્યારી રે. સાં૦ ૪

પદ ૩

પતિવ્રતા નારી પિયુસંગ પ્રીતિ;
પતિને સેવ્યાની તેતો જાણે સર્વે રીતિ રે. પતિ૦ ૧
જેમ હરિ કહે તેમ તાન મીલાવે;
વણતેડ્યા વ્હાલો તેને મંદિર આવે રે. પતિ૦ ૨
અંતરજામી ઉપરને ચટકે ન રીઝે;
શીરને સાટે સેવે તેનું કારજ સીજે રે. પતિ૦ ૩
જેવા જેને વ્હાલા લાગે રસીયો વિહારી;
મુક્તાનંદ કે ભાવને તે તેવી લાગે પ્યારી રે. પતિ૦ ૪

પદ ૪

નયણુંથી ન્યારા મારા નાથજી મ રહેજો;
રસીયા રસીલી વાતો કૃપા કરી કહેજો રે. નય૦ ૧
તમને ન દેખું ત્યારે ચટપટી લાગે;
વંદન વિલોકી મારાં સહુ દુઃખ ભાગે રે. નય૦ ૨

મૂર્તિ તમારી મને પ્રાણથકી પ્યારી;
અંગોઅંગ શોભા જોઇ મોહી ગિરધારી રે. નય૦ ૩
અમૃત ચખાડયું વ્હાલા હવે વિષ ન ભાવે;
મુક્તાનંદના વ્હાલા તમવિન સુખ ન આવે રે. નય૦ ૪

પદ ૫

નયણું ઠરે છે માગં તમને નિહાળી:
રસના રસિલા લાગી તમસંગ તાળી રે. નયણું૦ ૧
મુખની મધુરતા ને નયણુંની સાને;
વશ કરી લીધી મીઠી મોરલીને તાને રે. નયણું૦ ૨
સુખનું સદન શોભા ધામ છો મુરારી;
કોટિ કંદર્પ નાખું તમપર વારી રે. નયણું૦ ૩
સુણી જેવાં જાણી તજ્યાં સગાં ને સંસારી;
મુક્તાનંદના નાથ તારો રંગ લાગ્યા ભારી રે. નયણું૦ ૪

પદ ૬

તમ સંગ ટેક મારી ગોકુળ ચંદા:
પ્રાણથકી પ્યારા મુને છોજી નંદનંદા રે. તમ૦ ૧
દૃઢ વ્રત ધાર્યું મેં તો મનમાં મુરારી;
કાં તો વરૂં તમને કાં રહું રે કુમારી રે. તમ૦ ૨
જેને શિર ભય તે તો અબળા કહાવે;
અબળાને અબળા વરે શું સુખ આવે રે. તમ૦ ૩
ચોરાશી ભમે તે સર્વ નારી વ્યભિચારી;
પતિકેરો પાર ના'વે થાય ઘણી ખ્વારી રે. તમ૦ ૪
તમને વરે તે સાચી સતિ ગિરધારી;
મુક્તાનંદ નાથ તમે ભવભયહારી રે. તમ૦ ૫

# રાસલીલાનાં પદો—

રાગ ગરબી—પદ ૧

વંશી બજાડી ગિરિધારી, વૃંદાવન વંશી વજાડી ગિરિધારી;
અનુપમ સ્વર ઉચ્ચારી. વૃંદા૦
શરદ પુનમનો ચાંદ જોઇને રે, મન હરખ્યા મુરારી. વૃંદા૦ ૧
શબ્દ સુંણીને ચૌદ ભુવનમાં રે, થકિત થયાં નરનારી. વૃંદા૦ ૨
ગોપીજનનું ગમતું કરવા રે, રસિયે રજની વધારી. વૃંદા૦ ૩
મુક્તાનંદ મોહનની લીળા રે, ન શકે વેદ વિચારી. વૃંદા૦ ૪

પદ ૨

વંશી સુંણીને વ્રજનારી, મગન થયાં વંશી સુંણીને વ્રજનારી;
લોકની લાજ વિસારી. મ૦
અવળાં આભૂષણ અંગે પહેરી રે, અવળાં વસન તન ધારી. મ૦ ૧
જે જ્યાંથી તે ત્યાંથી ચાલી રે, ન રહી કોઇની વારી. મ૦ ૨
મોહન વરને મળવા સારૂ રે, વિરહની વેદના ભારી. મ૦ ૩
મુક્તાનંદ કહે ગઇ તિહાં ગોપી રે, જ્યાં હતા કુંજવિહારી. મ૦ ૪

પદ ૩

ગિરધર કહે સુંણો ગોપી, આવ્યાં કેમ ગિરધર કહે સુંણો ગોપી;
કુળ મરજાદા લોપી. આ.
વન જોઇને જાઓ ઘરે વનિતા રે, રહી શરદ ઋતુ ઓપી. આ. ૧
પતિવ્રતાએ પિયુને ભજવો રે, તન મન ધન સર્વ સોંપી. આ. ૨
કઠણ વચન કહી કહી હરિ હાર્યાં રે, રહી અચળ પગ રોપી. આ. ૩
મુક્તાનંદ અધર ડસી અબળા રે, કાંનસંગ બોલિયાં કોપી. આ. ૪

પદ ૪

કહોને વાલમ ક્યાં જઇએ, ચરણ તજી કહોને વાલ્યમ ક્યાં જઇએ;
જીહાં જઇ સુખિયાં થઇએ. ચ૦

મનમોહન તમસંગ મન માન્યું રે, કો' ઘરમાં કેમ રહીએ. ચ૦ ૧
શરતણી પેરય સનમુખ ચાલ્યાં રે, પાછા પગ કેમ દઇએ. ચ૦ ૨
રસિક પ્રીતમ તમે સહુના સ્વામી રે, કો' કેમ પરનર કહીએ. ચ૦ ૩
કાંતો પ્રાણ તજીશું પ્રિતમ રે, નહિ તો મહાસુખ લઇએ. ચ૦ ૪
મુક્તાનંદ કહે મોહન સંગે રે, વિરહનું દુઃખ કેમ સહીએ. ચ૦ ૫

પદ ૫

મગન થયા મુરારી, વચન સુણી મગન થયા મુરારી;
રાસ રચ્યો સુખકારી. વચન૦
પ્રેમપરીક્ષા પૂરણ કીધી રે, હરિસંગ હેતમાં ન હારી. વચન૦ ૧
વચ્ચે વચ્ચે વ્રજરાજ વિરાજે રે, બે પાસે વ્રજનારી. વચન૦ ૨
મોર મુગટ ધરી મોહન નાચે રે, થેઇ થેઇ શબ્દ ઉચ્ચારી. વચન૦ ૩
મુક્તાનંદ મોહનની શોભા રે, નિરખિ નિરખિ જાઉં વારી. વચન૦ ૪

પદ ૬

માનિની તાન મિલાવે, મોહનસંગ માનિની તાલ મિલાવે;
રાસમાં રંગ જમાવે. મોહન૦
તાથેઇ તાથેઇ શબ્દ સુણાવે રે, કોઇ નાચે કોઇ ગાવે. મોહન૦ ૧
ઝળકે ઝાલ્ય ને ખળકે ચુડી રે, શોભા વર્ણવી ન જાવે. મોહન૦ ૨
અતિશે માન વધ્યું અબળાને રે, કહેતાં તે પાર ન આવે. મોહન૦ ૩
મુક્તાનંદ ગયા તજી ગિરધર રે, વનિતા વન વન ધાવે. મોહન૦ ૪

પદ ૭

પુછતી ફરે છે વ્રજનારી, વનોવન પુછતી ફરે છે વ્રજનારી;
કોઇ દેખાડો સુખકારી. વનો૦
હે તુલસી હે જાય ચમેલી રે, તમે છો પ્રભુજીને પ્યારી. વનો૦ ૧
હે ચંપક હે બકુળ કેતકી રે, પીઉ તે હાળજ્યો અમારી. વનો૦ ૨
વડ પિપળ આંબાને પુછે રે, દિઠા દેવ મુરારી. વનો૦ ૩
મુક્તાનંદ મોહનવર કેડે રે, ડોલતાં દેહ વિસારી. વનો૦ ૪

પદ ૮

શ્યામનાં ચરણ નિહાળી, મગન થયાં શ્યામનાં ચરણ નિહાળી;
આહિ ગયા છે વનમાળી. મગન૦
આ પગલાં સખી નંદનંદનનાં રે, સંગે છે નારી મર્માળી. મગન૦ ૧
એ તો એકલડી મહાસુખ માણે રે, રસિયાસંગ રૂપાળી. મગન૦ ૨
યાં સખી પુષ્પ વિરચ્યાં પંચરંગી રે, ગુંથી છે વેણી સંભાળી. મગન૦ ૩
મુક્તાનંદ દુઃખિત થયાં દિલમાં રે, શોકયને સંભારી વ્રજવાળી. મગન૦ ૪

પદ ૯

માનિની મનમાં ફુલાણી, મોહનસંગ માનિની મનમાં ફુલાણી;
હું તો હરિની પટરાણી. મોહન૦
સૌ ગોપીનો સંગ તજીને રે, મુજસંગ પ્રીતિ બંધાણી. મોહન૦ ૧
ક્રોધ ચઢાવીને ચાલ્યા મોહન રે, હરિ હસિયા સુંણી વાણી. મોહન૦ ૨
અંતરધાન થયા અવિનાશી રે, માનિની મન પસ્તાણી. મોહન૦ ૩
મુક્તાનંદ કહે નારીતણા ગુણ રે, સૂચવ્યા શારંગપાણી. મોહન૦ ૪

પદ ૧૦

વનિતા વનમાં પોકારે, વાલમ વિના વનિતા વનમાં પોકારે;
ત્રાહિ ત્રાહિ શબ્દ ઉચ્ચારે. વાલમ૦
ત્રણ્ય ભુવનમાં તમ વિના બીજો રે, નથી આધાર અમારે. વાલમ૦ ૧
નાથ વિના પુરૂષોત્તમ પ્યારા રે, દુઃખસાગરે કોણ તારે. વાલમ૦ ૨
વનિતાના વૃંદને વાત સુંણાવી રે, સાંભળી શ્યામને સંભારે. વાલમ૦ ૩
મુક્તાનંદ મળી સઉ ગોપી રે, ગુણ સુંણીસુંણી મન ધારે. વાલમ૦ ૪

પદ ૧૧

ઉન્મત્ત થઇ અલબેલી, વાલમ વિના ઉન્મત્ત થઇ અલબેલી;
દેહ દશાને મેલી. વાલમ૦
શ્યામ સુંદરનું ચિંતન કરતાં રે, સઉની દશા થઇ છેલી. વાલમ૦ ૧
કોઇ થઇ કૃષ્ણ લલિત ગતિ ચાલે રે, કોઇ પાડે તરૂને ઠેલી. વાલમ૦ ૨
વંશી વજાડી મેં મોહ પમાડ્યાં રે, પશુ પક્ષી વનવેલી. વાલમ૦ ૩
મુક્તાનંદ કોઇ ગિરિ કર ધારે રે, કોઇ તો કરે છે જળએલી. વાલમ૦ ૪

પદ ૧૨

વદન દેખાડો વનમાળી, વિરહણીને વદન દેખાડો વનમાળી;
લાગી છે તમસંગ તાળી. વિરહ૦
જનમ ધરી તમે જય કર્યો વ્રજનો રે, સહુને તે રાખ્યા સંભાળી. વિરહ૦ ૧
કમળા તમકારણ વ્રજ વસિયાં રે, રંગભિની રૂપાળી. વિરહ૦ ૨
જમનાનું જળ નિર્વિષ કરીયુ રે, કાળિયો વશ કરી કાળી. વિરહ૦ ૩
અનંત વિઘ્નથી વ્રજને ઉગાર્યું રે, દુખડા તે નાખ્યાં ટાળી. વિરહ૦ ૪
મુક્તાનંદ કહે રાસ રમાડયો રે, પ્રેમશુ પળવટ્ય વાળી. વિરહ૦ ૫

પદ ૧૩

પ્રેમ જોઇ પ્રગટયા મુરારી, ગોવાળણિનો પ્રેમ જોઇ પ્રગટયા મુરારી;
ઉમગેશુ ઉઠી વ્રજનારી. ગો.
કોઇ સખી ચરણુ ગ્રહી સુખ પામી રે, કોઇ ઉરપર કર ધારી. ગો. ૧
કોઇ આલિંગન કરવા ધાંખે રે, કોઈ તો ચુંબન કરે પ્યારી. ગો. ૨
ભ્રુકુટી ચઢાવી રહી કોઇ ભામા રે, કોઇ રહી દેહ વિસારી. ગો. ૩
મુક્તાનંદ નટવરની લીલા રે, નિરખિ નિરખિ બલહારી. ગો. ૪

પદ ૧૪

ગોપિકા મધ્ય ગિરિધારી, શોભે છે ઘણા ગોપિકામધ્ય ગિરિધારી;
ચરણ સેવે છે વ્રજનારી. શો.
જેમ તારામાં ચંદ્ર બિરાજે રે, માનિનીમાં તેમ મુરારી. શો. ૧
ચરણ ગ્રહીને ચરણે શિર નામી રે, પુછિયા પ્રશ્ન વિચારી. શો. ૨
શા માટે ન ભજો ભજતાને રે, શી તકસીર અમારી. શો. ૩
મુક્તાનંદ કહે મર્મવચન સુંણી રે, કામિનીને કહે સુખકારી. શો. ૪

પદ ૧૫

સુંદરી કહું સત્ય વાણી, કપટ તજી સુંદરી કહું સત્ય વાણી;
કેમની રીતિ પ્રમાણી. કપટ૦
ભજતાંને જો ભજુ નહિ અબળા રે, પતિત તરે કેમ પ્રાણી. કપટ૦ ૧

ભક્ત આધીન સદા વ્રત મારૂં રે, ગાય છે વેદ વખાણી. કપટ૦ ૨
મુજને ભજે તેને હું ન વિસારૂં રે, જન પોતાના જાણી. કપટ૦ ૩
મુક્તાનંદ મોહનની વાણી રે, સુંણતાં સર્વે લોભાણી. કપટ૦ ૪

પદ ૧૬

રાસ રચ્યો વનમાળી, વૃંદાવન રાસ રચ્યો વનમાળી;
પ્રેમેશું પળવટવાળી. વૃંદા૦
કોઈ સખી તાળ મૃદંગ બજાવે રે, કોઇ તો બજાવે કરતાળી. વૃંદા૦ ૧
કરનાં લટકાં કરી કોઇ નાચે રે, કોઇ ફરે ફુદડી રૂપાળી. વૃંદા૦ ૨
રાધા રાસમાં રંગ જમાવે રે, મોહનસંગ મર્માળી. વૃંદા૦ ૩
ગોપીદોઠ બન્યા ગિરિધારી રે, વ્યવહારિક દઇ ટાળી. વૃંદા૦ ૪
મુક્તાનંદ મોહનસંગ રમતાં રે, ન શકી આપ સંભાળી. વૃંદા૦ ૫

પદ ૬૭

માનિનીને મહાસુખ દીધું, કૃપા કરી માનિનીને મહાસુખ દીધું;
અધરે અમૃતપાન કીધું. કૃપા.
કોટિ કંદર્પનો દર્પ હરવાને રે, ભૂતળ ભોગીનું રૂપ લીધું. કૃપા. ૧
સકળ મનોરથ કર્યાં શ્યામળિયે રે, કામિનીનું કારજ સાધ્યું. કૃપા. ૨
જોબનિયું જોબન હરિ સારૂં રે, પ્રેમે પાતળિયે પીધું. કૃપા. ૩
મુક્તાનંદ વદન વિધુ જોઇને રે, શ્યામ થયા સુખસિંધુ. કૃપા. ૪

પદ ૬૮

ચકિત થઇ સર્વ નારી, મોહનસંગ ચકિત થઇ સર્વ નારી;
કેશ દુકૂળ પડ્યાં ભારી. મોહન૦
રસિયો રણસંગ્રામ ન છોડે રે, બ્રહ્મચર્ય વ્રતધારી. મોહન૦ ૧
માનિનીના મુખ થકી શ્રમજળ લુંછેરે, રસિયો રાસવિહારી. મોહન૦ ૨
જુવતિ સહિત જઇ જમુનામાં રે, શ્રમ નિવાર્યો સુખકારી. મોહન૦ ૩
મુક્તાનંદ કરી જમુનામાં રે, જળક્રીડા મુરારી. મોહન૦ ૪

પદ ૧૯

શું કર્યું વિઠ્ઠલ વનમાળી, કહો મુનિ શું કર્યું વિઠ્ઠલ વનમાળી;
ધર્મસેતુ કેમ ટાળી. કહો૦
પરદારા પ્રસંગ જગતમાં રે, સહુ નિંદે ગુણશાળી. કહો૦ ૧
સંશય છેદ કરો ગુરૂ મારો રે, અનુપમ ઉત્તર વાળી. કહો૦ ૨
સમર્થ શુદ્ધ કરે કોણ તમ વિન રે, અંતરના મળ ગાળી. કહો૦ ૩
મુક્તાનંદ પરીક્ષિતે પુછ્યું રે, નર નાટ્યકને ભાળી. કહો૦ ૪

પદ ૨૦

ગોવિંદની ગતિ ન્યારી, સુણો નૃપ ગોવિંદની ગતિ ન્યારી;
ભોગી થયા બ્રહ્મચારી. સુંણો૦
જેમ પ્રતિબિંબશું બાળક ખેલે રે, તેમ ગોપીશું ગિરિધારી. સુંણો૦ ૧
જેમ અગ્નિ શુભ અશુભ બાળે રે, તેમ વ્રજરાજ વિહારી. સુણો૦ ૨
દેખાદેખી કરે કોઇ પ્રાણી રે, નરકે પડે નરનારી. સુંણો૦ ૩
મુક્તાનંદ શુકે સમઝાવ્યા રે, ભેદ સકળ સુખકારી. સુણો૦ ૪

પદ ૨૧

પ્રમદા સુધાની પેરવ પાધી, રસિયે વાલે પ્રમદા સુધાની પેરય પાધી;
કમળા સમાન સર્વ કીધી. રસિયે૦
માન હર્યું મદવંતી કેરૂં રે, વનિતાને વશ કરી લાધી. રસિયે૦ ૧
જે સુખને ભવબ્રહ્માદિક ઇચ્છે રે, સુંદરી તે સુખ લઇ સીધી. રસિયે૦ ૨
રસીક જને જે કહી સુખસીમા રે, દયાળે ગોપાંગનાને દીધી. રસિયે૦ ૩
મુક્તાનંદ મોહનસંગ પ્રીતે રે, મળી છે ગોપીને મહાનિધી. રસિયે૦ ૪

પદ ૨૨

રાસ કરી કહે વનમાળી, રમાડી રાસ કરી કહે વનમાળી;
જાઓ ઘર નારી મર્માળી. રમાડી૦
શરદનિશા મુજ સંગ રંગ રમિયાં રે, મોહ કીધાં'તા મજવાળી. રમાડી૦ ૧
કામિનીને કષ્ટ થયું અંતરમાં રે, લાગી વિરહસંગ તાળી. રમાડી૦ ૨

જામ અર્ધ રજની રહી વનિતા રે, વચન સંભળાવો હદ ટાળી. રમાડી૦ ૩
મુક્તાનંદ વચન એવી વનિતા રે, દુઃખ પામી ઘેર આળી. રમાડી૦ ૪

પદ ૨૩

રાસ સુણે જે નરનારી, રસિલાજીનો રાસ સુણે જે નરનારી;
તેને રીઝે ગિરધારી. રસિલા૦
પુરણ બ્રહ્મની લીલા પ્રીતે રે, ગાય તે થાય બ્રહ્મચારી. રસિલા૦ ૧
પતિત જનને દેવા પરમ પદ રે, કીધું ચરિત્ર સુખકારી. રસિલા૦ ૨
વૃંદાવન વિલસ્યા જે વાલો રે, અકળ સ્વરૂપ અવતારી. રસિલા૦ ૩
મુક્તાનંદ કહે મહા દુઃખ વામે રે, પામે તે પ્રગટ મુરારી. રસિલા૦ ૪

---

રાગ ગરબી-પદ

મનમોહન મંદિર આવો રે, વાટડી જોઉં છું વનમાળી;
મને હેત કરી બોલાવો રે, તમ સાથે લાગી તાળી. ૧
મેં તો તમ અર્થે તન કરિયું રે, વાટ૦ મને બીજું સર્વ વિસરિયું રે. તમ૦ ૨
મને વિરહની જ્વાળા ભારી રે, વાટ૦ રહું કેમ કરી નટવર ન્યારી રે. તમ૦ ૩
મારી અરજી અંતર ધારો રે, વાટ૦ સુંદરવર કારજ સારો રે. તમ૦ ૪
કહે મુક્તાનંદ સુખ આપો રે, વાટ૦ દર્શન દઈ સંકટ કાપો રે. તમ૦ ૫

પદ ૨

પદ ૩

રંગના ભિના રંગના રસિયા રે, ગિરધારી ગોકુળ આવો;
તમે કુબજ્યા સંગ કેમ વસિયા રે, અમ સાથે બાંધી દાવો. ૧
તલપે છે અબળા નારી રે, ગિર૦ તમે કીધી કુબજ્યા પ્યારી રે. અ૦ ૨
મનડાની આંટી ટાળી રે, ગિર૦ મનમાની કુબજ્યા કાળી રે. અ૦ ૩
તમે કુબજ્યાના વર કાં'વો રે, ગિર૦ શું જગમાં હાસ કરાવો રે. અ૦ ૪
કહે મુક્તાનંદ ગુમાની રે, ગિર૦ આવડા કેમ થયા નિર્માની રે. અ૦ ૫

પદ ૪

વેરણને સંગે વસિયો રે, એ દુઃખ કેમ કરી સહેવાશે;
કપટી કુબજ્યાનો રસિયો રે, તલપતાં જીવડો જાશે. ૧
દાઝયા પર લુણ લગાવે રે, એ દુઃખ૦ કુડા સંદેશા કા'વે રે. તલ૦ ૨
કુબજ્યાની કરે વડાઇ રે, એ દુઃખ૦ મહાદુઃખ છે હૈડા મંઇ રે. તલ૦ ૩
કપટિશું પડીયું પાનું રે, એ દુઃખ૦ વિરહનું દુઃખ રહે કેમ છાનું રે. તલ૦ ૪
મુક્તાનંદ મોહન વોણું રે, એ દુઃખ૦ જીવ્યા તે જનમ વગોણું રે. તલ૦ ૫

પદ ૫

તમ સાથે પ્રીતિ બંધાણી રે, નટવર ન્યારી કેમ રહું;
હવે ન ગમે કેની વાણી રે, નટવર ન્યારી કેમ રહું. ૧
મને વિરહને બાણે મારી રે, નટ૦ ખટકે ઉરમાં ભારી રે. નટ૦ ૨
દર્શન વિના દુઃખ નવ ભાગે રે, નટ૦ મને વિષ જેવું સહુ લાગે રે. નટ૦ ૩
મોરલીમાં કામણ કીધું રે, નટ૦ મારૂં ચિત્ત ચોરીને લીધું રે. નટ૦ ૪
કહે મુક્તાનંદ મુરારી રે, નટ૦ તમ વિન પળ મહાદુઃખ કારી રે. નટ૦ ૫

પદ ૬

સુંદર વર સુણજ્યો કાને રે, તમને મળવા તલપું છું;
મન મોહ્યું બીને વાને રે, તમને મળવા તલપું છું. ૧
વાંસળીએ વ્યાકુળ કીધી રે, તમને૦ મને પોતાની કરી લીધી રે. તમને૦ ૨
જોવંતી વિકળ ફરું છું રે, તમને૦ અંતરમાં ઝુરી મરું છું રે. તમને૦ ૩

દિનમાં ભોજન નવ ભાવે રે, તમને૰ રજનિમાં નિદ્રા ન આવે રે. તમને૰ ૪
કહે મુક્તાનંદ મુરારી રે, તમને૰ સુણો અરજી નાથ અમારી રે. તમને૰ ૫

પદ ૭

મોહનવર ક્યારે મળશો રે, કરુણાસાગર મહેર કરી;
વિરહનું દુઃખ ક્યારે ટળશો રે, કરુણાસાગર મહેર કરી. ૧
મને હેત કરીને હેરો રે, કરુણા૰ નવ કીજે નટવર વેરો રે. કરુણા૰ ૨
મારી અરજી અંતર ધારો રે, કરુણા૰ મને દુઃખસાગરથી તારો રે. કરુણા૰ ૩
એકાંતે મંદિર આવો રે, કરુણા૰ મારા તનના તાપ બુઝાવો રે. કરુણા૰ ૪
કહે મુક્તાનંદ મન માન્યું રે, કરુણા૰ આલિંગન કીજે છાનું રે. કરુણા૰ ૫

પદ ૮

રસિયાજી રસની રીતે રે, અલબેલા મંદિર આવો;
હું તો મોહી તમારે ગીતે રે, અલબેલા મંદિર આવો. ૧
મેં તો ફુલડે સેજ સમારી રે, અલ૰ તમસંગ રમવા ક્રે' ભારી રે. અ૰ ૨
મારું તે સર્વ તમારું રે, અલ૰ હું સર્વસ્વ તમ પર વારું રે. અ૰ ૩
મારે તમ વિન પળ જુગ જેવી રે, અલ૰ મારે લોકલાજ વિષ તેવી રે. અ૰ ૪
કહે મુક્તાનંદ દુઃખ હરવા રે, અલ૰ મને કમળા જેવી કરવા રે. અ૰ ૫

---

રાગ ગરબી—પદ ૧

રે પ્રાણજીવન પ્રિતમ પ્યારા, રહો કેમ નટવરજી ન્યારા; રે પ્રાણ૰
રે મોરલિને નાદે મન હરિયું, નેણામાં કામણીયું કરીયું;
ભુલી હું તો પિયર સાસરીયું. રે પ્રાણ૰ ૧
રે સુંદર મૂરતિ મનમાની, દેખી હું તો થઇ છું દિવાની;
છપાડી વાત ન રહે છાની. રે પ્રાણ૰ ૨
રે તમસંગ મન માન્યું વા'લા, બોલો છો કેમ થઇને કાલા;
કરો મનગમતું નંદલાલા. રે પ્રાણ૰ ૩
રે જનમોજનમની હું તમારી, વાલમજી મા દેજ્યો વિસારી;
છબી પર મુક્તાનંદ વારી. રે પ્રાણ૰ ૪

પદ ૨

રે ઠરવાનું ઠામ તમે મારૂં, બીજું સર્વે માયાનું લારૂં; રે ઠર૦
રે સગપણ તમ સાથે સાચું, ન થાયે કોઇ કાળે કાચું;
હવે નહિ બીજે રંગે રાચું. રે ઠર૦ ૧
રે લજ્જા મેં લોકતણી મેલી, આનંદે થઇ છું અલબેલી;
બાંધી મેં તો તમ સાથે બેલી. રે ઠર૦ ૨
રે તમ સંગ રંગ લાગ્યો ભારી, જુઠું સુખ જાણ્યું મેં સંસારી;
સાચે સુખે રાચી ગિરધારી. રે ઠર૦ ૩
રે તલપે છે મન વરતિ મારી, રે તમ સંગ રમવા મુરારી;
કરો મુક્તાનંદના વા'લા પ્યારી. રે ઠર૦ ૪

પદ ૩

રે રસિક શિરોમણી બહુરંગી, તમે મારા સાચેરા સંગી; રે રસિક૦
રે તમ સંગ પ્રીતડલી જોડી, તેડો તિહાં આવું નિલ દોડી;
લજ્જા મેં તો લોકતણી છોડી. રે રસિક૦ ૧
રે હૈડાનો હાર કરી રાખું, વારી તન ધન તમ પર નાંખું;
પ્રેમે કરી પૂરણ રસ ચાખું. રે રસિક૦ ૨
રે તન મેં તો તમ અર્થે કરિયું, બીજું મને સર્વે વિસરિયું;
હવે મારૂં મન તમસંગ ઠરિયું. રે રસિક૦ ૩
રે રસિયા હું લાજતણી કા'વી, પ્રીતિ તમ સાથે કરી ફાવી;
થઇ છું મુક્તાનંદના વા'લા આવી. રે રસિક૦ ૪

પદ ૪

રે છેલ છબીલા છોગાળા, મને વશ કીધી કા'નડ કાળા. રે છે૦
રે મોરલીમાં મંત્ર ભણી ભારી, વજાડી છે બેહદ ગિરધારી;
તેણે હરી લીધી શુદ્ધ મારી. રે છે૦ ૧
રે તમ વિના બીજું નથી ગમતું, રહે છે મન તમ સાથે રમતું;
મળ્યા વિના દુઃખડું નથી શમતું. રે છે૦ ૨

રે ઉરમાં છે આશ ઘણી અમને, જાળવિયું છે જોબન ખાઈસમને;
હવે ઘણું શું કહીએ તમને. રે છે૦ ૩
રે રસિયાજી રસરીતિ કીજે, અધર અમૃત પૂર્ણ પીજે;
પ્યારા મુક્તાનંદના લાવો લીજે. રે છે૦ ૪

પદ ૫

રે શ્યામ તમે સાચું નાણું, બીજું સર્વે દુઃખદાયક જાણું; રે શ્યામ૦
રે તમ વિના સુખ સંપત કાંવે, તે તો સર્વે મહાદુઃખ ઉપજાવે,
અંતે એમાં કામ કોઈ નાંવે. રે શ્યામ૦ ૧
રે મૂરખ લોક મરે ભટકી, જૂઠા સંગ હારે છે શિર પટકી;
એથી મારી મનવરતિ હટકી. રે શ્યામ૦ ૨
રે અખંડ અલૌકિક સુખ તારું, જોઈ જોઈ મન મોહ્યું મારું;
ધરા ધન તમ ઉપર વારૂં. રે શ્યામ૦ ૩
રે બ્રહ્માથી કીટ લગી જોયું, જૂઠું સુખ જાણીને વગોયું;
મુક્તાનંદ મન તમ સંગ મોહ્યું. રે શ્યામ૦ ૪

## રાગ ગરબી—પદ ૧

મારો મત કહું તે સાંભળો વ્રજવાસિજી, તજો સાધનનો ઉર આમળો. વ્રજ૦ ૧
ગુરુ સંત તે હરિનું ભજન કરે, વ્રજ૦ જે પ્રગટ રૂપ હરિ વિચરે. વ્રજ૦ ૨
ચૈતન્ય સમરસ નહિ ભેદ ઘણા, વ્રજ૦ પરમેશ્વર ઈશ્વર જીવતણા. વ્રજ૦ ૩
અન્ય જીવ ને સંતમાં ભેદ ઘણો, વ્રજ૦ જેમ ગંગોદક મદિરાતણો. વ્રજ૦ ૪
મેં લીલા સુંદર પ્રગટ કરી, વ્રજ૦ તેને ગાવી અતિ આનંદભરી. વ્રજ૦ ૫
અંતકાળે આવું દાસ કને, વ્રજ૦ રથ અશ્વ વિમાન વાસંતતને. વ્રજ૦ ૬
તે લીલા પૂરણ પ્રીતશું, વ્રજ૦ કેવી સાંભળવી રસ રીતશું. વ્રજ૦ ૭
જો રહેશો દાસના દાસ થઈ, વ્રજ૦ સુખ માનીશ ભક્તિ કરીશ સહી. વ્રજ૦ ૮
મારા લોક ને મૂર્તિ માહેરી, વ્રજ૦ છે પરમ સત્ય ગુણબાહેરી. વ્રજ૦ ૯
એને અસત્ય કહી જે જાણે છે, વ્રજ૦ તેને જમ ઉંધે શિર તાણે છે. વ્રજ૦ ૧૦
મારૂં ધાર્યું અસત્ય સત્ય થાય છે, વ્રજ૦ સમર્થ કરી ગુણડા ગવાય છે. વ્રજ૦ ૧૧

મારી દષ્ટિએ જગત ઉપજે શમે, મ૦ થઈ રૂપ અનેક માયા રમે. મજ૦ ૧૨
હું સદા રહું સતસંગમાં, મજ૦ હું રાચું તેહના રંગમાં. મજ૦ ૧૩
સત્સંગ તજી જે જાય છે, મજ૦ તે જમના કિંકર થાય છે. મજ૦ ૧૪
હું રહું બ્રહ્માંડમાં રૂપ ધરી, મજ૦ નૃપ જોગી વિપ્રને અનુસરી. મજ૦ ૧૫
એવો મારો મત જે જાણશે, મજ૦ મુક્તાનંદ મહાસુખ માણશે. મજ૦ ૧૬

## રાગ ગરબી–પદ ૧

મારૂં શ્યામળા સંગાથે મન મોહ્યું રે, મેં તો જુઠું જગ સગપણ ખોયું રે. ૧
મને કાનજી કોડિલે દયા કીધી રે, મને પોતાની કરી લીધી રે. ૨
મારૂં ઉદય થયું ભાગ્ય સુખકારી રે, વર વરિયા મેં કુંજવિહારી રે. ૩
મારે નટવર સંગ થયો નેડો રે, ભવપાર થયો છે મારો બેડો રે. ૪
હું તો અખંડ એવાતન પામી રે, મળ્યા મુક્તાનંદના સ્વામી રે. ૫

### પદ ૨

મારે પ્રભુજી સંગાથે લાગી પ્રીતિ રે, એ છે અતિ ઉત્તમ રસ રીતિ રે. ૧
મને રસિકની રીતડી જણાણી રે, જેમ હંસ દૂધ પીવે તજી પાણી રે. ૨
એવી રીતે હું રસિયા સંગે રાચી રે, પ્રીતિ પાતળા સંગાથે કરી સાચી રે. ૩
જુઠું જગતનું સગપણ ટાળી રે, વર વરિયા મોહન વનમાળી રે. ૪
હું તો પ્રેમે અખંડ સુખ પામી રે, મળ્યા મુક્તાનંદના સ્વામી રે. ૫

### પદ ૩

મને રસિયો મોહન ઘણું પ્યારો રે, એક નિમિષ ન મેલું ન્યારો રે. ૧
મેં તો લોકડાંની લજ્જા ટાળી રે, મને લાગી છે ત્રિકમસંગ તાળી રે. ૨
એની આંખડી અધિક અણીયાળી રે, જોતાં મનમાં વસ્યા વનમાળી રે. ૩
મારે બેલડી બંધાણી હરિ સંગે રે, હું તો ભીંજી રહી રસિયાને રંગે રે. ૪
કરી કરુણા ગ્રહી છે મને હાથે રે, વા'લે મુક્તાનંદને નાથે રે. ૫

### પદ ૪

મેં તો સગપણ કીધું હરિ સંગે રે, અતિ આનંદ વાધ્યો છે મારે અંગે રે. ૧
મારા પુણ્યનો પાર ન આવે રે, મને રસિયોજી હસિને બોલાવે રે. ૨

મારો જનમ સુફળ કર્યો વા'લે રે, આપ્યો અખંડ સુહાગ નંદલાલે રે. ૩
મને રસિયાનો રંગ ચડ્યો ભારી રે, હું તો થઇ રહી જગથી ન્યારી રે. ૪
હું તો અતિશય આનંદ પામી રે, મળ્યા મુક્તાનંદના સ્વામી રે. ૫

## રાગ ગરબી–પદ ૧

યમુનાં તટ ગોકુળ ગામ રે, એ છે પૂર્ણાનંદનું ધામ રે. ૧
તહાં ગિરધર ગોપીયોને સંગે રે, કરે ખેલ રમે બહુ રંગે રે. ૨
ક્યારેક અનુભવ વાર્તા ઉચ્ચારે રે, સુણી ગોપી ગોપાળ મન ધારે રે. ૩
દેહ દેહીનું રૂપ દર્શાવે રે, તેમાં સત્ય સ્વરૂપ સમઝાવે રે. ૪
ક્યારેક વનમાં જઇને વનમાળી રે, ગાય ગિરિધર દઇ કરતાળી રે. ૫
ક્યારેક લઇ કર દડુલો દયાળ રે, છોડે સખાને ચુકે જો તાલ રે. ૬
ક્યારેક શિર પર ચરણ લગાડે રે, ક્યારેક કર ગ્રહી કાનજી જગાડે રે. ૭
કોઇ ધ્યાન ધરી રહે જો ગોવાળ રે, હસે દડુલો દઇને દયાળ રે. ૮
બે દડુલા વિરાજે જેને હાથે રે, એ છે અખિલ ભુવનના નાથ રે. ૯
એવી લીળા કરંતા લટકાળો રે, જુવે મુક્તાનંદ મમાળો રે. ૧૦

## પદ ૨

વા'લો ગોકુળિયામાં ગિરિધારી રે, કરે લીલા લાગે છે અતિ પ્યારી રે. ૧
એક સમે આનંદી રમે રંગે રે, સર્વે સખા નાચે તેને સંગે રે. ૨
તહાં ઝાન્ત્રીજ વૃષ્ટિ મંડાણી રે, લાગ્યાં પડવા ગગનથી પાણી રે. ૩
વાલો ગર્જ્યા ગોખમાં આવી રે, કરી આત્રા સઉને ભાવી રે. ૪
તેવે સમે સુંદર વર શોભે રે, જોઈ કોટિક કામ મન લોભે રે. ૫
નિત્ય સંધ્યા સમે આરતી થાય રે, તેની શોભા વર્ણવી નં જાય રે. ૬
ચડે પુષ્પના હાર અપાર રે, બોલે હરિજન જયજયકાર રે. ૭
ચડે ચંદન તુલસીના હાર રે, માથે ભ્રમર કરે ગુંજાર રે. ૮
તહાં વાજીંત્ર વાજે અપાર રે, તાલ મૃદંગ સરોદા સતાર રે. ૯
વીણા ઘુઘરં ને કરતાળ વાજે રે, મુક્તાનંદ કહે મોહન વિરાજે રે. ૧૦

પદ ૩

એક સમે વાલો રંગભર રમે રે, જોઇ વ્રજવાસિને ઘણું ગમે રે. ૧
નાચે નાથ ને વજાડે કર તાળી રે, ફરે ફુદડી રસિયો રૂપાળી રે. ૨
ચડે ચરણે ચંદન શુભ હાર રે, ધન્ય ધન્ય નિત્ય નવલા વિહાર રે. ૩
શોભે ઊર્ધ્વરેખા અતિ પ્યારી રે, જાઉં નિરખી બલહારી રે. ૪
નખપંગતિ નિરખિ મન લોભે રે, સાદી સુડણી પે'રીને ઘણા શોભે રે. ૫
કાંટ કસુંબલ ફેટે કરી કસિ રે, જેણે જોયા તેને મન રહ્યા વસિ રે. ૬
શિર લાલ સોરંગી ફેટો રાજે રે, પીળા પુષ્પના તોરા છાજે રે. ૭
કાજુ કેવડા તે કુંકુમે રંગી રે. ધરી ઊગર્યા ને નાચે નવરંગી રે. ૮
ઉર અનુપમ હાર સાર લેંકે રે, સુવા ચંદન અત્તર અંગ બેંકે રે. ૯
એવા અંગોઅંગ શોભાધામ રે, ગાય મુક્તાનંદ ગુણગ્રામ રે. ૧૦

પદ ૪

એક સમે સુંદર વર સંગે રે, ગાય નાચે ગોવાળ બહુ રંગે રે. ૧
એમ કરતાં અર્ધ નિશી થઇ રે, એક ગોવાળે ઉમંગી વાત કઇ રે. ૨
પ્રભુ ભેટવાનો છે ઘણો ભાવ રે, આજ આવ્યો છે અમારે ભલો દાવ રે. ૩
કરી પ્રીત કહે દેવ મુરારિ રે, તમે અનુપમ વાર્તા ઉચ્ચારિ રે. ૪
આવો એક એક મળો કરી પ્રીત રે, એ છે ઉત્તમ રસની રીત રે. ૫
વા'લે ઉર ધરી આલિંગન કીધું રે, વા'લે વા'લ્યપ વધારી સુખ દીધું રે. ૬
ભેટયા ભાવ કરી દીનદયાળ રે, કર્યા કૃતારથ ગોવિંદે ગોપાળ રે. ૭
તે ટાંણે જે ન આવી શક્યા કો'ક રે, ઘસી હાથને ઘણો કર્યો શોક રે. ૮
કરે લીલા કોડિલો સુખ દેવા રે, સુખ આપે તે ચિત્ત હરી લેવા રે. ૯
રૂડા રસિક જનની રીતિ રે, પિયે મુક્તાનંદ રસ પ્રીતે રે. ૧૦

---

રાગ ગરબી–પદ ૧

હો નવરંગી ગ્વાલની ગોરી, તજી માન તું આવની ઓ'રી; હો.
મારૂં હાણુ ચોરી કેમ ચાલી, થઇ છું જોબન મદ મતવાલી;
ખેંચી લેશ મહી કર ઝાલી. હો. ૧

તારો મદ દમણુ ગળી જાશે, નેખી વાત નવાઇના થાશે;
તારૂં મહીડું તે વનમાં વેરાશે. હો. ૨
મુક્તાનંદનો નાથ કે' પ્યારી, આપી દાણુ જાઓ સઉ કુમારી;
એમાં રહેશે લાજ તમારી. હો. ૩

પદ ૨

હો નંદનંદન નટવર દાણી, આવી બોલો માં વરવિ વાણી; હો.
નવા ફેલ કરો છો મુરારી, રોકો રાખો છો નિત્ય પરનારી;
એમાં જાશે લાજ તમારી. હો. ૧
નવી દાણુની રીત ન કીજે, પ્રેમે પાયે તે ગોરસ પીજે;
કેદી દાણનું નામ ન લીજે. હો. ૨
મુક્તાનંદના નાથ છો નાના, દાણુ જોર જણાવો છો શું કાના;
બોશો મર્મ રહેજ્યો હવે છાના. હો. ૩

પદ ૩

હો ગુજરડી ગુમાન જે તારૂં, તેને આ ઘડીએ હું ઉતારૂં, હો.
તારે ધન જોબન બળ ભારી, નથી બોલતી વેણુ વિચારી;
એમાં થાશે ફજેતી તારી. હો.
મારૂં મનડું તેયે રાજી થાશે, મહીડું ખેંચી ગોવાળિયા ખાશે;
તારૂં માન તેયે ગળિ જાશે. હો. ૨
મુક્તાનંદનો નાથ કે' તારી, મારે માનશું વેર છે ભારી;
નથી જાણુતી રીત અમારી. હો. ૩

પદ ૪

હો મનમોહન કુંજવિહારી, હું છઉં અબળા દાસી તમારી. હો.
મારે તમથી નથી કોઇ પ્યારૂં, વા'લા મારૂં તે સર્વ તમારૂં,
હું તો સરવસ તમ પર વારૂં. હો. ૧
પ્રેમે શ્યામ સુંદર વર પીજે, કે'વાનું હોય તે કે'જે;
મને પોતાની કરી લીજે. હો. ૨
સુણી વિનતિનાં વેણુ મુરારી, રિઝ્યા રસિકરાય સુખકારી;
જાય મુક્તાનંદ બલિહારી હો. ૩

## રાગ ગરબી–પદ ૧

સદ્ગુરુનંદસ્વામી સુજાણ રે,દ્વારકાંનાથ જાવા, કર્યું પ્રેમસહિત પરિયાણ રે. દ્વા. ૧
નિજસંબંધી અવધપુર વાસિ રે, દ્વા૦ તેણુ બોલિયા પ્રેમ પ્રકાશી રે. દ્વા. ૨
નિજ ભાઇ ભત્રિજા જેહ રે, દ્વા૦ સ્વામી સાર કર્યા છે તેહ રે. દ્વા. ૩
મુકયા સચ્ચિદાનંદ મુનેિ સંગ રે, દ્વા૦ વધ્યો સહુને અતિઉમંગ રે. દ્વા. ૪
ચાલ્યા ચોપે કરી દ્વિજ સોય રે, દ્વા૦ વાટે વિલંબ કરે નહિ કોય રે. દ્વા. ૫
ગયા ગોમતીમાં પ્રેમ કરી ધાયા રે, દ્વા૦ કર આપીને ગોમતી નાહ્યા રે. દ્વા. ૬
થઇ સચ્ચિદાનંદને સમાધિ રે, દ્વા૦ રહ્યા ઉનમની આસન સાધી રે. દ્વા. ૭
દ્વિજે અતિશે જગાડિ જોયા ત્યારે રે, દ્વા૦ નવ જાગ્યા મુકીને ગયા ત્યારે રે. દ્વા. ૮
ખમી શકયા ન વિરહનો તાપ રે, દ્વા૦ લીધી આરંભડે જઇ છાપ રે. દ્વા. ૯
કર આપીને દર્શન કીધાં રે, દ્વા૦ કહે મુક્તાનંદ કાજ સીધાં રે. દ્વા. ૧૦

### પદ ૨

મુનિ જાગ્યા સમાધિમાંથી સોય રે, રણછોડરાય જોવા;
સંગે વિપ્ર ન દીઠા કોય રે. રણ૦ ૧
ગયા ગોમતીમાં કરવા સ્નાનરે, રણ. સહ્યું ગુગળીનું અતિ અપમાનરે. ર. ૨
તેણે ગોમતી ના'વા ન દીધા જ્યારેરે,રણ. મુનિ ત્રણ ઉપવાસ કર્યા ત્યારેરે. ર. ૩
મુનિ નાહ્યા વિના કરી સંતાપરે, રણ. ગયા ચોપે શું લેવા છાપરે. ર. ૪
આવ્યા આરંભડે તતકાળરે, રણ. જોયો લાંઘણચોરો વિકરાળરે. ર. ૫
મુનિ દીન થઇ માગી છાપરે, રણ. મને છાપ દઇ ટાળો સંતાપરે. ર. ૬
તેણે દામ વિના છાપ ન દીધીરે, રણ. મુનિ ત્રણ લાંઘણ ત્યાં કીધીરે. ર. ૭
ગયા છાપ વિના શંખોદ્ધારરે, રણ. પહોચ્યા રણછોડરાયને દ્વારરે. ર. ૮
સહ્યું પોળિયાનું અતિ અપમાનરે, રણ. મુનિ ભજે અખંડ ભગવાનરે. ર. ૯
કીધા ત્યાં પણ પાંચ ઉપવાસરે, રણ. કહે મુક્તાનંદ અતિ પ્યારારે. ર.૧૦

### પદ ૩

જોઇ સચ્ચિદાનંદની પ્રીતરે, રણછોડરાય રિઝયા;
જોઇ સર્વ અલૌકિક રીતરે. રણ. ૧
રહ્યો જામનિનો પો'ર ચોથો જ્યારેરે, ર દીધું અંતરમાં દર્શન ત્યારેરે. ર. ૨

જેવું અંતરમાં દર્શન દીધુંરે, રણ. તેવું આ'ર પ્રગટ રૂપ કીધુંરે. ર. ૩
મુનિ નેણ ઉઘાડી જ્યારે જોયુંરે, રણ. જોઇ પ્રગટ સ્વરૂપ મન મોહ્યુંરે. ર. ૪
વા'લે હસીને મૂકયા છે માથે હાથરે, રણ. પ્રેમે બોલ્યા અખિલ જગનાથરે. ર. ૫
મુનિ માગો તે વરદાન આપુંરે, રણ. તારાં સર્વે સંકટ કાપુંરે. ર. ૬
મુનિ સચ્ચિદાનંદ સમય જાણીરે, રણ. બોલ્યા બેઉ કર જોડી વાણીરે. ર. ૭
પ્રભુ અમારે તમ સંગ પ્યારરે, રણ. અહીંયાં ગુગળીને અર્મપર ખારરે. ર. ૮
માટે આવો અમારે સાથરે, રણ. કરો હરિજન સઉને સનાથરે. . ૯
માગ્યો એ વર અંતરજામીરે, રણ. આવો મુક્તાનંદના સ્વામીરે. ર.૧૦

પદ ૪

બોલ્યા પ્રેમે કરી સુખધામરે, સાંભળો સંત વાણી;
મોટા સંત મારા આતમારામરે. સાં૦ ૧
હું તો ભકત આધીન કહેવાઉરે, સાં૦ સાધુ વેચે ત્યાં વેચાઉરે. સાં૦ ૨
તમે ઉદ્ધવને આશરે જેહરે, સાં૦ મારે ઉદ્ધવ સમાન છે તેહરે. સાં૦ ૩
અહિંયાં તમ પર સઉને દ્વેષરે, સાં૦ તેને ઉર થયો લોભ પ્રવેશરે. સાં૦ ૪
માટે આવીશ તમારે સંગરે, સાં૦ એમાં થાશે તે સૌને ઉમંગરે. સાં૦ ૫
હું વસીશ આવીને વરતાલરે, સાં૦ તેણે મુજ સંગ વાધશે વા'લરે. સાં૦ ૬
મારો સાજ સર્વ સંગ લાવીરે, સાં૦ તિયાં રહીશ હું ધામ બનાવીરે. સાં૦ ૭
મારો અહિં તેવો તિયાં નિત્ય વાસરે,સાં૦ જોશે હરિજન અધિક પ્રકાશરે. સાં૦ ૮
તમે જેવી રીતે વર માગી લીધોરે, સાં૦ મેં તેવીજ રીતે સત્ય કીધોરે. સાં૦ ૯
એમ કહી થયા અંતરધાનરે, સાં૦ કહ્યું મુક્તાનંદ ભગવાનરે. સાં. ૧૦

---

રાગ ગરબી-પદ ૧

એને ઉદ્ધવ સંગાથે અતિ પ્રીતડી રે, જાણી ઉદ્ધવને આશરે સંત,
રણછોડરાય વરતાલ આવીયા રે;
એ તો ભકત આધીન સદા સ્યામળોરે, રાખ્યું બિરદ પોતાનું ભગવંત. રણ. ૧
મુનિ સચ્ચિદાનંદ સંગ ચાલિયારે, જોઇ સાધુની સાચી પ્રીત; રણ.

ગૃહી ત્યાગી ઉદ્ધવને આશરેરે, વા'લો કરવા સહુને પુનિત. રણુ. ૨
રૂડી ફાગણુ શુદી એકાદશીરે, તે દિ પ્રેમે પધારિયા શ્યામ; રણુ.
વા'લો આવી વસ્યા વરતાલમાંરે, કર્યું વરતાલ ગામ નિજ ધામ. રણુ. ૩
જેમ શ્વેતદ્વીપથી પધાર્યા દ્વારકાંરે, તેમ દ્વારકાથી આવ્યા વરતાલ; રણુ.
વા'લો ભક્ત વત્સલ બિરુદ રાખવારે, કરી સેવકસંગાથે ઘણી વાલ્ય. રણુ. ૪
વા'લે સરોવર રૂપે કરી ગોમતીરે, થયા લક્ષ્મીનારાયણુ આપ; રણુ.
સંઘ આવે તે ગોમતીમાં નાહીનેરે, છાપ લેતાં ટળે મહા પાપ. રણુ. ૫
આવે જાત્રાયે લોક સહુ દેશનારે, કરી દર્શન પામે આનંદ; રણુ.
જે જે નયણુ ભરી જુવે નાથનેરે, તેના ટાળે છે ભવના ફંદ. રણુ. ૬
ભાવે ગાય શિખે ને સાંભળેરે, જડો કૃષ્ણપ્રસાદ સુખ રૂપ; રણુ.
છુટે નરનારી મહા પાપથીરે, પામે વૈકુંઠ ધામ અનુપ. રણુ. ૭
વા'લે કળિમધ્ય અતિ કરૂણા કરીરે, તેનો મર્મ ન જાણે મતિમંદ; રણુ.
વા'લો મુક્તાનંદનો નાથજીરે, પોતે વાસુદેવ જગવંદ. રણુ. ૮

## રાગ ધોળ-પદ ૧

જીરે ધન્ય ધન્ય આ ભૂમિનાં ભાગ્ય કૃપાનિધાન કૃપા કરી;
જીરે પધારિયા પૂરણ 'બ્રહ્મ' સદ્ગુરૂ રૂપે શ્રીહરિ. ૧
જીરે ધન્ય ધન્ય સતસંગી સંત, જેહને તે દર્શન આપિયાં;
જીરે ટાળ્યા જન્મ મરણુના તાપ કર્મનાં બંધન કાપિયા. ૨
જીરે આજ આનંદ અંગ ન માય નવલા તે નેહ વધારિયા;
જીરે આજ અમૃતના વુઠા મેઘ પુરુષોત્તમ પધારિયા. ૩
જીરે તહાં માનિની મંગળ ગાય, વાજીંત્ર વાજે અતિ ઘણાં;
જીરે ઉડે આનંદકેરી છોળ વૈષ્ણવ જનને વધામણાં. ૪
જીરે વા'લો સોળ કળામય શ્યામ નિરખિને નયણાં સુફળ થયાં;
જીરે તે તો પુણ્ય પવિત્ર નરનાર્ય ભાગ્ય ન જાયે કહ્યાં. ૫
જીરે આજ પ્રગટ્યા કોટી કલ્યાણ હરખે ઉર ધાર્યા હરિ;
જીરે મુક્તાનંદ તે તદરૂપ ગરભવાસ નાવે ફરી. ૬

પદ ૨

જીરે મારાં પુણ્યતણો નહિ પાર મોહન વર મુજને મળ્યા;
જીરે કરી અમઉપર ઘણી મહેર બોલે પોતાને પોતે પળ્યા. ૧
જીરે કીધી સેવકજનની સાર કાનડ વર કોડામણો;
જીરે એનાં નિરખ્યા જેવાં નેણ નિરખિ નિરખિ જાઉં ભામણે. ૨
જીરે સાંભળવા સરખાં વેણ સાંભળતાં ચિત્ત હરે;
જીરે વા'લો નટવર નવલી પેર લીલા અલૌકિક નિત્ય કરે. ૩
જીરે મેં તો પ્રેમે પિયુનો હાથ ઉર ધરી હારદ જાણીયું;
જીરે લીધા ઉર ઉપર અલબેલ મનગમતું સુખ માણિયું. ૪
જીરે મને મુખથી દીધો તાંબૂલ અધર અમૃતરસ પાઇને;
જીરે એની સેજડલીનાં સુખ મુખથી તે ન શકું ગાઇને. ૫
જીરે એ તો વિરહિને હરિશું વિહાર અમૃતસમ ગ્રાન ગાય છે;
જીરે મુક્તાનંદ મૂર્ખ લોક તેહને તો વિષરામ થાય છે. ૬

---

રાગ ગરબી—પદ ૧

મારૂં તમ સાથે મન મોહ્યું રે, સુંદર સ્યામળીયા;
મુજ સામું જે દિનથી જોયું રે. સું૦ ૧
મને નેણની સાને વશ કીધીરે, સું૦ મને પોતાની કરી લીધી રે. સું૦ ૨
મને હસિને હેતશું બોલાવીરે, સું૦ મને લાલચ ખુબ લગાવી રે. સું૦ ૩
વા'લા આવો અમારે ઘેર રે, સું૦ કરો મુક્તાનંદ પર મે'ર રે. સું૦ ૪

પદ ૨

મારે મંદિર આવો માવરે, નટવર નંદનંદા;
મને ભેટ્યાનો ઘણો ભાવ રે. નટ૦ ૧
વા'લો અંગો અંગ ફુલડાં ધારીરે, નટ૦ મને ભાવેશું બેરા મુરારીરે. નટ૦ ૨
મેં તો તમ અરથે તન કીધુંરે, નટ૦ મેં તો સરવસ તમને દીધુંરે. નટ૦ ૩
મારી આશા પુરી કરો આધારરે, નટ૦ કરો મુક્તાનંદ પર પ્યારરે. નટ૦ ૪

પદ ૩

મારે તમસંગ સગપણ બાંધ્યુંરે, કાનવર કોડિલા;
જેમ રાંકને રતન લાધ્યુંરે. કા૦ ૧
મને લાગ્યો તમારો રંગરે, કા૦ મને ગમે તમારો સંગરે. કા૦ ૨
હવે આલિંગન કરી સુખ આપોરે, કા૦ મારી પ્રેમની તે વેદના કાપોરે. કા૦ ૩
કરી છે મર્મની વાત મન ધારજ્યોરે, કા૦ મુક્તાનંદનું કારજ સારજ્યોરે. કા૦ ૪

પદ ૪

મારી અરજી અંતર ધારોરે, મોહન મનગમતા;
વેગે કામિનીનું કારજ સારોરે. મો૦ ૧
મારૂં તનડું તપે છે તમ કાજરે, મો૦ ઘણું કહેતાં લાગે છે લાજરે. મો૦ ૨
મને પળ જુગ જેવી થાયરે, મો૦ તમ વિના ક્ષણ ન રહેવાયરે. મો૦ ૩
આવો પ્રેમે અધરરસ પીજેરે, મો૦ મુક્તાનંદ પર કરુણા કીજેરે. મો૦ ૪

---

રાગ વેરાડી—પદ ૧

મનોહર મૂરતિ મનોહર મૂરતિ, મારા મનમાં ચોટી માવ;
સુંદર શ્યામ મનોહર મૂરતિ. ટેક.
સુંદર પાઘ સોયામણી શોભે, સુંદર ભાલ વિશાળ;
સુંદર નેણુની સાનમાં, મારૂં મન હર્યું તતકાળ. સું૦ ૧
હિંડળતો શુભ હાર ગળામાં, જોઇને જાદવરાય;
મનડું મોહન ભેટવા, મારૂં અતિ ઘણું અકળાય. સું૦ ૨
ચટકા કરતી ચાખડી પેરી, ચાલો છો સુંદર શ્યામ;
મોહન આડી મીટમાં, કીધું ઘેલું ગોકુળ ગામ. સું૦ ૩
મુખ જોયા વિન સુખ નહિ, લાગી રટના આઠો જામ;
મુક્તાનંદના નાથજી, હું તો ભુલી ઘરનું કામ. સું૦ ૪

પદ ૨

કીધી મેં તો પ્રીતડી, કીધી મેં તો પ્રીતડી, તમ સાથ કોડિલા કાન;
સાચા મેળથું કીધી પ્રીતડી. ટેક.

ચાત્રકની પેર શ્યામળા મારી, તમશું બાંધી ટેક;
વાલમજી તમને વરી, હું તો સમઝી સાર વિવેક. સા૦ ૧
મોરલડીના નાદમાં, મારું ચિ૦ થયું ચકચુર;
મોહન લાગી મેહની, હવે ગ્હી ન શકું દૂર. સા૦ ૨
સુપન તુલ્ય સંસારિયો, મારા મનમાં ભાશે માવ;
તમે સાથે મન માનિયું, મારા નેહ વધારણ નાવ. સા૦ ૩
છ્જનો ડંસ વાગીયો, મારે નેહ થયો તમ સંગ;
મુક્તાનંદના નાથજી, હું તો રાચિ તમારે રંગ. સા૦ ૪

પદ ૩

નટવર નાથજી નટવર નાથજી, આવો મંદિર મારે માવ;
નાગર છેલ છબિલા નાથજી. ટેક૦
સેજ સમારી ફૂલડે સુંદર, કોડિલા તમ કાજ;
તમ અરથે તનડું કર્યું, મેં તો વાલમજી નજરોજ. ના૦ ૧
લોકડિયાની લાજમાં હું તો, નથી બંધાણી નાથ;
છેલ છબીલા શ્યામળા, મારો માવ ગ્રહ્યો તમે હાથ. ના૦ ૨
શું કહી દાખું શ્યામળા મોહન, છો ઘણું જાણ સુજાણ;
મીનની પેરય માવજી, મારા તમશું બાંધ્યા પ્રાણ. ના૦ ૩
જીવનદોરી જાદવા મારી, કેમ રહું પળ દૂર;
મુક્તાનંદના નાથજી, હવે રહેવું નેણ હજુર. ના૦ ૪

પદ ૪

જીવું છું જોઇને જીવું છું જોઇને, તારું મુખડું મોહનલાલ;
સુંદર શ્યામ જીવું છું જોઇને. ટેક૦
મુખ તમારું માવજી જોવા, લોચનીયાં અકળાય;
અણદીઠે પળ એક તે, જુગ કોટિક જેવી થાય. સુંદર. ૧
અમલિડાની પેરય અમારે, દરશન જોયે દેવ;
એવું જાણી અલબેલડા, આપો ચરણકેરી સેવ. સુંદર. ૨

મુખની પૂર્ણ મોહની લાગી, જીવ જોયા વિન જાય;
મીન વિછોયું નીરથી, તેને કેમ સુખી રહેવાય. સુંદર. ૩
પ્રેમના ફંદમાં હું પડી, મારે ઝેર થયો સંસાર;
મુક્તાનંદના નાથજી, મારે એક તમે આધાર, સુંદર. ૪

રાગ કલ્યાણ–પદ ૧

હો નંદનંદ આવોને મારે મો'લ રે;

વાટડી જોઇને રહી છું વાલમરે, હારે સત્ય માની તમારા બોલરે. હો૦ ૧
ગુણસાગર તારા ગુણમાં લોભાણીરે, હારે બીજું નવ દેખું તમ તોલરે. હો૦ ૨
બપૈયાની પેરે બની છું રે, હારે મારે મટી ગઇ મનડાની ડોલરે. હો૦ ૩
મુક્તાનંદ કહે મહાપ્રભુજીરે, હારે શું સમજીને દીધા કોલરે. હો૦ ૪

પદ ૨

હોજી રંગભીના રસિલા આવો આજ રે;

ફૂલડે સેજ સમારી સુંદરરે, હારે મારી સુફળ કરોને મજરાજરે. હો૦ ૧
નટવર નૌત્તમ જોબન મારરે, હારે હું તો રાખી રહી છું તમ કાજરે. હો૦ ૨
કમળાવર તમને શું કહીયેરે, હારે ઘણું કહેતાં લાગે છે લાજરે. હો૦ ૩
મુક્તાનંદ કે' માન વધારોરે, હારે ગુણસાગર ગરીબ નિવાજરે. હો૦ ૪

પદ ૩

હો કાનુડા ચપળ ચિત્ત ચોર રે;

શોકલડી સાથે લોભાણારે, હારે તમે અમને તો ભાખ્યા ચોરરે. હો૦ ૧
શું કરવા ચિત્ત ચોર્યું અમારૂંરે, હરિ હવે કરશું પાધરા દોરરે. હો૦ ૨
લલચાવી લટકતાં મેલોરે, હારે એવો કયાંથી શીખ્યા કુનોરરે. હો૦ ૩
મુક્તાનંદ કે' પ્રાણથી પ્યારારે, હારે તમે નટવર નંદકીશોરરે. હો૦ ૪

પદ ૪

હો ગિરિધારી હો ધિરા ધિરા આજરે;

મનગમતું કરેરે શું મોહનરે; હરિ ફરી ન કરો આવાં કાજરે. હો૦ ૧

બો'ત દિવસની દાઝ છે દીલમાંરે, હરિ હવે મેટે લગુરી મા'રાજરે. હો૦ ૨
મુખડે તે બીજું ને મનમાં તે બીજુંરે, હરિ તમે દેખંતા દગાબાજરે. હો૦ ૩
મુક્તાનંદ કહે મહીડું લેતાંરે, હરિ ગયા ગિરધર લોપીને લાજરે. હો૦ ૪

---

રાગ ગરબી–પદ ૧

મારે ઘેર આવ્યા રે, સુંદર વર શ્યામળીયો;
હરખ ભરી હું હરિને નિરખુંરે, પ્યારો પ્રિતમ પાતળિયો. મારે૦ ૧
સુખડું દેવાને મન હરી લેવા, અમ પર અદળક ઢાળિયો મારે૦ ૨
જાળવિયું જોબન જે સારૂં, તે અવસર આજ મળિયો. મારે૦ ૩
લક્ષ્મીનો વર લાડકવાયો, અકળ ન જાય કળિયો. મારે૦ ૪
આશ્ચર્ય વાત સેજડિએ આવ્યા, બોલ પોતાને પળીયો. મારે૦ ૫
મુક્તાનંદ મોહનની મહેરે, ખોયા દિનો ખંગ વળીયો. મારે૦ ૬

પદ ૨

મારે મન માન્યારે, મોહન મોરલીવાળો;
કસુંબલ પાઘ કેસરિયો જામો, નિરખી નયણુનો ચાળો. મારે૦ ૧
કોઇ કહેશે તમે શું લઈ બેઠાં, કુળનો ધર્મ ન પાળ્યો. મારે૦ ૨
લોકની લાજ મરજાદ ન માનું, હરિવર છેલછોગાળો. મારે૦ ૩
ત્રિભુવનમાં એવી નારી ન દેખું, ન ચળે જોઇ કા'ન કાળો. મારે૦ ૪
જેને વર્યે જમ ત્રાસ ન નાશે, તે વરને લઇ બાળો. મારે૦ ૫
એવું વિચારી લાડકડી લક્ષ્મી, વરી મોહન મરમાળો. મારે૦ ૬
મુક્તાનંદ મોહન વર મળતાં, ઢળ્યો અલૌકિક હાળો. મારે૦ ૭

પદ ૩

સુખની સીમા રે, વ્રજના વાસી માણે;
લોકડીમાંની ઘા'રે બંધાણાં, અવળાને સવળું જાણે. સુખની૦ ૧
પટ દર્શનમાં ખોળ્યો ન લાધે, નરહરિ નેતરં તાણે. સુખની૦ ૨
જે સુખને બ્રહ્મા ભવ ઇચ્છે, સુગમ થયું આ ટાણે. સુખની૦ ૩

વેદીયા વાદ કરી કરી થાક્યા, અગમ અગાધ વખાણે. સુખની૦ ૪
ચતુરાઇએ સ્વપ્નામાં ન આવે, ન મળે નટવર નાણે. સુખની૦ ૫
મુક્તાનંદ એ મરમ અલૌકિક, પ્રેમી ઉરમાં આણે. સુખની૦ ૬

પદ ૪

મારે મન વસિયા રે, ગુણવંતા ગિરધારી;
શ્યામ વિના મુને કામ ન સુઝે, વિરહની વેદના ભારી. મારે૦ ૧
કા'ન કુંવર સારૂં મેં સજની, લોકની લાજ વિસારી. મારે૦ ૨
દિવાની સરખી થઇ ડોલું, હાંસી કરે નરનારી. મારે૦ ૩
કાળજડું કોરીને પેઠી, કા'નનયણ કટારી. મારે૦ ૪
ઘાયલની ગતિ ઘાયલ જાણે, શું જાણે સંસારી. મારે૦ ૫
મુક્તાનંદ મોહનને મળતાં, થઇ રહી જગથી ન્યારી. મારે૦ ૬

પદ ૫

મારૂં મન હરીયું રે, શ્યામળિએ સુખ દઇને;
હાવ ભાવ કરી હેત ધરીને, કામણગારું કહીને. મારૂં૦ ૧
છોકરડે છેતરિયાં સજની, વિઠ્ઠલે વ્રજમાં રહીને. મારૂં૦ ૨
વિરહનો તાપ દીધો વાલીડે, મોહન મથુરાં જઇને. મારૂં૦ ૩
ધરચના એ નો'તા ધુતારા, આવડયું ઉપદેશ લઇને. મારૂં૦ ૪
ધૂર્તપણું ધુતારામાં પેઠું, ધુતીને સંગે થઇને. મારૂં૦ ૫
મુક્તાનંદ મોહન વિના વ્રજમાં, કેમ રહેસું દુઃખ સહીને. મારૂં૦ ૬

પદ ૬

ધરચનો એ છે રે, ધૂર્તપણામાં પુરો;
કુબજ્યાને કોઇ દોષ મ દેજ્યો, નહિ વ્રજચંદ અધુરો. ધરચનો૦ ૧
વૃંદાનું વ્રત ભંગ કરાવ્યું, તે દીનો છળમાં શૂરો. ધરચનો૦ ૨
એને જે અનુસરિયાં સજની, જ્યાં જુવો ત્યાં ઝુરો. ધરચનો૦ ૩
સુર્પનખાનું નાક ઉદાળ્યું, એવો સદાય અસુરો. ધરચનો૦ ૪
અમથું પ્રીત કરી એણે પહેલી, રહેતો હમેશ હજુરો. ધરચનો૦ ૫
મુક્તાનંદ મતલબનો અર્જી, ગર્જ સર્યે થયો દૂરો. ધરચનો૦ ૬

પદ ૭

બાળસનેહિ રે, મોહન મુજને ગમતા;

મથુરા જઈ મોધા થઈ બેઠા, પહેલાં તો ભેળા ભમતા. બાળ૦ ૧
આજ તો અમને દર્શન દુર્લભ, જોડે બેસીને જમતા. બાળ૦ ૨
અણુતેડ્યા વાંસે આવીને, રસિયો રંગભર રમતા બાળ૦ ૩
જે કહેતાં તે કામજ કરતા, નટવર રહેતા નમતા. બાળ૦ ૪
જોગી જેવો વેષ જણાવી, દેહ પ્રાણને દમતા. બાળ૦ ૫
મુક્તાનંદ મોહનની લીલા, રાખતા શીલ ને સમતા. બાળ૦ ૬

પદ ૮

પ્રીત પૂરવની રે, નાથ ન મુકી દેજ્યો;

બહુનામી તમ સાથે બંધાણી, શ્યામ સંભાળી લેજ્યો. પ્રીત૦ ૧
બોલ કોલ દીધા જે બળવંત, ગુણવંત દઢ કરી ગ્રહેજ્યો. પ્રીત૦ ૨
નગણી નારી વરે સમરથને, અવગુણ એની પેરચ સહેજ્યો. પ્રીત૦ ૩
પોતાની જાણીને પ્રીતમ, કહેવું ઘટે તે કહેજ્યો. પ્રીત૦ ૪
પાસે રાખો તો પાડ ઘણો માનું, નજર કરંતા રહેજ્યો. પ્રીત૦ ૫
મુક્તાનંદ કહે મહેર તમારી, નિર્ભય ફરકે નેજો. પ્રીત૦ ૬

પદ ૯

તમસંગ લાગી રે, ત્રિકમ મુજને તાળી;

અસત જગતની આશ તજીને, વરિયા વર વનમાળી. તમ૦ ૧
સગાં સંબન્ધી સાહુ મળી મુજને, કહે છે કાનુડાવાળી. તમ૦ ૨
તમને ભજતાં આડ્ય કરે તે, સુખ સંપત દેઉં બાળી. તમ૦ ૩
શિર જાયે તોય શ્યામ ન મુકું, લોકની લાજ પણ ટાળી. તમ૦ ૪
ત્રિભુવનનાથ વરી હું તમને, નહિ કોઇની ઓશિયાળી. તમ૦ ૫
મુક્તાનંદ કહે મહેર કરીને, શામળે લીધી સંભાળી. તમ૦ ૬

પદ ૬૦

મારે ઘેર રહેજ્યો રે, રસિયા રંગભર રમતા;
શોકડલીને વેણે વાલડા, ભૂધરજી રખે ભમતા. મારે૦ ૧
જોઈએ તે આણિ આણિ આપુ, મેવા મીઠાઈ જમતા. મારે૦ ૨
ત્રણ વાંકે વઢજ્યો વાલમજી, દરદ લગાડી દમતા. મારે૦ ૩
વાંકુ વેણ ન બોલું વ્હાલાને, ચિત્તમાં લાવિશ સમતા. મારે૦ ૪
એક પગભર અમે ઉભલાં રહેશું, મુકીને મનની મમતા. મારે૦ ૫
મુક્તાનંદ કહે મોજ કરોને, છો ગિરધર મનગમતા. મારે૦ ૬

રાગ ગરબી–પદ ૧

સખી ધન્ય ધન્ય વ્રજનો વાસ, ધન્ય નંદરાણી રે;
જેના પુત્ર થયા પરબ્રહ્મ, વેદે વખાણી રે. ૧
સખી ધન્ય ધન્ય નંદજી તાત, હરિને લડાવે રે;
જેનો મહિમા શારદા શેષ, નારદ ગાવે રે. ૨
સખી ધન્ય ધન્ય જમુના તીર, જ્યાં હરિ ડોલે રે;
આણે અવસર તીરથ કોઇ, ના'વે તેને તોલે રે. ૩
સખી ધન્ય ધન્ય ગોપ ગોવાળ, હરિના સંગી રે;
જેને સંગે શ્યામ સુજાણ, રમે બહુ રંગી રે. ૪
સખી ધન્ય ધન્ય આપણું ભાગ્ય, હરિવર મળિયા રે;
હવે ખોયલા દીવસના ખત, સરવે વળિયા રે. ૫
સખી વ્રજવાસીનાં ભાગ્ય, વેદ વખાણે રે;
મુક્તાનંદ કહે મોહન સંગ, મહાસુખ માણે રે. ૬

પદ ૨

સખી ગોકુળ ગામનું ભાગ્ય, નવ જાયે કળિયું રે;
વ્હાલે સર્વે લોકથી સરસ, કર્યું નંદ ફળિયું રે.
સખી નિત્ય નિત્ય નંદને દ્વાર, ઉત્સવ થાય રે;

ઉડે આનંદ કેરી છોળ, ગોપીયો ગાય રે. ૨
સખી ધન્ય આ ભૂમિનાં ભાગ્ય, જ્યાં હરિ નાચે રે;
તેને નિરખી ગોપી ગોપાળ, રંગમાં રાચે રે. ૩
સખી સ્નેહની નજરે નાથ, સહુને ભાળે રે;
ઘણું મગન કર્યા પ્રસ્નાત, કાંનક કાળે રે. ૪
સખી નિત્ય નિત્ય આનંદ કેળ્ય, કરે અવિનાશી રે;
જેના દર્શન કારણ દેહ, દમે વનવાસી રે. ૫
સખી શારદા નારદ શેષ, પ્રજરેજ વદે રે;
જીહાં મુક્તાનંદનો નાથ, રમે આનંદે રે. ૬

પદ ૩

સખી નંદતણે દરબાર, આનંદ એલી રે,
તેને નિરખી સહુ વ્રજનારિય, ફરે છે ઘેલી રે. ૧
સખી બ્રહ્મા ભવ સુરરાજ, વ્રજ ગુણ ગાવે રે;
જીહાં પ્રગટ પૂરણ બ્રહ્મ, ધેનું ચરાવે રે. ૨
સખી જીવજંતુ વ્રજમાંહિ, તે બડભાગી રે;
જેની તાળી ત્રિભુવનરાય, તે સંગ લાગી રે. ૩
સખી વ્રજનાં વેલી ને વૃક્ષ, ધન્ય ધન્ય કાંવે રે;
જેની છાયામાં સુંદર સ્યામ, વેણુ વજાવે રે. ૪
સખી વૃંદાવનની ભૂમિ, શ્રેષ્ઠ કહેવાણી રે;
જીહાં ચરણ ધરે સુખ રૂપ, શારંગ પાણી રે. ૫
જીહાં કમળાએ કીધો નિવાસ, હરિસંગ રમવા રે;
સખી મુક્તાનંદના નાથ, તે મન ગમતા રે. ૬

પદ ૪

સખી ધન્ય ધન્ય શ્રી ગિરિરાજ, હરિ કર ધાર્યો રે;
જેનો ચૌદ ભુવનમાં સ્યામ, જશ વિસ્તાર્યો રે. ૧
વાલે ઇન્દ્રનું મોડ્યું માન, વ્રજજન કાજે રે;

ધર્યો એક કરે દિન સાત, ગિરિ વ્રજરાજે રે. ૨
સખી વ્રજવાસિને તુલ્ય, કોઇ ન દેખું રે;
જેને વશ થયા વૈકુંઠનાથ, ધન્ય ધન્ય લેખું રે. ૩
સખી જે નિશદિન હરિસંગ, મહારસ માણે રે;
તેના પુણ્યનો શંકર શેષ. પાર ન જાણે રે. ૪
સખી વ્રજવાસી જે જન, ધન્ય ધન્ય કા'વ્યા રે;
નિસ ભાવ વધ્યો ભરપુર, હરિ મન ભાવ્યા રે. ૫
સખી આપણાં ભાગ્ય અપાર, હરિસંગ રમતાં રે;
સખી મુકતાનંદના નાથ, ને મન ગમતાં રે. ૬

પદ ૫

સખી વાંસલડી વ્રજમાંહિ, સહુને સાલે રે;
એ તો શોકયતણી પેરય સ્યામ, ને સંગ મા'લે રે. ૧
એને કરથી ન્યળ એક કા'ન, ધરે નહિ હેઠી રે;
એ તો વેરણ થઇ વ્રજ માંહિ, કયાંથી પેઠી રે. ૨
એ તો આપણો માલ અપાર, નિશદિન લુંટે રે;
કરે અધર અમૃતનું પાન, તાર ન તુટે રે. ૩
સખી શોકયલડીથી શાલ, વંશીનું ભારી રે;
એને મુખચકી મોહનલાલ, કરે નહિ ન્યારી રે. ૪
સખી વન સહુ વંશીની જાત, મન ઘણું હરખે રે.
તે માને છે મોટા ભાગ્ય, નેણે જળ વરખે રે. ૫
સખી જે જળ પીને વાસ, વધ્યો તો વનમાં રે;
તે નદી કમળસમેત, ફૂલી મનમાં રે. ૬
સખી વાંસલડીની જાત્ય, નહિ કાંઈ છાની રે;
એ તો મુક્તાનંદના નાથ, ને મન માની રે. ૭

પદ ૬

વ્હાલો નિસ નંદજીને દ્વાર, રમે ગિરધારી રે;
સંગે ગ્વિાળોને મનમાંહિ, ગ્વાલ વ્રજનારી રે. ૧

વ્હાલો વાંકાં ચુંકાં કહી વેણ, સહુને હસાવે રે;
કરે મર્મની વાત એશાર, મન ઘણું ભાવે રે. ૨
વ્હાલો ચાલે ચટકતી ચાલ્ય, આયા હોવા રે;
કરે કરનાં લટકાં કા'ન, મનડું મો'વા રે. ૩
વ્હાલો છાના કરે બહુ ચેન, કોઇ ન જાણે રે;
એની મીટયમાં મોહન વેલ્ય, મનડું તાણે રે. ૪
એ તો મંત્ર ભણી ભણી માવ, મોરલી વાય રે;
તેને સાંભળતાં નરનારય, વશ થઇ જાય રે. ૫
એ તો મોહ પમાડયાના મંત્ર, મુખથી બોલે રે;
વ્હાલો મુક્તાનંદનો નાથ, મગન થઇ ડોલે રે. ૬

પદ ૭

વ્હાલો નિત્ય નિત્ય નૌત્તમ વેશ, ધરે વનમાળી રે;
તેને નિરખીને ગોવાળ, વજાડે તાળી રે. ૧
વ્હાલો મોર મુગટ ધારી માવ, નટવર નાચે રે;
તેને જોઇને ગોપી ગોપાળ, મન ઘણું રાચે રે. ૨
માથે લાલકસુંબી પાઘ, તોરા લે'કે રે;
પહેર્યા જરકશી જામો સુરંગ, અંતર લેકે રે. ૩
બાંધ્યા ફુલડાંના બાજુબંધ, હાર વિરાજે રે;
કાને કુંડળ મકરાકાર, રવિશશી લાજે રે. ૪
કેડયે ઘુઘરડીનો ઘેર, ઘમકે ભારી રે;
તેને સુણતાં સઉ વ્રજમાંહિ, મોહ્યાં નરનારી રે. ૫
કેડે ચંદન ખોર સમેત, સુંદર છાજે રે;
મુક્તાનંદ મહાસુખરૂપ, વ્રજમાં વિરાજે રે. ૬

પદ ૮

મારે મંદિર આવો માવ, તનપર વારી રે;
મેં તો તમસંગ રમવા કાજ, સેજ સમારી રે. ૧

મેતો તમને અરપ્યું તન, શ્યામ સુહાગી રે;
મારો હાથ ગ્રહો મહારાજ, કરો બડભાગી રે. २
મારા મનમાં મોટી આશ, તે તમે જાણો રે;
મારૂં મનગમતું કરી માવ, મોજું માણો રે. ३
વ્હાલા અધરે અમૃતની આશ, પ્યારા, બુઝાવો રે,
મને મેળ્યાનો બહુ ભાવ, મંદિર આવો રે. ४
તમે બ્રહ્માદિકના ભૂપ, શું ઘણું કહીયે રે;
મુને આપો અખંડ સુહાગ, સ્થિર થઇ રહીયે રે. ५
બીજા અવળા જીવ અનેક, પતિ તમે પ્યારા રે;
મુક્તાનંદ કહે મહારાજ, રહો કેમ ન્યારા રે. ६

પદ ૬

મારે તમસંગ પુરણ પ્રીત, બીજે ન રાચું રે;
હુંતો તમ વિના સમપણ સ્યામ, ગણું સર્વે કાચું રે. १
મેં તો લોકની લાજ મરજાદ, સઘળી તોડી રે;
મેં તો શિરસાટે તમસંગ, પ્રીતિ જોડી રે. २
હું તો સ્વપ્ના તુલ્ય સંસાર, સઘળો દેખું રે;
હું તો તમ વિના બીજું કંઇ, સત્ય ન લેખું રે. ३
તારી લાવણ્યમાં નંદલાલ, હું લોભાણી રે;
મુને ગમતી નથી ઘરમાંય, કેની વાણી રે. ४
મારે પળ જુગ જેવી થાય, તમ વિના વ્હાલા રે;
મુને કાંઇ બીજે નહિ કામ, શ્રીનંદલાલા રે. ५
રહેજ્યો નયણું આગળ નાથ, આવાને આવા રે;
મુક્તાનંદ કહે મહારાજ, નહિ દેઉં જાવા રે. ६

---

રાગ પંચમ-પદ ૧

જાનીને અંતરેરે રસિયાજી આવિયારે, કેને સંગે જાગ્યા જીવનપ્રાણ;
જં'તા બિ'તા બોલોરે વા'લાજી મુખ વેંણડાંરે, પ્રગટ દિસે છે અંગમાં એંધાણ. રે. १

નયણુ તમારાંરે કિસે નિદરાળવાંરે, લાગી છે કપોળે કાજળ રેખ;
પીતાંબર સાટેરે પટોળી લઇ આવિયારે, તેણે ઘણું શોભે છે નટવર ભેખ. ૨. ૨
નવસરો હારરે ઉઠયો છે હૈયે ગોભતોરે, શિથિલ થયાં છે સર્વેરે અંગ;
કોણુ મળી છેરે નૌત્તમ કામિનીરે, જેનો તમને લાગ્યો છે રસિયારે રંગ. ૨. ૩
ઘણું શું સંતાડોરે અમ થકી આવડુંરે, કહોને સત્ય બોલી સુંદર સ્યામ;
મુક્તાનંદના વા'લારે મનભંગ કયાં થયારે, અમે નહિ લઇયે તમારૂંરે નામ. ૨. ૪

પદ ૨

રસના રસિલારે રજની વહી ગઇરે, પ્રાત સમે આવ્યા અમ ઘર સ્યામ;
મનમાં વિચારીરે માગ વાલમારે, હવે આંહિ શું છે તમારૂંરે કામ. ૨. ૧
બોલ શાને દીધારે લગાડ્યાં દાઝી લાલચેરે, જદુપતિ જાણી તમારી પ્રીત;
દઢતા તમારીરે જણાણી હવે શ્યામળારે, જેને આડે બેસો તેનાં ગાઓ ગીત. ૨. ૨
સેજડી સમારીરે વા'લા મેં તો ફુલડેરે, તે તો તમે સુની રાખી છે આજ;
પ્રાત સમે આવ્યારે પ્રભુજી મને પીડવારે, સારી મારી શોકલડીનુંરે કાજ. ૨. ૩
વા'લાજી તમારાંરે કપટ છળ જાણીયાંરે, તોય નવ તુટે તમ સંગ વા'લ્ય,
મુક્તાનંદના સ્વામીરે સુંદર શ્યામળારે, અમઘેર આવજ્યો રાસલાજી કાલ્ય. ૨. ૪

પદ ૩

કોપ શાને કરોરે રાધાજી અમ ઉપરે, ભોળી મન આણીને ખોટીરે બ્રાંત;
સમ ખાઇ સાચુંરે કહું છું હવે કામિનીરે, જેણે તમે પામો મનમાંરે શાંત. કો ૧
આજ મને મળ્યોરે શ્રીદામા ગોવાળિયોરે, ભાવે કરી ભેટયો ભુજ ભરી અંક;
નવસરો હારરે પહેર્યો'તો તેણે કંઠમાંરે, તેનો મારે લાગ્યો છે ઉરમાંરે ડંક. કો.૨
કાજળ સરીખીરે કપોળે રેખા સાહનીરે, લાગ્યો મારો કાગળ લખતાંરે હાથ;
પીતાંબર સાટેરે પટોળી લીધી પ્રમદારે, તે તો તમ સારૂં જાણે સહુ સાથ. કો.૩
ગોવાળુને સંગેરે આ વેળા થઇ આવડીરે, તેણે કીધાં કૌતક અનંત અપાર;
મુક્તાનંદનો વા'લોરે હસીને કહે કામિનીરે, એમાં નથી ફેર ને ફારલગાર. કો.૪

પદ ૪

વારિ વારિ જાઉંરે વદન પર વાલમારે, હવે તમે સાચું બોલ્યારે સ્યામ;
જુગતિ તમારીરે જણાણી સર્વ વાતમાંરે, તેણે મારૂં મન પામ્યું વિસરામ. વા.૧

આવો ભોળા આજરે તમને તો જાણીયારે, ભલું તમે કપટ તજ્યું છે કા'ન;
પિયુજી પરોણારે લાવ્યા છો મુજ કારણેજી, હવે નહિ રાખું તમશું ગુમાન. વા.૨
એક આવે હાંસીરે બીજી તો ચડે રીસડીરે, આવ્યા દેવા શોકયતણો પરસાદ;
કપટ તમારૂંરે જણાય નાના બાળનેરે, જોઇ જોઇ જુદા સર્વ સંવાદ. વા.૩
તમારે અનેકરે અમારે તમે એક છોરે, ઘણું ઘણું શું કહીએ મહારાજ;
મુક્તાનંદના વા'લારે વે'લેરા પધારજોરે, સાથે લઇને સેજડલિનોરે સાજ. વા.૪

---

રાગ ખંભાતી–પદ ૧

જાઇશ હું તો જળ ભરવા રે, જાઇશ હું તો જળ ભરવા રે;
એક પંથ બે કામ છે મારે, મોહનનું દરશન કરવા રે. જાઇશ૦ ૧
જમનાંને તીરે વાલો વેણુ વજાડે, માનિનીયોનાં મનડાં હરવા રે. જાઇશ૦ ૨
રસિકરાયનું રૂપ જોઇને, ચરણકમળ ચિતડું ધરવા રે. જાઇશ૦ ૩
મુક્તાનંદના નાથને સેવિશ, મનવાંછિત કારજ સરવા રે. જાઇશ૦ ૪

પદ ૨

મોહન સંગ મોહ્યું છે મન મારૂંરે, મોહન સંગ મોહ્યું છે મન મારૂં રે;
નંદનંદન વ્રજરાજ પ્રિયા વિના, શિર પર બીજો નહિ ધારૂં રે. મો૦ ૧
રૂપ અલૌકિક રસિકરાયનું, જોઇને થયું છે સર્વે ખારૂં રે. મો૦ ૨
મરમાળાના મુખપંકજ પર, તન મન ધન સરવસ વારૂં રે. મો૦ ૩
મુક્તાનંદનો નાથ હઠ્યાનો, હાર પલક નહિ વિસારૂં રે. મો૦ ૪

પદ ૩

રસિક સંગ લાગી રંગ ઝડી રે, રસિક સંગ લાગી રંગ ઝડી રે;
છેલ છબીલો શ્રીગિરિધારી, ન્યારા ન મેલું એક ઘડી રે. ર૦ ૧
મુખ જોયા વિન સુખ ન આવે, એજ અલૌકિક ટેવ પડી રે. ર૦ ૨
રસિક મોહન કેરી માધુરી મૂરતિ, જીવડલાને મેં તો સાથ જડી રે. ર૦ ૩
મુક્તાનંદનો નાથ, ચડી કર, શ્યામ કેરી અખંડ ખુમારી ચડી રે. ર૦ ૪

પદ ૪

મોહન માહ્યું લીધું છે મનડું હરિ રે. મોહન મારું લીધું છે મનડું હરિ રે;
મીઠાં મીઠાં વેણુ કહી મરમાળાં, નેણની સાનમાં જાદુ કરી રે. મો૦ ૧
રસિક છેલવર જોઇ રંગ લાગ્યો, લોકલજ્જા સર્વે વિસારી રે. મો૦ ૨
પ્રીતની રીત હું પ્રીછિ અલૌકિક, ભવસાગરમાં ન આવું ફરી રે. મો૦ ૩
મુક્તાનંદનો નાથ નવલ પ્રિયા, વિગતે કરીને વ્રજરાજ વરી રે. મો૦ ૪

---

રાગ ધોળ–પદ ૧

રસિયાવર કુંજવિહારી, હું તો વાલમ તમપર વારી. ૧
જોઈ રૂપ તમારું હું મોહ, તમ તુલ્ય ન દેખું કોઇ. ૨
મને રંગ ચડયો છે તમારો, મને લાગ્યો સંસારિયો ખારો. ૩
મારું મન તમસંગ બંધાણું, પ્રેમે પરમાનંદ સુખ માણું. ૪
મુક્તાનંદના નાથ મુરારી, રાખું ઉર પર શ્રીગિરિધારી. ૫

પદ ૨

મનમોહન મૂરતિ તમારી, મને પ્રાણ થકી ઘણી પ્યારી. ૧
રાખું હૈડાનો હાર કરીને, ન્યારા નહિ મેલું જગથી ડરીને. ૨
મેં તો તમસંગ રમવા મુરારી, જુઠી લોકની લાજ વિસારી. ૩
મેં તો જાણી અલૌકિક રીતિ, બાંધી પાતળા તમસંગ પ્રીતિ. ૪
મુક્તાનંદના નાથ રંગીલા, રાખું નયણુંમાં છેલછબીલા. ૫

પદ ૩

ગુણસાગર શ્રીગિરિધારી, હું છું અબળા દાસી તમારી. ૧
મારે તમને જોયા વિના વા'લા, પળ કલ્પ તુલ્ય નંદલાલા. ૨
વણ દીઠે તે પળ ન રે'વાય, ખાલી મંદિર ખાવાને ધાય. ૩
વા'લા રૂપ તમારે હું મોહ, બીજું દીઠું ગમે નહિ કોઈ. ૪
મુક્તાનંદના શ્યામ સુહાગી, મારે તમસું અચળ લે લાગી. ૫

પદ ૪

મને રંગ ચડ્યો છે તમારો, તેણે સુફળ જનમ થયો મારો. ૧
તમે બ્રહ્માદિકના સ્વામી, મને પ્રકટ મળ્યા બહુનામી. ૨
મારે આનંદ અંગ અપાર, તમને નિરખી નંદકુમાર. ૩
મારે આજ આનંદ ઝડી લાગી, રસિયા તમશું અનુરાગી. ૪
મુક્તાનંદ કે' પ્રિતમ પ્યારા, તમને નિમિષ ન મેલું ન્યારા. ૫

---

## રાગ ધોળ પદ ૧

આવો નટવર નંદ દુલારા રે, મને પ્રાણ થકી છો પ્યારા રે. ૧
મેં તો તનુ કર્યું તમ કાજે રે, હવે ન ડરું હું લોકની લાજે રે. ૨
મારે તમ જેવા શિર સ્વામી રે, હું તો અવિચળ પદવી પામી રે. ૩
તમે મુજ ઉપર થયા રાજી રે, હું તો ત્રિભુવનને શિર ગાજી રે. ૪
મુક્તાનંદના નાથ સુહાગી રે, મારે જીત્યાના નોબત વાગી રે. ૫

પદ ૨

મારે આજ આનંદ અપાર રે, તમને નિરખીને નંદકુમાર રે. ૧
મારે મંદીર આવ્યા મુરારી રે, હું તો વાલમ પર વારી રે. ૨
મેં તો સજ્યા સુભગ શણગાર રે, તમ કારણ પ્રાણ આધાર રે. ૩
કીધા સફળ મનોરથ મારા રે, તમે પ્રાણજીવન પિયુ પ્યારા રે. ૪
મુકતાનંદ કે' થઇ બડભાગી રે, મારે તમ સંગ લગની લાગી રે. ૫

પદ ૩

રસિયાવર છો ઘણું વ્હાલા રે, રાખું ઉરપર શ્રી નંદલાલા રે. ૧
મારા હૈયાના હાર છો પ્યારા રે, એક નિમિષ તમને ન મેલું ન્યારા રે. ૨
મેં તો સઉ થકી પ્રીતી તોડી રે, તમ સંગ અચળ મતિ જોડી રે. ૩
મેં તો જાણ્યો પ્રતાપ તમારો રે, તેણે સફળ જનમ થયો મારો રે. ૪
મુક્તાનંદ કે' કુંજવિહારી રે, હું તો થઇ રહી નાથ તમારી રે. ૫

### પદ ૪

હું તો મોહી છોગલીએ તારે રે, થયું ધ્યાન અખંડ ઉર મારે રે. ૧
પ્યારા ગુણસાગર ગિરિધારી રે, તારા છોગલીયા પર વારી રે. ૨
છોગુ રંગડાનું ભરિયું રૂપાળું રે. મારા ચિત્તમાં ચોંટયું મરમાળું રે. ૩
તોરા ફુલડાના પાઘમાં જોઈ રે, વા'લા મનડું રહ્યું મારું મોઈ રે. ૪
મુક્તાનંદ કહે શ્યામ સુહાગી રે, તારૂં રૂપ જોઈ અનુરાગી રે. ૫

---

### રાગ સામેરી-પદ ૧

આજ મારૂં ભાગ્ય અલૌકિક સજની, અલબેલા ઘેર આવ્યા રે;
ભૂધરજીને ભાવ કરીને, મંદિરમાં પધરાવ્યા રે. આજ૦ ૧
જેહનું ધ્યાન ધરી ધરી મુનિવર, મોહાદિક રિપુ મારે રે.
તે મારો વા'લો આલિંગન કરવા, પ્રેમેશું હાથ પ્રસારે રે. આજ૦ ૨
નૌત્તમ જોબન નાથ રંગીલો, રંગ વાધ્યો અતિ ભારી રે;
મોહનવર ઉપર, મેં સજની, સરવસ નાખ્યું વારી રે. આજ૦ ૩
જાળવિયું જોબન હરિ સારૂ, પ્રેમે પાતળિયે પીધું રે.
મુક્તાનંદનો નાથ સુહાગી, અખંડ એવાતન દીધું રે. આજ૦ ૪

### પદ ૨

મેઉલો તે વરસે ને હરિ મંદિરમાં, રમઝમ કરતા આવે રે;
મોરલીના સ્વરમાં મલાર આલાપે, રાગ રાગણી ગાવે રે. મેઉ૦ ૧
શ્યામ ઘટા ઘનની ચઢી આવી, શ્યામ કોકિલા બોલે રે;
શ્યામ સુંદરની વંશી સુણીને, દીલ વસિયર થઈ ડોલે રે. મેઉ૦ ૨
મોરલીને તાને ભીને ભીને વાને, મોહી રહ્યું મન મારું રે;
રસિકરાય વિન પળ જુગ જેવી, ક્યાંઈ ન લાગે સારૂં રે. મેઉ૦ ૩
રાત દિવસ મુખપંકજ જોતા, નયણાં તૃપતિ ન પામે રે;
મુક્તાનંદનો નાથ રસિલો, ખુબ લગાડી ભામે રે. મેઉ૦ ૪

પદ ૩

વિઠ્ઠલવરને વરે જે સજની, પતિવ્રતા તેજ કહાવે રે;
ચોરાશીનું ભ્રમણ ભમતાં, પતિનો પાર ન આવે રે. વિઠ્ઠલ૦ ૧
જીવ જીદાં જીદાં જનમ ધરે તિહાં, ન ટળે ભુંડા હેવા રે;
અનંત ભાતના પતિ શિર થાપે, શ્વાન શુકર ખર જેવા રે. વિઠ્ઠલ૦ ૨
પ્રભુ વિના ટેક ધરે જે પ્રાણી, તે સર્વે જુઠી થાય રે;
તે માટે અમે હરિવર વરિયા, સમઝી સમઝી મન માંય રે. વિઠ્ઠલ૦ ૩
કોટી જનમનાં કલંક ટળ્યાં છે, પુરુષોત્તમ વર પામી રે;
મુક્તાનંદના નાથને મળતાં, કોઇ વિધ ન રહી ખામી રે. વિઠ્ઠલ૦ ૪

પદ ૪

નંદનંદન મારે જીવન દોરી, નિમિષ ન મેલુ ન્યારા રે;
ઉર ઉપર રાખું અલબેલો, પ્રાણ થકી છે પ્યારા રે. નંદ૦ ૧
મેઉલો તે વરશે ને હરિ મંદિરમાં,થઈ આનંદની એલી રે;
લોકની લાજ મરજાદ ન માનું, મોહન મુખ જોઇ ઘેલી રે. નંદ૦ ૨
રસિકરાય સંગ નેહ કરીને, દેહ ગેહ શુદ્ધ ભુલી રે;
શ્યામ સુંદરશું રે મુખડુ પામી, ફરૂં છું મગન થઇ ફુલી રે. નંદ૦ ૩
રૂપ અલૌકિક રસિકરાયનું, જોતાં તૃપતિ ન પામુ રે;
મુક્તાનંદના નાથે જોયું, કરૂણાની દષ્ટિએ સામું રે. નંદ૦ ૪

---

રાગ ગરબી–પદ ૧

સખી નંદનંદન મુજને મળ્યા, મારે આનંદના ઓઘ અતિશે વળ્યાજીરે. નંદ.૧
હું તો જમુનાં જળ ભરવા ગઇ, મારે ભેટય સુંદરસંગ ત્યાં થઇજીરે. નંદ.૨
મને હસિને હેતે કરી વાતડી, મારી અતિ શીતળ થઇ છાતડીજીરે. નંદ.૩
મુક્તાનંદના સ્વામીને જોઇને, હું તો રહી છું મોહનસંગ મોહિનેજીરે. નંદ.૪

પદ ૨

સખી મન રહ્યું છે મારૂં મોહિને, નંદલાલ સુંદર વર જોઇનેજીરે. મન ૧
હું તો જે દિનથી હરિને મળી, સગાં કુટુંબ સંસારમાંથી ટળિજીરે. મન. ૨
મને લોક કહે સહુ ઘેલડી, મેં તો બાંધી મોહનસંગ બેલડીજીરે. મન. ૩
મુક્તાનંદના સ્વામિને કારણે, કાઢી લોકલજ્જા સર્વ બારણેજીરે. મન. ૪

પદ ૩

મેં તો સગપણ હરિવરશું કર્યું, મને જુઠું જગતસહુ વિસર્યુંજીરે. સ૦ ૧
મને રંગ ચઢ્યો છે વ્રજરાજનો, મેં તો ત્યાગ કર્યો લોક લાજનોજીરે. સ૦ ૨
મારો કાનજી કાઢિને કરસાઇને, કરી મસ્ત પૂરણ રસ પાઇનેજીરે. સ૦ ૩
મુક્તાનંદના સ્વામિને હું વરી, મારો જનમ સુફળ કર્યો શ્રીહરિજીરે. સ ૪

પદ ૪

મારે મોહન સંગાથે થઇ પ્રીતડી, મેં તો જાણી છે રસની રીતડીજીરે. મો૦ ૧
મેં તો અંતર ધારી તિખી ટેકને. હું તો પામી છું પરમ વિવેકનેજીરે. મો૦ ૨
મારે હરિ વિના અન્ય તે હરામ છે, એવી ટેક અખંડ આઠું જામછેજીરે મો૦ ૩
મુક્તાનંદના સ્વામિને ગમવા, મેં તો ટેક લીધી છે એ શું રમવાજીરે. મો૦ ૪

રાગ ગરબી—પદ ૧

પ્રથમ હરિને રે, ચરણે શીશ નમાવું; નૌત્તમ લીલા રે, નારાયણની ગાવું. ૧
મોટા મુનિવર રે, એકાગ્ર કરી મનને; જેને કાજે રે, સેવે જાઇ વનને. ૨
આસન સાધી રે, ધ્યાન ધરીને ધારે; જેની ચેષ્ટા રે, સ્નેહ કરી સંભારે. ૩
સહજસ્વાભાવિકરે, પ્રકૃતિ પુરૂષોત્તમની;સુણતાં સજનીરે,બીક મટાડે જમની. ૪
ગાવું હેતે રે, હરિનાં ચરિત્ર સંભારી; પાવન કરજ્યો રે, પ્રભુજી બુદ્ધિ મારી. ૫
સહજસ્વભાવે રે, બેઠા હોય હરિ જ્યારે;તુળસીની માળારે, કર લઇ ફેરવે ત્યારે. ૬
રમુજ કરતા રે, સંજીવનેણ રૂપાળા; કોઇ હરિજનની રે, માગી લેઇને માળા. ૭
બેવડી રાખી રે, બન્ને મણકા જોડે; ફેરવે તાણી રે, કટક માળા તોડે. ૮
વાતો કરે રે, રમુજ કરીને હસતા; ભેળી કરી રે, માળા કરમાં ઘસતા. ૯
ક્યારેક મિંચીરે, નેત્રકમળને સ્વામી; પ્રેમાનંદ કહે રે, ધ્યાન ધરે બહુનામી.૧૦

પદ ૨

સાંભળ સૈયર રે, લીલા નટનાગરની; સુણતા સુખડું રે, આપે સુખસાગરની. ૧
નેત્રકમળને રે, રાખી ઉઘાડા ક્યારે; ધ્યાન ધરીને રે, બેસે જીવન ત્યારે. ૨
ક્યારેક ચમકી રે, ધ્યાન કરતા જાગે; જોતાં જીવન રે, જન્મમરણદુઃખ ભાગે. ૩
પોતા આગળ રે, સભા ભરાઇ બેસે; સંત હરિજન રે, સામું જોઇ રહે છે. ૪
ધ્યાન ધરિને રે, બેઠા હોય હરિ પોતે; સંત હરિજન રે, તૃપ્ત ન થાયે જોતે ૫
સાધુ કીર્તન રે, ગાયે વજાડી વાજા; તેમને જોઇરે, મગન થાયે મહારાજા. ૬
તેમની ભેળા રે, ચપટી વજાડી ગાય, સંત હરિજન રે, નિરખી રાજી થાય. ૭
ક્યારેક સાધુ રે, ગાય વજાડી તાળી; ભેળા ગાય રે, તાળી દઇ વનમાળી. ૮
આગળ સાધુ રે, કીર્તન ગાય જ્યારે; પોતા આગળ રે, કથા વંચાય ત્યારે. ૯
પોતે વારતા રે, કરતા હોય બહુનામી, ખસતા આવે રે, પ્રેમાનંદના સ્વામી. ૧૦

પદ ૩

મનુષ્યલીલા રે, કરતા મંગળકારી; ભક્તમભામાં રે, બેઠા ભવભયહારી. ૧
જેને જોતાં રે, જાયે જગઆસક્તિ; જ્ઞાન વૈરાગ્ય રે, ધર્મસહિત જે ભક્તિ. ૨
તે સંબંધી રે, વાર્તા કરતા ભારી; હરિ સમઝાવે રે, નિજજનને સુખકારી. ૩
યોગ ને સાંખ્ય રે, પંચરાત્ર વેદાંત; એ શાસ્ત્રનો રે, રહસ્ય કહે કરી ખાંત. ૪
જ્યારે હરિજન રે, દેશ દેશના આવે; ઉત્સવ ઉપરે રે, પૂજા બહુવિધ લાવે. ૫
જાણી પોતાના રે, સેવકજન અવિનાશી; તેમની પૂજારે, ગ્રહણ કરે સુખરાશી. ૬
ભક્ત પોતાના રે, તેને શ્યામ સુજાણ; ધ્યાન કરાવી રે, ખેંચે નાડી પ્રાણ. ૭
ધ્યાનમાંથી રે; ઉઠાડે નિજજનને; દેહમાં લાવે રે, પ્રાણ ઇન્દ્રિય મનને. ૮
સંતસભામાં રે, બેઠા હોયે અવિનાશ, કોઇ હરિજનને રે, તેડવો હોય પાસ. ૯
પહેલી આંગળી રે, નેત્રતણી કરી સાન; પ્રેમાનંદ કહે રે, સાદ કરે ભગવાન. ૧૦

પદ ૪

ક્યારેક પોતે રે, રાજીપામાં હોયે; વાતો કરે રે, કથા વચાવે તોયે. ૪
સાંભળે કીર્તન રે, પોતે કાંઇક વિચારે; પુછવા આવે રે, જમવાનું કોઇ સારે. ૫
હાર ચઢાવે રે પુજા કરવા આવે; તેના ઉપર રે, બહુ ખીજી રીસાવે. ૬
કથા સાંભળતાં રે, હરે હરે કહી બોલે; મર્મ કથાનોરે, સુણી મગન થઈ ડોલે ૭
ભાન કથાને રે, બીજી ક્રિયા માંડે, કયારે અચાનક રે, જમતા હરે બોલાવે ૮
થાયે સ્મૃતિ રે, પોતાને જ્યારે તેની. થોડુંક હસે રે, ભક્તસામું જોઇ એની. ૯
એમ હરિ નિત્ય નિત્ય રે, આનંદરસ વરસાવે; એ લીલારસરે, જોઇ પ્રેમાનંદ ગાવે.

પદ ૫

સાંભળ સજની રે, દિવ્યસ્વરૂપ મુરારિ; કરે ચરિત્ર રે, મનુષ્યવિગ્રહ ધારી. ૧
થયા મનોહર રે, મોહન મનુષ્ય જેવા; રૂપ અનુપમ રે, નિજજનને સુખ દેવા. ૨
ક્યારેક ઢોલિયે રે, બેસે શ્યામસ્યામ; ક્યારેક બેસે રે, ચાકળે પૂરણકામ. ૩
ક્યારેક ગોદડું રે. ઓછાડે સહિત; પાથર્યું હોયે રે, તે પર બેસે પ્રીત. ૪
ક્યારેક ઢોલીયા રે, ઉપર તકીયો ભાળી; તેપર બેસે રે, શ્યામ પલાંઠી વાળી. ૫
પલંગ બેસે રે, તકીયે ઓઠીંગણ દઇને; ક્યારેક ગોદડુ રે, બાંધે ખેસ લઇને. ૬
ક્યારેક રાજી રે, થાય અતિશે આલી; સંત હરિજનને રે, ભેટે બાથમાં ઘાલી. ૭
ક્યારેક માથે રે, મેલે લઇ બે હાથ; છાતી માંહે રે, ચરણકમળ દે નાથ. ૮
ક્યારેક આપે રે, હાર તોરા ગીરધારી: ક્યારેક આપે રે, અંગના વસ્ત્ર ઉતારી. ૯
ક્યારેક આપે રે, પ્રસાદીના થાળ; પ્રેમાનંદ કહે રે, ભક્તતણા પ્રતિપાળ.૧૦

પદ ૬

એવાં કરે રે, ચરિત્ર પાવનકારી; શુકજી સરખા રે, ગાવે નિત્ય સંભારી. ૧
ક્યારેક જીમને રે, દાંત તળે દબાવે; ડાબે જમણે રે, પડખે સહજ સ્વભાવે. ૨
છીંક જ્યારે આવે રે, ત્યારે રૂમાલ લઇને; છીંક ખાયે રે, મુખપર આડો દઇને. ૩
રમુજ આણી રે, હસે અતિ ઘનશ્યામ; મુખપર આડો રે, રૂમાલ દઇ સુખધામ. ૪
ક્યારેક વાતો રે, કરતાથકા દેવ; છેડે રૂમાલને રે, વળ દીધાની ટેવ. ૫
અતિદયાળુ રે, સ્વભાવ છે સ્વામીનો; પરદુઃખહારી રે, વારી બહુનામીનો. ૬

પ્રભુને દુઃખીયો રે, દેખી ન ખમાયે; દયા આણી રે, અતિ આકળા થાયે. ૭
અન્ન ધન વસ્ત્ર રે, આપીને દુઃખ ટાળે: કરૂણાદષ્ટિ રે, દેખી વાનજ વાળે. ૮
ડાબે ખભે રે, ખેસ આડસોડે નાખી; ચાલે જમણા રે, કરમાં રૂમાલ રાખી. ૯
કયારેક ડાબો રે, કર કેડ ઉપર મેલી; ચાલે વહાલો રે, પ્રેમાનંદનો હેલી. ૧૦

## પદ ૭

નિસનિત્ય નૌત્તમ રે, લીલા કરે હરિરાય: ગાતાં સુણતાં રે, હરિજન રાજી થાય. ૧
સહજ સ્વભાવે રે, ઉતાવળા બહુ ચાલે; હેત કરીને રે, બોલાવે બહુ વહાલે. ૨
કયારેક ઘોડલે રે, મ્હડવું હોય ત્યારે; કયારેક સંતને રે; પીરસવા પધારે. ૩
ત્યારે ડાબે રે, ખભે ખેસને આણી: બેઉને બાંધે રે, કેડ સઘાથે તાણી. ૪
પીરસે લાડુ રે, જલેબી ઘનશ્યામ: જણસ જમ્યાની રે, લેઈ લેઇ તેનાં નામ. ૫
ફરે પંગતમાં રે, વારંવાર મહારાજ: સંત હરિજનને રે, પીરસવાને કાજ. ૬
શ્રદ્ધા ભકિત રે, અતિઘણી પીરસતાં; કોઇના મુખમાં રે, આપે લાડુ હસતાં. ૭
પાછલી રાત્રિ રે, ચાર ઘડી રહે ત્યારે; દાતણ કરતા રે, ઉઠે હરિ તે વારે. ૮
ન્હાવા બેસે રે; નાથ પલાંઠી વાળી; કર લઇ કળશ્યો રે, જળ ઢોળે વનમાળી. ૯
કોરે વસ્ત્ર રે, કરી શરીરને લુવે; પ્રેમાનંદ કહે રે, હરિજન સર્વે જુવે. ૧૦

## પદ ૮

રૂડા લાગે રે, નાહીને ઉભા હોવે: વસ્ત્ર પહેરેલું રે, સાથળ વચ્ચે નીચોવે. ૧
બેઉ સાથળને રે, લુહીને સારંગપાણી; કોરા ખેસને રે, પહેરે સારીપેઠ તાણી. ૨
ઓઢી ઉપરણી રે,રેશમી કોરના વહાલે; આવે જમવા રે, ચાખડીએ ચઢી ચાલે. ૩
માથે ઉપરણી રે, ઓઢી બેસે જમવા; કાન ઉઘાડા રે, રાખે મુજને ગમવા. ૪
જમતાં ડાબા રે, પગની પલાંઠી વાળી; તેપર ડાબો રે, કર મેલે વનમાળી. ૫
જમણા પગને રે, રાખી ઉભો સ્યામ; તેપર જમણો રે, કર મેલે સુખધામ. ૬
રૂડી રીતે રે, જમે દેવના દેવ; વારે વારે રે, પાણી પીવાની ટેવ. ૭
જણસ સવાદુ રે, જણાયે જમતાં જમતાં; પાસે હરિજન રે બેઠા હોય મનગમતા ૮
તેને આપી રે, પછી પોતે જમે; જમતાં જીવનરે, હરિજનને મન ગમે. ૯
ફેરવે જમતાં રે, પેટ ઉપર હરિ હાથ; ઓડકાર ખાયે રે, પ્રેમાનંદના નાથ.૧૦

## પદ ૯

ચળુ કરે રે, મોહન તૃપ્ત થઇને; દાતને ખોતરે રે, સળી રૂપાની લઇને. ૧
મુખવાસ લઇને રે, ઢોલિયે વિરાજે; પૂજા કરે રે, હરિજન હેતે આજે. ૨
પાપણ ઉપર રે, આંટો લઇ અલબેલો; ફેંટો બાંધે રે, છોગું મેલી છેલો. ૩
વર્ષા ઋતુને રે, શરદ ઋતુને જાણી; ઘેલા નદીનાં , નિરમળ નીર વખાણી. ૪
સંત હરિજનને રે, સાથે લઇ ઘનશ્યામ; ન્હાવા પધારે રે, ઘેલે પૂરણકામ. ૫
બહુ જળક્રીડારે, કરતા જળમાં ન્હાય; જળમાં તાળી રે, દઇને કીર્તન ગાય, ૬
ન્હાઇને બારે રે, નિસરી વસ્ત્ર પહેરી; ઘોડે બેસી રે, ઘેર આવે રંગલહેરી. ૭
પાવન જશને રે, હરિજન ગાતા આવે, જીવન જોઇને રે, આનંદ ઉર ન સમાવે. ૮
ગઢપુરવાસી રે, જોઇને જગઆધાર; સુફળ કરે છે રે, નેણાં વારમવાર. ૯
આવી બિરાજે રે, ઓસરીએ બહુનામી; ઢોલિયા ઉપરરે, પ્રેમાનંદના સ્વામી. ૧૦

## પદ ૧૦

નિજસેવકને રે, સુખ દેવાને કાજ; પોતે પ્રગટયા રે, પુરૂષોત્તમ મહારાજ. ૧
ફળીયામાંહી રે, સભા કરી વિરાજે; પૂરણશશી રે, ઉડુગણમાં જેમ છાજે. ૨
બ્રહ્મરસ વરસી રે, તૃપ્ત કરે હરિજનને; પોઢે રાત્રે રે, જમી શ્યામ શુદ્ધ અન્નને. ૩
બે આંગળીયો રે, તિલક કર્યાની પેરે: ભાલ વચ્ચે રે, ઉભી રાખી કરે. ૪
સુતા સુતા રે, માળા માગી લઇને: જમણે હાથે રે, નિત્ય ફેરવે ચિત્ત દઇને. ૫
ભુલ ન પડે રે, કેદી એવું નિયમ; ધર્મકુંવરની રે, સહજ પ્રકૃતિ એમ. ૬
ભર નિદ્રામાં રે, પોઢયા હોય મુનિરાય; કોઇ અજાણે રે, લગાર અડી જાય. ૭
ત્યારે ફડકી રે, જાગે સુંદર શ્યામ; કોણ છે ? પુછે રે, સેવકને સુખધામ, ૮
એવી લીલા રે, હરિની અનંત અપાર; મેં તો ગાઇ રે, કાંઇક મતિ અનુસાર. ૯
જે કોઇ પ્રીતે રે, શીખે સુણે ગાશે; પ્રેમાનંદનો રે, સ્વામી રાજી થાશે. ૧૦

## રાગ ગરબી પદ ૧

આવો રમીયેરે વાસુદેવ વનમાળી, આજ અનુપમરે આવી છે દિવાળી. ૧
દીવા કીધારે આંગણીયે બહુ ભાંતે, તોરણ બાંધ્યારે ત્રિકમ રમવા ખાંતે ૨
જોયા જોઈરે માંડીઉં શણગારી, શોભા આવીરે દીપમાળની સારી. ૩
ગાયે ગરબીરે રમે મુનીવર રાસે, થેઇ થેઇ થાયેરે નાચે સુર આકાશે. ૪
આનંદ વાધ્યોરે છબી અલૌકિક જોઇને, પ્રેમાનંદનારે નાથ રહ્યું મન મોહીને. ૫

### પદ ૨

ગિરિધર આવોરે ગરબે રમીયે વહાલા, હેતે લીજેરે તાળી નંદના લાલા. ૧
આજ સપરમોરે દહાડો રમીયે કોડે, આવો રસિયારે લીજે તાળી જોડે. ૨
હું તો રીઝી રે રાજ તમારે રંગે, આનંદ વાધ્યો રે અલબેલા તમ સંગે. ૩
હળવે હળવે રે ફરીએ આવો ઓરા, છેલા જોવુંરે પાઘડલીના તોરા ૪
આળસ મેલીરે બાંધો કમરે પટકો, પ્રેમાનંદનારે નાથ જોઉં તારો લટકો. ૫

### પદ ૩

શી કહું શોભારે શ્યામળીયા તમારી, રાખું ઉરમાંરે ગુણવંતા ગિરધારી. ૧
પાઘલડીનીરે ઉપમા શી કહી દાખું, મોળીડા ઉપરરે ત્રિભુવન વારી નાંખું. ૨
રૂડા લાગેરે જરકસના હરિ જામા, પેરીને આવોરે આનંદી વર સામા. ૩
કમર કશી છેરે લાલ અનોખી રીતે, મનડું મોહ્યું રે છેલ છબીલા પ્રીતે ૪
હાર બિરાજેરે ઉરપર આનંદકારી, એ છબી ઉપરરે પ્રેમાનંદ બલિહારી. ૫

### પદ ૪

સજની ઉભારે આંગણીયે અલબેલો, ગીત મધુરાંરે ગાયે રસીયો છેલો. ૧
નટવર વેષેરે શોભે રંગનો ભીનો, લટકે બાંધેરે પટકો છેલ નવીનો. ૨
હાર બીરાજેરે હૈડે સુંદર સારા, જોતાં નેણુંરે તૃપત ન થાયે મારા. ૩
રસિયે બાંધ્યારે બહિ સુંદર બાજુ, થોડું હસતારે હેત જણાવે ઝાઝું. ૪
ઉભા મોહેરે આળસડું બહુનામી, સુંદર શોભેરે પ્રેમાનંદનો સ્વામી. ૫

---

### રાગ ગરબી પદ ૧

ઓરા આવો શ્યામ સનેહિ, સુંદર વર જોઉં વહાલા;
જતન કરીને જીવન મારા, જીવમાંહી પ્રોઉં વહાલા. ૧
ચિહ્ન અનુપમ અંગોઅંગના, સુરતે સંભારૂં વહાલા;
નખશિખ નિરખી નૌત્તમ મારા, ઉરમાં ઉતારૂં વહાલા ૨
અરુણ કમળસમ જુગલ ચરણની, શોભા અતિ સારી વહાલા;
ચિંતન કરવા આતુર અતિ, મનવૃત્તિ મારી વહાલા. ૩
પ્રથમ તે ચિંતવન કરું, સુંદર સોળે ચિહ્ન વહાલા;
ઉર્ધ્વરેખા ઓપી રહી, અતિશે નવીન વહાલા. ૪
અંગુઠા આંગળી વચ્ચેથી, નિસરીને આવી વહાલા;
પાનીની બે કોરે જાતા, ભકતને મન ભાવી વહાલા. ૫
જુગલ ચરણમાં કહું મનોહર, ચિહ્ન તેના નામ વહાલા;
શુદ્ધ મને કરી સંભારતાં, નાશ પામે કામ વહાલા. ૬
અષ્ટકોણ ને ઉર્ધ્વરેખા સ્વતિ, જાંબુ જવ વહાલા;
વજ્ર અંકુશ કેતુ ને પદ્મ, જમણે પગે નવ વહાલા. ૭
ત્રિકોણ કલશ ને ગોપદ સુંદર, ધનુષ ને મીન વહાલા;
અર્ધચંદ્ર ને વ્યોમ છે સાત, ડાબે પગે ચિહ્ન વહાલા. ૮
જમણા પગના અંગુઠાના, નખમાંહી ચિહ્ન વહાલા;
તેતો નિરખે જે કોઈ ભકત, પ્રીતિએ પ્રવીણ વહાલા. ૯
એજ અંગુઠાને બા'રે, એક તિલ નૌત્તમ ધારું વહાલા;
પ્રેમાનંદ કહે નિરખું પ્રીતે, પ્રાણ લઇ વારું વહાલા. ૧૦

### પદ ૨

ચરણકમળની છબી ચિતવતાં, અલૌકિક વહાલા; ૧
સરવે ચિહ્ન સંભારી ધારું; અંત સમે મુકી વહાલા.
જમણા પગના અંગુઠા પાસેની આંગળિયે વહાલા;
ડાબે પડખે તિલ એક સુંદર, નિરખી દુઃખડાં ટળીએ વહાલા. ૨
જમણા પગની નૌત્તમ છેલી, આંગળિની બારે વહાલા;

તીલ એક નખને પાસે જોતાં, વાલપ વધારે વહાલા. ૩
ડાબા પગની ઉર્ધ્વરેખાની, બા તે કોરે વહાલા;
બે ચિહ્ન પાસે પાસે સ્વામ, ચિતડાને ચોરે વહાલા. ૪
બે પગની આંગળિયો તળાં, મનોહર રાતાં વહાલા;
અંગુઠા આંગળીના નખ, રાતા ચળિયાતા વહાલા. ૫
બે ચરણના અંગુઠાને, આંગળિયો ઉપર વહાલા;
જોયા જેવા ઝીણા ઝીણા, રોમ અતિ સુંદર વહાલા. ૬
બે અંગુઠા પાસેની બે, આંગળિયે જોઉં વહાલા;
ચાંખડીયોનાં રૂડાં ચિહ્ન, તે પાપણીયે લ્હોઉં વહાલા. ૭
બે પગની બહારલી ઘુંટી, તે હેઠે કેવા વહાલા;
આસનના ઘસારાનાં ચિહ્ન, જોવા તે જેવાં વહાલા. ૮
જમણા પગની ઘુંટી ઉપર, પાંચ તસુ છે જો વહાલા;
નળીને ઉપર તીલ એક તેમાં, મન મારું રહેજો વહાલા. ૯
મોટું એક ચિહ્ન જમણા પગની, સાથળને બા'રે વહાલા;
પ્રેમાનંદ કહે પ્રીતે નિરખું, વારે ને વારે વહાલા. ૧૦

પદ ૩

શોભા નિરખી નેણાં મારાં, તૃપત ન થાયે. વહાલા;
મનડું મગન થયું છે હૈડે, હરખ ન માયે વહાલા. ૧
ડાબા પગની ઘુંટી ઉપર, પાંચ તસુ કહીએ વહાલા;
નળી ઉપર મોટો તીલ, મનમાં ધારી લઇએ વહાલા. ૨
તેને પાસે નાનો તીલ છે, તેમાં ચિત્ત ચોટયું વહાલા;
એ પગના ઘુંટણની બા'રે, એક ચિહ્ન છે મોટું વહાલ. ૩
શ્યામકટિ રૂપાળી જોઇને, કંદર્પ લાજે વહાલા;
શિતળ ઉદરમાંહી ત્રિવળી, સુંદર બિરાજે વહાલા. ૪
હડી ગોળ અનુપમ નાભી, તેની બે કોરે વહાલા;
બે તીલ છે બહુ રૂપાળા, તે ઝભીયા મન મોરે વહાલા. ૫

નાભીથી પણ બે તસુ ઉપર, ત્રણ તીલને ધારૂં વહાલા;
બે તીલ ઉપર એક એક છે, એક વચ્ચે સંભારૂં વહાલા. ૬
વચલા તીલથી બે તસુ ઉંચો, એક તીલ નિરખીને વહાલા;
જમણી કુખમાં બે તીલ મોટા, જોઉં હરખીને વહાલા. ૭
ડાબે પડખે કુખથી ઉપર, મોટા તિલ ચારે વહાલા;
તેની પાસે બીજા નાના, ચાર તીલ એક હારે વહાલા. ૮
રોમતણું રુપાળું શ્રીવત્સ, ચિહ્ન એક ઉરમાંહી વહાલા;
ત્રિનગુણ હાર હિયામાં શોભે, સુંદર સુખદાયી વહાલા. ૯
છાતી વચ્ચે એક ચિહ્ન, અર્ધ ચંદ્ર આકારે વહાલા;
પાંચ તસુ પ્હોળું જોઇ, પ્રેમાનંદ પ્રાણ વારે વહાલા. ૧૦

પદ ૪

એ ચિહ્ન વચ્ચે રૂડા લગાર, ડાબી તે કોરે વહાલા;
સુંદર એક તીલ મોટો, મારા ચિતડાને ચોરે વહાલા. ૧
એ તીલથી છે ડાબી કોરે, બે તસુ છેટે વહાલા;
એક તિલને જોતાં સરવે, ભવદુઃખને મેટે વહાલા. ૨
બે તીલથી બે તસુ છેટે, ડાબી કોર માંહી વહાલા.
સ્તન ઉપર એક તીલ તેમાં, ચિત્ત ચોંટયું જોઈ વહાલા. ૩
બે સ્તનથી ઉપર છે, બે છાપતણાં ચિહ્ન વહાલા;
એ છબી જોવા સારૂં મારૂં, મન છે આધીન વહાલા. ૪
કરિના બે કર સરખી ભુજા, તે દીર્ઘ ઉદાર વહાલા;
સંભારતાં તરત તે, ઉતારે ભવપાર વહાલા. ૫
જમણી ભુજાને પાસે છે, માંહે ઉભી તે હારે વહાલા;
જોયા જેવા સુંદર મોટા, તીલ રૂડા ચારે વહાલા. ૬
જમણી ભુજાના મુળથકી છે, ત્રણ તસુ હેઠે વહાલા;
એક છાપનું ચિહ્ન જોતાં, જનમ મરણ મેટે વહાલા. ૭
તે છાપનું ચિહ્ન રૂડું, તેને પડખે બા'રે વહાલા;

નાના તીલ છે ચાર તેને, જોઉં વારે વારે વહાલા. ૭
કુણિયે છે શ્યામ બેઉ કર, કડણ છે પુંચા વહાલા;
બે તીલ છે બહુ રુડા, જમણા પુંચાથી ઉંચા વહાલા. ૯
જમણા હાથની છેલી આંગળિ, તે ઉપર સારો વહાલા;
પ્રેમાનંદ કહે મોટો તીલ એક, લાગે અતિ પ્યારો વહાલા. ૧૦

## પદ ૫

રૂપાળા છો રાજીવલોચન, ધર્મતણા કુમાર વહાલા;
શોભાની છો સીમા મારા, નેણતણા શણગાર વહાલા. ૧
ડાબી ભુજાના મૂળથી હેઠે, ત્રણ તસું છે જો વહાલા;
છાપતણા એક ચિહ્નમાંઘ, નિત્ય મન મારૂં રહેજો વહાલા. ૨
ડાબી કુણીથી હેઠો નૌતમ, ઉપરલે ભાગે વહાલા;
તીલ એક જોતાં મારા મનને, રુડો બહુ લાગે વહાલા. ૩
ડાબા હાથના અંગુઠા પાસેની, આંગળિયે વહાલા;
નખને પાસે નાનો તીલ, મનમાં ધારી લીધે વહાલા. ૪
એ આંગળી ને વચલી આંગળી, એ બેઉને મધ્યે વહાલા;
એક તીલ છે અતિ નૌતમ, જોયા જેવો સંધે વહાલા. ૫
ડાબા હાથના પોંચા ઉપર, સુંદર એક તીલ છે વહાલા;
એ માંહી તે મનડું મારૂ, વળગું ત્રિગેહે વહાલા. ૬
બે હાથના નખ નૌતમ, છે રાતા ચળિયાતા વહાલા;
અગ્ર ભાગે તિક્ષણુ છે, અતિ રૂડા દેખાતા વહાલા. ૭
બે હાથની હથેની છે, રાતી સુખધામ વહાલા;
હથેલીમાં રેખા થોડી, થોડી છે જો શ્યામ વહાલા. ૮
બે હથેલીના મૂળ ઉપર, આડ તસુ જોતાં વહાલા;
છાપતણાં બે ચિહ્નો અનુપમ, ચિત્તમાં પરોતાં વહાલા. ૯
કંઠ વચ્ચે તીલ એક અનુપમ, જોતાં દુઃખ જાયે વહાલા;
સેતી પાસે નાનો તીલ એક, પ્રેમાનંદ ગાયે વહાલા. ૧૦

પદ ૬

રૂપ તમારૂં રસિયાજી, નિરખતાં સુખદાયી વહાલા;
ચિહ્નતણો નહિ પાર વધારે, વાલપ ઉરમાંહી વહાલા. ૧
ડાબા ખભાથી હેઠો, વાંસામાં છે મરમાળો વહાલા;
રોમ સહિત મોટો તીલ રૂડો, જોતાં રૂપાળો વહાલા. ૨
એ તીલથી હેઠો વાંસામાં, એક તીલ છે બીજો વહાલા;
તેને હેઠે જોયા જેવો, એક તીલ છે ત્રીજો વહાલા. ૩
કરોડાની જમણી કોરે, ડોક થકી હેઠે વહાલા;
સુંદર એક તીલ જોયા જેવો, બે તસુ છેટે વહાલા. ૪
જમણી ખરપડી ઉપર નૌતમ, એકતીલ છે નાનો વહાલા;
પ્રીત કરીને રાખું મારા, મનમાંહી છાનો વહાલા. ૫
કરોડાની જમણી કોરે, વાંસામાં સારા વહાલા;
ચાર તીલ છે જોયા જેવા, લાગે બહુ પ્યારા વહાલા. ૬
ડાઢીથી હેઠો એક તીલ છે, અતિશે અનૂપ વહાલા;
ડાઢી ઉપર કેશની રેખા, સુંદર સુખરુપ વહાલા. ૭
મધુર અધરપર શોભે રૂડી, રોમતણી રેખું વહાલા;
હસતું કમળ સરીખું મુખ, ઓરા આવો દેખું વહાલા. ૮
સુખમાંહે જમણી કોરની, હેઠલી જે ડાઢ વહાલા;
તેમાં શ્યામ સુભગ ચિહ્ન એક, જોઉં રાખી ચાડ વહાલા ૯
શ્યામ ચિહ્ન છે જોવા જેવું, જીભમાં સુખકારી વહાલા;
સુંદર વદન કમળપર જાયે, પ્રેમાનંદ વારી વહાલા. ૧૦

પદ ૭

હરિજનના જીવન છો મોહન, ભક્તચિન્તામણિ વહાલા;
શી કહું શોભા સુંદર વરજી, અંગોઅંગતણી વહાલા. ૧
જમણી કોરે કપોળમાં, નાસીકા પાસે વહાલા;
એક મોટો તીલ જોતાં સરવે, દુઃખ મારાં નાશે વહાલા. ૨

એ તીલને પાસે એક નાનો, તીલ તેને જોઇએ વહાલા;
નેત્રતણા ખુણાથી હેઠો, તેમાં ચિત્ત પ્રોઇએ વહાલા. ૩
બે નેત્રની પાંપણ ઉપર, ભ્રકુટીને થડે વહાલા;
તેને હેઠે ઉપર ઝીણી, કરચલીયો પડે વહાલા. ૪
નાસીકા ઉપર છે ઝીણા, ચિહ્ન તે અભિરામ વહાલા;
ડાબા કાનમાં શ્યામ બિન્દુ તે, છબી તણું ધામ.વહાલા. ૫
અમળ કમળદળ સમ આંખડી, રૂડી રૂપાળી વહાલા;
કંદર્પની કમાન સરખી, ભ્રકુટી મેં ભાળી વહાલા. ૬
ચડીયાતા વિશાળ ભાલમાં, રસાળી તે શોભે વહાલા;
તિલક આકારે ઉભી રેખા, એ જોઇ ચિત્ત લોભે વહાલા. ૭
ભાલમાંહી મનોહર જોતાં, જમણી તે કોરે વહાલા;
કેશથી હેઠું એક અનુપમ, ચિહ્ન તે ચિત્ત ચોરે વહાલા. ૮
કેશર કેરી આડ મનોહર, ભાલ વચ્ચે કીધી વહાલા;
કુમકુમને ચાંદલીયે મારી, બુદ્ધિ હરી લીધી વહાલા. ૯
તાળવા ઉપર એક રૂપાળો, મોટો તિલ જોઈ વહાલા.
પ્રેમાનંદ કહે મારૂં મન ત્યાં, રહ્યું જાઈ મોહી વહાલા. ૧૦

પદ ૮

શોભાના શણગાર હરી મારા, હૈડાના છો હાર વહાલા;
ધર્મતણા કુમાર મારા, પ્રાણ તણા આધાર વહાલા. ૧
અતિશે રૂપાળા સુંદર, શિખાના છે કેશ વહાલા;
છબીપર બલહારી જાયે, શારદ ને શેષ વહાલા. ૨
શિખાને સમીપે રૂડો, એક તીલ છે આગે વહાલા;
એ છબી નિરખતાં મારાં, સરવે દુઃખ ભાગે વહાલા. ૩
શિખાને પછવાડે જમણી, કોરે તે કહીએ વહાલા;
ત્રણ તીલ છે અતિ રૂડા, શામું જોઇને રહીએ વહાલા. ૪
નખશિખ નિરખી સુંદર સરવે, ચિહ્ન મેં ગાયાં વહાલા;
ચિંતવન કરી નિત્યે મારા, ચિત્તમાં ઠેરાયાં વહાલા. ૫

બાવન છે સરવે ચિહ્ન, ત્રેસઠ તીલ છે જે વહાલા;
રૂપ શીલ ને ગુણે સોતા, અંતરમાં રહેજો વહાલા. ૬
એ વીના ઝીણા તીલ ચિહ્ન છે, અંગમાં અપાર વહાલા.
ગાયા મેં તો જોઇ મારી, બુદ્ધને અનુસાર વહાલા. ૭
આવી રીતે મુરતિને જે, અંતરમાં ધારે વહાલા;
પ્રીત કરીને ચિહ્ન અનુપમ, સરવે સંભારે વહાલા. ૮
તેના ઉરમાં આવી તમે, નાથ કરો વાસ વહાલા;
કામ ક્રોધ ને કાળ માયા, તે સહુ પામે નાશ વહાલા. ૯
એ પદ જે કોઇ શીખે સુણે, પ્રીત કરીને ગાશે વહાલા;
પ્રેમાનંદ કહે તે પર સ્વામી, બહુ રાજી થાશે વહાલા. ૧૦

ગરબી પદ ૧

વંદુ સહજાનંદ રસરૂપ અનુપમ સારને રે લોલ;
જેને ભજતાં છુટે ફંદ કરે ભવ પારને રે લોલ. ૧
સમરૂં પ્રગટ રૂપ સુખ ધામ અનુપમ નામને રે લોલ;
જેને ભજ બ્રહ્માદિક દેવ ભજે તજી કામને રે લોલ. ૨
જે હરિ અક્ષરબ્રહ્મ આધાર પાર કોઇ નવ લહે રે લોલ;
જેને શેષ સહસ્રમુખ ગાય નિગમ નેતિ કહે રે લોલ. ૩
વર્ણવું સુંદર રૂપ અનુપમ જુગલ ચરણે નમી રે લોલ;
નખશિખ પ્રેમ સખીના નાથ રહો ઉરમાં રમી રે લોલ. ૪

પદ ૨

આવો મારા મોહન મીઠડા લાલ કે જોઉ તારી મુરતી રે લોલ;
જતન કરી રાખું રસિયારાજ વિસારૂં નહિ ઉરથી રે લોલ. ૧
મન મારૂં મોહ્યું મોહન લાલ પાઘડલીની ભાતમાં રે લોલ;
આવો ઓરા છોગલા ઓરું છેલ ખાતિલા જોઉ ખાતમાં રે લોલ. ૨
વહાલા તારૂં ભાળે સુંદર ભાલ તિલક રૂડાં કર્યાં રે લોલ;
વહાલા તારા વામ કરણમાં તીલ તેણે મનડાં હર્યાં રે લોલ. ૩

વહાલા તારી ભ્રકુટિને ભાળે શ્યામ કાળજ મારાં કોરિયાં રે લોલ;
તેણે તારે પ્રેમસખીના નાથ કે ચિત્ત મારાં ચોરિયાં રે લોલ. ૪

પદ ૩

વહાલા મને વશ કીધી વ્રજરાજ વાલમ તારા વહાલમાં રે લોલ.
મન મારૂં તલકે જોવા કાજ ટીબકડી છે ગાલમાં રે લોલ. ૧
વહાલા તારી નાસિકા નમણી નાથ અધરબિંબ લાલ છે રે લોલ;
છેલા મારા પ્રાણ કરૂં કુરબાન, જોયા જેવી આલ છે રે લોલ. ૨
વહાલા તારા દંત દાડમના બીજ ચતુરાઈ ચાવતા રે લોલ;
વહાલા મારા પ્રાણ હરો છો નાથ મીઠું મીઠું ગાવતા રે લોલ. ૩
વહાલા તારે હસવે હરાણુ ચિત્ત બીજું હવે નવ ગમે રે લોલ.
મન મારૂં પ્રેમ સખીના નાથ કે તમ કેડે ભમે રે લોલ. ૪

પદ ૪

રસિયા જોઇ રૂપાળી કોટ રૂડી રેખાવળી રે લોલ;
વહાલા મારૂં મનડું મળવા ચ્હાય કે જાય ચિતડું ચળી રે લોલ. ૧
વહાલા તારી જમણી ભુજાને પાસ રૂડા તીલ ચાર છે રે લોલ;
વહાલા તારા કંઠ વચ્ચે તીલ એક અનુપમ સાર છે રે લોલ. ૨
વહાલા તારા ઉરમાં વિનગુણ હાર જોઇ નેણાં ઠરે રે લોલ;
વહાલા તેતો જાણે પ્રેમી જન જોઇ નિસ ધ્યાન ધરે રે લોલ. ૩
રસિયા જોઇ તમારૂં રૂપ રસીક જન ઘેલડા રે લોલ;
આવો વહાલા પ્રેમસખીના નાથ સુંદર વર છેલડા રે લોલ. ૪

પદ ૫

વહાલા તારી ભુજા જુગલ જગદીશ જોઇને જાઉં વારણે રે લોલ;
કરનાં લટકાં કરતા લાલ આવોને મારે બારણે રે લોલ. ૧
વહાલા તારી આંગળીયોની રેખા નખ મણિ જોઇને રે લોલ;
વહાલા મારા ચિત્તમાં રાખું ચોરી કહું નહિ કોઇને રે લોલ. ૨
વહાલા તારા ઉરમાં અનુપમ છાપ જોવાને જીવ આકળો રે લોલ;
વહાલા મારા હૈડે હરખ ન માય જાણું જે હમણાં મળો રે લોલ. ૩

વહાલા તારૂં ઉદર અતિ રસરૂપ શીતળ સદા નાથજી રે લોલ;
આવો ઓરા પ્રેમીસખીના પ્રાણ મણું ભરી બાથજી રે લોલ. ૪

પદ ૬

વહાલા તારી મૂરતિ અતિ રસરૂપ રસિક જોઇને જીવે રે લોલ;
વહાલા એ રસના ચાખણહાર છાશ તે નવ પીવે રે લોલ. ૧
વહાલા મારે સુખ સંપત તમે શ્યામ મોહન મન ભાવતા રે લોલ;
આવો મારે મંદિર જીવન પ્રાણ હસીને બોલાવતા રે લોલ. ૨
વહાલા તારૂં રુપ અનુપમ ગૌર મૂરતિ મનમાં ગમે રે લોલ;
વહાલા તારૂં જોબન જોવા કાજ કે ચિત્ત ચરણે નમે રે લોલ. ૩
આવો મારા રસિયા રાજીવનેણ મરમ કરી બોલતા રે લોલ;
આવો વહાલા પ્રેમસખીના સેણ મંદિર મારે ડોલતા રે લોલ. ૪

પદ ૭

વહાલા તારૂં રૂપ અનુપમ નાથ ઉદર શોભા ઘણી રે લોલ;
ત્રિવળી જોવું સુંદર છેલ આવોને ઓરા અમ ભણી રે લોલ. ૧
વહાલા તારી નાભિ નૌત્તમ રૂપ ઉંડી અતિ ગોળ છે રે લોલ;
કટિલંક જોઇને જાદવરાય કે મન રંગ ચોળ છે રે લોલ. ૨
વહાલા તારી જંઘા જુગલની શોભા મનમાં જોઇ રહું રે લોલ;
વહાલા નિત્ય નિરખું પીંડી ને પાની કોઇને નવ કહું રે લોલ. ૩
વહાલા તારા ચરણકમળનું ધ્યાન ધરૂં અતિ હેતમાં રે લોલ;
આવો વહાલા પ્રેમસખીના નાથ રાખું મારા ચિત્તમાં રે લોલ. ૪

પદ ૮

વહાલા તારા જુગલ ચરણ રસરૂપ વખાણું વહાલમાં રે લોલ;
વહાલા અતિ કોમળ અરૂણ રસાળ ચોરે ચિત્ત ચાલમાં રે લોલ. ૧
વહાલા તારે જમણે અંગુઠે તીલ કે નખમાં ચિહ્ન છે રે લોલ;
વહાલા છેલી આંગળીએ તીલ એક જોવાને મન દીન છે રે લોલ. ૨
વહાલા તારા નખની અરૂણતા જોઇને શશિકળા ક્ષીણ છે રે લોલ;

વહાલા રસચોર ચકોર જે ભક્ત જોવાને પરવીણ છે રે લોલ. ૩
વહાલા તારી ઊર્ધ્વરેખામાં ચિત્ત રહો કરી વાસને રે લોલ;
માગે પ્રેમસખી કર જોડ દેજો દાન દાસને રે લોલ. ૪

## રાગ ગરબી-પદ ૧

આજ મારે ઓરડે રે, આવ્યા અવિનાશી અલબેલ;
બાઇ મેં બોલાવીયા રે, સુંદર છોગાંવાળો છેલ. ૧
નીરખ્યા નેણાં ભરી રે, નટવર સુંદર શ્રીઘનશ્યામ;
શોભા શી કહું રે, નીરખી લાજે કોટિક કામ. ૨
ગુંથી ગુલાબના રે, કંઠે આરોપ્યા મેં હાર;
લઇને વારણાં રે, ચરણે લાગી વારંવાર. ૩
આપ્યો મેં તો આદરે રે, બેસવા ચાકળીયો કરી પ્યાર;
પૂછ્યા પ્રીતશું રે, બાઇ મેં સર્વે સમાચાર. ૪
કહોને હરી કયાં હતા રે, ક્યાં થકી આવ્યા ધર્મકુમાર;
સુંદર શોભતા રે, અંગે સજ્યા છે શણગાર. ૫
પહેરી પ્રીતશું રે, સુરંગી સુંથણલી સુખદેણ;
નાડી હીરની રે, જોતાં તૃપ્ત ન થાય નેણ. ૬
ઉપર ઓઢીયો રે, ગુરો રેંટો જોવા લાગ;
સજની તે સમે રે, ધન્ય ધન્ય નીરખ્યા તેનાં ભાગ્ય. ૭
મસ્તક ઉપરે રે, બાંધ્યું મોળીડું અમૂલ્ય;
કોટીક રવિ શશી રે, તે તો નાવે તેને તુલ્ય. ૮
રેશમી કોરનો રે, કરમાં સ્હાયો છે રૂમાલ;
પ્રેમાનંદ તોરે, એ છબી નીરખી થયો નિહાલ. ૯

### પદ ૨

સજની સાંભળો રે, શોભા વર્ણવું તેની તેહ;
મૂર્તિ સંભારતાં રે, મુજને ઉપજ્યો અતિ સનેહ. ૧

પહેર્યાં તે સમે રે, હરીએ અંગે અલંકાર;
જેવા મેં નીરખ્યા રે, તેવા વર્ણવું કરીને પ્યાર. ૨
બરાસ કપુરના રે, પહેર્યા હૈડે સુંદર હાર;
તોરા પાઘમાં રે, તે પર મધુકર કરે ગુંજાર, ૩
બાજુ બેરખા રે, બાંહે કપુરના શોભીત;
કડાં કપુરનાં રે, જોતાં ચોરે સઉનાં ચિત્ત. ૪
સરવે અંગમાં રે, ઉઠે અત્તરની બહુ હોર;
ચોરે ચિત્તને રે, હસતા કમળનયનની કોર. ૫
હસતા હેતમાં રે, સૌને દેતા સુખ આનંદ;
રસરુપ મુરતિ રે, શ્રીહરિ કેવળ કરુણાકંદ. ૬
અદ્દભુત ઉપમા રે, કહેતાં શેષ ન પામે પાર;
ધરીને મૂરતિ રે, જાણે આવ્યો રસ શૃંગાર ૭
વાલપ વેણુમાં રે, નેણાં કરુણામાં ભરપુર;
અંગો અંગમાં રે, જાણીયે ઉગીયા અગણિત સુર. ૮
કરતાં વાતડી રે, બોલી અમૃ સરખાં વેણ;
પ્રેમાનંદનાં રે, જોતાં તૃપ્ત ન થાયે નેણ. ૯

પદ ૩

બોલ્યા શ્રીહરિ રે, સાંભળો નરનારી હરિજન;
મારે એક વારતા રે, સૌને સંભળાવાનું છે મન. ૧
મારી મૂરતી રે, મારા લોક ભોગ ને મુક્ત;
સર્વે દિવ્ય છે રે, ત્યાં તો જોયાની છે જુક્ત, ૨
મારું ધામ છે રે, અક્ષર અમૃત જેનું નામ;
સર્વે સામર્થી રે શક્તિ ગુણે કરી અભિરામ. ૩
અતિ તેજોમય રે રવિ શશી કોટીક વારણે જાય;
શીતળ શાંત છે રે, તેજની ઉપમા નવ દેવાય. ૪
તેમાં હું રહું રે, દ્વિભુજ દિવ્ય સદા સાકાર;
દુર્લભ દેવને રે, મારો કોઇ ન પામે પાર. ૫

જીવ ઇશ્વરતણો રે માયા કાળ પુરૂષ પ્રધાન;
સૌને વશ કરૂં રે, સૌનો પ્રેરક હું ભગવાન. ૬
અગણિત વિશ્વની રે, ઉત્પત્તિ પાલન પ્રલય થાય;
મારી મરજી વિના રે, કોઇથી તરણું નવ તોડાય. ૭
એમ મને જાણજો રે, મારા આશ્રિત સૌ નરનારી;
મેં તમ આગળે રે, વાર્તા સત્ય કહી છે મારી. ૮
હું તો તમ કારણ રે, આવ્યો ધામથકી ધરી દેહ;
પ્રેમાનંદનો રે, વ્હાલો વર્ષ્યા અમૃતમેહ. ૯

પદ ૪

વળી સૌ સાંભળો રે, મારી વાર્તા પરમ અનુપ;
પરમ સિદ્ધાંત છે રે, સૌને હિતકારી સુખરૂપ. ૧
સૌ હરિભક્તને રે, જાવું હોયે મારે ધામ;
તો મને સેવજ્યો રે, તમે શુદ્ધ ભાવે થઈ નિષ્કામ. ૨
સૌ હરિભક્તને રે, રહેવું હોય મારે પાસ
તો તમે મેલજો રે, મિથ્યા પંચ વિષયની આશ. ૩
મુજ વિના જાણજો રે બીજા માયિક સૌ આકાર;
પ્રીતિ તોડજો રે. જુદા જાણી કુટુંબ પરિવાર. ૪
સૌ તમે પાળજો રે, સર્વે દઢ કરી મારાં નિમ;
તમ પર રીઝશે રે, ધર્મ ને ભક્તિ કરશે ક્ષેમ. ૫
સંત હરિભક્તને રે, દીધો શિક્ષાનો ઉપદેશ;
લટકાં હાથનાં રે, કરતાં શોભે નટવર વેશ. ૬
નિજજન ઉપરે રે, અમૃત વર્ષ્યા આનંદકંદ;
જેમ સૌ ઔષધી રે, પ્રીતે પોષે પૂરણચંદ્ર. ૭
શોભે સંતમાં રે, જેમ કાંઇ ઉડુગણમેં ઉડુરાજ;
ઇશ્વર ઉદય થય રે, કળીમાં કરવા જનનાં કાજ. ૮
એ પદ શીખશે રે, ગાશે સાંભળશે કરી પ્યાર;
પ્રેમાનંદનો રે, સ્વામી લેશે તેની સાર. ૯

રાગ ગરબી. પદ ૧

પ્રગટ હરિ મુજને મળ્યા રે લોલ,
કાંઇ કહ્યામાં ના'વે વાત, મારી બેની. પ્રગટ૦ ટેક
આજ દીનબંધુ અલૌકિક હળ્યા રે લોલ,
પોતે પુરૂષોત્તમ સાક્ષાત, મારી બેની. પ્રગટ૦
એતો પ્રકૃતિ પુરૂષથી પર છે રે લોલ,
એતો અક્ષર તણા આધાર; મારી બેની. પ્રગટ૦
એતો રાધા રમાના વર છે રે લોલ,
એનો નિગમ ન પામે પાર, મારી બેની. પ્રગટ૦ ૨
એતો રાજાધિરાજપણે રાજતા રે લોલ,
એતો ત્રિભુવન પતિ ભગવાન, મારી બેની. પ્રગટ૦
એતો સુરનર મુનિ શાર છાજતા રે લોલ,
મનમોહન રૂપનિધાન, મારી બેની. પ્રગટ૦ ૩
મહામુક્ત પુજે જેની પાદુકા રે લોલ,
એવા પરમપુરૂષ મહારાજ, મારી બેની. પ્રગટ૦
જેને ઘડીયે ન મેલે રમા રાધિકા રે લોલ,
એવા દુર્લભ સુલભ થયા આજ, મારી બેની. પ્રગટ૦ ૪
નરવિગ્રહ ધર્યો કરૂણા કરી રે લાલ,
લીધો દ્વિજકુળે અવતાર, મારી બેની, પ્રગટ૦
પ્રેમાનંદનો સ્વામી આજ શ્રીહરિ રે લોલ,
મુક્તિ આપી કરે ભવપાર, મારી બેની. પ્રગટ૦ ૫

પદ ૨

પ્રભુ પ્રગટ થયા છે આ સમે રે લોલ,
શ્રીકૃષ્ણ કમળદળ નેણ, અવિનાશી. પ્રગટ૦ ટેક
જેને સુરપતિ નરપતિ સહુ નમે રે લોલ,
એવા ધર્મકુંવર સુખદેણ, અવિનાશી. પ્રગટ૦ ૧

જે ગોકુળનો નંદ લાડીલોરે લોલ,
તેજ ભક્તિધર્મસુત શ્યામ, અવિનાશી. પ્રગટ૦
તેણે મુક્તિનો દ્વાર ઉઘાડીયોરે લોલ,
નરનારીને દેવા નિજધામ, અવિનાશી. પ્રગટ૦ ૨
શુદ્ધ ધર્મ ધરાપર થાપવારે લોલ,
ઉખાડવા અધર્મનાં મુળ, અવિનાશી પ્રગટ૦
નિજજનને અખંડ સુખ આપવારે લોલ,
પાવન કરવા ભક્તિ ધર્મ કુળ, અવિનાશી. પ્રગટ૦
આજ મોક્ષ આપવાને આવીયારે લોલ.
બ્રહ્મમહોલવાસી હરિરાય, અવિનાશી. પ્રગટ૦
મોટા મુક્ત મુનિ સાથે લાવિયારે લોલ,
જેના દર્શન કરી પાપ જાય, અવિનાશી. પ્રગટ૦ ૪
મોક્ષપતિ કુંવર ભક્તિધર્મનારે લોલ,
હરિકૃષ્ણ નારાયણ નામ, અવિનાશી. પ્રગટ૦
વહાલો તરત કાપે છે બંધ કર્મનારે લોલ,
પ્રેમાનંદનો સ્વામી ઘનસ્યામ, અવિનાશી. પ્રગટ૦ ૫

પદ ૩

જેને જોઇએ તે આવો મોક્ષ માગવારે લોલ,
આજ ધર્મવંશીને દ્વાર, નરનારી જો૦ ટેક
આવો પ્રગટ પ્રભુને પગે લાગવાને લોલ,
વહાલો તરત ઉતારે ભવપાર, નરનારી. જો૦ ૧
જન્મમૃત્યુના ભય થકી છુટવારે લોલ,
શરણે આવો મુમુક્ષુ જન, નરનારી. જો૦
શીદ જાઓ છો બીજે શિર કૂટવારે લોલ,
થાશો તરત આગો પાવન, નરનારી. જો૦ ૨
જુઠા શીદ ભટો છો મત પંથમાંરે લોલ,
આવો સત્સંગ મેલીને મોક્ષરૂપ, નરનારી. જો૦

કીધાં શુદ્ધ અંતર નરનારીનાં રે લોલ,
ધર્મ ભક્તિ પધરાવ્યા માલ, અલબેલે. ધર્મ૦
એવાં દિવ્ય ચરિત્ર ગિરધારીનાં રે લોલ,
પ્રેમાનંદ જોઇને વારી જાય, અલબેલે. ધર્મ૦ ૫

## રાગ ગરબી. પદ ૧

ધર્મકુંવર ઘનશ્યામજી, મારા પ્રાણતણા આધાર; જોઇને જીવું છુ૦ ટે
તન મન ધન તમ ઉપરે, લઇ વારૂં વાર હજાર. જોઇને જીવું છું.
સુંદર મૂરતિ મોહિની, મારા મનમા ખુંતી રાજ; જોઇને જીવું છું.
તમ વિના મને કહાનજી, બીજું કાંઇ નવ સુઝે કાજ. જોઇને જીવું છું.
પાંપણપર આરિ દઇ તમે, બાંધી પાઘ અનુપ; જોઇને જીવું છું.
કોટિક કંદર્પ વારણે, લઇ વારૂં એવું રૂપ. જોઇને જીવુ છું.
ભાલ તિલક શોભે ઘણુ, જાણે ભ્રકુટી કામ કબાણ; જોઇને જીવુ છું.
કમળનયન કટાક્ષમાં, મારા તાણી લ્યો છો પ્રાણ. જોઇને જીવું છું.
મધુરૂ હસવુ જોઇને. મને વાધે પ્રેમ અપાર; જોઇને જીવુ છું.
ત્રિભુવનમાં એવી કોણ છે, જે વશ નવ થાયે નાર. જોઇને જીવું છુ.
વામ કરણમા સ્યામ છે, તિલ નિરખ્યા જેવો નીત; જોઇને જીવું છું.
તિલ જોઈ જમણા ગાલમાં, વાધે પ્રેમાનંદને પ્રીત. જોઇને જીવું છું.

## પદ ૨

શી કહું શોભા અંગની, જોઈ લોચનીયાં લોભાય; ચિતડું ચોરે છે. ટેક
નિરખી નાસા કીરને, મારા ભવના પાતક જાય. ચિતડું ચોરે છે. ૧
અધર પ્રવાળાંની ઉપમા, જાણે કુંદકળીસમ દાંત; ચિતડું ચોરે છે.
ચિબુકતણી શોભા ઘણી, કમ્બુકંઠ જોયાની ખાંત. ચિતડુ ચોરે છે. ૨
વક્ષઃસ્થળ વહાલુ ઘણું, મને મળવા વાધે પ્રીત; ચિતડું ચોરે છે.
આજાન બાહુ ઉર ધરી, આવો મળીયે મોહન મીત. ચિતડું ચોરે છે. ૩
ઉદરમાહી ત્રિવળી પડે, ઉંડી નાભી નૌત્તમ જોઇ; ચિતડું ચોરે છે.

આણો પ્રેમ પ્રતીત સાચા સંતમાંરે લોલ,
થાશે મોક્ષ અતિશે અનુપ, નરનારી. જો૦ ૩
જુવો આંખ ઉઘાડીને વિવેકનીરે લોલ,
શીદ કરો છો ગોળ ખોળ એકપાડ, નરનારી. જો૦
લીધી લાજ બીજા ગુરુ ભેખનીરે લોલ,
કામ ક્રોધે લગાડી છે રાડ, નરનારી. જો૦ ૪
એવા અજ્ઞાની ગુરુના વિશ્વાસથીરે લોલ,
જાશો નરકે વગાડતા ઢોલ, નરનારી. જો૦
વહાલો તરત છોડાવે કાળપાશથીરે લોલ,
પ્રેમાનંદ કહે આપે છે હરિ કોલ, નરનારી. જો૦ ૫

પદ. ૪

જાઉં ધર્મકુંવરને વારણે રે લોલ,
ભવ બુડતાં ઝાલી મારી બાંહ્ય, અલબેલે. ધર્મ૦ ટેક
બાંહ્ય ઝાલી તાણી લીધી બારણે રે લોલ,
નહિ તો વહીને જાતી કયાંની કયાંય, અલબેલે. ધર્મ૦ ૧
વહાલે ઘોર કળીમેં કરુણા કરી રે લોલ,
લીધો ધર્મગૃહે અવતાર, અલબેલે. ધર્મ૦
પોતે અક્ષરપતિ આવ્યા હરિ રે લોલ,
કરવા અધમતણો ઓધાર, અલબેલે. ધર્મ૦ ૨
વહાલે પ્રગટ પ્રતાપ જણાવીયો રે લોલ,
મેટયા લખ્યા વિધાતાના લેખ, અલબેલે. ધર્મ૦
જીવ જમના તે હાથથી છોડાવીયા રે લોલ,
મારી કરમની રેખપર મેખ, અલબેલે. ધર્મ૦ ૩
ચાર વર્ણ ને આશ્રમ ચારનાંરે લોલ,
થાપ્યા અચળ ધરાપર ધર્મ, અલબેલે. ધર્મ૦
મદ્ય માંસ ચોરી કેફ જારનાંરે લોલ,
નરનારીનાં મેલાવ્યાં કર્મ, અલબેલે. ધર્મ૦ ૪

કીધાં શુદ્ધ અંતર નરનારીનાં રે લોલ,
ધર્મ ભક્તિ પધરાવ્યા માલ, અલબેલે. ધર્મ॰
એવાં દિવ્ય ચરિત્ર ગિરધારીનાં રે લોલ,
પ્રેમાનંદ જોઇને વારી જાય, અલબેલે. ધર્મ॰ ૫

## રાગ ગરબી. પદ ૧

ધર્મકુંવર ઘનસ્યામજી, મારા પ્રાણતણા આધાર; જોઇને જીવું છું॰ ટેક
તન મન ધન તમ ઉપરે, લઇ વારૂં વાર હજાર. જોઇને જીવું છું. ૧
સુંદર મૂરતિ મોહિની, મારા મનમા ખુંતી રાજ; જોઇને જીવું છું.
તમ વિના મને કહાનજી, બીજુ કાંઇ નવ સુઝે કાજ. જોઇને જીવું છું. ૨
પાંપણપર આડી દઇ તમે, બાંધી પાઘ અનુપ; જોઇને જીવું છું.
કોટિક કંદર્પ વારણે, લઇ વારૂં એવું રૂપ. જોઇને જીવું છું. ૩
ભાલ તિલક શોભે ઘણું, જાણે ભ્રકુટી કામ કમાણ; જોઇને જીવું છું.
કમળનયન કટાક્ષમાં, મારા તાણી લ્યો છો પ્રાણ. જોઇને જીવું છું. ૪
મધુરૂ હસવુ જોઇને. મને વાધે પ્રેમ અપાર; જોઇને જીવું છું.
ત્રિભુવનમા એવી કોણ છે, જે વશ નવ થાયે નાર. જોઇને જીવું છું. ૫
વામ કરણમા સ્યામ છે, તિલ નિરખ્યા જેવો નીત; જોઇને જીવું છું.
તિલ જોઈ જમણા ગાલમાં, વાધે પ્રેમાનંદને પ્રીત. જોઇને જીવું છું. ૬

## પદ ૨,

શી કહું શોભા અંગની, જોઈ લોચનીયાં લોભાય; ચિતડું ચોરે છે. ટેક
નિરખી નાસા કીરને, મારા ભવના પાતક જાય. ચિતડું ચોરે છે. ૧
અધર પ્રવાળાંની ઉપમા, જાણે કુંદકળાસમ દાંત; ચિતડું ચોરે છે.
ચિબુકતણી શોભા ઘણી, કબુકંઠ જોયાની ખાંત. ચિતડું ચોરે છે. ૨
વક્ષઃસ્થળ વહાલુ ઘણું, મને મળવા વાધે પ્રીત; ચિતડું ચોરે છે.
આજાન બાહુ ઉર ધરી, આવો મળીયે મોહન મીત. ચિતડું ચોરે છે. ૩
ઉદરમાહી ત્રિવળી પડે, ઉંડી નાભી નૌત્તમ જોય; ચિતડું ચોરે છે.

સ્યામ કટી સોયામણી, ઉરમાંહી રહ્યું મન મોહ. ચિતડું ચોરે છે. ૪
જાનુ જુગલ છબી જોઇને, મારો સફળ થયો અવતાર; ચિતડું ચોરે છે.
પિંડી પાની નિરખતાં, મારો દૂર થયો સંસાર. ચિતડું ચોરે છે. ૫
સોળે ચિહ્ને જુક્ત છે, એ જુગલ ચરણની જોડ; ચિતડું ચોરે છે.
અખંડ રહો આવી ઉરમાં, પુરો પ્રેમાનંદના કોડ. ચિતડું ચોરે છે. ૬

પદ ૩

નવલ સનેહિ નાથજી, રૂપાળા રાજીવનેણ; વહાલા લાગો છો. ટેક.
હસતાં હસતાં હેતમાં, બોલો છો મીઠાં વેણ. વહાલા લાગો છો. ૧
આંખડલી અમૃતે ભરી, કાંઇ કરુણા કહી નવ જાય; વહાલા લાગો છો.
ચિત્ત ચોરાણું ચાલમાં, મરકલડે મન લોભાય. વહાલા લાગો છો. ૨
આતુરતા નથી અંગમાં, દીસે છે શીલ સ્વભાવ; વહાલા લાગો છો.
પ્રેમતણો પ્રવાહ વહે, નેણાંમાં નટવર નાવ. વહાલા લાગો છો. ૩
ભૂધર સાત્વિક ભાવના, નથી અરથા અરથી સ્યામ; વહાલા લાગો છો.
પરમારથને કારણે, પધાર્યા પૂરણકામ. વહાલા લાગો છો. ૪
દીન ઉપર દયા કરી, તમે દુર્લભ દર્શન દેવ; વહાલા લાગો છો.
કલ્પતરૂ છો કહાનજી, જાણે મોટા મુનિવર ભેવ. વહાલા લાગો છો. ૫
કરૂણાનિધિ કરૂણા કરીને, છોગાળા રંગછેલ; વહાલા લાગો છો.
પ્રેમાનંદ કહે અખંડ રહો, આંખડલીમાં અલબેલ. વહાલા લાગો છો. ૬

પદ ૪

ધર્મકુંવર શ્રીકૃષ્ણજી, તમે ભક્તપતિ ભગવાન; એ વર માગું છું. ટેક.
દયાનિધિ તમે દાસને, નિત્ય આપો છો એ દાન. એ વર માગું છું. ૧
નિરવિકલ્પ ઉત્તમ અતિ, એવો નિશ્ચે થાય તમારો; એ વર માગું છું.
અલબેલા તમ આગળે, હું અરજ કરૂં એ સારૂં. એ વર માગું છું. ૨
મહાત્મ્યજ્ઞાને સહિત હરિ, એવી એકાંતિકી ભક્તિ; એ વર માગું છું.
પ્રીત રહે તવ ચરણમાં, બીજે રહે સદા વિરક્તિ. એ વર માગું છું. ૩
હુંમાં તમારૂં ભક્તપણું, હરિ એમાં કોઇ પ્રકાર; એ વર માગું છું.
દોષ ન રહે કોઇ જાતનો, એ આપો ધર્મકુમાર. એ વર માગું છું. ૪

તમારો ક્રોધ ભક્તનો, મારે દ્રોહ ક્યારે નવ થાય; એ વર માગું છું॰
સંગ એકાંતિક ભક્તનો, મને નિત્ય આપો મુનિરાય. એ વર માગું છું॰ ૫
દાસ તમારા દાસનો, મને રાખો નાથ હજુરે; એ વર માગું છું॰
પ્રેમાનંદની વિનતિ, સાંભળજો શ્યામ જરૂર. એ વર માગું છું॰ ૬

---

રાગ ખમાચ–પદ ૧

રુડા લાગો છો રાજેન્દ્ર મંદિર-આવતા રે; રુડા॰ ટેક
જરકસિયો જામો હરિ પેરી, માથે બાંધી પાઘ સોનેરી;
ગુઢો રેંટો ઓઢી મન લલચાવતા રે, રુડા॰ ૧
કંઠે હાર ગુલાબી ફોરે, ચિત્ત મારું રોકી રાખ્યું તો રે;
ગજરા કાજુ બાજુ મન મારે ભાવતા રે. રુડા॰ ૨
કનછડી સુંદર કર લઇને, ગજગતિ ચાલો હળવા રહીને;
ચીતડું ચોરો મીઠું મીઠું ગાવતા રે. રુડા॰ ૩
પ્રેમાનંદના નાથ વિહારી, જાઉં તારા વદનકમળપર વારી;
હેતેસું બોલાવી તાપ શમાવતા રે. રુડા॰ ૪

પદ ૨

વહાલી લાગે છે વરણાગી તારી વાંકડી રે; ✓ વહાલી॰ ટેક
લલિત ત્રિભંગી સુંદર શોભે, સુરનરમુનિના મનને લોભે;
ચાલો ચાલ ચટકતી પેરી ચાંખડી રે. વહાલી॰ ૧
સુંદર હસીત વદનની વાણી, સુણતાં વ્રજવનિતા લલચાણી;
જોઇને મોહી અણિયાળી ચંચલ આંખડી રે. વહાલી॰ ૨
નવલ મનોહર સુંદર છેલા, ઓરા આવોને અલબેલા;
મળિયે મોહન બાંધી બાથે રાંખડી રે. વહાલી॰ ૩
શ્રીઘનશ્યામ છબીના ધામ, પ્રેમાનંદ ભજે આઠો જામ;
જોયાની લાગી છે નિશદિન ધાકડી રે. વહાલી॰ ૪

પદ ૩

તારી શાનકની બલિહારી મારા નાથજી રે; તારી૦ ટેક.
સુંદર રૂપ કહ્યામાં ના'વે, શેષ સહસ્ત્રમુખ પાર ન પાવે;
કોટિક કામ લજાઇ જોડે હાથજી રે. તારી૦ ૧
મોહ્યું મન મુખને મરકલડે, ગિરિવરજી ગમિયા છો દલડે;
ક્ષણું ન મેલે સાગરતનયા સાથજી રે. તારી૦ ૨
રૂપ શીલ ગુણ રસના સાગર, તરુણ કિશોર સદા નટનાગર;
વ્રજવનિતાના પ્રાણજીવન સુખપાથજી રે. તારી૦ ૩
કરુણારસમય જોવું હસવું, કરુણા કરી જન ઉરમાં વસવું;
પ્રેમાનંદ નિત્ય આવે એ ગુણ ગાથજી રે. તારી૦ ૪

પદ ૪

વારે વારે જાઉં વહાલાજી તારે વારણે રે; વારે૦ ટેક.
આદિપુરુષ ઇશ્વર અવતારી, કરુણારસમય મૂર્તિ ધારી;
પતિતપાવન પ્રગટ્યા આજ એમ કારણે રે. વારે૦ ૧
નરનારી અગણિત અથડાતાં, ભવસાગરમાં ડબકાં ખાતાં;
બળવંત બાંહ ગ્રહીને કાઢતા બારણે રે. વારે૦ ૨
અધમઉધારણ નામના નામી, બિરુદ તમારૂં સદાયે સ્વામી;
કીધું સત્ય કળીમાં બહુ જન તારણે રે. વારે૦ ૩
મળિયો પુરુષોત્તમ એમ જાણી, અચળ આશરો ઉરમાં આણી;
પ્રેમાનંદ ફરીને બેઠો કારણે રે. વારે૦ ૪

રાગ ગરબી—પદ ૧

શોભા શી કહું રે રૂડી, વરણન કરતાં જાય ચિત્ત બૂડી;
હરિવર જોયા રે રંગમાં, મોહી હું તો રસિયાજીના અંગમાં. ૧
ઉદર અનુપમ રે નિરખી, ઉપમા પીપળ પાનના સરખી;
ત્રિવળી સુંદર રે શોભે, જોઇ જોઇ ચિતડાં મારાં લોભે, ૨

નાભી ઉંડી રે રૂપાળી, બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી;
કટિલંક જોઇને રે:મનમાં મૃગપતિ લાજી રહ્યો મહા વનમાં. ૩
હરિયે ઉપવીત રે ધારી, મુનિના મનને આનંદકારી;
નિરખી આનંદ રે પામી, આવા રૂડા પ્રેમસખીના સ્વામી. ૪

પદ ૨

હરિને નિરખ્યા રે નેણે, વહાલાને વરણવું સુંદર વેણે;
શ્યામ શરીરે રે શોભે, આજાન બાહુ ચિતડાં લોભે. ૧
મુરતિ ઉંચી રે વખાણું, સવાચોસઠ તસુ પરમાણું;
સુંદર શોભે રે શરીરે, પીત પટ પેહેર્યાં છે બળવીરે. ૨
ઘેરે સાદે રે ગાજે, સાંભળી મેઘ નગારાં લાજે;
હસતા આવે રે પાસે, કેસર સરખો સુગંધ શ્વાસે. ૩
કૌતુહલના રે ભરિયા, જેમ કળાના પૂરણ દરિયા;
બ્રહ્મવિદ્યાના રે સ્વામી, આવા રૂડા પ્રેમસખી વર પામી. ૪

પદ ૩

રંગનો ભીનો રે જોઇ, હરિના જુગલ ચરણ પર મોહી;
સાથળ રૂડા રે કેવા, નિરખી મનમાં રાખ્યા જેવા. ૧
ગોળ છે જાડા રે સ્વરૂપે, ઉપમાં કદળી સ્તંભની ઓપે;
શોભિત શોભા રે ધામ, વ્રજવનિતાના પુરણકામ. ૨
સુંદર શોભે રે જાનું, નિરખી ધન્ય ભાગ્ય કરી માનું;
જંઘા જુગલને રે નિરખી, ચંદન ચરચી મનમાં હરખી. ૩
ઘુંટી અનુપમ રે પાની, નિરખી મનમાં રાખું છું છાની;
એ પદ ઉરમા રે ધારી, પુંજી પ્રેમસખી બલિહારી. ૪

પદ ૪

ચરણ હરિના રે શોભે, જોઇ જોઇ મુનિમન મધુકર લોભે;
છબી અલૌકીક રે ન્યારી, સોળે ચિહ્નતણી બલિહારી. ૧
મત્સ્ય તે મહસુખ રે આપે, ત્રિકોણ ગોપદ દુઃખડાં કાપે;

કલશ ધનુષને રે ધારે, વ્યોમ તે તાપ હુવાના હારે. ૨
અર્ધ ચંદ્ર ઉગ્યો રે ભારી, સ્વસ્તિ અષ્ટકોણ મંગળકારી;
જવ ને જાંબુ રે વિરાજે, વજ્ર ધ્વજ અંકુશ અતિ છાજે. ૩
અંબુજ શોભા રે સારી, લાગે ઉર્ધ્વરેખા અતિ પ્યારી;
શુક જેવા જોગી રે વિચારે, નિત્ય ઉઠી પ્રેમસખી ઊર ધારે. ૪

પદ ૫

એ ચરણના રે ભોગી, શિવ સનકાદિક શુક જેવા જોગી;
મનમાં વિચારે રે પ્રીતે, તેણે કરી કામાદિક રિપુ જીતે. ૧
ધ્યાનમાં નખમણી રે દેખે, ઝીણી આંગળીયોની રેખે;
જોવે ચિહ્ન જમણે રે અંગુઠે, બીજે નવ રાચે ભામે જુઠે. ૨
ઋષિગણ પુજે રે આનંદે, ભવ બ્રહ્માદિક નિત્ય ઉઠી વંદે;
શેષ સંભારે રે મનમાં, પુજે ગોવાળ વૃંદાવનમાં. ૩
કુચ ને કુમકુમ રે સમારી, ઊરપર રાખે વ્રજની નારી;
ઉપનિષદનો રે સાર, પ્રેમસખી કરી રાખે ઉર હાર. ૪

પદ ૬

સુંદર શોભે રે રસિયો, વહાલો મારા હૃદયકમળમાં વસિયો;
રૂપ અલૌકીક રે જોઇ, ઉપમા તોલે ના આવે કોઇ. ૧
નિત્ય ઉઠી નારદ રે આવે, શેષ સહસ્રમુખ પાર ન પાવે;
શ્રીનારાયણ રે સ્વામી, હું તો એ જોઇને આનંદ પામી. ૨
નખશિખ શોભા રે વખાણી, સુકળ કરૂં છું મારી વાણી;
અંગો અંગને રે ગાવું, હવે હું પાછી ભવમાં નાવું. ૩
હવે હું તો થઇ છું રે માતી, હરિના ગુણ સાગરમાં ન્હાતી;
વહાલે મને ઝાલી રે હાથે, રસિયે પ્રેમસખીને નાથે. ૪

---

રાગ ગરબી—પદ ૧

વંદું પુરૂષોત્તમ પરબ્રહ્મ અનાદિ દેવને રે લોલ;
જેની દેવ દાનવ મુનિ વૃંદ કરે નિત્ય સેવને રે લોલ. ૧

વંદું કૃષ્ણ કમળદળ નેણ સકળ સુખધામને રે લોલ;
વંદું ગોલોકપતિ રાય તે જ્યોતિથી શ્યામને રે લોલ ૨
વંદું સકળ કળા ગુણ ધામ જગત આધારને રે લોલ;
ગાવે શારદ નારદ, શેષ લહે નહિં પારને રે લોલ. ૩
વંદું અક્ષરબ્રહ્મ આધાર કે ધર્મ નિવાસને રે લોલ;
વંદું પ્રેરક માયા કાળ સકળ ભય નાશને રે લોલ. ૪
માગું કર જોડીને નાથ કે વાણી પ્રકાશને રે લોલ;
ગાવું સુંદર કૃષ્ણ સ્વરૂપ હરખ અતિ દાસને રે લોલ. ૫
વર્ણવું નખશિખ રૂપ અનૂપ હરિચરણે નમી રે લોલ;
આપો પ્રેમસખીના નાથ કે બુદ્ધિ અનુપમી રે લોલ. ૬

પદ ૨

વરણવું પૂરણ બ્રહ્મ દયાળ નારાયણ મૂરતિ રે લોલ;
મોહન કોટિક શોભાધામ નહિ મેલું ઉરતી રે લોલ. ૧
શોભે સુંદર શ્યામ શરીર હરિ હસી હેરતા રે લોલ;
સુંદર કમળની માળા નાથ હાથમાં ફેરતા રે લોલ. ૨
શોભે સુંદર ભાલ વિશાળ લલિત રેખાવળી રે લોલ;
જોતાં લોચન ત્રપત ન થાય કે જાયે ચિતડું ચળી રે લોલ. ૩
સુંદર ઝીણા નૌતમ કુટિલ અકળના કેશ છે રે લોલ;
બાંધી પાઘ મનોહર શિશ કે નટવર વેશ છે રે લોલ. ૪
પ્રફુલિત પંકજ સરખા વિશાળ મનોહર નેણ છે રે લોલ;
રૂડાં અમૃત સરખાં રસાળ કે મીઠા વેણ છે રે લોલ. ૫
ભ્રકુટી કુટિલ કટાક્ષને બાણ કે કાળજ કોરતા રે લોલ;
શોભે પ્રેમસખીનો નાથ કે ચિતડા ચોરતા રે લોલ. ૬

પદ ૩

શોભા પુરણ ચંદ્રસમાન કે મોહન મુખનણી રે લોલ;
નિરખી મુનિજન વૃંદ ચકોર પ્રીત અતિશય ઘણી રે લોલ. ૧
શોભે સુંદર લાલ કપોળ મનોહર આશ છે રે લોલ;

હરિનું કેસર ચંદને ચરચિત રૂડું ભાલ છે રે લોલ. ૨
નાસા શોભીત મુનિ મન લોભીત છે બલવીરની રે લોલ;
કવિએ સરવે ખોળીને આપી ઉપમા કીરની રે લોલ. ૩
શોભે અધરબિંબ અતિસાર પાનબીડી ચાવતા રે લોલ;
વ્રજવનિતાના જીવન પ્રાણ કે તાપ સમાવતા રે લોલ. ૪
શોભે સુંદર બતરીશ દાંત કે જાણે કુંદ કળી રે લોલ;
ચોરયા દેઇ કેરા ચિત્ત કે હસતા લળી લળી રે લોલ. ૫
સુંદર શંખ સરીખો કંઠ રુડી રેખાવળી રે લોલ;
વારે પ્રેમસખી લેઇ પ્રાણ હરિને મળી મળી રે લોલ. ૬

પદ ૪

નારાયણ પુરુષોત્તમ દેવ કે શોભાધામ છે રે લોલ;
પ્રગટ્યા ભક્તતણા મનરંજન પુરણકામ છે રે લોલ. ૧
શોભે ભુજા યુગલ સુખરૂપ વિપુલ વિલસી રહી રે લોલ;
કવિએ ઉપમા હસ્તિસુંડ કમળ ડંડની કહી રે લોલ. ૨
કરમાં સારંગ ચાપના ચિન્હ તેણે અતિ શોભતા રે લોલ.
જાણે કઠિન કુરમની પીઠ કે મુનિમન લોભતા રે લોલ. ૩
ઝીણી આંગળિયોની રેખા નખમણિ લાલ છે રે લોલ;
લાજે એરાવત કલહંસ એવી રૂડી ચાલ છે રે લોલ. ૪
એવી ભુજા અનુપમ સાર કે શોભે શ્યામની રે લોલ;
ચુંબન કરવા તલખે નિશદિન વ્રજની ભામની રે લોલ. ૫
નિરખી ઉન્નત હૃદય વિશાળ કે દુઃખ સરવે ટળ્યા રે લોલ;
આવા રૂડા પ્રેમસખીનો નાથ કે સુજને ભલે મળ્યા રે લોલ. ૬

રાગ ગરબી પદ ૧

ધર્મકુંવર હરિકૃષ્ણની રે, મૂરતિ મારે મનમાની;
જીવન જોયા લાગ છે રે. ટે.
તરુણ મનોહર ગાત રે, રેખા ઉઠે નાની નાની. જીવન. ૧

મસ્તક મુગટ જડાવનો રે, કુંડળ મકરાકાર; જીવન૦
કેસર તિલક લલાટમાં રે, જોઇ જોઇ વાધે પ્યાર. જીવન૦ ૨
ઉરમાં અનુપમ ઉતરી રે, કંચન કેરી અનૂપ; જીવન૦
રતને જડિત બાજુ બાંધીયા રે, સુરનરમુનિ ને ભુપ. જીવન૦ ૩
વેંઢ વીટિયો કડાં સાંકળા રે, શોભે છે કરવર માંય; જીવન૦
પ્રેમાનંદ છબી ઉપરે રે, તન મન ધન બલજાય. જીવન૦ ૪

પદ ૨

મદન મનોહર મૂરતિ રે, રાજહંસ ગતિ ચાલ;
નિરખી નેણાં ઠરે રે૦ ટેક.
જરકસી જામા પહેરીયા રે, સોનેરી સુરવાળ. નિરખી૦ ૧
કનક રેંટો કમરે કસ્યો રે, કરમાં રેશમી રૂમાલ; નિરખી૦
કનક હિંડોળે હિંચતા રે, શોભે છે ધર્મનો લાલ. નિરખી૦ ૨
પુરૂષોત્તમ પરિબ્રહ્મને રે જોવા મળ્યું સરવે જકત; નિરખી૦
નારી નરનો પાર નહીં રે, લાખો મુનિ હરિભક્ત. નિરખી૦ ૩
વ્રતપુરિના ચોકમાં રે, જાદવરાય જોવાય; નિરખી૦
ઘોડલાની ઘુંમરમાં જોઇ રે, પ્રેમાનંદ વારી જાય. નિરખી૦ ૪

પદ ૩

નવીન આંબાનું જોડલું રે. તે વચ્ચે અતિઅભિરામ
હિંડોળો હેમનો રે૦ ટેક.
બાંધ્યો બેઉ આંબા ડાળમાં રે, સુંદર શોભાધામ. હિંડોળો૦ ૧
રમણિક હિંડોળા તણી રે, શોભા કહી નવ જાય; હીંડોળો૦
શોભા ત્રિભુવનની આવી રે, ઉગી ઉડી હરખાય. હિંડોળો૦ ૨
હિંડોળામાં શ્રીહરિ રે, શોભે છે સૂર્ય સમાન; હિંડોળો૦
કરે લીલા ભાત ભાતની રે; પુરૂષોતમ ભગવાન. હિંડોળો૦ ૩
જોઇ મૂરતિ મહારાજની રે, લોચન ત્રપત ન થાય; હિંડોળો૦
પ્રેમાનંદ હરિ ઉપરે રે, તન મન પ્રાણ વારી જાય. હિંડો૦

પદ ૪

કનક છડી લઇ કરમાં રે, ઉભા હિંડોળે નાથ;
ધર્મસુત લાડીલો રે૦ ટેક
મુનિવર હરિજન ઉભલા રે, ચારે પાસે જોડી હાથ. ધર્મ૦ ૧
કેસર ચંદન કંકુ લઇને રે, સરસ કુસુમના હાર; ધર્મ૦
અગર ધુપ દીપ આરતિ રે, ઉતારે કરી પ્યાર. ધર્મ૦ ૨
હાર પે'રાવે હેતમાં રે, હરિજન ઉભા અપાર; ધર્મ૦
કર ચરણે કરી કેટલા રે, લે છે ધર્મકુમાર. ધર્મ૦ ૩
કેટલાક લે છડીયે કરી રે, હાર હરિ ઘનશ્યામ; ધર્મ૦
પ્રેમાંનંદ ગાયે નિરખી રે, નિર્ગુણના ગુણગ્રામ. ધર્મ૦ ૪

---

રાગ સોલા પદ ૧

પ્યારા ઘનશ્યામ, પુરણકામ રે, આવો ઓરા ખોસું બાથે તેરા. મારા રાજ૦ ૧
ધર્મકુમાર, જાઉં બલિહાર રે, લાગે પ્યારી, મૂરતિ તમારી, મારા૦ ૨
નખશિખ જેવું, ચીતડું પરોવું રે, ચરણે મેં, કરૂં પરણામ, મારા૦ ૩
ઉર્ધ્વરેખા રૂડી, અંત સમે મૂડી રે, નખમાંઇ, ચિન્હ સુખદાઇ, મારા૦ ૪
જોઇ પ્રેમાનંદ આનંદકંદ રે, નખમણિ, શોભા જગતણી, મારા૦ ૫

પદ ૨

કૃષ્ણ શ્રીહરિ, ઉભા રહોને જરી રે, નેણાં આગે મન મારૂં લાગે, મારા રાજ૦ ૧
જોઉં કૃણા ઘુંટી, પિંડી સાથળ રુડી રે, શ્યામકટી, જાયે દુઃખ મટી, મારા૦ ૨
ઉદર નિરખી, કરૂં માંહી બકી રે, ગાળીમળી, નિરખું ત્રિવળી, મારા૦ ૩
હૃદય વિશાળ, માંહી મોતી માળ રે, અતિ શોભે, જોઇ મન લોભે, મારા૦ ૪
જોવા છાપ ચિહ્ન, પ્રેમાનંદ દીન રે, સ્તન શ્યામ, અતિસુખધામ, મારા૦ ૫

પદ ૩

નારાયણ નામ, રટું આઠું જામ રે, મારા સ્વામી, અંતર જામી, મારા રાજ૦ ૧
શોભાના ભંડાર, જાઉં બલિહાર રે, ભુજા જોઇ, મન રહ્યું ગોહી, મારા૦ ૨

અભય ઉદાર, ચિહ્ન તે અપાર રે, જોઇ બળ જનમ સુફળ, મારા૦ ૩
કરિ કર સમ, ગોધારયા અધમ રે, માથે મેલી, આપ્યા મેં સાહેલી, મારા૦ ૪
રાતી હથેળીમાં, રેખા સુખસીમા રે, નખચંદ નિરખે પ્રેમાનંદ, મારા૦ ૫

પદ ૪

નમુ કર જોડી, બુદ્ધી છે થોડી રે, શું ગાવું પાર ન પાવું, મારા રાજ૦ ૧
જોઇ કંબુકંઠ, મદન અટંટ રે, થયો દીન, પરમ પ્રવીણ, મારા૦ ૨
વદન વિલોકી, ભક્તજન શોખી રે, જોઇ રૂલ્યા, તન સુધ ભુલ્યા, મારા૦ ૩
ચંદ્રનો પ્રકાશ, શશી મુખ હાસ રે, કુંદ કળી, દંત આવળી, મારા૦ ૪
અધર પ્રવાળ, રુપની જાળ રે, નાની રેખે, પ્રેમાનંદ દેખે, મારા૦ ૫

પદ ૫

મળ્યા ભક્ત ટોળે, જમણે કપોળે રે,તીલ જોવા, ચિત્તમાં પરોવા,મારા રાજ૦ ૧
નાસિકા નમણી, સીમા શોભાતણી રે, અણિયાળાં નેણાં મરમાળાં, મારા૦ ૨
નેણુંને ચાળે ભ્રકુટિ ઉછાળે રે, ઘેનાં કીધાં ચિત ચોરી લીધાં, મારા૦ ૩
ભાલ વિશાળ, તિલક રસાળ રે, કેસરનું શોભે હરિવરનું, મારા૦ ૪
શિખા છબીદાર, નિરખે વાર વાર રે; એક મન, પ્રેમાનંદ ધન્ય, મારા૦ ૫

---

રાગ ખમાચ પદ ૧

મન વસિયોરે મારે મન વસિયો, વ્રજરાજ કુંવર મારે મન વસિયો, મન૦ ટેક ✓
છેલ છોગાળો વહાલો અતિ મરમાળો, રંગીલીનો રસનો રસિયો રે. વ્રજ૦ ૧
હળને શું વહાલો હેત કરીને, મુજ સામું જોઇને હસિયો રે. વ્ર૦ ૨
કસુંબલ પાઘ કેશરનો ભીનો, પીતાંબર કમરે કસીયો રે. વ્રજ૦ ૩
પ્રેમાનંદનો નાથ છબીલો, સોળ કલા પૂરણ શશિયો રે. વ્રજ૦ ૪

પદ ૨

મન હરિયું રે મારું મન હરિયું, બેની નંદને કુંવર મારું મન હરિયું; બેની૦ ટેક ✓
નેણાં ભરી નીરખ્યો નટનાગરે, સાગર સુખને શું કરિયું રે. બેની૦ ૧
સુંદર મુખ શ્રીનંદકુંવરનું અતિ આનંદ સુખનું ભરિયું રે. બેની૦ ૨

જરેકસી પાઘ બાંધીને સુંદર, નૌતમ છોગલીયું ધરિયું રે. એવી૦ ૩
પ્રેમાનંદના નાથનું મુખડું, નીરખીને અંતરમાં ઠરિયું રે. એવી૦ ૪

પદ ૩

ગિરિધરજી રે માનો ગિરિધરજી, મારો પાલવ મેલોને ગિરિધરજી; મારો૦ ટેક
પાલવ મેલોને વહાલા છેલ છબીલા, માનોજી મોહન મારી એ અરજી રે. મારો૦ ૧
શા કારણ શ્યામળિયા વહાલા, શીદને થયા છો આવડા ગરજી રે. મારો૦ ૨
ગિરિધરિયા ઘેલું મા બોલો, રસિયા જાણી મેં રાજની મરજી રે. મારો૦ ૩
પ્રેમાનંદના રે નાથ ઠગારા, શ્યામળિયા સુંદર વરજી રે. મારો૦ ૪

પદ ૪

મહી ઢળશે રે મારૂં મહી ઢળશે, મેલોને શ્યામ સુંદર મારૂં મહી ઢળશે, મેલો૦ ટેક
મહી ઢળશેને ગોળી મહીની રે ફુટશે,એમાંથી વહાલા તમને શું મળશે રે. મેલો૦ ૧
સાંભળશે રે મારી સાસુ ઠગારી, મુજપર બહુ રીશે બળશે રે. મેલો૦ ૨
વળશો રાં રે વિઠ્ઠલવર મુજને, દુરજનિયાં રે દેખીને કળશે રે. મેલો૦ ૩
પ્રેમાનંદના નાથજી તમને, જોઇ જોઇને દુઃખડા ટળશે રે. મેલો૦ ૪

---

## રાગ કાલિંગડાની ગરબી. પદ ૧

માણકીએ ચડ્યા રે મોહન વનમાળી, શોભે રૂડી કરમાં લગામ રૂપાળી. મા૦
માણીગર સૌને કહે છે થાઓ ત્યાર. મુનિ વર્ણિ પદાતિ ને સવાર;
મતપુરી જાવા કર્યો નિરધાર. મા૦ ૧
કેસર બેરી બોદલી ને ફુલમાળ, તાજણુ તીખી વાંઝણીનો ઘણો તાળ;
શોભે ઘણા વ્હાલા લાગે છે મરાલ, મા૦ ૨
પ્રેમીભક્ત વિનતી કરે દોડી દોડી, લોહચમક તુલ્ય વૃત્તિ મુરતીમાં જોડી;
નથી જાતી દરબારમાંથી ઘોડી. મા૦ ૩
આજ્ઞા આપો અમે જાયે મતપુરી, જાવો પ્રભુ રામનવમી નથી દુરી;
સેવક દાસ પ્રેમાનંદ હજુરી. મા૦ ૪

પદ ૨

વાલમજી વ્હેલા વળજો ગઢપુરે, વ્રતપુરી નથી દેશાંતર દુરે; વાલ૦
માણકીનો વેગ દેખ્યો સુણ્યો કોઇ, આકાશથી તારો ખર્યો જાણ્યું જોઇ;
ગરડ લાજ લોપી માણકીએ સોઇ. વાલ૦ ૧
મન વેગે ગાઉ જઈ રહ્યા રાત; સાંજીવાડે સ્વામી ગયા પરભાત;
હાં હાં કરતાં વડતાલમા ગઇ વાત. વાલ૦ ૨
વ્રતપુરી દાસ કીધેલ આનંદ, સામૈયે ચાલ્યા આવ્યા જનવૃંદ.
ભલે ભલે સ્વામી તમે સહજાનંદ. વાલ૦ ૩
વાજાં વાગે આવ્યા નારાયણ સ્વામી, સભામધ્યે શોભે હેલી બહુનામી:
પ્રેમાનંદ કહે અક્ષર ધામના ધામી. વાલ૦ ૪

પદ ૩

ડોલરીયો જમવા ઉઠ્યા રંગરેલ, માણીગર અળવ ભર્યો અલબેલ. ડો૦
જમ્યા વ્હાલો સંતને પીરસવા આવ્યા, મોતીચુર થાળ ભરીને મંગાવ્યા.
પાયવાર કર્યા સંતને હરાવ્યા. ડો૦ ૧
પોઢયા વ્હાલો બંગલે જઇને સુખકારી, જાગ્યા સાંજે સભા કરી ઓટે સારી;
ધન્ય ધન્ય એ આંબા અધહારી. ડો૦ ૨
જુમખ ફુંડ રંગના કરાવેલ તાલ, ત્યાં તો શોભે ઉર્વી ઘણી વિશાળ;
આવ્યા સંત ઘણા ઘણા સાયંકાળ. ડો૦ ૩
દર્શન બહુ આપ્યાં તમે સુખધામ, ઘોડે ચડી સધમાં કર્યા ઘનશ્યામ;
પ્રેમાનંદ કહે બંગલે ગયા ભગવાન. ડો૦ ૪

પદ ૪

સવારે ગોમતી ગયા ભગવાન, રટે ત્રણ લોક નારાયણ નામ. સ૦
આજ રામનવમી જનનો હીલોલ, સતસંગી સર્વે કરે છે કીલોલ;
ગાન તાન ઉત્સવ ઝાંઝ ઝકોળ. સવારે૦ ૧
આવ્યા હેલી મંદિરમાં મતવાલો, સંતસભામધ્યે શોભે ધર્મલાલો;
સતસંગી પુજન કરવાને ચાલો. સવારે૦ ૨

પુજા કરી આરતી ભક્ત ઉતારે, સંતસભા મૂર્તિને અંતરમાં ધારે;
રંઢીયાળો લટકાં કરીને રીઝાવે. સવારે૦ ૩
દસ દિવસ જમી જમાડ્યા સીધાવ્યા, વ્રતપુરીવાસી ગઢપુરે આવ્યા;
પ્રેમાનંદ મોંધે મોતીડે વધાવ્યા. સવારે૦ ૪

---

## રાગ પરજ–પદ ૧

નેણામાં રાખું રે નેણામાં રાખું રે, નાથજીને જતન કરીને રે.
મારાં નેણામાં રાખું. ટેક૦
શિવ સનકાદિક શુક જેવા જોગી, હાંરે જેની વાટું જુવે છે લાખું રે, નાથ. ૧
છેલ છબીલાજીની મુરતિ ઉપર, હાંરે મારા પ્રાણ વારી વારી નાખું રે, નાથ. ૨
નયણે નિરખી હરિને ઉરમાં ઊતારૂં, હાંરે એના ગુણડા નિશદીન ભાખું રે, નાથ. ૩
પ્રેમાનંદ કહે હરિરસ અમૃત, હાંરે હું તો પ્રેમ કરી નિત ચાખું રે, નાથ. ૪

## પદ ૨

અળગા ન મેલું રે અળગા ન મેલું રે, નાથ તમને આંખડલિથી રે,
અળગા ન મેલું. ટેક.
મદન મોહન તારી મુરતિ જોઇને, હાંરે મારૂં મનડું થયું છે ઘેલું રે, નાથ. ૧
લોક કુટુંબ પરિવાર તજીને, હાંરે મેં તો તમ સંગ બાંધ્યું છે બેલું રે, નાથ. ૨
પ્રાણજીવન તમે પાસે રાખ્યાનું, હાંરે મન વચન દીધું છે વે'લું રે, નાથ. ૩
પ્રેમાનંદ કહે જોઈ જોઇ જીવું, હાંરે તારૂં મોળિડું રંગનું ભરેલું રે, નાથ. ૪

## પદ ૩

નહિ દીયું જાવારે નહિ દીયું જાવા રે, નાથ તમને આંખડલિથી રે,
નહિ દીયું જાવા રે. ટેક.
જીવનની પેઠે જાળવીને રાખીશ, હાંરે એક લગારે ન દેઉં દુખાવા રે, નાથ. ૧
મન ગમતાંરે ભોજન રાંધી જમાડું,હાંરે લાવું સાકર નાંખીને દૂધ પાવા રે, નાથ. ૨
શ્વેત અંબર અતિ ઝીણાં લાવું, હાંરે મારા પ્રાણ તમને પે'રાવા રે, નાથ. ૩
જાવાનું રે તમે નામ લીયો તો હાંરે પ્રેમાનંદના સમ છે માવા રે, નાથ. ૪

પદ ૪

આવાને આવા રે આવાને આવા રે, રહેજો મારી આંખડિમાં રે,
આવાને આવા. ટેક.
આવાને આવા મારા નાથ બિરાજો, હારે મારા તનના તાપ બુઝાવા રે, રે'જો. ૧
ઉલરિયાના નિત્ય હાર પે'રાવું, હરિ રૂડા તોરા લાવું લટકાવા રે, રે'જો. ૨
અમૃત વેણે સુકોમળ નેણે, હારે અતિ અમૃત ઝડી વરસાવા રે, રે'જો. ૩
પ્રેમાનંદ કહે નાથજી આગે, હરિ રહું હાજર નિશદીન આવા રે, રે'જો. ૪

રાગ ગરબી–પદ ૧

હું તો જાઈશ ગિરિધર જોવા રે, મા મુને વારીશ માં;
મારા ઉરમા છબીલાજીને પ્રોવા રે, મેણે મારીશ માં; મા મુ૦ ટેક.
જાઈશ જોવા હું તો નંદજીનો લાલો, હારે મારો પરમ-
સનેહી લાગે વહાલો રે. મા મુ૦ ૧
છેલ છબીલો વહાલો કુંજવિહારી, હાંરે એતો જીવનદોરી
છે મારી રે. મા મુ૦ ૨
વારીશ માં તને કહું છું રે વહેલુ, હારે હું તો માથું
જાતાં નહી મેલું રે. મા મુ૦ ૩
પ્રેમાનંદના સ્વામીના સારૂં,હરિ કુરબાણ કરશું જીવિત મારૂં રે. મા મુ૦ ૪

પદ ૨

હારે મે'તો જોયા ચતુર નંદલાલ રે, ઉભા ઓસરિયે;
હારે કર્યા તિલક કેશરનાં ભાલ રે, સુંદર વર હરિયે; ઉભા૦ ટેક.
શ્વેત પાઘ શીર ઉપર શોભે, હારે જોઈ છોગલીયાં ચિત્ત લોભે રે, ઉભા૦ ૧
શ્વેત હાર પેર્યા ઉર પર કાજુ, હારે બાંધ્યા શ્વેત ફુલોના બાજુ રે. ઉભા૦ ૨
શ્વેતાંબર સરવે અંગ બીરાજે,હાંરે જોઈ કોટી કામ છબી લાજે રે. ઉભા૦ ૩
પ્રેમાનંદ કહે પલવટ વાળી, હારે ચડતા ઘોડલડે વનમાળી રે. ઉભા૦ ૪

પદ ૩

વહાલો ઘોડલાં ખેલાવે ઘનશ્યામ રે, બાઇ મારે આંગણીયે;
મારાં ચિતડાં ચોરે છે સુખધામ રે, આંખડલીની અણીયે. બાઇ૦ ટેક.
ઘોડલ ફેરે ને વહાલો મુજસામું હેરે, હાંરે મને ન્યાલ
કીધી આણે ફેરેરે. બાઇ૦ ૧
ચપળ તુરંગ અતિવેગે ફરે છે, હાંરે એતો ગરૂડનો ગર્વ હરે છેરે. બાઇ૦ ૨
સુર નર મુનિજન નિરખે છે પ્રીતે; હાંરે જાણે ચિત્ર
આલેખ્યા છે ભીંતેરે. બાઇ૦ ૩
રૂડો લાગે છે ખભે ફરકે છે પટકો, હાંરે રીઝ્યો પ્રેમાનંદ.
જોઇ લટકોરે. બાઇ૦ ૪

પદ ૪

હાંરે સખી ન્હાવા પધારે મહારાજ રે, જીવન જમુનામેં;
સાથે લીધો છે સરવે સમાજ રે, મજને વીસામે; જીવ૦ ટેક.
હળવા રે હળવા વહાલો હાલે બજારે. હાંરે ઉભા નગરવાસી
પ્રાણ વારે રે. જીવ૦ ૧
છત્ર ચમર શિર ઉપર રાજે, હાંરે આગે અગણિત વાજાં વાજેરે. જીવ૦ ૨
ઉતરયા ગોવિંદ જમુનામેં ન્હાવા, હાંરે આવી સુરમુનિ
પુષ્પે વધાવે રે. જીવ૦ ૩
ગિરિધર ન્હાયે ને ગોપીયો ગાયે, હાંરે જોઇ પ્રેમાનંદ વારી જાયે રે. જીવ૦ ૪

---

રાગ સામેરી. પદ ૧

આવો આવોને સુંદર શ્યામ, મારે ઘેર આવો રે;
મારા પુરોને મનના કોડ, હસીને બોલાવો રે, આવો. ટેક.
તમ કારણે શ્યામલિયા રે વાલા. રહું છું મારગ જોઇ, મારે૦
લોકતણી મરજાદરે મેલી, તમ ચરણે ચિત્ત પ્રોઇ, મારે૦ ૧
પ્રેમ ભરી પાતળિયા રે વાલા આવીને ઉભાછું બાર; મારે૦
મંગળ થાળ ભરયાં સગ મોતી, વધાવાને વારમવાર. મારે૦ ૨

મસમસતા મંદિરીયે મોહન, આવોને સુંદર છેલ; મારે૦
અંગો તે અંગ આલિંગન લેઇને, વાળોને રંગડાની રેલ. મારે૦ ૩
હસ્તકમળ મૂંકો મારે માથે, હરોને હૈયાના તાપ; મારે૦
પ્રેમાનંદના ઉરપર મોહન, મૂકો ચરણની છાપ. મારે૦ ૪

પદ ૨

તારા મુખ પર મોહનલાલ, જાઉં બલિહારી રે;
તમે ભલે પધાર્યા ગોવિંદ, ગિરિવર ધારી રે. તારા૦ ટેક.
અદળક આજ ઢળ્યા અલબેલા, કીધી કૃતારથ કાન; જાઉં૦
તનના તાપ હર્યા મારા વાલા, દીધાં તે દરશનદાન. જાઉં૦ ૧
સુંદર મુખ છો સુખના રે, સાગર નાગર નવલ કિશોર; જાઉં૦
પુરૂષોત્તમ છો પરદુઃખભંજન, છો મારા ચીતડાના ચોર. જાઉં૦ ૨
છેલ છબીલા તારા મુખડાની વાણી, સાંભળીને થૈ્યું નિહાલ; જાઉં૦
નેણાં તે સફળ થયાં મારા વાલા, નિરખી સુંદર ચાલ. જાઉં૦ ૩
સફળ જનમ કીધો મનમોહન, હેતે સાહ્યો મારો હાથ; જાઉં૦
ભુજ ભરિને ભેટયા મારા સ્વામિ, પ્રેમાનંદના હો નાથ. જાઉં૦ ૪

પદ ૩

તારે મોળીડેરે ગિરિધર લાલ, મનડું મોહ્યુંરે; તારે૦ ટેક.
રંગભીના તમારૂં રૂપ, રમતાં જોયું રે. તારે૦
જરકસી પાઘ કેસરીયા રે જામા, વા'લા દીસો છો શોભાસુર, મન૦
અતિ અનુપમ પેર્યા પિતાંબર છો જીવન જોબનપુર. મન૦ ૧
હેમના હાર હૈયે મોતીડાની માળા, કુંડળ ઝળકે કાન; મન૦
હસતા ને રમતા હેતમાં રે, મોહન બેટાને ભીને વાન. મન૦ ૨
ફુલોના હાર બાજુ તોરા રે, લળકે ઝળકે છે સુંદર ભાલ; મન૦
લટકાં રે જોઇને લાલચ લાગી, નટવર નંદલાલ. મન૦ ૩
અંગો અંગ નટનાગર શોભા, જોઇને રીઝયાં મન; મન૦
પ્રેમાનંદ કહે પ્રાણજીવનપર, વારૂં તન મન ધન. મન૦ ૪

પદ ૪

રૂડાં લાગે છે મોહનલાલ, લટકાં તારાં રે;
મોહ્યાં મોહ્યાં છે સુંદર છેલ, મનડાં મારાં રે; રૂડાં૰ ટેક.
રાત દિવસ હું તો ઘેલી ફરૂં છું, કાંઇ નવ સુઝે કામ; લટ૰
લોકતણી મરજાદા રે મેલી, જોવાને સુંદર શ્યામ. લટ૰ ૧
સગાં કુટુંબ પીયર સાસરીયાં, સરવે મેલ્યાં વિસારી; લટ૰
મન કર્મ વચને તમને વરીછું, ગુણવંતા ગિરિધારી. લટ૰ ૨
હસવું ને બોલવું જોવું તમારૂં, ઘડીએ ન ઉરથી વિસારૂં; લટ૰
તન મન ધન આ જીવત મારૂં, સરવસ તમપર વારૂં. લટ૰ ૩
વાટે ઘાટે વહાલા લટકાં તમારાં, જોતી ફરૂં કરતારે; લટ૰
પ્રેમાનંદના શ્યામ સનેહી, છો મારા હૈડાના હાર. લટ૰ ૪

રાગ પરજ પદ ૧

મનના માનેલ માવ રે, આવો વાલા મનના માનેલ માવ રે; આવો૰ ટેક
અમે અબળા વા'લા દાસ તમારાં રે, અમપર આવડલો સ્યો દાવ રે. આ. ૧
મોતિડાં વેરાવું વા'લા ચોક પૂરાવું રે, દૂધડે પખાળું તારા પાવ રે. આ. ૨
એકવાર વાલા મારે મંદિર પધારો રે, જોવા મારા દલડાનો ભાવ રે. આ. ૩
પ્રેમાનન્દના શ્યામ મનોહર, નઠોર ન થઇયે નાવ રે. આ. ૪

પદ ૨

છેલ છબીલા કહાન રે, ઘેલાં કિધાં છેલ છબીલા કહાન રે; ઘેલાં. ટેક.
મનમોહન મારૂં મન હરી લીધું, શ્યામ સુંદર ગુણવાન રે. ઘેલાં. ૧
મીઠી મીઠી રે મુખ મોરલી વાઇને, ગાઇને તે સુંદર તાન રે. ઘેલાં ૨
વશ કીધી વાલમ ગિરિધારી, મારી નેણાં કેરી સાન રે. ઘેલાં. ૩
પ્રેમાનન્દ કહે જન્મ સુધાર્યો રે, દીધું જીવન કેરૂં દાન રે. ઘેલાં. ૪

પદ ૩

મોરલિએ મન મોહ્યું હો, માવા તારી મોરલીએ મન મોહ્યું હો; માવા. ટેક.
હળવે હેતમાં સાન કરીને, કામણગારિ મિટયે જોયું હો. માવા. ૧

તે દહાડાની હું તો ઘાયલ થઇયું રે, જીવત સુખ સર્વે ખોયું હો. માવા. ૨
લોક કુટુંબની આશ તજીને, ચરણકમળ ચિત્ત પ્રોયું હો. માવા. ૩
પ્રેમાનન્દ કહે તમને મળીને, જન્મ મરણ દુઃખ ખોયું હો. માવા. ૪

પદ ૪

જીવન પ્રાણ આધાર છો, માવા મારે જીવન પ્રાણ આધાર છોરે હો; માવા. ટેક
તમ ઉપર શ્યામળિયારે વાલા, મેં તો તન ધન ઘોળ્યું પરિવાર રે હો. માવા. ૧
પ્રાણજીવન વા'લા છો મુજને, છોજી મારા હૈડાંના હાર રે હો. માવા. ૨
જનમ સંગાથિ શ્યામળિયા વા'લા, મારા નયનતણા શણગાર રે હો. માવા. ૩
પ્રેમાનંદ કહે ઘડીયે ન મેલુ વાલા, સુખના સાગર સાર રે. હો. માવા. ૪

---

રાગ મારુ-પદ ૧

છેલ છોગાળો વા'લો મને છેલ છોગાળો, વા'લો મોરલીવાળો રે; વા'લો. ટેક
મારા પ્રાણપકી મને વા'લો રે, લટકાળો નંદજીનો લાલો. વા'લો. ૧
મારે સુખ સંપત શ્યામળિયો રે, મારે પ્રાણજીવન પાતળિયો. વા'લો. ૨
એનું મુખડું જોયા વિના ઘેલી રે, નહી શકું ક્ષણ એક મેલી. વા'લો. ૩
નટનાગર નંદકિશોર રે, પ્રેમાનંદનો જીવનદોર હેલી. વા'લો. ૪

પદ ૨

કેસરભીનો રે કહાન જોઇ કેસરભીનો રે, છેલો નંદજીનો રે, કહાન. ટેક
જોઇ મનડું લોભાણું છે મારૂં રે, મારા પ્રાણ લેઇને વારૂં. કહાન. ૧
એની મૂરતિમાં હું તો મોહી રે, નથી ત્રપતી થાતી જોઇ જોઇ. કહાન. ૨
મનમોહન મોરલીવાળો રે, મીઠાબોલો ઘણો મરમાળો. કહાન. ૩
મારા મનમાં ગમ્યા ગિરિધારી રે, પ્રેમાનંદ જાયે બલિહારી. કહાન. ૪

પદ ૩

કેશવ કેડે રે ફરે મન કેશવ કેડે રે, મોહી પાગને છેડે રે; ફરે. ટેક.
વ્રજજીવન જાદવરાય રે, અણદીઠે ઘણું દુઃખ થાય. ફરે. ૧
હું તો મગન રહું જ્યારે દેખું રે, રાની આંખડલિની રેખું. ફરે. ૨

વા'લો મોરલીમાં મારૂં ગાયે રે, સુણી હૈડે તે હરખ ન માયે. ફ્રે. ૩
પ્રેમાનંદના નાથને કાજ રે, મેલી લોકકુટુંબની લાજ. ફ્રે. ૪

પદ ૪

પ્રાણથી પ્યારો રે પાતળિયો પ્રાણથી પ્યારો, આંખડલીનો તારો રે; પાત. ટેક
શ્યામળિયો વર સુખખાની રે, રંગરસિયો છેલ ગુમાની. પાત. ૧
લટકાળો નંદજીનો લાલો રે, મને પ્રાણથકી ઘણો વા'લો. પાત. ૨
મારે એથી વા'લું નહિ કોઇ રે, રાખું જીવડલામાં પ્રોઇ. પાત. ૩
એ સારુ તજ્યો સંસાર રે, પ્રેમાનંદને હૈડાનો હાર. પાત. ૪

---

## રાગ કાફી–પદ ૧

કહાનુડે કામણુ કીધું મા, કામણગારે, કામણગારે હો ધુતારે; કહા૦ ટેક
આવી ઉભા આંગણિયે મારે, હસી હસી વ્હાલ વધારે; કહા૦ ૧
એકવાર મુખ જોયું મોહનનું મેં, લાજ ઉઘાડીને લગારે; કહા૦ ૨
શુંરે જાણું જે મને શું કરી નાંખ્યું, આંખડલીને અણસારે; કહા૦ ૩
મોરલડીમેં મને મોહની લગાડી, પ્રેમાનંદને પ્યારે; કહા૦ ૪

પદ ૨

જીવન જોયાં વિના મા, ઘડી ન રે'વાયે, ઘડી ન રે'વાયે જીવ જાયે; જીવ૦ ટેક
કામ કાજ મને કાંઇ નવ સુઝે, ઘરમાં મન અકળાયે; જીવ૦ ૧
નવલ મનોહર નંદના કુંવરને, જોયા વિના જંપ ન થાયે; જીવ૦ ૨
વ્હાલુ દીઠે વસમું બહુ લાગે, દીઠે હરખ ન માયે; જીવ૦ ૩
પ્રેમાનંદનો વા'લો હસીને બોલાવે, એ સુખ મુખે ન કે'વાયે; જીવ૦ ૪

પદ ૩

મોહન મન માન્યો મા, મોરલીવાળો, મોરલીવાળો કહાન કાળો; મોહ૦ ટેક
મન્મથ કોટિક વારૂં વદનપર, ચપળ આંખડલીનો ચાળો; મોહ૦ ૧
નટવર નાગર સુખનો સાગર, રસિયો છેલ છોગાળો; મોહ૦ ૨
આમું જોઇને બહુ સુખ ઉપજાવે, મોહનવર મરમાળો; મોહ૦ ૩

પ્રેમાનંદનો વહાલો વા'લડો લાગે, રાજીવનેણુ રૂપાળો; મોહ૦ ૪

પદ ૪

વા'લીડો વહાલો લાગે મા, કુંજબિહારી, કુંજબિહારી ગિરધારી; વા'લિ૦ ટેક
વા'લીડો લાગે એની મોરલીને રાગે, વશ થઇ સૌ વ્રજ નારી; વા'લિ૦ ૧
મરમાળી રે એના મુખડાની વાતો, આંખલડી છે કામણગારી; વા'લિ૦ ૨
જોઇ જોઇને નેણાં ત્રપત ન થાયે, જાઉં એના વેણાં ઉપર વારી; વા'લિ૦ ૩
પ્રેમાનંદનો સ્વામી સ્યામળિયો, જીવનદોરી છે મારી; વાલિ૦ ૪

રાગ કાફી–પદ ૧

રાખુ લોચનિયાંમેં જીવન મારાને, રાખું૦ જીવન મારા પ્રાણ પ્યારાને; રાખું૦ ટેક.
જતન કરીને મારા જીવમા રાખું, માણિગર મોરલીવાળાને. રાખું૦ ૧
નેણના અગ્રથી નહીરે જાવા દીયું, નટવર નેણંના તારાને. રાખું૦ ૨
અલબેલાને મારા ઉરપર રાખું, હરિવર હાર હજારાને. રાખું૦ ૩
પ્રેમાનંદ કહે પળ ન વિસારૂં, જીવન જગ ઉજીયારાને. રાખું૦ ૪

પદ ૪

ઓરા આવો કાન છેલ ગુમાની રે, ઓરા૦ છેલ ગુમાની સુખદાની રે; ઓરા. ટેક
નેણાં ભરીને નિરખું રે નટવર, મૂર્તિ મારે મનમાની રે. ઓરા. ૧
તરુણ કિશોર મનોહર મૂર્તિ, મુદરયું ફુટે છે નાની નાની રે. ઓરા. ૨
આવા તમારા મુખની રે શોભા, રાખું મારા લોચનીયામેં છાની રે. ઓરા. ૩
પ્રેમાનંદના પ્યારા ભુજ ભરી ભેટું, તન મન કરૂં કુરબાની રે. ઓરા. ૪

રાગ જંગલો–પદ ૧

ગોવિંદા થારા ગજરા દેખ ભૂલ ગઇ કજરા; ગો૦ ટેક.
ભૂલ ગઇ કજરા ઔર અંગ આભૂષણ, નાથ થાંને નિરખ્યા
ભરી નજરા. ગો૦ ૧
ગજરામેં ગુલતાન હોઇ હું, દેખી થારા બાજુબંધ ભજરા. ગો૦ ૨
હારતો હજારો થારો ગુછ ગુલાબી, તોરા થારા પાગમાંઇ અજરા. ગો૦ ૩
શ્યામળીયા સરદાર છો મારા, પ્રેમાનંદ કરે થાંને મજરા. ગો૦ ૪

પદ ૨

બિહારી થારી અંખીયાં અજબ જાદુગારી; બિહારી૦ ટેક.
જાદુગારી અંખીયા થારી, ચિતવની જગસું ન્યારી. બિહારી૦ ૧
બોલનીમેં સબ વશ કર લીની, ગોકુળ ગામકી નારી. બિહારી૦ ૨
ચલનીમેં ચિત્ત ચોર લીયો છે, ભૂપતિ ભયે ભેખધારી. બિહારી૦ ૩
મુસકનીમેં મોહ્યો રતિનાયક, પ્રેમાનંદ જાત પ્રાન વારી. બિહારી૦ ૪

પદ ૩

સલુના થાંને સેવતિરો સેહરો ધરાવું; સલુના૦ ટેક.
સેવતિરો સેહરો કલંગી કેતકીરી, માલતિરા મોતી લટકાવું. સલુના૦ ૧
બકુલરા બાજુ ગજરા ગુલાબી, હારતો હજારી ગુંથી લાવું. સલુના૦ ૨
જાઇ જુઇ મોગરા ચંપા ચમેલી, દાઉદીરો દુપટો બનાવું. સલુના૦ ૩
ફુલરારી સેજપર શ્યામ બીરાજો, પ્રેમાનંદ ઉ' આગે ગાવું. સ નણા૦૪

પદ ૪

ચાલોને લાલ માલતિરા બાગમેં બીરાજો; ચાલો૦ ટેક.
સેવતિરી સુંદર કલીયાં બીન બીન, મારૂં થારો મુકુટ ભરાજો. ચાલો૦ ૧
ગજરા બાજુ તોરા હાર પેહેરાવીને, નેણાં ભરી નાથ નિરખાજો. ચાલો૦ ૨
અંબ કદંબરી કુંજમેં કહાના, મીઠી મીઠી મોરલી બજાજો. ચાલો૦ ૩
પ્રેમાનંદ કહે પ્રીત કરીને, પ્યારા થારો પ્રેમરસ પાજો. ચાલો૦ ૪

રાગ જંગલો-પદ ૧

હો મહારાજ તેરો બદન બતાજા રે; હો મ૦ ટેક.
બદન દેખાય કે સુખ ઉપજાય હે, આયે કે ઉરમેં ડેરાજા રે. હો મ૦ ૧
બચનસુધા ઝરી બરખી નાથ હરિ, તન મન તાપ મીટાજા રે. હો મ૦ ૨
નેહસું બોલાય કે બિરહ સમાય કે, નવરંગ નેહ બઢાજા રે. હો મ૦ ૩
પ્રેમાનંદ કે' પ્રાન દેકે દરશ દાન, જીવન બદનિ જીવાજા રે. હો મ૦ ૪

પદ ૨

દીનાનાથ દીનબંધુ શરણુ તિહારી રે; દીના૦ ટેક.
શરણુ તિહારી મેં શ્યામ અગ્યાકારી, મન કર્મ વચને મોરારી રે. દીના૦ ૧
આંઠો જામ રટું નામ તેરા અવિનાશી, નંદકુંવર ઉર ધારી રે. દીના૦ ૨
ભલા બંસીવારે પ્યારે ભરોસે તિહારે હું મેં, નાથ ન દીજે વિસારી રે. દીના૦ ૩
પ્રેમાનંદ કે' નાથ દીન જાની ગ્રહી હાથ, રાખો શરણુ બનવારી રે. દીના૦ ૪

પદ ૩

ભલા નંદલાલ પ્યારે અમતો નીભાય લે રે; ભલા૦ ટેક.
નેહરો નીભાવન નાથ શ્યામ ધન, અશરણુ શરણુ લગાય લે રે. ભલા૦ ૧
નિજજન જાની દયા દીલ આની, ચરન કમળ લપટાય લે રે. ભલા૦ ૨
ભવસાગરસું કૃપાનિધિ કેશવ, બાંહ ગ્રહીકે બચાય લે રે, ભલા૦ ૩
અરજી આનંદકંદ કરત હે પ્રેમાનંદ, શ્યામજી સમીપ બોલાય લે રે. ભલા૦ ૪

પદ ૪

ભલા બંસીવારે પ્યારે પીર ન જાનંદા વે; ભલા૦ ટેક.
પીરકી મારી મેં પુકારૂં બનવારી, દયા દીલહું નહીં આનંદા વે. ભલા૦ ૧

કરતહું અરજ ગરજ તેરી નીશદિન, મનમોહન નહીં માનદા વે. ભલા૦ ૨
બન બન બ્યાકુળ ફીરતહું ઢુંઢતી, કહાન ગવૈયા તાનદા વે. ભલા૦ ૩
પ્રેમાનંદ કે' નાથ મીલો હસી ભરી બાથ, દાતા દરસન દાનદા વે. ભલા૦ ૪

---

## રાગ જંગલો–પદ ૧

મેં તો તેરે બીરૂદ ભરોસે બહુનામી, મેં તો૦ ટેક.
સેવા સુમરન કછુવે ન જાનુ, સુનીયો પરમ ગુરુ સ્વામી. મેં તો૦ ૧
ગજ અરુ ગીધ તારીહે ગનીકા, કુટીલ અજામિલ કામી. મેં તો૦ ૨
યેહી સાખ શ્રવને સુની આયો, ચરનશરન સુખધામી. મેં તો૦ ૩
પ્રેમાનંદ કહે તારો કે મારો, સમરથ અંતરજામી. મેં તો૦ ૪

## પદ ૨

અપનો બિરૂદ બીચ્યારો નાથ; અપ૦ ટેક.
અશરેન શરન અધમ ઓધારન, નિગમ ગાવત યહ ગાથ. અપ૦ ૧
બનચર મેલીન ગીધ બંધુસમ, મીલે હરખી ભરી બાથ. અપ૦ ૨
ગૌતમ નારી તારી જડ જેની, ચરન પરસી સુખપાથ. અપ૦ ૩
પ્રેમાનંદ વિશ્વાસ આની ઉર, પર્યો સરન ધરી માથ. અપ૦ ૪

## પદ ૩

રાખો પ્રભુ અપને બિરૂદકી લાજ; રાખો૦ ટેક.
હમ હેં પતિત તુમ પતિતકે પાવન, સુનીયે ગરીબ નીવાજ. રાખો૦ ૧
જુગ જુગ અધમ ઓધારત અગનીત, નઇ ન કરી કછુ આજ. રાખો૦ ૨
ગનીકા ગીધ અજામિલ આદીક, કીતને ગીનું મહારાજ. રાખો૦ ૩
પ્રેમાનંદ પતિત તીહારો, તુમ સમરથ શીરતાજ. રાખો૦ ૪

## પદ ૪

અબ તો નાથ નિભાઇ લીજે; અબ૦ ટેક.
જેહી ભુજ તારે પતિત બહુ તાંહો, નેક સહારો દીજે. અબ૦ ૧
કૃપાસિંધુ કૃપા કરી અબ તો, નેક સુદ્રષ્ટિ કીજે. અબ૦ ૨

તુમ બીના ઓર સબહીં દમ જેસે,' કાંહા શરન ગહીજે. અબ૦ ૩
પ્રેમાનંદકે નાથ તીહારો, બદન વિલોકી જીજે. અબ૦ ૪

### રાગ ગરબી પદ ૧

સજની પુછોને નંદછોનો લાલ કે કેમ ચંચળ થયા રે લોલ;
કીધો કીધો નટવર વેષ કે કેમ તોડી દયા રે લોલ. ૧
સજની શું છે આ રાતે કામ કે નંદકુમારને રે લોલ;
શણગાર્યા રૂડા તુરંગ થયા અસવારને રે લોલ. ૨
સાથે નહી લઇ જાયે વ્રજરાજ તો કયારે આવશે રે લોલ;
સજની અધરામૃત વ્રજનાથ હવે કયારે પાવશે રે લોલ. ૩
મળશે મનગમતી કોઇ નાર કે જાશે વિસરી રે લોલ;
સજની મેલીને ચાલ્યા નાથ કયારે મળશે ફરી રે લોલ. ૪
સજની જગથી તોડી પ્રીત કમળમુખ જોવતી રે લોલ;
મેલી પ્રેમસખીને નાથ રહી સર્વે રોવતી રે લોલ, ૫

### પદ ૨

ન ઘટે તમને પ્રાણજીવન કે ચાલ્યા મેલીને રે લોલ;
દુઃખને દરિએ આરા નાથ કે નાંખ્યાં ઠેલીને રે લોલ. ૧
રસિયા કરવી નહોતી પ્રીત કે પહેલી નાથજી રે લોલ;
રસિયા અમૃત પાઇને મારયાં એક સાથજી રે લોલ. ૨
રસિયા સરવથા તોડયો સનેહ એક તમને વરી રે લોલ;
વ્રજવનિતાના જીવનનાથ તમે સારી કરી રે લોલ. ૩
રસિયા રંગે રમાડતાં રાસ વધાર્યાં વહાલને રે લોલ.
રસિયા લેવા અમારા પ્રાણ કર્યાં બેહાલને રે લોલ. ૪
રસિયા માર્યાં રસના બાણ કે હાર્યાં કેમ ઠરે રે લોલ;
તમ વિના પ્રેમસખીના નાથ કે એવી કુણ કરે રે લોલ. ૫

### પદ ૩

ઓધવ કહેજો એક સદેશો વ્રજના નાથને રે લોલ;
મા વિસારજો પ્રાણજીવન કે ગોપીસાથને રે લોલ. ૧

રસીયા કરજો અમારી સાર કે અતિ અબળાતણી રે લોલ;
વા'રે ચઢજો દીનાનાથ કે હવે થઇ છે ઘણી રે લોલ. ૨
થઇ છે તમ વિના વ્રજનાથ કે સર્વે ઘેલડી રે લોલ;
સંભારીને સુંદર શ્યામ રડેછે સાહેલડી રે લોલ. ૩
રસિયા આંખે આંસુ ધાર ભુલી ધરકામને રે લોલ;
વહાલા કોકિલા હુચે સ્વરસું પોકારે શ્યામને રે લોલ. ૪
રસિયા આવો પ્રાણજીવન કે વાળો વાનને રે લોલ.
આપો પ્રેમસખીના નાથ કે દરશન દાનને રે લોલ. ૫.

પદ ૪

રસિયા નિસ નિસ કરતી આડ ચાંદલીયો લાલનો રે લોલ;
તે ઘણું ખટકે મારા નાથ તીર જેમ ભાલનો રે લોલ. ૧
ખેલતા મોહન આવીને બા'ર કે નાંખી ચાકળો રે લોલ;
તે સંભારીને સુંદર શ્યામ થાયે છે મન આકળો રે લોલ. ૨
રસિયા જમતા, કરતા ખેલ કે બહુ હાસી કરી રે લોલ;
તે લટકાપર પ્રાણજીવન કે હું જાઉં મરી રે લોલ. ૩
રસિયા બોલી મધુરાં વેણુ કે કરતા વાતડી રે લોલ;
તે સંભારીને મારા નાથ ભરાઇ આવે છાતડી રે લોલ. ૪
રસિયા ફુલડે સંવારી સેજ ઢાળી છે મેં તો ખાટડી રે લોલ;
આવો પ્રેમસખીના નાથ જોવું છું તારી વાટડી રે લોલ. ૫.

પદ ૫

આવો આવો સુંદર શ્યામ કે ભુવન મારે ડોલતા રે લોલ;
હસતા હસતા સુંદર વેણુ કમળમુખ બોલતા રે લોલ. ૧
ચિતડે ચોંટી સુંદર શ્યામ ચપળતા નેણુની રે લોલ.
મન મારૂં મોહ્યું મોહનલાલ મધુરતા વેણુની રે લોલ. ૨
રસિયા લાગ્યો મુજને રંગ ચટકતી ચાલનો રે લોલ;
જોતાં ત્રપત ન થાયે નેણુ ચંદ્રમા ભાલનો રે લોલ. ૩

રસિયા ઝાલ્યો છે મારો હાથ રખે હવે છોડતા રે લોલ;
વહાલા રહેજો મન મારે વાસ આળસ અંગ મોડતા રે લોલ. ૪
વહાલા જાતાં વળતાં શ્યામ શેરીએ મારે નિસરો રે લોલ;
રસિયા પ્રેમસખીના નાથ મને મા વિસરો રે લોલ; ૫

પદ ૬

અલબેલા આવો મારે ઘેર કે જાઉં તારે વારણે રે લોલ;
પહેરાવું ચંપાના હાર લાવી છું તમ કારણે રે લોલ. ૧
રસિયા બાંધો રૂપાળી પાઘ આંટા લેજો બેવડા રે લોલ;
ઓરા આવોને સુંદર છેલ કે ખોસું કેવડો રે લોલ. ૨
લટકા કરતાં આવો શેરીએ કે પોતાની શેરીમાં રે લોલ.
પ્રાણજીવન જોવાને કાજ બેસીશ હું તો ગોખમા રે લોલ; ૩
આવીને બેસો મારે બાર કરો રૂડી વાતડી રે લોલ;
રસિયા જોઈ તમારૂ રૂપ ઠરે છે મારી છાતડી રે લોલ. ૪
લાલચ લાગી છે અલમેલ મોહી છું તારા વેણુમાં રે લોલ;
આવો પ્રેમસખીના પ્રાણ રાખું મારા નેણમાં રે લોલ. ૫

પદ ૭

સજની એક દિવસ જળ ભરવા જમુના હું ગઇ રે લોલ;
સામાં મળીયા નંદજીનો લાલ કે જોઇ મોહી રહી રે લોલ. ૧
જે દહાડાથી સુંદર શ્યામ મારી દૃષ્ટે પડયા રે લોલ.
સખીને રાખ્યા હૃદિયામાંહ્ય કે ચિત્ત આવી ચડ્યા રે લોલ. ૨
લાગ્યાં લાગ્યાં ચંચળ નેણ હવે કેમ વિસરે રે લોલ;
લટકાં કરતાં પેલા લાલ હવે કેમ નિસરે રે લોલ. ૩
સખી ચૌદ ભુવનમાં એક એની મારે આશ છે રે લોલ;
હવે મારે મન કર્મ વચને નાથ ચરણમાં વાસ છે રે લોલ, ૪
કીધી કીધી મુજપર મહેર કે આજ અઢળક ઢળ્યા રે લોલ;
મળીયા પ્રેમસખીનો - નાથ કે આડા અંક વળ્યા રે લોલ. ૫

### પદ ૮

સજની મનડે વાળી ગાંઠ તે છોડું કેમ કરી રે લોલ;
ટાળી ન ટળે કરમની રેખ તેમ મારે હરિ રે લોલ. ૧
મન કર્મ વચને ઝાલી હોય હાથરે જેમ લાકડી રે લોલ;
તેમજ પ્રાણ સંગાથે લીધા મનમોહન જડી રે લોલ; ૨
તેલે પલાળીને વાળે જેમ ગાંઠ કે રૂડી હીરની રે લોલ.
સજની એમ પડી મારે આંટી કે મોહન આહીરની રે લોલ. ૩
જોતાં લોચન ત્રપત ન થાયે કે એવી ટેવ પડી રે લોલ;
સજની પ્રાણજીવન જોયા વિના ચાલે નહી ઘડી રે લોલ. ૪
રસિયા સાથે લાગી પ્રીત કે દુઃખ સર્વે ટળ્યાં રે લોલ;
સજની પ્રેમસખીનો નાથ કે આજ અઢકળ ઢળ્યા રે લોલ. ૫

---

### રાગ ગરબી–પદ ૧

આવો મોહન મારે ઓરડીયે, ઓરડીયે રંગની ઝડીયે; આવો૦ ટેક.
અલબેલા આવો અંતર ચરસું, ગોવિંદજી તન ગોરડીયે. આવો૦ ૧
હેત કરીને હાર પહેરાવું, મોતિડાં પ્રોવું તોરડીયે. આવો૦ ૨
પ્રીતમ તમને પ્રેમ કરીને, રાખીસ્સું જીવન ચોરડીયે. આવો૦ ૩
પ્રેમાનંદ કે' છેલકુંવરપર, વારૂં મારા પ્રાણ ઘડી ઘડીયે. આવો૦ ૪

### પદ ૨

આવો વહાલા મારા બારણીયે, બારણીયે જાઉં વારણીયે. આવો૦ ટેક.
સામી આવું મોતી થાલ ભરીને, નાથ વધાવા કારણીયે. આવો૦ ૧
તન મન ધન આ જીવિત મારૂં, વારું વાર હજારણીયે. આવો૦ ૨
આતુર થયું છે મન મળવાને, રાખી રહી જીવ ધારણીયે. આવો૦ ૩
પ્રેમાનંદ કે' તમને મળતાં, હરિને એરો જીવ હારણીયે. આવો૦ ૪

### પદ ૩

આવો પાડોશી પાતળિયા, પાતળિયા તમે કયાં હળિયા. આવો૦ ટેક.
આપણું મંદિર મેલીને પ્યારા, બીજે અઢળક કયાં ઢળિયા. આવો૦ ૧

મારે આંગણિયે થઇને જાઓ છો, કેને ભુવન કો'ને શ્યામળિયા. આવો० ૨
અમને તે કોલ દઇને કેશવ, બોલ્યે હજી કેદિ ન પળિયા. આવો० ૩
અમને તમારી આશ ઘણી છે, પ્રેમાનંદના વહાલા છળિયા. આવો० ૪

પદ ૪

આવો મનોહર મનહરતા, મનહરતા લટકાં કરતા. આવો० ટેક.
છવન જરકસી પાઘ બાંધીને, નીતમ છોગલિયાં ધરતા. આવો० ૧
પ્રાણજીવન તમે પ્રીત કરીને, શીદ હીડો તરતા તરતા. આવો० ૨
આવંતા અલબેલ મંદિરીયે, દુરિજન દેખી રખે ડરતા. આવો० ૩
પ્રેમાનંદ કે' જાતાં વળતાં, અમને રખે વહાલા વિસરતા. આવો० ૪

---

રાગ ગરબી. પદ ૧

આવોને અલબેલા રે અલબેલા, મારે મંદિરિયે મારે છેલા રે; આવો० ટેક.
ઝરડિયો સુંદર વાળું, ઓસરીયે ઢોલીડો ઢાળું રે, આવો० ૧
કેશર ચંદન સરસ રીતે, ચતુર વર ચરચું પ્રીતે રે. આવો० ૨
હળવા રચી હાર પેરાવું, કહે તો વાલમ આગે ગાવું રે. આવો० ૩
વહાલા પ્રેમાનંદ એ માગે, રે'જો આંખડલીને આગે રે. આવો० ૪

પદ ૨

છેલવર છોગાળા રે છોગાળા, મરમાળા નેણાના ચાળા રે; છેલ० ટેક.
આંખલડી કામણગારી, જાઉં મોહન મુખપર વારી રે. છેલ० ૧
મુખડાની મીઠી વાણી, હું તો લાવણ્યમાં લોભાણી રે. છેલ० ૨
મેંતો રૂપ તમારૂં જોયું, જોઇને મન મારૂં મોયું રે. છેલ० ૩
પ્રેમાનંદ કહે તન મન વારું, જીવનજી ઉરમાં ધારું રે. છેલ० ૪

પદ ૩

મોહી છું મરકલડે રે મરકલડે, ગિરિવરજી ગમીયા દવડે રે; મોહી० ટેક.
મુખનો મરકલડો મીઠો, તેતો જાદુ જેવો દીઠો રે. મોહી० ૧
મોહનજી મોહની છની ઘર પામ્યું છેલ ગુમાની રે. મોહી० ૨

નટવરજી નેરો લાગ્યો, સંસારનો તોડ્યો ધાગો રે. મોહી૦ ૩
પ્રેમાનંદ કહે પ્રીતમ પ્યારા, છો આંખડલીના તારા રે. મોહી૦ ૪

પદ ૪

માડી મને જોવાદે રે જોવા દે, મોહનમાં મનડું પ્રોવાદે રે; માડી૦ ટેક.
સુંદર વર શોભે કેવા, મારા મનમાં રાખ્યા જેવા રે. માડી૦ ૧
આ જોને સામો આવે, મને હેત કરી બોલાવે રે. માડી૦ ૨
મારા આંગણીયામાં ઉભો, કરે મળવાનો મનસુબો રે. માડી૦ ૩
જોઇ મોહી છે વ્રજની નારી, જાયે પ્રેમાનંદ બલિહારી રે. માડી૦ ૪

રાગ ગરબી. પદ ૧

રે સ્વામિનારાયણ સાંભરે, આતાં તે સાતે વાર રે;
રે વાણી તે રસ ભરી આપજો, ધર્મતણા કુમાર રે. સ્વામિ૦ ૧
રે આદિત્ય સહજાનંદ ઉદીયા, કરવા પતિત ભવપાર રે. સ્વામિ૦ ૨
રે સોમ સરખા શીતળ સદા, કરતા ન મળે લગાર રે. સ્વામિ૦ ૩
રે મંગળકારી મૂર્તિ, ધર્મકુંવર કીરતાર રે. સ્વામિ૦ ૪
રે બુધ પુજે તેની પાદુકા, હરખ ભરયા વારવાર રે. સ્વામિ૦ ૫
રે ગુરૂ સુર મુનિ ભૂપના, સહજાનંદજી સરદાર રે. સ્વામિ૦ ૬
રે શુક્ર સરખા સ્વભાવના, રિપુ સદા સુખ સાર રે. સ્વામિ૦ ૭
રે શનિ સરખા નરનારનો, કીધો તે આજ ઓધાર રે. સ્વામિ૦ ૮
રે આ પદ ગાયે ને શીખે સાંભળે, વાધે પ્રભુ પદ પ્યાર રે. સ્વામિ૦ ૯
રે સ્વામિનારાયણ નામ પર, પ્રેમાનંદ જાય બલિહાર રે. સ્વામિ૦ ૧૦

રાગ ગરબી ધોળ.

મને મળીયા સહજાનંદ સ્વામિ, સચ્ચિદાનંદ અંતરજામી. ૧
હું તો થઇ છું હવે સતસંગી, મારે પ્રભુ સાથે પ્રીત અભંગી. ૨
મારાં સરવે તે કારજ સિધ્યાં, વ્રતમાન સ્વામિજીના લીધાં. ૩

મારે માથે સ્વામિની છાપ, સરવે પુરૂષ કીધા ભાઇ બાપ. ૪
દુરિજનીયાંને વેણે ન દાઝું, સ્વામિનારાયણ કે'તાં ન લાજું. ૫
હુંતો બેઠી છું હરિવર ધારી, પ્રેમાનંદના સ્વામિપર વારી. ૬

પદ ૨

મારે સ્વામિનારાયણ ભજવા, દુરિજનીયાંના સંગને તજવા. ૧
મેંતો મેલ્યો સંસારીયો માડી, જોવા સ્વામિનારાયણ દા'ડી. ૨
મને સ્વામિનારાયણ ભાવે, લોક સ્વામિની કહીને બોલાવે. ૩
વાટે ઘાટે ને જાતાં વળતાં, સ્વામિનારાયણ શ્રવણે સાંભળતાં. ૪
મુખે સ્વામિનારાયણ ગાઉં, લોકલાજ થકી ન લજાઉં. ૫
પ્રેમસખી કે' સ્વામિને સારૂં, કુરબાન કરશું શિર મારૂં. ૬

પદ ૩

સખી ચાલ હરિ જોવા જાઇએ, નિરખી પ્રભુ પાવન થાઇએ ૧
સખી નેનતણું ફળ એ છે, વેદ પુરાણ તે એમ કે'છે. ૨
જેને નિગમ નેતિ કહી ગાવે, શિવ બ્રહ્મા તે પાર ન પાવે. ૩
એ છે કૃષ્ણ નારાયણ દેવ, સુર મુનિ કરે નિત્ય સેવ. ૪
એ છે પુરૂષોત્તમ મહારાજ, પ્રભુ પ્રગટ્યા તે આપ કાજ, ૫
પ્રેમસખી કહે સ્વામિને હેલી, વરીયા અંતર આંટી મેલી. ૬

પદ ૪

મારા પુણ્ય તણો નહિ પાર, વર મળીયા તે જગદાધાર. ૧
મારા ઉરમાં કીધો વહાલે વાસ, હું તો થઇ છું સ્વામિની દાસ. ૨
મને અખંડ એવાતન આપ્યુ, મારૂં જનમ મરણ દુઃખ કાપ્યું. ૩
મારો સફળ જનમ વહાલે કીધો, મેંતો હરિ સાથે લાવો લીધો. ૪
હુંતો અખંડ હરિગુણ ગાવું, હવે પાછી તે ભવમાં ન આવું. ૫
મળ્યા પુરૂષોતમ બહુનામી, વહાલો પ્રેમસખીનો સ્વામી. ૬

દોહા

નિર્વિકલ્પ અતિ ઉત્તમ, નિશ્ચય તવ ઘનશ્યામ;
માહાત્મ્ય જ્ઞાન જુત ભક્તિ તવ, એકાંતિક સુખધામ. ૧
મોહીમેં તવ ભક્તપનો, તામેં કોઇ પ્રકાર;
દોષ ન રહે કોઈ જાતકો, સુનીયો ધર્મકુમાર. ૨
તુમારો તવ હરિભક્તકો, દ્રોહ કબુ નહી હોય;
એકાંતિક તવ દાસકો, દીજે સમાગમ મોય. ૩
નાથ નિરંતર દરસ તવ, તવ દાસનકો દાસ;
એહી માગું કરી વિનય હરિ, સદા રાખીયો પાસ, ૪
હે કૃપાળુ હે ભક્તપતિ, ભક્તવત્સળ સુનું બાત;
દયાસિંધુ સ્તવન કરી, માગુ વસ્તુ સાત. ૫
સહજાનંદ મહારાજકે, સબ સત્સંગી સુજાન;
તાકું હોય દૃઢ વર્તનો, શિક્ષાપત્રી પ્રમાન. ૬
સો પત્રીમેં અતિ બડે, નિયમ એકાદશ જોય;
તાકી વિગતી કહતહું, સુનીયો સબ ચિત્ત પ્રોય. ૭
હિંસા ન કરની કાહુકી, પરત્રિયા સંગકો ત્યાગ;
માંસ ન ખાવત મદ્યકું, પીવત નહિ બડ ભાગ. ૮
વિધવાકું સ્પર્શત નહિ, કરત નહિ આતમઘાત;
ચોરી ન કરની કાહુકી, કલંક ન કોઉકું લગાત. ૯
નિંદત નહીં કોઇ દેવકું, બીન ખપતો નહિ ખાત;
વિમુખ જીવકે વદનસેં, કથા સુની નહી જાત. ૧૦
એહી વિધિ ધર્મકે નિયમમેં, બરતો સબ હરિ દાસ;
ભજો શ્રી સહજાનંદ પદ, છોડી ઓર સબ આસ. ૧૧
રહી એકાદશ નિયમમેં, કરો શ્રીહરિપદ પ્રીત;
પ્રેમાનંદ કહે ધામમેં, જાઓ નિઃશંક જગ જીત. ૧૨

દોહા

જય જય મંગળ કરન પ્રભુ, મંગળમય તવ નામ;
હરત અમંગળ ભક્તકે, શ્વેતભુવનપતિ શ્યામ. ૧
જટા છત્ર મૃગચરમ ધર, ઉર્ધ્વ બાહુ મૃદુ હાસ;
નિજ જનહિત નિત્ય કરત તપ, જય જય મૂર્તિ પ્રકાસ. ૨
શ્વેતાબ્ધિ નિજ દ્વીપપર, મુનિવૃંદ લીયે સાથ;
ઉર્ધ્વ બાહુ રત ઉગ્ર તપ, કરત નિરંતર નાથ. ૩
એકાંત ધર્મ આશ્રિત સદા, શ્વેત પુરૂષ નિજ દાસ;
તિનકી તુમ પ્રભુ કરત સદા, ઇતર વાસના નાસ. ૪
શ્વેતાંગર સુસ્મિત વદન, શ્વેત સુલેપન અંગ;
શ્વેત ભુવન રાજત સદા, શ્વેત પુરૂષકે સંગ. ૫
સદાનંદ અરવિંદ પદ, પ્રફુલિત વદન સરોજ;
દયા સુધા પૂરીત નયન, મોહીત કોટી મનોજ ૬
શ્વેત નામ તવ શ્વેત વપુ, શ્વેત પુષ્પ ઉર હાર;
શ્વેત પુરૂષ વલ્લભ સદા, શ્વેત બંધુ કરતાર. ૭
શાંત સદા તેજોમય, મુક્ત નિરંજન અપાર;
પૂજત ચરન સરોજ તવ, લીયે વિવિધ ઉપચાર. ૮
કોટીક ઇંદુ કાંતિ સમ, શોભીત સદા સુરેશ;
કલાનિધિ નૈષ્ઠિક પ્રભુ, જય જય વર્ણિ વેષ. ૯
શાંતી દાતી જપ તપ કરી, હોત હો પ્રગટ અનૂપ;
ચતુ સનાનંદન સુખદ, જય જય શાન્ત સ્વરૂપ. ૧૦
જુગ જુગ પ્રતિ પ્રભુ ધરત તુમ, લીલા રૂપ અપાર;
ભક્તિ સહિત સદા ધર્મકો, પાલત વારંવાર. ૧૧
નિજ આશ્રિતકું બ્રહ્મ ગતિ, દેત હો શ્યામ સુજાન;
પ્રગટત પ્રતિ યુગ નાથ તુમ, નીજ જ્ઞાન કમળકે ભાન. ૧૨
કર્મપાસ નાનાવિધિ, બાંધે જીવ અનંત;
મુક્તિ કારેન તુમહિ હો, સહજાનંદ ભગવંત. ૧૩

સુપર્ણ તુમ યોગેશ્વર, ધર્મવંશ પ્રતિપાલ;
હંસ વિષ્ણુ મહાપુરુષ તુમ, પૂરન પરમ દયાળ. ૧૪
વૈકુંઠ રાસ અક્ષર તુમ, પુરુષોત્તમ પદ શ્યામ;
બ્રહ્મલોકપતિ નાથ તુમ, નીલકંઠ સુખ ધામ. ૧૫

---

રાગ ધોળ-પદ ૧

ધર્મકુંવર હરિકૃષ્ણ ચરણ નખચંદ્રને,
મન કર્મ વચને વંદું વારમવાર જો;
આ અવસર અલબેલાજી અઢળક ઢળ્યા,
કરવા વહાલો અનેક પતિત ભવપાર જો. ધર્મ૦ ૧
શું કહી વર્ણવું પાવન પ્રથિત પ્રતાપને,
ભવ બ્રહ્મા શેષ નિગમ નેતિ કહી ગાય જો;
અક્ષરનિવાસી મુક્ત પૂજે જેની પાદુકા,
અખિલભુવનપતિ શ્રીપુરુષોત્તમરાય જો. ધર્મ૦ ૨
સદા સાકાર છે દિવ્ય નરાકૃતિ નાથજી,
માયા કાળ પુરુષના પ્રેરક એહ જો;
જગત જન્મ પાલન લય લીલા જેહની,
તે અવિનાશી ધર્યો સુંદર નરદેહ જો. ધર્મ૦ ૩
ઉપનિષદના શિર ઉપર જે શોભતા,
રમારમણ શ્રીઅક્ષરપર અવિનાશ જો;
અનેક અધમ ઓધારવાની દીક્ષા ગ્રહી,
પ્રેમાનંદ કે' આવ્યા ધર્મનિવાસ જો. ધર્મ૦ ૪

પદ ૨

પરમપુરૂષ પુરુષોત્તમ પૂરણકામ છે,
દિવ્યાકાર સ્વરાટ સદા ઘનશ્યામ જો;
એકાંતિક જનવલ્લભ શ્રીઅક્ષરપતિ,

વાસુદેવ વિષ્ણુ નારાયણુ નામ જો. પરમ૰ ૧
અનંત કલ્યાણકારી ગુણુમંડિત વિગ્રહ,
અનંત શક્તિધર અનંત પ્રતાપ નિવાસ જો;
અનંત કળાનેધિ અનંતભુવનપતિ શ્રીહરિ,
ભક્તિધર્મસુત કૃષ્ણુ હરિ અવિનાશ જો. પરમ૰ ૨
ક્ષર અક્ષરના જીવન પ્રાણુપતિ પ્રભુ,
અવતારી એ છે આજ ધરેલો અવતાર જો;
દિવ્યપણામાં મનુષ્યપણું પ્રગટ કર્યું,
મનુષ્યચરિત્ર છે દિવ્ય સદા સાકાર જો. પરમ૰ ૩
નિર્ગુણ સગુણ બે શક્તિ છે પોતાતણી,
કર્ત્તાયકા છે અકર્ત્તા જોગનિધાન જો;
નિરાકાર સાકાર કળાનિધિ શ્રીહરે,
પ્રેમાનંદનો સ્વામી શ્રીભગવાન જો. પરમ૰ ૪

પદ ૩

એવા શ્રીહરિ સ્વામિ સહજાનંદજી,
દિવ્ય સગુણ સાકાર દિવ્ય કલાનિધિ નાથ જો;
દિવ્ય શક્તિપતિ પુરૂષોત્તમ પ્રગટ થયા,
દિવ્ય મુક્ત લઇને આવ્યા હરિ સાથ જો. એવા૰ ૧
આવીને નિજ દિવ્ય પ્રતાપ પ્રગટ કરયો,
સ્થાપ્યો ધર્મ એકાંતિક અવનીમાંય જો;
આચરજકારી અનંત ચરિત્ર નવ જાય કહ્યા,
શેષાદિક કવિ નિત્ય નવાં કેટલાંક ગાય જો. એવા૰ ૨
ધ્યાન ધારણા સમાધી બહુ ભાતની,
નવ જાણે કોઇ મુક્ત મુનિવર દેવ જો;
અનંત જીવના એક કાળે પ્રાણ તાણવા,
દેખાડે નિજધામ અનંત તતખેવ જો. એવા૰ ૩

અંતકાળે ધરી અનંત રુપ શ્રીનાથજી,
તેડવા જાયે નિજ જનને મહારાજ જો;
ગરુડ વિમાન અશ્વ ગજ રથ લઇ પાલખી,
પ્રેમાનંદનો સ્વામી ગરીબનીવાજ જો. એવા૦ ૪

પદ ૪

સ્વામિનારાયણ આજ પ્રગટ મહામંત્ર છે,
શ્રવણે સાંભળતાં કંપે દિનકરદૂત જો;
ભવનાં બંધન સદ્ય કાપી સુખીયાં કરે,
શું કહી દાખું મહિમા અતિ અદભૂત જો. સ્વામિ૦ ૧
અનેક પતિત ઓધાર્યા પૂરવે આ મંત્રથકી,
અજામિલ ગનીકા આદિક અપાર જો;
તે મંત્ર આજ મહારાજે પ્રગટ કરયો,
કળિમાં કરવા અનેક પતિત ભવપાર જો. સ્વામિ૦ ૨
સકામી જન સુમરી પામે ત્રિવર્ગને,
નિષ્કામી જન પામે પદ નિર્વાણ જો;
નામતણા નામી સ્વામી પ્રગટ મળ્યા,
તે જનના શું કરૂં મુખે વખાણ જો. સ્વામિ૦ ૩
ભવ બ્રહ્મા મુનિ મુક્ત જપે આ મંત્રને,
તે સહુ પામ્યા મનવાંછિત સુખ સાજ જો;
પ્રેમાનંદ કહે કર જોડી સહુ જનને,
ભૂલશો માં અવસર આવ્યો આજ જો. સ્વામિ૦ ૪

---

રાગ જંગલો. પદ ૧

જમુનાકે તીર હાંરો જમુનાકે તીર,
બાંસુ બલવીર હાંરો જમુનાકે તીર; હાંરો૦ ટેક.
શિર નૈના ભેના બાકે બાંધી બાંકી પાઘ શિર,
ચંદનકી ખોર કીને સાંવરે શરીર. હાંરો૦ ૧

હો બાંકી ભોહેં સોહે ચિત્ત મોહે નાસા કીર,
દેખત ચક્તિ રતિપતિ હતધીર. હાંડો૦ ૨
હો બાંકે લાલ બાંકે ગ્વાલ લીયે સંગ ભીર,
બાંસુરી બજાવે બાંકી ધીર ધીર ધીર' હાંડો૦ ૩
હો ભરવા ગઇથી હું તો જમુનાકો નીર,
પ્રેમાનંદકો નાથ દેખી ગઇ પીર. હાંડો૦ ૪

પદ ૨

રાજીવનેન રસિયો રાજીવનેન,
ઉપજત ચેન દેખી રાજીવનેન; રસિ૦ ટેક
હો વિકસે વારીજસમ અતિ છબી એન,
ભ્રકુટી ભમર ગુંજે માનું રસ લેન. રસિ૦ ૧
હો ચારુ ચિતવની મુસકની સુખદેન.
કુટિલ કટાક્ષઉમેં સુચવત સેન. રસિ૦ ૨
હો જમુના પુલિનપર ચારતહેં ધેન,
મોહન બજાવત મધુરીસી બેન. રસિ૦ ૩
હો માઇ બ્રજનારી સંગ ડોલે દિનરેન,
પ્રેમાનંદ છબીપર વારી કોટિ મેન. રસિ૦ ૪

પદ ૩

રૂપ રસખાની રસિયો રુપ રસખાની, સાંવરો ગુમાની; રસિ૦ ટેક૦
હો તરૂન કિશોર છબી, દેખરી સયાની,
ઉદત કમળમુખ રેખા નાની નાની. રસિ૦ ૧
હો મદનસદન દ્રગ જુગ સખી જાની,
હરલેત મન મેરો મૃદુ મુસકાની. રસિ૦ ૨
હો ચાલત મરાલગતિ અતિ છબી આની,
રતિપતિ મતિ દેખી અતિ સકુચાની. રસિ૦ ૩
હો એ છબી રહો ઉર રૂપકો નિધાની,
પ્રેમાનંદ બિનતિ કરત નીત છાની. રસિ૦ ૪

પદ ૪

રૂપકો રસાલ પ્યારો રૂપકો રસાલ,
ગિરિધરલાલ પ્યારો રૂપકો રસાલ; પ્યારો૦ ટેક.
હો મૃગમદ તિલક તરૂન શશિ ભાલ,
નભ તજી ચાહે ચંદા મીલ્યો તતકાલ. પ્યારો૦ ૧
હો મૃદુ મુસકની છબી અધર પ્રવાલ,
કંબુ સમ કંઠ ભુજા સોહત બિશાલ. પ્યારો૦ ૨
હો નવનિરદવપુ ઉર બનમાલ,
જાની નિજ સખા ઘન હોતહેં નિહાલ. પ્યારો૦ ૩
હો લાલકુટી ચાલ પર મોહેહેં મરાલ,
પ્રેમાનંદ ધારી ઉર તજ્યોહે જંજાલ. પ્યારો૦ ૪

---

'સખી ગોકુળ ગામના ચોકમાંરે' એ રાગ. ગરબી-પદ ૧

બલિહારી શ્રીગિરિધરલાલની રે, વહાલો તેજોનિધિ સુખકંદ;
સદા સાકાર બિરાજે બ્રહ્મમહોલમાં રે. સદા૦ ટેક
વહાલો દ્વિભુજ ચતુર્ભુજ શ્રીહરિ રે, સદા સેવિત શ્રીનંદસુનંદ. સદા૦ ૧
શંખ ચક્ર ગદા પદ્મને ધરે રે, યોગેશ્વર શ્રીજગદીશ,
ચારે તત્વ ચારે આયુધમાં રે, રચે વિશ્વ તેમાંથી ઇશ. સદા૦ ૨
પદ્મમાંથી રચી પૃથિવી હરિ રે, શંખમાંથી રચ્યું જળ શ્યામ;
ચક્રમાંથી રચ્યું તેજ તત્વને રે, ગદામાંથી વાયુ સુખ ધામ. સદા૦ ૩
એમ વિશ્વ રચિને હરિ અવતર્યા રે, કરવા તે અધમઉદ્ધાર;
પ્રેમાનંદનો સ્વામી ઘનસ્યામજી રે, વ્રજજીવન નંદકુમાર. સદા૦ ૪

પદ ૨

સખી છેલ છબીલો કુંવર નંદનો રે, અતિ શોભે છે આનંદકંદ
અલબેલો બિરાજે નંદ આંગણે રે. અલ૦ ટેક.
જેનો મહિમા વખાણે મહામુનિ રે, શેષ શારદ નારદ શુક છંદ; અલ૦ ૧

વહાલો સોળકળા જુક્ત શ્રીહરિ રે,નવરસમય નટવર લાલ;
કોટિ કંદર્પ જોઇ લાજે રૂપને રે, નિરખતાં વાધે ઘણું વહાલ. અક્ષ૦ ૨
એવી શિતળ સભા નંદ આંગણે રે, બ્રહ્મરૂષિ ને રાજરૂષિવૃંદ;
શોભે મુનિ સભામાં શ્રીપતિ રે, વહાલો તારામધ્યે જેમ ચંદ. અક્ષ૦ ૩
કરી લટકાં બોલો વ્રજસાથને રે, કરી વાતો બોલ્યા મુનિરાય;
જોઇ સુંદર છબી ઘનસ્યામની રે, પ્રેમાનંદ વારી વારી જાય. અક્ષ૦ ૪

પદ ૩

પ્રીસ આજ અલૌકિક વાતડી રે, કૃપા કરી કીધી ઘનસ્યામ;
સાંભળીને ઠરે મારી છાતડી રે; સાંભ૦ ટેક.
શુક નારદ ઉદ્ધવ નિજદાસને રે, પુછ્યાં પ્રશ્ન અતિ સુખધામ. સાંભ૦ ૧
એક શું છે હેતુ કલ્યાણનું રે, જેણે ન થાયે એવું તે શું કે'વાય;
પછી ન થયો ઉત્તર બીજા કોઇથી રે, પોતે બોલ્યા શ્રીવૈકુંઠરાય. સાંભ૦ ૨
ભવ પામ્યો મુમુક્ષુ જન્મમરણથી રે, તેને તર્યાનો એજ ઉપાય;
સતશાસ્ત્ર સાકાર મારી મૂર્તિ રે, સાચા સંત સાકાર મને ગાય. સાંભ૦ ૩
એને વિષે જોડાય જન પાતકી રે, તેતો સહેજે પામે ભવપાર;
પ્રેમાનંદ કે' ભજે જાય ધામમાં રે, દિવ્ય રૂપે મને સાકાર. સાંભ૦ ૪

પદ ૪

ભવસાગર તરવાને ઇચ્છતો રે, એવો જે મુમુક્ષુ જન;
ભજે મને તજી સર્વ વાસના રે. ભજે૦ ટેક.
કરે સાધન કલ્યાણનાં પ્રીતશું રે, મારી મૂર્તિમાં ધરી મન. ભજે૦ ૧
મને ભજતાં વિઘન તેને ઘણાં રે, છે સમજાવું કહી રીત;
મારો આકાર ઉછેદન જે કરે રે, એવાં શાસ્ત્ર સુણે કરી પ્રીત. ભજે૦ ૨
એવા શાસ્ત્રઅભ્યાસી જન છે રે, બ્રહ્મજ્ઞાની તેનો વિશ્વાસ;
એતો નિશ્ચે પાડે કલ્યાણથી રે, મેલે નરકે કરી નિરાશ. ભજે૦ ૩
એજ વિરોધી છે કલ્યાણના રે, એવા જ્ઞાની ને ગ્રંથ કે'વાય;
પ્રેમાનંદનો સ્વામી કે' સાભળ રે, પાપરૂપ જાણીને બલાય. ભજે૦ ૪

પદ ૫

એવા પાપી પાડે મારગ મોક્ષથી રે, મુખે કથી મિથ્યા બ્રહ્મજ્ઞાન;
સંત સરવે કહું તે આપ માનજો રે. સંત૦ ટેક.
દેખાડે સભર ભર્યો આતમા રે, ખોટે આકાર અવતાર તોડી તાન. સંત૦ ૧
જન અર્થી હોય જે કલ્યાણના રે, કરે જો પાપીમાંહી પરતીત;
જેવા પોતે નાસ્તિક પાપી હોયે રે, શિખાવે સર્વે તેવી રીત. સંત૦ ૨
પછી સંત સાકાર મારી મૂર્તિ રે, તેમાં દોષ પરઠે તતકાળ;
તજી સેવા ઉપાસના આશગે રે, થઇ બેસે તે બ્રહ્મકુદાળ. સંત૦ ૩
કેવળ કથે મિથ્યા બ્રહ્મજ્ઞાનને રે, મારી ઉપાસના તજી જન;
પ્રેમાનંદનો સ્વામી કહે શ્રીહરિ રે, થઇ પિશાચ ફરે વનોવન. સંત૦ ૪

પદ ૬

કથનમાત્ર તે બ્રહ્મજ્ઞાને કરી રે, જન સિદ્ધિ પામે નહીં કોય;
મુમુક્ષને પાડવાનો પાસ છે રે. મુમુ૦ ટેક.
જેમ તાંદુલ વિના કુટે કુશકા રે, તેનો શ્રમ તે નિષ્ફળ હોય. મુમુ૦ ૧
જન ભુખ્યો તર્યો જ્યેષ્ઠ માસનો રે, પ્રીત કરી ચાટે આકાશ;
નવ જાયે ક્ષુધા તૃષા તેહની રે, એમ વાચક જ્ઞાન પ્રયાસ. મુમુ૦ ૨
એવા બ્રહ્મજ્ઞાનિનો સંગ ત્યાગવો રે, મન કર્મ વચને તે જરૂર;
પંચ મહાપાપના શિરોમણી રે, એવા જ્ઞાનીને ત્યાગજો દૂર. મુમુ૦ ૩
દિવ્ય રૂપ સાકાર મારી મૂર્તિ રે, કરૂં લીલા ધરી અવતાર;
પ્રેમાનંદનો સ્વામી કહે શ્રીહરિ રે, આસ આશરા વિના મળે ખ્વાર. મુમુ૦ ૪

---

રાગ ગરબી—પદ ૧

ચાલો જોવા રસિયા રણછોડને રે, દ્વારિકાના વાસી ભગવાન;
પુરુષોત્તમ પધારયા વરતાલમાં રે;
જેનાં દરશન દુર્લભ દેવને રે, શિવ બ્રહ્મા ધરે નિત્ય ધ્યાન. પુ૦ ૧
જેને કાજે જોગી વનમાં વસે રે, તપ કરે ને ખાય મુળ કંદ; પુ૦
જેને નિગમ ગાયે નેતિ કહી રે, ખોળે શુકમુનિ સનક સનંદ. પુ૦ ૨

જેણે ગોકુળમાં લીલા કરી રે, માર્યા દૈત્ય દાનવને અપાર; પુ૦
વહાલે જાદવને વાસી પછી દ્વારિકા રે, વરયા અષ્ટ કુળવતિ નાર. પુ૦ ૩
થયા અર્જુનસખા અલબેલડો રે, પુરયા ભક્તતણા સરવે કોડ; પુ૦
હવે આવ્યા વહાલો વરતાલમાં રે, પ્રેમાનંદનો વહાલો શ્રીરણછોડ. પુ૦ ૪

પદ ૨

વરતાલે આવ્યા સખી શ્યામળો રે, દ્વારકાના પતિ દીનાનાથ;
રુક્મિણીરમણ રણછોડજી રે; રુક૦ ટેક.
નેણા ભરીને નિરખીએ નાથને રે, ચાલો સરવે સૈયરનો સાથ. રુક૦ ૧
કૃપા કરીને કેશવ પધારિયા રે, સહુ લેઈ પોતાનો સમાજ; રુક૦
શંખ ચક્ર ગદા પદ્મ ગોમતી રે, રુક્મિણી સહિત જદુરાજ. રુક૦ ૨
જન આવે જોવાને દેશ દેશના રે, ન્હાયે ગોમતી ને લે સહુ છાપ; રુક૦
નેણે નિરખી રુક્મિણી રણછોડને રે, બાળે અનેક જનમનાં પાપ. રુક૦ ૩
આવિ વસ્યા અખંડ અલબેલો રે, દ્વારાવતિ કીધી વરતાલ; રુક૦
પ્રેમાનંદનો વહાલો રંગ છેલડો રે, કીધાં નરનારીને નિહાલ. રુક૦ ૪

પદ ૩

વારી જાઉં રંગીલા રણછોડને રે, વહાલો ભક્તતણા પ્રતિપાળ;
આવી અખંડ વસ્યા વરતાલમાં રે; આવી૦ ટેક.
આવ્યા દીનતણાં દુઃખ કાપવા રે, થયા પ્રગટ શ્રીદીનદયાળ. આવી૦ ૧
શોભે શ્યામ સ્વરુપ અલબેલડો રે, મરમાળી તે મૂરતિ અનૂપ; આવી૦
રુક્મિણી ને શ્રીરણછોડજી રે, કહીયે લક્ષ્મીનારાયણ રૂપ. આવી૦ ૨
વહાલો રાજાધિરાજપણે રાજતા રે, શોભે કોટીક શોભા સુર; આવી૦
કરે અખંડ લીલા વરતાલમાં રે, વહાલો ભક્તમનોરથપૂર. આવી૦ ૩
ગાયે ધોળ મંગળ પુરવનિતા રે, થાએ ઉત્સવ આઠે જામ; આવી૦
વાજે નોબત નગારા ગડગડે રે, પ્રેમાનંદનો વહાલો શોભે સ્યામ. આવી૦ ૪

પદ ૪

શોભા શીરે વખાણું સ્યામની રે, મુખે વરણન કરી નવ જાયે;
મારાં નેણાં લોભાણાં જોઇ નાથને રે. મારાં૦ ટેક.

કોટી કંદર્પ વારૂં લેઇ વારણે રે, શેષ સારદા નિગમ નેતિ ગાય. મારાં૦ ૧
મરમાળી મનોહર મૂરતિ રે, વહાલો તેજતણા અંબાર; મારાં૦
શંખ ચક્ર ગદા પદ્મ હાથમાં રે, શોભે પેહેરી રુડા શણગાર. મારાં૦ ૨
હરિનું હસતું વદન સોહામણું રે, કર્યું કેશર તિલક ભાલ; મારાં૦
હરિની આંખડલી કમળકેરી પાંખડી રે, નિરખતાં વાધે ઘણું વાલ. મારાં૦ ૩
હરિને માથે મુગટ તે જડાવનો રે, કાને કુંડલ મકરાકાર; મારાં૦
અંતરમાંથી ક્ષણુંએ ન વિસરે રે, પ્રેમાનંદ જાય બલિહાર. મારાં૦ ૪

---

## રાગ ગરબી. પદ ૧

રંગભીનો રણછોડરાય, આવ્યા વરતાલે;
જેને નિગમ નેતિ કહી ગાય, આવ્યા વરતાલે. ૧
હરિ દ્વારિકાંના દેવ, આવ્યા વરતાલે;
સુર મુનિ કરે નિત્ય સેવ, આવ્યા વરતાલે. ૨
શ્રીપુરુષોત્તમ મહારાજ, આવ્યા વરતાલે;
કરવા સહુ જનનાં કાજ, આવ્યા વરતાલે. ૩
વહાલો ચરોતરને ચોક, આવ્યા વરતાલે,
પ્રભુજી પોતાની શોખ, આવ્યા વરતાલે. ૪
રુક્મિણિરમણ રણછોડ, આવ્યા વરતાલે;
નિજ જનના પૂરવા કોડ, આવ્યા વરતાલે. ૫
કરી પ્રીત મુનિવર સાથ, આવ્યા વરતાલે;
વહાલો પ્રેમાનંદનો નાથ, આવ્યા વરતાલે. ૬

## પદ ૨

નિત્ય આપે રણછોડ રાય, પરચા વરતાલે;
જન જોઇ જોઇ અચરજ થાય, પરચા વરતાલે. ૧
નિજ દૃષ્ટિ આગળ દાસ, પરચા વરતાલે;
ભીડભંજન હનુમાન પાસ, પરચા વરતાલે. ૨

કીધો લીંબડો મીઠો દૂધ, પરચા વરતાલે;
ફળ ફુલ પાન કરી શુદ્ધ, પરચા વરતાલે. ૩
જન તેડી પત્ર હમેશ, પરચા વરતાલે;
લઇ જાયે દેશ વિદેશ, પરચા વરતાલે. ૪
વાં' એકનો આંબો બાળ, પરચા વરતાલે;
ફુલ્યો ફળ્યો સરવે ડાળ, પરચા વરતાલે. ૫
તે જોવા ગોમતી તીર, પરચા વરતાલે;
પ્રેમાનંદ કે' થાય બહુ ભીડ, પરચા વરતાલે. ૬

પદ ૩

વારતાલે રણછોડ રાય, લીલા લેહેર કરે;
નિત્ય આનંદ ઉત્સવ થાય, લીલા લેહેર કરે. ૧
જન આવે અપરમપાર, લીલા લેહેર કરે;
અતિ પ્રેમ ભરયાં નર નાર, લીલા લેહેર કરે. ૨
સહુ પામે જોઇ આનંદ, લીલા લેહેર કરે;
વહાલો ટાળે ભવના ફંદ, લીલા લેહેર કરે. ૩
વહાલે કીધાં જન નિષ્પાપ, લીલા લેહેર કરે;
જગ છાયો અતિ પરતાપ, લીલા લેહેર કરે. ૪
વહાલો પ્રગટ પ્રમાણુની પેરય, લીલા લેહેર કરે;
આપે પરચા ઘેરા ઘેરય, લીલા લેહેર કરે. ૫
લેઇ પ્રેમી જનને સાથ, લીલા લેહેર કરે;
બોલે પ્રેમાનંદનો નાથ, લીલા લેહેર કરે. ૬

પદ ૪

વહાલો ભક્તિધર્મસુત શ્યામ, વરતાલના વાસી;
તેનું રણછોડ કેશવ નામ, વરતાલના વાસી. ૧
તેમને પરતાપે જીવ, વરતાલના વાસી;
થયા જીવ મટીને શિવ, વરતાલના વાસી. ૨

જે જન સેવે કરી પ્યાર, વરતાલના વાસી;
આપે ધર્માદિક ફળ ચાર, વરતાલના વાસી. ૩
જેમ સાત પુરી ચાર ધામ, વરતાલના વાસી;
તેમ વરતાલ કીધી શ્યામ, વરતાલના વાસી. ૪
કીધી વરતાલ વૈકુંઠ તૂલ્ય, વરતાલના વાસી;
મુક્તિમય ધામ અમૂલ્ય, વરતાલના વાસી. ૫
પ્રેમાનંદ કહે નર નારી, વરતાલના વાસી;
ભજે વૃંદાવન વિહારી, વરતાલના વાસી. ૬

## ગરબી. પદ ૧

જેજે શ્રીરણછોડ છેલ છબિલા રે, ભલે આવ્યા વરતાલ રસના રંગિલા રે;
જેજે શ્રીરણછોડ વરતાલવાસી રે, ટાળ્યાં દુઃખ જનમમરણ અવિનાશી રે. ૧
જેજે શ્રીરણછોડ રાય કૃપાળા રે, વા'લા બહુ લાગો છો વરતાલવાળા રે. ૨
જેજે શ્રીરણછોડ રાય રંગ લે'રી રે, ભલે આવી આણ્યા ચરોતરમાં ફેરી રે, ૩
જેજે શ્રીરણછોડ ધર્મના લાલ રે, ભલે નિજધામ કીધી વરતાલ રે. ૪
જેજે શ્રીરણછોડ રાય રંગ રસિયા રે, ભલે આવી વરતાલે હરિ વસિયા રે. ૫
જેજે શ્રીરણછોડજી મહારાજ રે, ભલે આવ્યા સહુના સારવા કાજ રે. ૬
જેજે શ્રીરણછોડ રાય રૂડું કીધું રે, ભલે તમે સહુને દરશન દીધું રે. ૭
જેજે શ્રીરણછોડ બહુનામી રે, ભલે આવ્યા પ્રેમાનંદના સ્વામી રે. ૮

## પદ ૨

ચાલો જોવા રણછોડરાય વરતાલે રે, આવે તેને ધર્માદિક ફળ આલે રે;
ચાલો જોવા લક્ષ્મીનારાયણરાય રે, જોઇ પ્રભુ જનમમરણ દુઃખ જાયે રે. ૧
ચાલો જોવા ભક્તિમાત ધર્મદેવ રે, હરિકૃષ્ણ મુક્તિ આપે તતખેવ રે. ૨
ચાલો જોવા વૃંદાવન વિહારી રે, શ્રીઘનશ્યામ હરે છે દુઃખ ભારી રે. ૩
ચાલો જોવા હરિના દશ અવતાર રે, મત્સ્ય કચ્છ શુકર અંબરીષ ઉદાર રે. ૪
ચાલો જોવા નરહરિરૂપ મોરારી રે, સે છે વાલો ભવસાગરથી ઉતારી રે. ૫

આવો જોવા શોભાયો સુખકંદ રે, ટાળે વાલો ચોરાશીના ફંદ રે. ૬
આવો જોવા સુર દેવ આપાઆપ રે, ટાળે વાલો ત્રિવિધ તનના તાપ રે. ૭
આવો જોવા ભીડભંજન હનુમાન રે, આપે વાલો સુખસંપતના દાન રે. ૮
આવો જોવા ગજવદનો મયુરસ્વામી રે, હરે વાલો વચન અનેક બહુનામી રે. ૯
આયા સહુ દેવ વરતાલના વાસિ રે, કૃપા કરો પ્રેમાનંદ પર સુખરાશિ રે. ૧૦

## પદ ૩

પુનમિયા સાંભળજ્યો હરિજન રે, પુનમનો મહિમા સુણો એકમન રે;
પુનમનો મહિમા છે અતિ ભારી રે, ગાયે શેષ શારદા અજ ત્રિપુરારી રે. ૧
પુનમનો મહિમા અપરમપાર રે, ગાયે વેદ પુરાણ વારમવાર રે. ૨
પુનમનો મહિમા છે અનહદ રે, ગાયે શુક સનકાદિક નારદ રે. ૩
પુનમે રાસ રમ્યા રણછોડ રે, પુર્યા વાલે ગોપિજનના કોડ રે. ૪
પુનમે મોરમુગટ ધર્યો માથ રે, રમ્યા વાલો રાસ ગોપિજન સાથ રે. ૫
પુનમે પુનમે દરશને જાયે રે, તેને એક ડગલે જગનફળ થાય રે. ૬
જુવે જાઇ મુગટસહિત મુખચંદ રે, તેના ટળે જનમમરણના ફંદ રે. ૭
પુનમિયા હરિજન જે નિંમ ધારી રે, પ્રેમાનંદ જાયે તેની બલિહારી રે. ૮

## પદ ૪

ચલો સખિ ભલે આવી પુરણ માસી રે, ચાલો જોવા રણછોડ વરતાલવાસી રે;
ચાલો સખિ મોરમુગટ ધર્યો વાલે રે, ચાલો સખિ વહેલાં જાઇએ વરતાલે રે. ૧
ચાલો સખિ વરતાલ ગોકુળધામ રે, ત્યાં તો નિત્યે રાસ રમે ઘનશ્યામ રે. ૨
ચાલો સખિ જાઇએ હરિના ગુણ ગાતાં રે, બળે પાપ પ્રભુજીને સન્મુખ જાતાં રે. ૩
ચાલો સખિ મોરમુગટ ધરી શ્યામ રે, ઉભા સામા શ્યામળિયો સુખધામ રે. ૪
ચાલો સખિ જોઇએ છેલ છોગાળો રે, વાલો શ્રીરણછોડ વરતાલવાળો રે. ૫
ચાલો સખિ મુગટસહિત મુખ જોઇએરે, ચાલો સખિ જનમમરણ દુઃખ ધોઇએરે. ૬
ચાલો ત્યાં તો આનંદ ઉત્સવ થાય રે, જોઇ વાલો આનંદ અંગ ન માય રે. ૭
ચાલો સખિ પુનમે જોઇએ પુરણચંદ રે, વાલાપર વારી જઇએ પ્રેમાનંદ રે. ૮

પદ ૫

ધન્ય ધન્ય વરતાલ હરિનું ધામ રે, ત્યાં વાલો પ્રગટ વિરાજ્યા ઘનશ્યામ રે. ૧
ધન્ય ધન્ય વરતાલપુરના લોક રે, કીધાં વાલે મુક્તિ આપીને અવિશોક રે. ૨
ધન્ય ધન્ય વરતાલનાં નરનારી રે, જેણે જોયા ધર્મકુંવર ગિરિધારી રે. ૩
ધન્ય ધન્ય વરતાલપુરનો વાસ રે, જેને ઘરે પ્રગટ પધાર્યા અવિનાશ રે. ૪
ધન્ય ધન્ય વરતાલપુરની શેરી રે, વિચર્યા ધર્મકુંવર રંગરેલી રે. ૫
ધન્ય ધન્ય વરતાલની ફુલવાડી રે, ત્યાં પ્રભુ બેસતા જઇ દા'ડી દા'ડી રે. ૬
ધન્ય ધન્ય વરતાલની વૃક્ષ વેલી રે, વિચરતા હાર છોગલાં હરિ મેલી રે. ૭
ધન્ય ધન્ય વરતાલપુરની ધરણી રે ફર્યા પ્રભુ લેઇ સાથે મુનિ વરણી રે. ૮
ધન્ય ધન્ય વરતાલના ચોકમાંઈ રે, ધર્યો વાલે મોરમુગટ સુખદાઇ રે. ૯
ધન્ય ધન્ય પ્રભુજી રમ્યા રંગરાગ રે, વાલે મુક્ત આનંદ પમાડયા નિજદાસ રે. ૧૦
ધન્યધન્ય બ્રહ્માદિકના નાથ રે, રમ્યા હોળી વરતાલે મુનિવર સાથ રે. ૧૧
ધન્ય ધન્ય અબીલ ગુલાલ ને રંગ રે, તેણે રંગ્યા નિજજન મુનિના અંગ રે. ૧૨
ધન્ય ધન્ય બે આંબા વરતાલે રે, તેણે બાંધ્યો હિંડોળો ધર્મલાલ રે. ૧૩
ધન્ય ધન્ય પહેરી જામા જરકસીયા રે, બેસ્યા ફુલડોળે ધરમસુત રસિયા રે. ૧૪
ધન્ય ધન્ય મોરમુગટ ધર્યો શિશ રે, સહુનાં સુફળ લોચન જગદીશ રે. ૧૫
ધન્ય ધન્ય સુર નર મુનિ નારાયણ રે, ફર્યા વાલો ગેંડલાની ઘુંમરે વિરાણા રે. ૧૬
ધન્ય ધન્ય વડતાલ વૈકુંઠ કીધી રે, સહુને વાલે દેહ છતેં મુક્તિ દીધી રે. ૧૭
ધન્ય ધન્ય વરતાલ લીલા રૂપ રે, સંભારતાં સાંભરે ધર્મકુળ ભૂપ રે. ૧૮
ધન્ય ધન્ય મન વાણી ગુણપાર રે, તે પ્રભુ વિચર્યા શ્રીધર્મકુમાર રે. ૧૯
ધન્ય ધન્ય હરિની લીલા અનંત રે, ગાતાં શેષ શારદા નવ પામે અંત રે. ૨૦
પ્રેમાનંદ એક રસના શું ગાવું રે, કર જોડી પ્રભુપદ શિષ નમાવું રે. ૨૧

---

રાગ ગરબી—પદ ૧

"તારી આનકની અલદારી રે, લાલજી લટકાળા" એ રાગ છે.

સખિ ચાલો જાઇએ વરતાલ રે, રણછોડરાય જોવા;
આજ મુગટ ધર્યો છે નંદલાલ રે, રણછોડરાય જોવા. ટેક. ૧

સખિ આજ પુનમનો દન રે, રણુ૦ વાગી જઇએ જોવા જીવન રે. રણુ૦ ૨
પહેર્યા જરકસી જામા સ્યામ રે, રણુ૦ ધર્યો મુગટ વાલે છબીલામ રે. રણુ૦ ૩
જોઇ કેસર તિલક વાધે પ્યાર રે, રણુ૦ કાને કુંડળ મકરાકાર રે. રણુ૦ ૪
પહેર્યા આભૂષણ અતિસાર રે, રણુ૦ જાય પ્રેમાનંદ બલિહાર રે. રણુ૦ ૫

પદ ૨

આજ પુનમ સપરમો દિન રે, ચાલ સખિ વરતાલે;
મારે મોહન જોયાનું મન રે, ચાલ સખિ વરતાલે. ટેક. ૧
જોઇએ રણછોડરાય રંગ છેલ રે, ચાલ૦ વાંકા છોગાંવાળો અલબેલ રે. ચા૦ ૨
એ નેણાંતણું ફળ જાણુ રે, ચાલ૦ કહે શાસ્ત્ર વેદ પુરાણુ રે. ચા૦ ૩
જોઇએ નેણાં ભરી મહારાજ રે, ચાલ૦ થાય અવતાર લેખે આજ રે. ચા૦ ૪
થાય જનમ મરણુ દુઃખ દૂર રે ચાલ૦ પ્રેમાનંદ જોઇ શોભા સુર રે. ચા૦ ૫

પદ ૩

ચાલો પુનમે પુનમે જોવા રે, રસિયો વરતાલે;
ચાલો જનમ મરણુ દુઃખ ખોવા રે, રસિયો વરતાલે. ટેક. ૧
હરિ મુખ જોઇ મુક્તિ થાય રે, રસિ૦ દુઃખ અનેક જનમના જાય રે. ૨. ૨
પુરે મનના સરવે કોડ રે, રસિ૦ વરતાલે શ્રીરણછોડ રે. ૨. ૩
ધરે મુગટ પુનમે શ્યામ રે, રસિ૦ આવે સુરમુનિ જોવા તજી ધામ રે. ૨. ૪
થાયે મગન જોઇ સુખકંદ રે, રસિ૦ બલહારી પ્રેમાનંદ રે. ૨. ૫

પદ ૪

ધન્ય પુનમિયાં નરનારય રે, આવે વરતાલે;
એના પુણ્યતણો નહિ પાર રે, આવે વરતાલે. ટેક. ૧
એક ડગલે જગનફળ થાય રે, આવે૦ એનાં જનમ મરણુ દુઃખ જાયરે. આ. ૨
થાયે સુતવિત્ત સુખ જાયે રોગ રે, આવે૦ પામે મનવાંછિત બહુ ભોગરે. આ. ૩
જે નિર્વાસનિક હરિજન રે, આવે૦ એનું પ્રભુપદ ચોટે મન રે. આ. ૪
હરિજન સહુ સમઝિ એમરે, આવે૦ પ્રેમાનંદ કે' ન ત્યાગવાં નેમ રે. આ. ૫

### રાગ ગરબી પદ ૧

વનમાં વાગે રસાળી વેણુ, સાંભળ સાહેલી રે;

શરદ પુનમની અજવાળી રેણ. સાં૦ ૧

નાહી લાગે છે વિરહને જોર, સાં૦ ખટકે છે આવી કાળજાની દોર. સાં૦ ૨

મરમ ભરી વાગે ઘેરે નાદ, સાં૦ જાણીએ આપણને દેછે સાદ. સાં૦ ૩

મન્મથ મારે છે વિન્હના બાણ, સાં૦ મળવા થાય છે તનમાં તાણ. સાં૦ ૪

નથી હવે રહેતી મારે ઠેરે ધ ર, સાં૦ થઈ છું વ્યાકુળ વહે નેણે ન ર. સાં૦ ૫

વાંસળી વધારે છે દેરે વા'લ, સાં૦ ચાલ હવે જોવા નંદલાલ. સાં૦ ૬

દીધો કોલ હરિ રમવા કાજ, સાં૦ પુરો બોલ થયો છે આજ. સાં૦ ૭

નિસર્યાં ગોપીજન રમવા રાસ, સાં૦ પ્રેમાનંદના વા'લાને પાસ. સાં૦ ૮

### પદ ૨

ઉભલા મોહન જમુના તીર, શોભે સ્યામળીઓ રે;

નટવર સુંદર ઘનસ્યામ શરીર. શો૦ ૧

મોર મુગટ મકરાકાર કાન, શો૦ કૃપાસિંધુ હરિ રૂપનિધાન, શો૦ ૨

ચંચળ લોચન છે હાસ વિશાળ, શો૦ ઉરપર ઓપે વૈજયંતી માળ. શો૦ ૩

કટિપર પહેર્યા પીતાંબર સાર, શો૦ ચરણે ચાખડીયો ચટકાદાર. શો૦ ૪

અધર વિરાજે અલબેલી વેણુ, શો૦ મધુરી વાયે હરિ સુંદર નેણ. શો૦ ૫

હરતાં હરી વધારે વા'લ, શો૦ ગોપી રીઝયા જોઇ નંદનો લાલ. શો૦ ૬

ચરણે લાગ્યાં ગોપી જોડી હાથ, શો૦ બળના બોલ્યા હસિ ગોપીનાથ. શો૦ ૭

કહો કેમ આવ્યાં તમે મેલી ધામ, શો૦ ગોપીને પુછે પ્રેમાનંદનો સ્વામ. શો૦ ૮

### પદ ૩

વ્રજમેં શોરે થયો ઉતપાત, કો'ને વ્રજનારી રે,

સઉ કેમ આવ્યાં તમે અર્ધિ રાત. કો૦

આવ્યાં જોવાને વૃંદાવન, કો૦ મુજને જોયાનું થયું મન. કો૦

જુવો વૃંદાવન કુંજ કુટીર, કો૦ કમળ ફુલ્યાં જુવો જમુના તીર. કો૦

બોલે કોકીલા મધુકર મોર, કો૦ બોલે સારસ હંસ ચકોર. કો૦

વન જોઈ જાઓ ઘેર વ્રજનીનાર, કો૦ ખોળના હરી તમને ભાઈ ભરતાર. કો૦ ૫
કુળવંત નારીનો એ છે ધર્મ, કો૦ નિજપતિ સેવે સતી જાણી મર્મ. કો૦ ૬
નિજપતિ રોગી અંધ હોય નિર્ધન, કો૦ તોય ન ત્યાગે સતી શુદ્ધ મન. કો૦ ૭
એમ હરિ બોલ્યા મરમાળાં વેણુ, કો૦ પ્રેમાનંદનો પ્યારો પંકજનેણુ. કો૦ ૮

પદ ૪

ગોપી બોલ્યાં ધરી અંતર ધીર, હો અલબેલાજી રે!
ખોતરે ભુમિ વહે નેણે નીર, હો૦ ૧
પતિ તમે સાચા હરિ પ્રાણઆધાર, હો૦ તમપર વારી નાખ્યો સંસાર હો૦ ૨
શરણે આવ્યાં કરી સહુથી વેર, હો૦ તજીશું પ્રાણ ના જઈએ ઘેર, હો૦ ૩
રસિયારાજ રમાડો રાસ, હો૦ અમને ઘણા રે દિવસની આશ. હો૦ ૪
અમને રાસ રમ્યાના કોડ, હો૦ પુરો આશ રસિયા રણછોડ. હો૦ ૫
પાવો અધર સુધારસ શ્યામ, હો૦ હરિવર પુરો હૈડાની હામ. હો૦ ૬
શોભાસાગર સુંદર છેલ, હો૦ ઉર પર લીજે આવો અલબેલ. હો૦ ૭
પૂરણ જાણી ગોપીની પ્રીત, હો૦ પ્રેમાનંદ કે' હસિ ચોર્યાં ચિત્ત. હો૦ ૮

પદ ૫

રમે રાસ ગોપી ગોપાળ, જમુનાં તીરેજીરે, લટકાં કરે લટકાળો લાલ. જ૦ ૧
એક એક ગોપી ને એક એક કાન, જ૦ કંઠ ભુજ મેલી કરે અધરપાન. જ૦ ૨
ચંચળ નેણાં ચલાવે નાર, જ૦ ઉપર લેંકે નવસરીયો હાર. જ૦ ૩
કરવર ઝાલી ફરે ફુદડી રે, જ૦ થેઈ થેઈ થયે નાચે નવલીપેરે. જ૦ ૪
ભુજ ભરી ભીડે વાલાને વાસ, જ૦ કુચ ભુજ પીડે હસી સુંદર શ્યામ. જ૦ ૫
ગોપી ગાયે લે ઉંચી તાન, જ૦ મોહન આપે વખાણી માન. જ૦ ૬
સુંદર વાગે ગતિ તાલ મૃદંગ, જ૦ આનંદ જાયે ફેલારણો અંગ. જ૦ ૭
શ્રમજળ છુટ્યાં અંગે અપાર, જ૦ પ્રેમાનંદ જોઈ બલિહાર. જ૦ ૮

પદ ૬

સુંદર શોભા સખી કહી ન જાય, નાચે નટવર છરે;
સુર નર મુનિ જોઈ રહ્યા લોભાઈ, ના૦ ૧
નીતમ નાચે સંગીતની ચાલ, ના૦ રમઝમ વાજે રૂડી રસાળ. ના૦ ૨

વાજે દોકડ સારંગી તાર, ના૦ ગાયે સુંદર શ્રીનંદકુમાર. ના૦ ૩
સાતે સ્વર લઇ ત્રણે ગ્રામ, ના૦ રાગણી રાગ આલાપે શ્યામ. ના૦ ૪
ગગને છાયાં સુરમુનિ વિમાન, ના૦ જોઇને ભૂલ્યા સુરમુનિ વિજ્ઞાનિ. ના૦ ૫
વરશે દેવ કુસુમના મેહ, ના૦ ઉપજ્યો નાથ જોઇ નવલ સનેહ. ના૦ ૬
ધન્ય જમુના ધન્ય વૃંદાવન ધામ, ના૦ ધન્ય ધન્ય ગોપી ધન્ય ગોકુળગામ. ના૦ ૭
ધન્ય રસ રાસ રમે ગોકુળચંદ, ના૦ નિરખી ગાયે ધન્ય પ્રેમાનંદ. ના૦ ૮

---

## શરદ પુનમનો ગરબો પદ ૨

ગોપિ આવોને ગોકુળ ગામની રે લોલ,
રમિએ ગરબે સરસ શોભે જામની રે લોલ. ૧
સખિ આજ આનંદનો દિન છે રે લોલ,
આજ ગરબે રમ્યાનું મન છે રે લોલ. ૨
ગરબે ગોવિંદ તણા ગુણ ગાઇયે રે લોલ,
હરિના ગુણસાગરમાં નાહઇયે રે લોલ. ૩
રમિયે ગોકુળ ગામના ચોકમાં રે લોલ,
હરિ બેઠા હવેલીના ગોખમાં રે લોલ. ૪
આવિ હામ હામની ટોળે મળી રે લોલ,
રમે હેતે પ્રીતે હળિ મળિ રે લોલ. ૫
આવ્યાં રાધિકાજી રંગભર રમવા રે લોલ,
મધુસૂદન તણે મન ગમવા રે લોલ. ૬
પહેર્યાં વસ્ત્ર આભૂષણ શોભતાં રે લોલ,
કાનકુંવર તણા મન લોભતાં રે લોલ. ૭
ગાયે ગરબી મીઠે સ્વરે માનિની રે લોલ,
સુંદર શોભે શરદ કેરી ચાંદની રે લોલ. ૮
ગાયે ઉચ્ચ સ્વરે પાડે તાળીયો રે લોલ,
ચરણે ધમકે છે ઝાંઝરી રૂપાળિયો રે લોલ. ૯

કરે લટકાં ગોપી સુંદર હાથનાં રે લોલ,
મન મોહ્યાં પ્રેમાનંદના નાથનાં રે લોલ. ૧૦

### પદ ૨

રંગ જામ્યો છે રમતાં અતિઘણો રે લોલ,
પ્રેમ કહ્યામાં ન આવે ગોપી તણો રે લોલ. ૧
પ્રેમ પ્રીતની તો રીત ઘણી વેગળી રે લોલ,
તેતો જાણે જેણે દીઠી સાંભળી રે લોલ. ૨
શું જાણે સંસારી એ મર્મમાં રે લોલ,
ઘણાં દુઃખ લખ્યાં જેના કર્મમાં રે લોલ. ૩
એમ રમે આનંદમાં ગોપિયો રે લોલ,
હરિસારૂં તે લોક લાજ લોપિયો રે લોલ. ૪
એક એકથી અધિક શોભે સુંદરી રે લોલ,
ગાયે ગોવિંદના ગુણ પ્રેમે ભરી રે લોલ. ૫
મન અર્પણ કર્યાં છે હરિચરણમાં રે લોલ,
ચિત્ત ચોટયાં સુંદર શ્યામ વરણમાં રે લોલ. ૬
ગોપી કૌતુક કરે છે કોઇ ભાતના રે લોલ,
પ્રેમ નેમ જેમ હોય એક ખાંતનાં રે લોલ. ૭
કોઇ અધર ઉછાળી ગરબો ઝીલતી રે લોલ,
કોઇક ફરે બેડું માથે મેલતી રે લોલ. ૮
કોઇક માંટલી ઉછાળી અધર તાકતી રે લોલ,
કોઇ હરિપર નેણબાણ નાખતી રે લોલ. ૯
એમ પ્રેમમાં ગોપી ગરબે ફરે રે લોલ,
પ્રેમાનંદના નાથને રાજી કરે રે લોલ. ૧૦

### પદ ૩

ગોપિ ગરબે રમે છે તેવતેવડી રે લોલ,
સુંદર શોભે છે સરવે રાધા જેવડી રે લોલ.

સજી નવસાત શણગાર શોભતિ રે લોલ,
મનમોહન તણા મન લોભતી રે લોલ. ૨
દિર હેમનાં પેર્યાં છે પટ અંગમાં રે લોલ,
ઉર આભૂષણ જડિયલ નંગમાં રે લોલ. ૩

સરસ સુમન ગુંથ્યાં છે રૂડી વેણુમાં રે લોલ,
આંજ્યાં અંજણ અણિયાળા નેણુમાં રે લોલ. ૪
સિંદુર માંગ સમારિ રળિયામણી રે લોલ,
ભાલે આડ કરી છે કુંકમતણી રે લોલ. ૫
કરણુ ફુલ ને શોભે છે શીશ દામણી રે લોલ,
ચંદ્રકળાની સરશ શોભા બની રે લોલ. ૬
નાકે વાળી રૂપાળી રતને જડી રે લોલ,
કોટે કંઠી તુસી હેમ હાંસડી રે લોલ. ૭
ઉર આભૂષણ અપરમપાર છે રે લોલ,
ચરણ વિછુંવા ઝાંઝર ઝણકાર છે રે લોલ. ૮
કર કંકણ કંચન ચુડો ચળકે રે લોલ,
નખશિખ અંગ આભરણ ઝળકે રે લોલ. ૯
જોઇ મોહ્યા છે સુંદરવર છેલડો રે લોલ,
પ્રેમાનંદનો પ્યારો અલબેલડો રે લોલ. ૧૦

પદ ૪

મોહન બેઠા છે આવીને અટારીયે રે લોલ,
સજ્યો શણગાર અંગ ગિરિધારીયે રે લોલ. ૧
બાંધ્યો ફેંટો આંટાદાર જરકશી રે લોલ,
શોભા ત્રિભોવનની આવી વસી રે લોલ. ૨
ફુલ તોરા લટકે છે સુંદર પાઘમાં રે લોલ,
કેશર તિલક વિરાજે ભાલમાં રે લોલ. ૩
ગુચ્છ ખોસ્યા ગુલાબી બે કાનમાં રે લોલ,

કર તાળી પાડે છે ભેળા તાનમાં રે લોલ. ४
ઉર હાર ગજરા ને બાજુ બાંધીયા રે લોલ,
ગોપિ નેણાં સાથે નેણ સાંધિયા રે લોલ. ५
પહેર્યાં પીતાંબર ઓઢી જોડી સાલની રે લોલ,
શોભા શીરે વખાણું નંદલાલની રે લોલ. ६
મુખ મધુર મધુર હસતા હરિ રે લોલ,
હેત પ્રીતની તો વાત નવ જાય કરી રે લોલ. ७
અતિ આનંદ વરસે છે સુંદર નેણમાં રે લોલ,
વળી વા'લપ ઘણી વા'લાના વેણમાં રે લોલ. ८
હરિ હસતા હસતા નાખી કાંકરી રે લોલ,
આવી વાગી રાધાને ઉર આકરી રે લોલ. ९
રાણી રાધા ઉચ્યુ જોઇને હસ્યાં રે લોલ,
પ્રેમાનંદનો પ્યારો ઉરમાં વસ્યા રે લોલ. १०

## રાગ ઠુમરી. પદ १

દોઉ ઠાડેવે કદમઇકી છૈયા; દોઉ० टे०
ગૌર બરન હે જેઠ હમારે, સ્યામ બરન મેરે સૈયા. દોઉ० १
ગૌરકો નામ હે હલધર ભૈયા, સ્યામકો નામ કનૈયા. દોઉ० २
ગૌરકે શિરપર જરકસી ચીરા, સ્યામ શિર મુકુટ ધરૈયા. દોઉ० ३
પ્રેમાનંદ ઘનસ્યામ સુંદર છબી, રહો મેરે અંખિયનમેંયા. દોઉ० ४

## પદ २

મોરે બાલમ બીરાજે આજુ અંગિયાં; મોરે० टे०
ફુલોંદા હાર બાજુબંધ ગજરા, ફુલોંકી બાંધી પ્યારે પાગયા. મોરે० १
નગિન તરુતરે સ્યામ બીરાજે, બેઠે ગ્વાલ બાલ સાથે અગિયા. મોરે० २
થકિત ભઇ લખી રુપ સ્યામકો, ઠાડી ચીતવત એક ટગિયા. મોરે० ३
પ્રેમાનંદ ઘનસ્યામ છબીસે, મોહની લગાય મોયે ઠગિયા. મોરે० ४

પદ ૩

વૃંદાબનકી સઘન કુંજ ગલિયાં; વૃંદા૦ ટેક.
પ્રફુલ્લિત તરૂન લતા બન બેલી, કેસર કુસુમકી કલિયાં, વૃંદા૦ ૧
ગુંજત ભમરે કોકિલા કુંજત, બીચ શ્યામ બજાવે મોરલિયાં. વૃંદા૦ ૨
બંસી શ્રવન સુની બીરહા સતાવે, કેસી કરૂં મોરી અલિયાં. વૃંદા૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ મીલે તો,. લેઉગી મેં હસી હસી બલિયાં. વૃંદા૦ ૪

પદ ૪

આજ બંગલેમેં ઘુઘરુ બાજે; આજ૦ ટે.
વૃંદાબનકી કુંજમેં બંગલા, તહાં રાધાસ્યામ બીરાજે. આજ૦ ૧
બાજત મૃદંગ ગત આવત ગોપી ગન, થેઈ થેઈ હોત સમાજે. આજ૦ ૨
નાચત સુંદર સ્યામ રાધિકા, નિરખી રતિપતિ લાજે. આજ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ સુંદર છબી, અબિલોકીત દુઃખ ભાજે. આજ૦ ૪

રાગ રેખતા પદ ૧

જમુનાકે તીર ઠાડો નંદલાલ બંસીવારો;
ચિતવતહિં ચિત્ત મોહે, બાંકે નેનકો નજારો. જમુ૦ ટેક.
જળ ભરન ગઈથી જમુના, શિરતે ઉધાડો ઉતારો.
ઘુંઘટકી ઓટ ખોલી દેખ્યો મેં કહાન કારો. જમુ૦ ૧
ચંદનકી ખોર કીને, શિર મોરમુગટ ધારો;
પટ પીત હાથ મોરલી લીએ નંદકો દુલારો. જમુ૦ ૨
આછી બજાવે બાંસુરી, ગાવે જ્યું તાન પ્યારો.
મધુરીસી મીઠી બોલની મેરા મનકું બેંધી ડારો. જમુ૦ ૩
ચંચળ વિલાસ નેના મનમથકો માન ગારો;
પ્રેમાનંદ કે ચીતઉતે હોન ન દેઉં ન્યારો. જમુ૦ ૪

પદ ૨

ઠાડો કદમકી છૈયાં બ્રજરાજકો કનૈયા;
કહાકહું સખીને રૂપકી, કછુ જાત નાહીં કૈયાં. ઠાડો૦ ટેક૦

પગિયાં અનુપ ભામપેં અનુરાગસું જનૈયાં;
કેશરકે તિલક શોભા ત્રિભુવનકી છીન લૈયાં. હાંડો૦ ૧
કુંડળકી ઝળક સોહે સુકપોલનીમેં ઊયાં;
એ જ્યું મીન માનું સરવર તજી મીલનહેઐયાં. હાંડો૦ ૨
ભ્રકુટી બંક ચપળ નેન ચિતવની ચીતૈયાં;
મૃગ મીન નલિન ખંજન છબી દેખકે લજૈયાં. હાંડો૦ ૩
ઝુકી રહ્યો તકી નાસાશુક અધરબિંબ પૈયાં.;
છબી દેખી પ્રેમાનંદ મગન પરત ચરન મૈયાં. હાંડો૦ ૪

પદ ૩

ઇન સાંવરે ગુમાની મોયે કીની હે દિવાની;
નેનનકી સેનઉંમે મેરા મનકું લીનો તાની. ઇન૦ ટેક.
જમુના ગધથી આલી ભરવેકું હું જો પાની.
આયેવે સ્યામ કુંજતે અકેલી મોયે જાની. ઇન૦ ૧
ધનસ્યામ સુંદર છેલો બોલે જો મીઠી બાની;
હસની ચિતવની ચલની મોરે મનકે બીચ માની. ઇન ૨
અંખિયાં ભઇ ઉતાવરી છબી દેખકે લોભાની;
મોરી બાંહ દાહની સો મીલમેકું ફરકાની. ઇન ૩
વેતો ચતુર આતુર સુનહે સખી સયાની;
પ્રેમાનંદકો નાથ મીલકે કીની હે ઉર નિશાની. ઇન ૪

પદ ૪

દેખોરી આલી શોભા બને કુંજકે બિહારી;
મનોજ તરુન કોટિક છબીપેં જાત વારી. દેખો૦ ટેક.
ચંચળ બિશાલ નેનમેં સખી દેખરી ખુમારી;
છીન લીન શરદ પંકજકી સુન્દરતા સારી. દેખો૦ ૧
નવિન જલકી દ્યુતિ છીન લીન ગિરિધારી;
દેખરી આકાશ સોહત માનું જેયી ઝુંકી થારી. દેખો૦ ૨

ઉર ઉતંગ ભુજ અજાન નલિન નાભી પ્યારી;
છીન લઈ ગતિ કલહંસકી ગયે માનસર બિચારી. દેખો॰ ૩
મનકી વધુ વિલોકે છબી બેઠીકે અટારી;
પ્રેમાનંદકો નાથ આવત ઘનસ્યામ આનંદકારી. દેખો॰ ૪

## લોયાની લીલાનાં પદો

### રાગ ધોળ. પદ ૧

"મોહનને ગમવાને ઇચ્છો માનિની," એ ઢાળ છે.
સાંભળ સજની લીલા પુરૂષોત્તમતણી;
એક સમાની સંભળાવું અતિસાર જો. સાંભળ॰ ટે૦,
શુક સનકાદિક ભવ બ્રહ્મા વાંસે ફરે;
જોવા ને સાંભળવાનો ઘણો પ્યાર જો. સાંભળ॰ ૧
ધર્મકુંવર પ્રગટ થઇને પધારિયા;
પુરવથી પશ્ચિમમાં પુરણચંદ જો.
ગુર્જર સોરઠ કંક દેશ બહુ વિચર્યા;
અક્ષરપતિ સંગ લઈ મુક્ત મુનિના વૃંદ જો. સાંભળ॰ ૨
કંક દેશમાં અતિ પાવન એક પુર છે;
દુર્ગનગર શુભ ઉન્મત્ત સરિતા તીર જો.
કુળ સહિત પુરપતિ શ્રીહરિનો દાસ છે;
અભયાત્મજ ઉતમ નૃપતિ મહાધીર જો. સાંભળ॰ ૩
ત્યાં રહીને શ્રીહરિએ બહુ લીલા કરી;
કેહેતાં સાંભળતાં શેષ ન પામે પાર જો.
પ્રેમાનંદ કહે આસપાસનાં ગામમાં;
રહીને પાવન કીધાં બહુ નરનાર જો. સાંભળ॰ ૪

### પદ ૨

સાંભળ સજની નામ કહું તે ગામનાં;
બોટાદ ને કારિયાણી સારંગપુર જો. સાંભળ॰ ટે૦

ઝીંઝાવદર ને કુંડળ નાગડકું સહી;
સુંદરિયાણું લોયાપતિ નૃપ સુર જો. સાંભળ૦ ૧
એ આદિક જે ગામમાં રહીને નાથજી;
લીળા કરી તે કોઇથી નવ કહેવાય જો.
શેષ શારદ કવિ કોટિક તે થાકે લખી;
પાર ન પાવે અનંત જનમ વહી જાય જો. સાંભળ૦ ૨
લવમાત્ર લીળા કહું લોયા ગામની;
રહ્યા નિરંતર માસ બે સુધી ત્યાંય જો.
સહસ્ત્રાવધિ સાથે મુનિ મુક્ત હરિજન;
જમે જમાડે સ્વામી મુનિ દ્વિજ ત્યાંય જો. સાંભળ૦ ૩
નિજ હાથે નિત્ય શાક કરી વૃંતાકના;
મુનિવર સારૂ મોહન આનંદકંદ જો.
પોતે પીરસે પુરૂષોત્તમ કરી પ્રીતશું;
જમે ને નિરખી હરખે પ્રેમાનંદ જો. સાંભળ૦ ૪

પદ ૩

વળી વખાણું શાકોત્સવ લીલા કરી;
નયણે નિરખ્યા હરિનાં સુંદર રૂપ જો. વળી૦ ટેક.
દ્વાદશ મણ ઓશાક્ષર તે વ્યારમાં;
જોવા આવ્યા શિવ બ્રહ્મા [illegible] જો. વળી૦ [illegible]
ચોરીઓ ચાર [illegible] વૃતાકની;
મેલે મોટા ભાંડે [illegible] જો.
લવણ મસાલો [illegible] માવજી;
નિજ હાથે [illegible] નિધાન જો.
હલદીવાળા [illegible] નીર ધોતીએ;
શોભે સુંદર [illegible] પવિત્ર જો.
અક્ષરપર [illegible] નરવપુ ધર્યું
જાણે [illegible] મર્મ [illegible]

શું વર્ણવું એ શાકતણા સ્વાદને;
રમા રાધિકા તે ડોલાવે શિશ જો.
ભવ બ્રહ્મા સુરને તો સ્વપ્ને નવ મળે;
પ્રેમાનંદને પીરસે નિત્ય જગદીશ જો. વળી૦ ૪

પદ ૪

જમે જીવનજી શાક કરેલ નિજ હાથનું;
સુંદર ઝીણી રોટલિયો રસરુપ જો. જમે૦ ટે૦.
વખાણી વખાણીને આપે શ્રીહરિ;
પાસે બેઠા નિજજન મુનિ અનૂપ જો. જમે૦ ૧
શાક પાક બીજાં અનંત ભાતનાં થાળમાં;
ખટ રસ ભોજન ચાર પ્રકાર કહેવાય જો.
ભક્ષ્ય ભોજ્ય ને લેહ્ય ચોસ્ય જમે હરિ;
નિરખી નિરખી નેણાં શિતળ થાય જો. જમે૦ ૨
જમી ચળુ કરી મુખવાસ લઇને નાથજી;
કટિ બાંધે કસી આડસોડે લઇ ખેસ જો.
પીરશે શાક પંગતમાં અતિ પ્રીત કરી;
મુનિવરને હરિજનને નટવર વેશ જો. જમે૦ ૩
આનંદ રસ એમ નિત્ય વરસે શ્રીનાથજી;
નિજજનને સુખ આપે આનંદકંદ જો.
અતિ અઘહારી ચરિત્ર કરે નિત્ય નિત્ય નવાં;
નિરખીને જાયે વારી પ્રેમાનંદ જો. જમે૦ ૪

પદ ૫

ધન્ય ધન્ય શું વર્ણવું ભાગ્ય લોયાતણાં; ધન્ય૦
ધન્ય નરનારી ધન્ય નૃપ સુરો ભક્ત જો. ધન્ય૦ ૧
પરમ પુરૂષ શ્રીનારાયણ નિત્ય રમે જગે;
લોયામાં શ્રી ભક્તિધર્મકુમાર જો.
નિજજનને ઘર આંગણ જાઇ પગલાં ધરે;

દરશન દેવા પ્રીતે પ્રાણ આધાર જો. ધન્ય૦ ૨
એક સમે લોયામાં ચંદ્રગ્રહણ થયું;
ભદ્રાવતી નદી ન્હાવા પધાર્યા નાથ જો.
અશ્વને શકટ જોડાવી શ્રીહરિ નિસર્યા;
મુનિવર ને હરિજન સહુ લઇને સાથ જો. ધન્ય૦ ૩
શરદ ઋતુમાં શીતતણું જોર અતિ ઘણું;
મુનિવર શ્રીહરિ નાહિને તાપ્યા તાપ જો.
પ્રેમાનંદ કહે નાહીને પ્રભુજી પધારિયા;
ગાજતે વાજતે અખિલલોકપતિ આપ જો. ધન્ય૦ ૪

પદ ૬

વળી વખાણું લીલા લોયા ગામની;
સુણતાં શ્રવણે પાતક પ્રલે થાય જો. વળી૦ ટેક.
દુર્લભ છે સુરપુરવાસી નરનારને;
વ્યાસ વિરંચી શુક નારદ નિત્ય ગાયે જો. વળી૦ ૧
શ્રીહરિના બંધુ બે આવી ત્યાં ગજ્યા;
રામપ્રતાપ ને નાના ઇચ્છારામ જો.
ખબર સુણી અતિ હરખે આવ્યા દેશથી;
ઘણેક કાળે ભેટ્યા સુંદરશ્યામ જો. વળી૦ ૨
લોચન ભરી નિરખ્યા અંબુલોચન નાથને;
જેમ અતિ પ્રીતે નિરખે ચંદ ચકોર જો.
ઓળખે ચિહ્ન એંધાણી સરવે અંગમાં;
બાળપણામાં દીઠાં હતાં જે મો'ર જો. વળી૦ ૩
એમ લોયામાં રહીને બહુ લીલા કરી;
શેષાદિક કવિ કોટિ ન પામે પાર જો.
એક રસનાએ અલ્પ કવિ શું દાખવે;
મન કર્મ વચને પ્રેમાનંદ બલિહાર જો. વળી૦ ૪

રાગ ઠુમરી–પદ ૧

યાર કનૈયા નીકા જારે, પ્યારે ન મારો નેન રસિયા; યાર૦ ટેક.
નેન સેનકી પીરા ઉચરા, પરત નાહીં પળ ચેન રસિયા. યાર૦ ૧
તોરે નેન અતહિં અનિયારે, ખટકતહેં દિનરેન રસિયા. યાર૦ ૨
નેના રાતે મદન રસમાતે, રેખે રસભરી એન રસિયા. યાર૦ ૩
પ્રેમાનંદ કહે પ્યારે પીર ન જાનો, ના માનો સુખદેન રસિયા. યાર૦ ૪

પદ ૨

છાંડ કનૈયા બૈયાં મોરી, જી ના બોલો ગ્વાલ બતિયા છાંડ૦ ટેક.
નંદકુંવર નખરે ન કરોરે, ના છુવો મોરી લાલ છતિયાં. છાંડ૦ ૧
અબહિં શ્યામ તેં છોટા લરીકા, થોરી હે ગોપાળ મતિયાં. છાંડ૦ ૨
હમ પરનારી રાજ કંસકો, ના સીખો કુચાલ ધતિયાં. છાંડ૦ ૩
પ્રેમાનંદ કે' પ્યારે માનો, પકરી જેહો કાલ રતિયાં. છાંડ૦ ૪

પદ ૩

આય લંગરવા તોરચો દરવા, ગિરિધર કર બરજોર ચોરિયાં; આય૦ ટેક.
લે ગયો દુલરી તીલરી ચોલરી, પંચલરિયાંકી છોર દોરિયાં. આય૦ ૧
ઘુંઘટ ખોલી બદન અવિલોકે, જ્યું ચંદાકી ઓર ચકોરિયાં. આય૦ ૨
સો સો દીની મેં રામ દુહૈયા, એક ન માની મોર નીકોરિયાં. આય૦ ૩
પ્રેમાનંદકો નાથ ગોકુળમેં, ઘર ઘર તાકત ચોર ગોરિયાં. આય૦ ૪

પદ ૪

લૂટરે જમુનાકે તટવા, નાગરે નટવા છેલ ગુજરિયાં: લૂટ૦ ટેક.
દધવારી ઠાડી રહોરે સુંદરી પરમ સયાન,
લે લકુટી ઠાડે હરિ લાં માગત હમરો દાન. ગુજ૦ ૧
કહા લદે હમ જાતહેં રે લોંગ સોપારી છેલ,
દાન કાહેકો લેતહો રે રોકી હમારી ગેલ. ગુજ૦ ૨
મટુકિયામેં કા' ભર્યોરી સુધે ન બોલો બેન,
જો હોવે સોઉ દે દેહરી કા' ચમકાવતી નેન. ગુજ૦ ૩

મોહન યા મગ જાતહે રે હમ દધી બેચન નીત,
પ્રેમાનંદકે નાથ કબઉરે ના સુની દાનકી રીત. ગુજ૦ ૪

રાગ ઠુમરી-પદ ૧

ભલાજી મેરા કંગના નિકારી ગયોરે, કદમકી કુંજમે; મેરા૦ ટેક.
આય અચાનક નિઠુર નંદકે, ભલાજી મેરા પોચા પકરી ગહ્યો રે. કદ૦ ૧
કગના નિકારી ગારી મોયે દીની, નાહક મોસું ઝગરો મચાંય દયો રે. કદ૦ ૨
ઈત ગોકુળ ઉત મથુરા નગરી, ભલાજી મેરા કોન સુને કયો રે. કદ૦ ૩
પ્રેમાનદકો નાથ સાંવરો, છકયો ગદ જોબન તરુન ભયો રે. કદ૦ ૪

પદ ૨

ભલાજી મેરી મટુકી છિનાય લીની રે, સાંવરિયા યારને; મેરી૦ ટેક.
મેં દધીબેચન ચલી રે ગોકુળસેં, ભલાજી મોયે બીચમેં
બેહાલ કીની રે. સાંવ૦ ૧
દધી મેરા ખાય મટુકી મેરી ફોરી, લંગરવાને ઝટકી પટકી દીની રે. સાંવ૦ ૨
દે દે ગારી છીયા મેરા જારી, સટકી ગયો કુંજમેં કંગના છીની રે. સાંવ૦ ૩
પ્રેમાનંદ કહે સઘન કુંજમેં, પોકારતી ગ્વાલની રંગભીની રે. સાંવ૦ ૪

પદ ૩

ભલાજી મેરા બરજ્યો માનત નાહરે, બેદરદી સાવરો; મેરા૦ ટેક.
કર બરજોરી મેરા બાજુબંધ છોરયો, જાનીકે મેરી પકરી મરોરી બાંઇ રે, બેદ૦ ૧
બાજુબંધ છોરી નેના ભર મારી, સટક ગયો સાવરો કુંજમાંઇ રે. બેદ૦ ૨
કાલ લે ગયો મેરા કરકો કંગનવા, આજ મેરી દુલરી લે દબકાઇ રે. બેદ૦ ૩
પ્રેમાનંદકે નાથકી કરની, કહત રાધે જસોમતીકું આઇ રે. બેદ૦ ૪

પદ ૪

બરજ મૈયા અપને કનૈયાકું રે, બીગરયો તેરે પ્યાર શું; મૈયા૦ ટેક.
બરજતી નાહીં સીખ લગાયકે, ભલાજી તેરે હલધર ભૈયાકું રે. બીગ૦ ૧
નિત્ય નિત્ય હમસું કરત અનહોની, પકરી બૈયાં પરસત હૈયાંકું રે. બીગ૦ ૨

સબ દેખત આયે ખોલત ઘુંઘટવા, કહિયે કહા યે નિરદૈયાકું રે. બીગ૦ ૩
પ્રેમાનંદકો નાથ તરુન ભયો અબ, કહો મૈયા જાયે નંદરૈયાકું રે. બીગ૦ ૪

રાગ દાદરા-પદ ૧

પિયા મેરા પ્યારા, મોહન મતવાલા, પિયા૦ ટેક.
મોહનલાલકી મોહની મૂરત, ચંચળ નેન વિશાળા. પિયા૦ ૧
ચાલ ચલત કલહંસકી સુંદર, કરે ગહી રેશમી રુમાલા. પિયા૦ ૨
હંસત હંસત આવત મન ભાવત, ગાવત તાન દેત તાલા. પિયા૦ ૩
પ્રેમાનંદકો નાથ મનોહર, ગોપીવર ગોપાલા. પિયા૦ ૪

પદ ૨

છબીલા મેરા બાંકા, મેવાસી કહાના; છબીલા૦ ટેક.
બંસીમેં સબ વ્રજ બસ કીનો, નંદગામ બરસાના. છબીલા૦ ૧
જમુના પેઠી કાળીનાગ નાથ્યો, દાવાનળ કીયો પાના. છબીલા૦ ૧
નખપર લે ગોવરધન ધાર્યો, મઘવાકો હર્યો માના. છબીલા૦ ૨
પ્રેમાનંદ ઘનશ્યામ કુંવરપર, તન મન ધન કુરબાના. છબીલા૦ ૩

પદ ૩

છબીલા મેરા જાદુ લગાય બસ કીના; છબીલા૦ ટેક.
પાનનકી પુડીયામેં પ્યારે, કા' જાનું કછુ દીના. છબીલા૦ ૧
મનમોહનાને મનવા મેરા, હંસ હંસકે હર લીના. છબીલા૦ ૨
તરૂન તિયા મન પ્રાન હરનકું, પરમ ચતુર પરબીના. છબીલા૦ ૩
પ્રેમાનંદને જાદુગારેકું, અંતરમેં લખ લીના. છબીલા૦ ૪

પદ ૪

જરા ચીરેવાસે મેરી ઓર હેરિયે; જરા૦ ટેક.
નેક નજરે ભર હેરી હરિ મેરે, સિર કરપંકજ ફેરિયે. જરા૦ ૧
બની ઠનીકે બહુનામી ગેરે, નેક નેના આગે ટેરિયે. જરા૦ ૨
ગજરા હાર ગુલાબી બાજુ, પ્રીત કરી ભલા પેરિયે. જરા૦ ૩
પ્રેમાનંદ પરમ સુખ પાયો, કમળનયન કીપા તેરિયે. જરા૦ ૪

### રાગ ઠુમરી—આદિ ત્રિતાલ—પદ ૧

જાઓ જાઓ છબીલે છેલ રે, મોરી રસિયા ગેલ ન રોકો; જાઓ૦ ટેક.
હાથ ન ડારો હિયે હાર તુટેગો, અવિનાશી અલબેલ રે. મોરી૦ ૧
તુમ તો લાડીલે નંદરાયકે, રાજકુંવર રંગરેલ રે. મોરી૦ ૨
ના ઝગરો બીન કારજ કહાના, ના બોલો એક ફેલ રે. મોરી૦ ૩
પ્રેમાનંદ કહે પ્રભુ ઇન તિલનમેં, ના નીકસેગો તેલ રે. મોરી૦ ૪

### પદ ૨

મારી મારી સાંવરીયા યારે રે, મોયે નેનોકી બરછી તરછી; મારી૦ ટેક.
પ્રાનજીવન મેરી પીર ન જાની, બેદરદી દીલદાર રે. મોહે૦ ૧
નેન નજારે અતિ અનિયારે, હો ગયે આરંપાર રે. મોહે૦ ૨
કસત કરેજે સુખ નાહી સેજે, છૂટ ગયો સંસાર રે. મોહે૦ ૩
પ્રેમાનંદકે પ્યારે હાથ તિહારે, બેકાની કિરતાર રે. મોહે૦ ૪

### પદ ૩

જાની જાની બેદરદી પ્રીત રે, ચિત્તચોર લંગરવા તેરી; જાની૦ ટેક.
શ્યામ બિહારી જાની તિહારી, અજબ અનોખી રીત રે. ચિત્ત૦ ૧
સુંદર હસી હસી નેન બાન કસી, મારત અપને મીત રે. ચિત્ત૦ ૨
દુરિજનકું હરિ પરસત નાહી જરી, હરત મિત્રકો ચિત્ત રે. ચિત્ત૦ ૩
પ્રેમાનંદકે પ્યારે પ્રાન હમારે, સાંવલ અકળ અજીત રે. ચિત્ત૦ ૪

### પદ ૪

લાગે લાગે કરેજે બાન રે, તેરે નેનાં રસિક રતના રે; લાગે૦ ટેક.
નેન બાનકે મારે પ્યારે, ભૂલ ગઇ તન ભાન રે. તેરે૦ ૧
ચંચળ નેન ચપળ ચિતવનીમેં, બસ કીને મોરે પ્રાન રે. તેરે૦ ૨
બીનું દેખે વ્યાકુળ ફિરત બાવરી, તેરે લીયે શ્યામ સુજાન રે. તેરે૦ ૩
સુંદર વર પિયા તેરી છબીપર, પ્રેમાનંદ કુરબાન રે. તેરે૦ ૪

રાગ ઠુમરી-પદ ૧

મેરે એક આસરા તેરા રે, ધરમકુંવર મહારાજ રાજ; મેરે૦ ટેક.
મેં આકર તેરે ચરનકમલકા, તેં પરમેશ્વર મેરા રે. ધર્મ૦ ૧
તેરે ચરન શરન, બીનું સ્વામી, કઉ સુખ નહીં હેરા રે;
સ્વર્ગ મૃત્યુ પાતાલ, દશો દિશ, સબહી કાળને ઘેરા રે. ધર્મ૦ ૨
ત્રિભુવન ભ્રમત ભ્રમત પચી હાર્યો, પાયો મેં દુઃખ ઘનેરા રે;
અચળ નિકેત એક નહી પાયો, તુમ બીના ધર્મકિશોરા રે. ધર્મ૦ ૩
અમરપતિ નર નાગ અસુર સુર, સબ માયાકે ચેરા રે;
પ્રેમાનંદ જાની સબ દુઃખમય, દીયો ચરન તેરે ડેરા રે. ધર્મ૦ ૪

પદ ૨

તેરે દ્વારે પર્યો ગુન ગાઉં રે, ધર્મકુંવર ઘનશ્યામ નાથ; તેરે૦ ટેક.
અધમઓધાર શરણાગતપાળક, નાથ રટું તેરો નાઉં રે. ધર્મ૦ ૧
અખિલલોકપતિ પરમપુરૂષ તુમ, તુમકું ગાઈ રીઝાવું રે;
તુમ બીના તુમ મોયે ઓર ન દેયો, યેહી મોજ મેં પાઉં રે. ધર્મ૦ ૨
કરો ક્ષમા અપરાધ નાથ મેરો, શ્યામ તેરી બલજાઉં રે;
યેહી બીનય મેરો કરૂનાસાગર, ઓર કછુ નહી ચાઉં રે. ધર્મ૦ ૩
નિસ નિસ નીરખું વદન કમળ છબી, ઉરમેંહી આનંદ વટાઉં રે;
પ્રેમાનંદ યેહી વર માંગત, દાસ રાવરો કહાઉં રે. ધર્મ૦ ૪

પદ ૩

મેરે તુમ બીના ઓર ન કોઇ રે, સત્ય કહું સો આઈ નાથ; મેરે૦ ટેક.
પરમપુરૂષ તેરે ચરન કમળતેં, દૂર ના તછું હો મોઇ રે. સત્ય૦ ૧
નાથ તુમારે જન એકાંતિક, તીનશું પ્રીતિ હોઇ રે;
દૂર કરો મેરી ઈતર વાસના, રહું રૂપ તવ જોઇ રે. સત્ય૦ ૨
કોન પુન્યતેં પ્રાપ્ત ભયે પ્રભુ, અબ ના તછું તોઇ રે;
દુર્લભ દેવ નિગમ તોયે ગાવત, સ્યાગ માંગે મોગે સોઇ રે. સત્ય૦ ૩
દીનાનાથ દીનકી બીનતી; સુની રાખો ઉર ગોઇ રે;
પ્રેમાનંદ કહે ચરન ચિહ્ન છબી, રહું નેનનમે પ્રોઇ રે. સત્ય૦ ૪

પદ ૪

ધર્મકુંવર કરૂનાનિધાન, એક સુનીયો બીનતી મેરી રે; ધર્મ૦ ટેક.
અખંડ રહે મેરે નેનકે આગે, નાથ મૂરતી તેરી રે. ધર્મ૦ ૧
યેહી સાધન મેરે પરમ ચતુર વર, રહું સુંદર છબી હેરી રે;
પરહરી ઓર બીચાર બાંહબન, હોઇ રહું તેરી ચેરી રે. ધર્મ૦ ૨
સુંદરસ્યામ કામમદમોચન, બસન સુરન તન પેરી રે;
નવલકિશોર મનોહર સુંદર, રહો અખંડ દ્રગ ઠેરી રે. ધર્મ૦ ૩
સુંદર બદન કમળ છબી નીરખું, જ્યું ચકોર ચંદ કેરી રે;
પ્રેમાનંદ કહે નાથ રહો મોરે, નેનનમેં રંગ લેરી રે. ધર્મ૦ ૪

રાગ ગરબી. પદ ૧

આજ મારે હરિ પરોણા ઘેર આવ્યા,
હાંરે મેં તો મોતીડાંને લેરખે વધાવ્યા રે; આજ૦ ટેક.
શિવ સનકાદિક શુક જેવા જોગી, પૂરણ બ્રહ્મપદ રસના રે ભોગી;
હારે આવા સંત સંગાથે લાવ્યા રે. આજ૦ ૧
શિવ વિરંચી જેનો પાર ન પાવે, શેષ સહસ્ત્રમુખ શારદા ગાવે;
હારે જેના નિગમાગમે જશ ગાવ્યા રે. આજ૦ ૨
સંત હરિને હું તો નયણે રે નિરખી પ્રેમ મગન મારા હૈડામાં હરખી;
હારે મેં તો ઓરડાની ઓસરી પધરાવ્યા રે. આજ૦ ૩
આઠે પહોર આનંદ જેના અંગમાં, રમે ગોવિંદ એવા સંતનાંરે સંગમાં;
હારે વહાલો પ્રેમસખીને મન ભાવ્યા રે. આજ૦ ૪

પદ ૨

એવા સંત તે હરિને ગમે, હારે વહાલો પ્રેમે તેને સંગ રમેરે, એવા૦ ટેક.
બ્રહ્મરૂપ થઈ ભજે ગિરિધારી, ભક્તિ ભજન કરે નિરહંકારી;
હારે ત્યાગ વૈરાગ્ય સહિત વન ભમે રે. એવા૦ ૧
નિરપ્રેહી નિર્લોભી નિષ્કામ, નિર્માની થઇ ભજે તે રામ;
હારે મળે ફળ ફુલ અન્ન તે જમેરે. એવા૦ ૨

કપટરહિત લેશ દંભ ના રાખે, જેમ રહે તેમ મુખથીરે ભાખે;
હારે તેને ત્રિભુવનવાસી નમે રે. એવા૰ ૩
પુરૂષોત્તમ પદ રજના રે સંગી ,સત્ય વચન દ્રઢ નિયમ અભંગી:
હારે પ્રેમસખીનો નાથ કહે તે ખમે રે. એવા૰ ૪

પદ ૩

એવા સંત હરિને પ્યારા રે, હારે તેથી ઘડીએ ન રહે
વહાલો ન્યારા રે; એવા૰ ટેક.
મહિમા હરિનોરે સારી પેડે જાણે, મન અભિમાન તેનો લેશ ન આણે;
હારે રહે બ્રહ્મસ્વરૂપ મતવાલા રે. એવા૰ ૧
નાના મોટા ભજે જે હરિને, મન કર્મ વચને દ્રઢ કરીને;
હારે તેને પોતાના કરતાં જાણે સારા રે. એવા૰ ૨
એવા તે સંતને વસિયે રે પાસે, જન્મ મરણનો સંભવ નાસે;
હારે વરસે અખંડ તે બ્રહ્મરસ ધારા રે. એવા૰ ૩
એ સંતને તે સેવે જે પ્રાણી, પ્રેમ પ્રતીતિ ઉરમારે આણી;
હારે પ્રેમસખી કહે ઉતારે ભવ પારા રે એવા૰ ૪

પદ ૪

એવા સંતની બલિહારી રે, હારે જેને ગુણે રિઝયા ગિરિધારી રે; એવા૰ ટે૰
કામક્રોધ લોભ મનમાં ન આણે, સોનું ને ધૂળ તે સમ કરી જાણે;
હારે જેને ગીતાએ ગાય છે પોકારી રે. એવા૰ ૧
હરિ વિના બીજે ઘાટ ન લાગે, લોભ લહરનો લેશ ન લાગે;
હારે નારી ન શકે નયણ બાણ મારી રે. એવા૰ ૨
બ્રહ્મવિદ્યા જેને દ્રઢ કરી સાધી, પિંડ બ્રહ્માંડની તજીરે ઉપાધી;
હારે ભૂતપ્રાણીતણા હેતકારી રે. એવા૰ ૩
બ્રહ્મસ્વરૂપમાં રહે નિત્ય ન્હાયા, પ્રગટ હરિગુણમાં ચિતડાં હરાયાં;
હારે પ્રેમસખી એવા સંતો ઉપર વારી રે. એવા૰ ૪

## રાગ ગરબી. પદ ૧

શ્યામ પધારો ઘનશ્યામ પધારો, શ્યામ પધારો ફુલવાડીયે રે; ઘન૦ ટેક.
ફુલડાં ભરીને બાંધ્યો ફુલહિંડોળો, હરિવર હેતે ઝુલાડીયે રે; ઘન૦ ૧
પ્રીતડી કરીને બહુ પાક બનાવ્યા, જીવન જુગતે જમાડીયે રે; ઘન૦ ૨
ફુલોના હાર તોરા ગજરા પેહેરાવીએ, ફુલની પછેડી ઓઢાડીયે રે; ઘન૦ ૩
પ્રેમાનંદ કે' ગાય ગુણ તમારા, તાલ મૃદંગ બજાડીયે રે; ઘન૦ ૪

## પદ ૨

નાથ પધાર્યા મારો નાથ પધાર્યા, ત્રિભુવન આનંદ કરતા રે; મારો૦ ટેક.
હાથમા લાકડલી ને પે'રી છે ચાંખડલી, ધીરે ધીરે પગ ધરતા રે. મારો૦ ૧
શેરી વાળીને મેં તો સજ્જ કરી છ, વેર્યા છે ફુલડાં ફરતા રે. મારો૦ ૨
હસતા રમતા ને હેત વધારતા, હરિજનનાં મન હરતા રે. મારો૦ ૩
પ્રેમાનંદનો પ્રાણજીવન ધન્ય, રાણી રાધાનો ભરતા રે. મારો૦ ૪

## પદ ૩

શ્યામ સનેહી ઘનશ્યામ સનેહી, હેતે હરિ ઘેર આવીયા રે; ઘન૦ ટેક.
સામૈયું લઈને શ્યામ સુંદરને, મોતિ મોતીડે વધાવીયા રે. ઘન૦ ૧
દૂધડે ચરણ પખાળ્યા પ્રભુના, પાટ ઉપર પધરાવીયા રે. ઘન૦ ૨
બંગલા ઉપર બાંધી હિંડોળો, હરિવરને હિંચકાવીયા રે. ઘન૦ ૩
પ્રેમાનંદનો નાથ મનોહર, મોહન મારે મન ભાવીયા રે. ઘન૦ ૪

## પદ ૪

શ્યામ છબીલો ઘનશ્યામ છબીલો, નેણાં લોભાણાં મારાં જોઇને રે; ઘન૦ ટેક.
કંદર્પ કોટી વારૂં લઈ વારણે, રહી છુ અંગોઅંગ મોહીને રે. ઘન૦ ૧
છેલ છબીલાની પાઘને તોરે, રાખ્યું છે મન મારૂં ઠોઇને રે. ઘન૦ ૨
નવલ મનોહર નટનાગરને, રાખું જીવડલામાં પ્રોઇને રે. ઘન૦ ૩
પ્રેમાનંદ કહે શ્રી ઘનશ્યામના, પીઉં ચરણ નિત્ય ધોઇને રે. ઘન૦ ૪

રાગ ગરબી. પદ ૧

"હરિ દેવાના દાર છો," એ ઢાળ.

આવો તો ગોઠડી કીજે, ગોવિંદ ઘેર આવો તો ગોઠડી કીજે;
મુખડું જોઇને સુખ લીજે, ગોવિંદ ઘેર આવો તો ગોઠડી કીજે; ગોવિં૰ ટેક
ઘેર આવો તો કહો તેમ કીજે રે, તન મન તમને દીજે. ગોવિં૰ ૧
અંગો તે અંગ આલિંગન લઇને રે, પ્રેમ અધર રસ પીજે. ગોવિ૰ ૨
રંગભીના વહાલા તારા રંગમાં રે, મન મારૂં અતિ ભીંજે. ગોવિ૰ ૩
છેલ છબીલા તારા છોગલા જોઇને રે, પ્રેમ સખી ઘણી રીજે. ગોવિં૰ ૪

પદ ૨ જું

આવોને મંદિર મારે, સુંદરવર આવોને મંદિર મારે;
મોહી છું લટકે તારે, સુંદરવર આવોને મંદિર મારે; સુંદ૰ ટેક.
લટકામાં લાલચ ઘણી લાગી રે, જોઇ જોઇ વહાલ વધારે. સુંદ૰ ૧
મન માન્યું મુખને મરકલડે રે, નેણે તે કામણગારે. સુંદ૰ ૨
વાતલડી વહાલી ઘણી લાગે રે, સુણતાં દલડું ઠારે. સુંદ૰ ૩
અલબેલા આવો મંદિરીએ રે, પ્રેમસખી પ્રાણ વારે. સુંદ૰ ૪

પદ ૩ જું

ગુણવંતા ગિરિધારી, આવોને ઓરા ગુણવંતા ગિરિધારી;
જાઉં તારા મુખપર વારી. આવોને ઓરા ગુણવંતા ગિરિધારી; આવો૰ ટેક.
મનમોહનજી મૂરતી તમારી રે, લાગે છે મને અતિ પ્યારી. આવો૰ ૧
અલબેલા આંખડલીમાં રાખુ રે, સુંદરવર સુખકારી. આવો૰ ૨
પ્રાણજીવન છો પ્રાણથી વહાલા રે, જીવનદોરી છો મારી. આવો૰ ૩
પ્રેમસખી કહે પ્રાણ વધાવું રે, લાડકડા લાલ વિહારી. આવો૰ ૪

પદ ૪

મૂર્તિ મારે મન માની, મોહન તારી મૂર્તિ મારે મન માની;
રાખું નેણામાં છાની, મોહન તારી મૂર્તિ મારે મન માની; મોહ૰ ટેક
છાની રાખું કોઇને નવ દાખું રે, રસિયા છેલ ગુમાની. મોહ૰ ૧

નટનાગર હરિ રૂપ ઉજાગર રે, સુંદરવર સુખખાની. મોહ૦ ૨
મુખ મંદહાસ અધર બિંબ રાતાં રે, રેખા ઉઠે છે નાની નાની. મોહ૦ ૩
પ્રેમસખી એ શોભા નિરખી રે, રાત દિવસ દિવાની. મોહ૦ ૪

## રાગ ગરબી. પદ ૧

"રઘુપતિ રામ રુદામાં રેજ્યોરે " એ ઢાળ છે.

વહાલા તારી મુરતિ મન માની રે, વશ કીધી છેલ ગુમાની વદા૦ ટેક.
મનમોહન મોરલીવાળા રે, મરમાળા આંખડલીના ચાળા રે;
કામણગારા છેલ છોગાળા. વહા૦ ૧
વહાલી લાગે છે મુખની વાણી રે, તેણે લીધું છે મન મારૂં તાણી રે;
હું તો હાથ તમારે વેચાણી. વહા૦ ૨
હું તો હારી ને દારી તમારી રે, જાઉં તન મન ધન બલિહારી રે;
મને ગમીયા છો ગિરિધારી. વહા૦ ૩
તમે છો મારા પ્રાણઆધારા રે, મારી આંખડલીના તારા રે;
છો પ્રેમસખીને પ્યારા. વહા૦ ૪

## પદ ૨

વહાલા તારી વાતડી વહાલી લાગે રે, મારૂં સાંભળતાં
દુઃખ ભાગે; વદા૦ ટેક
તારા મુખમાં મોહન વેલી રે, સાંભળતાં થઇ હું તો ઘેલી રે;
તમે વાણી છે રંગડાની રેલી. વહા૦ ૧
જોઇ તમને તે જાદવરાય રે, મારૂં હૈડું તે ટાઢું થાય રે;
મારૂં મન મળવાને વ્હાય. વહા૦ ૨
તારી વાતો લાગે મને વહાલી રે, હું તો કેમ કરી આવું ચાલી રે;
તારે બોલે બાંધી મને ઝાલી. વહા૦ ૩
અલબેલા મંદિર મારે આવ રે, વાતો સાંભળવાનો છે ભાવ રે;
વહાલા પ્રેમસખીના નાવ. વહા૦ ૪

પદ ૩

છેલા તારા છોગલાપર વારી રે, વહાલી લાગે છે સુરતિ તારી; છેલા૦ ટેક
પાતળિયા પલવટ વાળી રે, આવી ઉભા છો વનમાળી રે;
ઓરા આવોને લીજે તાળી. છેલા૦ ૧
તારા ઉરપર મોતિની માળા રે, રૂડા લાગો છો નાથ રુપાળ રે;
ચિત્ત ચોરે છે નેણુંનાં ચાળા. છેલા૦ ૨
મન માન્યા છો અલબેલા રે, વહાલા લાગો છો રંગના રેલા રે;
આવો મળીયે સુંદવર છેલા. છેલા૦ ૩
હુંતો મોહી પાઘડલીને છેડે રે, મારૂં મનડું ફરે તમ કેડે રે;
પ્રેમસખી તે મળવાને તેડે. છેલા૦ ૪

પદ ૪

નેણાંમાં નાથજી આવો રાખું રે, મારા પ્રાણ વારીવારી નાંખું; નેણાં૦ ટેક
હવે નિમિષ ન મેલું ન્યારા રે, છો જીવન પ્રાણ હમારા રે;
મારો જનમ સુધારો ને પ્યારા. નેણા૦ ૧
મારે તમથી વહાલું નહિ કોઇ રે, રાખું જીવલડામાં પ્રોઇ રે;
તમ વીના મરૂં હું તો રોઇ. નેણા૦ ૨
મારો સફળ જનમ તમે કીધો રે, રૂડી રીતે મેં લ્હાવો લીધો રે;
જગ ઉપર તે ડંકો દીધો. નેણા૦ ૩
મેં તો સહુથી ટાળી પ્રીતિ રે. વહાલા જાણી તમારી રીતિ રે;
હવે પ્રેમસખી જગ જીતી. નેણા૦ ૪

પદ ૫

આંખડલીમાં આકળા મા થાજ્યો રે, વહાલા મોરલડી મીઠી વાજ્યો; આંખ. ટેક
મારા નેણાં તમારૂં ધામ રે. અલબેલા રહો આઠો જામ રે.
નવ આવીયાં કોઇ ને કામ. આંખ. ૧
તમ વિના બીજું નહિ ભાળું રે, એવી આંટી હું મનમાં વાળું રે,
તમે ફરજ્યો મારૂં ઉપરાળું. આંખ. ૨

તારી મૂરતિ મનમાં .ગાઈ રે. હુશિયાર રહું નહિ હારું. રે.
કામ ક્રોધને ગરદન મારૂ. આંખ. ૩
વહાના તમ ચરણે શિર નામી રે, એવા વિચારને હું પામી રે,
મળ્યા પ્રેમસખીના સ્વામી આખ. ૪

પદ ૬

મનોહર વેગળા નહી મેલું રે, મે તો બાધ્યું છે તમ સગ બેલું; મનો॰ ટેક
વહાન. એક ટક રહુ હું તો જોઇ રે. ચિતવૃત્તિ તે તમમા પ્રોઇરે;
તારી મૂરતિમાં હું તો મોહી. મનો॰ ૧
વહાના હૃદય કમળમા થાવી રે, બાધું પ્રેમ દોરિયે ઝાલી રે.
નટવરજી ન શકો ચાલી. મનો॰ ૨
શા સારૂ મોહુ મન પેલુ રે, વાલમ ન વિચાર્યું વેહુ રે;
હવે ક્ષણુ એક ખ્યાલ ન મેલુ. મનો॰ ૩
તારૂ રૂપ હૃદયમા ધારી રે, નહિ પરણી હું રહી છું કુંવારી રે.
વહાલા પ્રેમસખી છુ તમારી. મનો॰ ૪

પદ ૭

મોહન મારી પ્રીત તમસ ગ લાગી રે, હવે થઇ હું પુરણ બડભાગી; મોહ॰ ટેક.
મારે સરવસ સુદર શ્યામ રે, તમ વિના તે બીજુ હરામ રે;
મન માન્યા છો પુરણકામ. મોહ॰ ૧
તમે ચાવો છો સુંદર ચાવે રે, હેતે હસીને હેરો છો વહાવે રે;
મને એ સુખ નિશદિન સાલે. મોહ॰ ૨
તમ દીઠે ઘણુ સુખ થાયે રે, અણદીઠે તે દલડું દુખાયે રે.
વહાલા વિના હવે ન રહેવાયે. મોહ॰ ૩
મારે અખંડ રહો ગિરિધારિ રે, મારા અવગુણિયાને વિસારી રે;
પ્રેમસખી છે દાસી તમારી. મોહ॰ ૪

પદ ૮

લાડીના લાલજી આવો ઓરા રે, ખોસું પાપડલીમાં તોરા; લાડી॰ ટેક
રસ પુરા છો સ્યામ સંગાથી રે, એવડા શું રે ડરો અમથી રે;

ઓરા આવો કરણ કરી છાતી. લાડી૦
વહાલા આવોને પ્રાણઆધાર રે, દેખાડું અનુપમ સાર રે;
એક નાનકડી છે નાર. લાડી૦
રુપાળી છે સુંદર તનમાં રે, તમ કાજે કરે તપ વનમાં રે;
તમને વરવાનું છે મનમાં. લાડી૦
વહાલા ચિતવૃત્તિ એનું નામ રે, એને પરણે તે પૂરણકામ રે;
વહાલા પ્રેમસખીના શ્યામ. લાડી૦

### રાગ ગરબી. પદ ૧

વંદુ દુર્ગપુર ધામ, સુંદર શોભે ધનસ્યામનું જો;
પરમ પાવન અભિરામ, કૃષ્ણ પૂરણ કામનું જો. ૧
પ્રગટ પુરૂષોતમરાય, રાજે ગઢપુરમાં શ્રીહરિ જો;
જેને નિગમ નેતિ ગાયે, નિજ ઇચ્છાએ દેહ ધરી જો. ૨
અક્ષરપતિ અવિનાશ, આવ્યા કરૂણા કરી અતિ જો;
કીધો ગઢપુર નિવાસ. વરણી વેશે નૈષ્ટિક જતિ જો. ૩
ધન્ય ઉત્તમ નરદેવ, ઘેર રાખ્યા ધનસ્યામને જો;
પરિપુરણ કરી સેવ, વશ કીધા સુખધામને જો. ૪
ઉત્તમ જાણીને નિજ ભક્ત, વશ થયા નિજ દાસને જો;
વરણી અતિશેં વિરક્ત, રહ્યા અખંડ કરી વાસને જો. ૫
કીધું અધિક ગઢપુર, સાત પુરી ચાર ધામથી જો;
પ્રેમાનંદ કે' જમ દૂર, ભાગે ગોપીનાથ નામથી જો. ૬

### પદ ૨

ધન્ય ઉત્તમ દરબાર, ધન્ય ઓરડાની ઓસરી જો;
થયો મુક્તિ દાતાર, અખંડ રાજે ત્યાં શ્રીહરિ જો. ૧
ધન્ય ઓરડી અનુપ, પ્રીતે પોઢે ભગવાન જ્યાં જો;
થઇ અક્ષરસ્વરૂપ, સંત ધારે નિત્ય ધ્યાન ત્યાં જો. ૨
ધન્ય નિંબવૃક્ષ છાંય, ઘોડી ફેરે હરિ ફરતા જો;

જન ત્રપત ન થાય, ધન્ય દરશન કરતાં જો. ૩
ધન્ય ધરણીનાં ભાગ્ય, ધન્ય ગઢપુર ધામને જો;
ધન્ય હરિજન ગૃહ ત્યાગ, કરી નિરખે ધનશ્યામને જો. ૪
ધન્ય ગઢપુરનાં લોક, ધન્ય હરિજન નરનારીને જો;
થયાં સરવે અવિશોક, પ્રગટ નિરખ્યા ગિરિધારીને જો. ૫
ધન્ય પૂજ્યા કરી પ્યાર, ધર્મકુંવર સુખકંદને જો;
પ્રીતે પેરાવ્યા હાર, ધન્ય ધન્ય પ્રેમાનંદને જો. ૬

પદ ૩

ધન્ય દુર્ગપુર ધામ, ધન્ય ઉત્તમ નરેશજી જો;
મહિમા અધિક અભિરામ, ગુણ ગાય જેના શેષજી જો. ૧
ધન્ય ગઢપુરની શેરી, ધન્ય ગઢપુરના વાસને જો;
હરિ આખડિયો પેરી, ચાલી જાય ઘેર દાસને જો. ૨
ધન્ય ગંગા ઉન્મત, નિત્ય ન્હાયે હરિ નીરમાં જો;
સંગે મુનિવર સમરથ, લઈ રમે હરિ તીરમાં જો. ૩
કરે લીલા બહુ ભાત, બેસી ગંગા મધ્ય પૂરમાં જો;
ગાયે કિરતન કરી ખાંત, પાડે તાળી બહુ સૂરમાં જો; ૪
ધન્ય ગંગાનો ઘાટ, ધન્ય ખળખળિયા નામને જો;
ધન્ય નારાયણ હ્રદની વાટ, રથ હાંકવો ધનશ્યામને જો. ૫
ન્હાયીને મુનિવર લઇ સાથ, હરિ આવે નિજમંદ્રમાં જો;
શોભે પ્રેમાનંદનો નાથ, જેમ તારા મધ્ય ચંદ્રમા જો. ૬

પદ ૪

ધન્ય પુરની બજાર, ધન્ય લક્ષ્મીનો બાગ છે જો;
ચઢીને અશ્વ અસંવાર, જાયે જીવન જોવા લાગ છે જો. ૧
ધન્ય આંબાની છાંય, ધન્ય બેઠક બેસે હરિ જો;
સંત કીર્તન ત્યાં ગાય, નિરખે નાથને નેણાં ભરી જો. ૨
ગુંથી ગુલાબના હાર, સંત પેરાવે પ્રીતસું જો;
બાંધે બાજુ કરી પ્યાર, ધારે ગજરા રસ રીતસું જો. ૩

સંત ગાયે કીર્તન વાજે, દોકડ સારંગીયો જો;
મેવા જમે જીવન, કેળાં દ્રાક્ષ નારંગીયો જો. ૪
ધન્ય રાધાની વાવ, ધન્ય બાગ રાધાતણો જો;
હરિ જાય કરી ભાવ, અતિ મહિમા તેનો ઘણો જો. ૫
પુરણ પુરષોત્તમ દેવ, એમ વિચરે ગઢપુરમાં જો;
મોટા મુનિવર કરે સેવ, પ્રેમાનંદ તો હજૂરમાં જો. ૬

પદ ૫

રાજે ગઢપુર મહારાજ, પૂરણબ્રહ્મ પરમાતમા જો;
આવ્યા ગરીબનિવાજ, એતો અક્ષરના આતમા જો. ૧
છાયો પ્રબળ પ્રતાપ, કહ્યો નવ જાયે રસના જો;
કીધો અધર્મ ઉથાપ, વાગ્યા ડંકા અતિ જશના જો. ૨
માર્યા અસુર અપાર, કામ ક્રોધાદિક વાંકડા જો;
સુર અસુર નરનાર, જેને આગે સહુ રાંકડા જો. ૩
મત પંથને માથે મેખ, મારી લીધા જન છોડવી જો;
મુંજ્યા કેઈક ગુરુ ભેખ, પાજ્યા મહંતને ગોડવી જો. ૪
આપી પરચા અનૂપ, માયિક મતને ઉખાડીયા જો;
જીવ માયા બ્રહ્મ રૂપ, જથારથ તે દેખાડીયા જો. ૫
સમાધિમાં સહુ ધામ, દેખાડ્યાં નરનારને જો;
એવા સહજાનંદ સ્વામ, પ્રગટ્યા પ્રેમાનંદ કારણે જો. ૬

---

રાગ પરજ દેશી. પદ ૧

મારગડે રોકો માં મોહન મારગડે રોકો માં,
મારગડે રોકી શાને કાજે ગોવાળીયા;
લાજતો નથી કહાના લાજતો નથી,
જરા લાજતો નથી લોક લાજે ગોવાળિયા. ૧
ગોરસ પાને અલી ગોરસ પાને,
ગોરસપ્રવાળી ગોરસ પાને ગોવાળણી;

દાણ અમારું અલી દાણ અમારું,
દાણ દઈને ચાલી જાને ગોવાળણી. ૨
કાંકરડી માર માં કહાના કાંકરડી માર માં,
મહીની મટુકી નંદાશે ગોવાળિયા;
પાલવડો મેલને મોહન પાલવડો મેલને,
નહિ તો મનમાની ગાળો ખાશે ગોવાળિયા. ૩
અદકું શું બોલે આલી અદકું શું બોલે,
અદકું બોલ્યા માં શું આવે ગોવાળણી;
આંખ્યું અણિયાળી તારી આંખ્યું અણિયાળી,
આંખ્યું કાઢીને બીવરાવે ગોવાળણી. ૪
ગાવડલી ચારને ઘેલા ગાવડલી ચારને,
ગાયો ચારી જાને ટાંણે ગોવાળિયા;
વનનો રહેનાર કહાના વનનો રહેનાર તું,
વનચર તે દાણમાં શું જાણે ગોવાળિયા. ૫
ગોરસવાળી અલી, ગોરસવાળી,
ગુજરી તું જાત ગમાર ગોવાળણી;
માન મેલીને અલી માન મેલીને,
ગોરસ પાને ગોળી ઉતારી ગોવાળણી. ૬
મીટડલી માર માં મોહન મીટડલી માર માં,
માર માં મીટડલીની ચોટ ગોવાળીયા;
ગોરસ પીશો કુંવર ગોરસ પીશો,
પીશો કરીને લાંબો હોઠ ગોવાળિયા. ૭
મહીની મટુકી અલી મહીની મટુકી,
ફુટશે ને હાર તારો તુટશે ગોવાળણી,
ગોરસ પાઇશ અલી ગોરસ પાઇશ,
સારે પાલવડો છૂટશે ગોવાળણી. ૮.
આવડા અકળાઓ માં કુંવર આવડા અકળાઓ માં,

આકળા થઇને ઘર ખોશો ગોવાળિયા;
પછી પછતાશો કુંવર પછી પછતાશો,
પછતાઇને આંસુડાં લોશો ગોવાળિયા. ૯
મરમાળી બહુ છે અલી મરમાળી બહુ છે,
મરમ તણાં વેણ મારે ગોવાળણી;
જેનું બળ હોયે તારે જેનું બળ હોયે,
તેને ચઢાવી લાવ આ દારે ગોવાળણી. ૧૦
શીદને ફૂલો છો કુંવર શાદને ફૂલો છો,
નાશી છૂટયા છો અડધી રાતે ગોવાળિયા;
છોને મારયા છે બંધવ છોને મારયા છે,
બંદીખાને પડ્યા માત તાત ગોવાળિયા. ૧૧
મેણલાં તું માર માં અલી મેણલાં તું માર માં,
ખબર પડશે ચોડે કાળ ગોવાળણી;
ખેદ ન મેલે અલી ખેદ ન મેલે,
સિંહ ને ક્ષત્રિતણા બાળ ગોવાળણી. ૧૨.
શિખવ્યા ન બોલીયે કોઇના શિખવ્યા ન બોલીયે.
સાંભળશે કંસતણા દુત ગોવાળીયા;
બાંધી લઇ જાશે કુંવર બાંધી લઇ જાશે,
પછી જણાશો ક્ષત્રીપુત ગોવાળિયા. ૧૩
દાણ અમારૂં અલી દાણ અમારૂં,
આપીને જા તું કરવા જાણ ગોવાળણી;
મહિડું વિંખાશે તારૂં મહીડું વિંખાશે,
હાંસી કરતાં થાશે હાણ ગોવાળણી. ૧૪
બોલીયે વિચારી કહાના બોલીયે વિચારી,
આવ્યું નથી ઘેર રાજ ગોવાળિયા;
પારકે ઘેર રે કહાના પાર કે ઘેર રે,
પેટ ભરો છો તજી લાજ ગોવાળિયા. ૧૫

જોબનનું જોર અલી જોબનનું જોર તારે,
જોબનનું જોર નથી માતું ગોવાળણી;
દાણ અમારું અલી દાણ અમારલું,
દેવાનું મન નથી થાતું ગોવાળણી. ૧૬
કે દી લીધું છે કહાના કેદી લીધુ છે,
દાણ તેં ને તારે બાપે ગોવાળિયા;
ફેલ ન કરીએ ઝાઝા ફેલ ન કરીયે,
રહીએ પોતાને માપે ગોવાળિયા. ૧૭
ગોરસ પાને અલી ગોરસ પાને,
મેલીને વાદ વિવાદ ગોવાળણી;
ભાવના ભુખ્યા તારી ભાવના ભુખ્યા અમે,
જોઇયે મેળવણીનો સ્વાદ ગોવાળણી; ૧૮
હેતે ને પ્રીતે કહાના હેતે ને પ્રીતે,
પ્રીતે તો પ્રાણ લઇ આપું ગોવાળિયા;
જોર જોરાયે કહાના જોર જોરાયે,
જોરાઇ ના'પું એક ચાંપું ગોવાળિયા. ૧૯
રીસ તે ઉતરી હરિની રીસ તે ઉતરી,
રીસ ઉતરી ને રંગ જામ્યો ગોવાળિયા;
પ્રીતડલી વાધી ચરણે પ્રીતડલી વાધી,
પ્રીતડી વાધી ને ક્લેશ વામ્યો ગોવાળિયા. ૨૦
પૂરણ પ્રીતે ગોપી પૂરણ પ્રીતે,
પૂરણ પ્રીતે ગોરસ પાયે ગોવાળણી;
દાણ લીલા હરિની દાણ લીલા એ,
પ્રીતે પ્રેમાનંદ ગાયે ગોવાળણી. ૨૧
ગાશે સાંભળશે જે કોઇ ગાશે સાંભળશે,
તેના પર હરિ રાજી થાશે ગોવાળણી;
વાંછીત વર પામશે જન વાંછીત વર પામશે,
જનમ મરણ દુઃખ જાશે ગોવાળણી. ૨૨

રાગ ગરબી. પંદર તિથિઓ.

આવોને વહાલા ધર્મકુંવર સુખકંદ જી;
આવોને સુખના સાગર સહજાનંદ જી. ૧
આવોને પડવે પધારો મારે ઓરડે;
આવોને મોતીડાં પ્રોવું તારે તોરડે. ૨
આવોને બીજે બીરાજો મારે બારણે;
આવોને મુખડું નિરખીને જાઉં વારણે. ૩
આવોને ત્રીજે જોવું છું તારી વાટડી;
આવોને ફુલડે સંવારી સુંદર ખાટડી. ૪
આવોને ચોથે ચરણ ધોઇને પીજીયે;
આવોને ભૂધર ભેટીને લાવો લીજીયે. ૫
આવોને પાંચમે પધારો મારા નાથજી;
આવોને જીવન જમાડું મારે હાથજી. ૬
આવોને છઠે રાખું ઉભા ઉરમાં;
આવોને હાજર રહીશ હજુરમાં. ૭
આવોને સાતમે સજો શણગારને;
આવોને નાથજી નિરખું કરી પ્યારને. ૮
આવોને આઠમ આવી અલબેલડા;
આવોને રમીયે રંગ ભર રંગરેલડા. ૯
આવોને નોમે નિરખું મુખચંદજી;
આવોને પ્રાણજીવન સદ્જાનંદજી. ૧૦
આવોને દશમે તે દુઃખ બહુ દીધલાં;
આવોને પ્રાણ અમારાં હરી લીધલાં. ૧૧
આવોને એકાદશી ઉત્સવ કીજીયે;
આવોને વદન દેખાડી સુખ દીજીયે. ૧૨
આવોને બારસે મુનિને જમાડીયે;
આવોને પ્યારા પધારો ફુલવાડીયે. ૧૩

આવોને તેરસે તૃપત કરો નેણને;
આવોને શ્રવણે સંભળાવો મીઠાં વેણને. ૧૪
આવોને ચૌદસે સભા કરી ચોકમાં;
આવોને દરશન આપો બેસી ગોખમાં. ૧૫
આવોને પુનમે પધારી સુખ દીજીયે;
આવોને અમને કૃતારથ કીજીયે. ૧૬
આવોને પ્રેમાનંદ નિરખે નેણાં ભરી;
આવોને જીવમાં રાખીશ જતને કરી. ૧૭

---

રાગ ધોળ. પદ ૧

તમેરે ઉદ્ધવ કહેજો એટલી રે, જાઇને વહાલાજીને વાત જો; તમે૦ ટેક.
તમને નગણ્યા અમે જાણ્યા નહી રે, વિશ્વાસ દઇને કીધી ઘાત જો. તમે૦ ૧
અમને છળ કરીને તમે છેતરયાં રે, મોહન વાઇને મધુરી વેણુ જો;
વાસળિયે વેંધીને મથુરાં ગયા રે, દઇને દુઃખડાં દિન રેણુ જો. તમે૦ ૨
અમે શું જાણું જે અધવચ મેલશો રે, હેતે કરીને હરશો પ્રાણુ જો;
વ્યાધતણી પેરે વેંધી ગયા રે, મારી કમળનયનનાં બાણુ જો. તમે૦ ૩
તમને ઉર ઉપર અમે રાખતા રે, જોતાં નિત્ય નિત્ય નવલે નેહ જો;
તમપર તન મન પ્રાણુ લઇ વારતાં રે, તે તમે નિરદઇ દીધો છેહ જો. તમે૦ ૪
દયા જરીયે હરિ આવી નહી રે, તોડતાં બાળપણાંની પ્રીત જો;
નિરદઇ પ્રેમાનંદના નાથજી રે, શું ઘણું કહીયે મોહન મીત જો. તમે૦ ૫

પદ ૨

ઉદ્ધવ વ્રજવનિતાની વિનતિ રે, કહેજો કૃષ્ણુજીને જરૂર જો; ઉદ્ધ૦ ટેક.
વહાલા વ્રજવનિતાના નેણુથી રે, તમને ન ઘટે રહેવું દૂર જો. ઉદ્ધ૦ ૧
તમે હરિ વ્રજવાસીના પ્રાણુ છો રે, પ્રાણુ વીનાનો નવ રહે દેહ જો;
નીર વિના ન જીવે માછલી રે, એવો વ્રજવાસીનો સ્નેહ જો. ઉદ્ધ૦ ૨

અમને એમ કહી હરિ તમે ચાલીયા રે, હમણાં આવું છું તમે પાસ જો;
મથુરામાં મામાને આવુ મળી રે, પ્રાણ રહ્યાછે એ વિશ્વાસ જો. ઉદ્ધવ૦ ૩
જો હરિ આવી પાછા નહીં મળે રે, અમે તરત તજશું પ્રાણ જો;
એ આંટી હરિ વ્રજઅબળાતણી રે, તે તમે જાણ જો.
સ્યામ સુજાણ જો. ઉદ્ધવ૦ ૪
સુના ગોકુળમાં ગમતું નથી રે, ઘર. વન સરવે ખાવા ધાય જો;
પ્રેમાનંદના પ્રાણ તમ વીના રે, પળ એક કલ્પ સરીખી જાય જો. ઉદ્ધવ૦ ૫

પદ ૩

જાઇને ઉદ્ધવ કહેજો કહાનનેરે, તમ વીના ગોકુળવાસી લોક જો; જાઇ૦ ટેક,
ભોજન ખાન પાન નિદ્રા તજીરે, સરવે કરે તમારો શોક જો. જાઇ૦ ૧
જશોદા શોકે કરી સુકાઇ ગયાંરે નેણે અંધ થયા છે નંદ જો;
એક વાર આવીને જુવો હરિરે, પાછા જાજો આનંદકંદ જો; જાઇ૦ ૨
તમ વીના ગ્વાળ બાળ વલખાં કરેરે. તૃણ તજી ઝૂરે તમારી ગાય જો;
દૂધ ન ધાવે નાનાં વાછડાંરે, તમ વીના શોકે વ્યાકુળ થાય જો. જાઇ૦ ૩
તમ વીના વૃન્દાવન નથી શોભતુંરે, શોકે સુકાણી વનવેલ જો;
વનમાં પશુ પંખી વ્યાકુળ ફરેરે, તમ વીના નંદકુંવર અલબેલ જો. જાઇ૦ ૪
વિરહે પંખી પણ નથી બોલતાંરે, કોયલ. શુક સારીકા મોર જો;
પ્રેમાનંદના નાથ રાજી કરોરે, એક વાર આવી નંદકિશોર જો. જાઇ૦ ૫

પદ ૪

અમને ઉદ્ધવ. હરિ બહુ સાંભરેરે, કશુંયે કામ ન લાગે હાથ જો; અમ૦ ટેક.
રોતાં રોતાં જાયે દિન રાતડીરે, હવે કયારે નેણે દેખશું નાથ જો. અમ૦ ૧
અમને બહુ હેતે બોલાવતા રે, વરસી અમૃત સરખાં વેણું જો;
સામું બહુ હેતે કરી હેરતારે, મળતા સ્યામળિયો સુખદેણ જો. અમ૦ ૨
ઉદ્ધવ હરિનું હસવું બોલવુંરે, જે હરિ કરતા અમસુ વિહાર જો;
તે જ્યારે અમને ઉદ્ધવ સાંભરેરે, ત્યારે નહીં દુઃખનો
વાર ને પાર જો. અમ૦ ૩

ઉદ્ધવ આ ગેડી ને વાંસળિરે, લઇને જાતા ચારવા ગાય જો;
વનમાં વાતા મોહન મોરલીરે, સાંભળીને જાતાં મળવા ત્યાંય જો. અમ૦ ૪
આ પાદુકા પેહેરી આવતારે, હરખે જોતાં હરિની ચાન જો;
જેમ જેમ સાંભરે તેમ થાય વેદનારે, પ્રેમાનંદ કહે
ગિરિધરલાલ જો. અમ૦ ૫

---

રાગ ધોળ–પદ ૧

અલબેલા આવો ઓરા, આંખડલિમાં રાખું વહાલા;
તન મન ધન મારૂં, તમપરે વારી નાખું વહાલા. ૧
સુંદર સ્વરૂપ રૂપ, નેણાં ભરી નિરખું વહાલા;
નિખશિખ નિરખીને, હૈડામાં હરખું વહાલા; ૨
ઉપમા કહી ન જાયે, એક રસનાયે વહાલા.
નિગમ શારદ શેષ, નેતિ કહી ગાયે વહાલા. ૩
નખની ચંદ્રિકા જોઈ, શોભા ચંદ્ર સરે વહાલા;
કોટિક કંદર્પ જોઇ, લાજી રેલા દૂર વહાલા. ૪
દીઠામાતો કાંઇ નથી, ઉપરથી લગાર વહાલા,
માંહી તો વ્યાપીને રહ્યો, તેજનો અંબાર વહાલા. ૫
મનતો નહારૂં મારૂં, તેમાં નવ લાગે વહાલા;
રમતા જમતા જોવું, આંખડલિને આગે વહાલા. ૬
નવા નવા શણગાર, સજીને પધારો વહાલા;
બળવંત બોલાવીને, તાપ નિવારો વહાલા. ૭
ઘણારે દિવસનાં તરસ્યાં, નેણાં ત્રપત કરો વહાલા;
પ્રેમાનંદ કહે દરશન, દઇ દુઃખ હરો વહાલા. ૮

પદ ૨

નવલ સનેહિ છોજી, ચતુર નંદલાલ વહાલા;
શાને કાજે તરતા હરિ, કરુન શાખું વહાલા
પરાણે પ્રિતડલી પેહેરી, શા માટે કીધી વહાલા

વાંલપ દેખાડી અમને, પરવશ કીધી વહાલા. ૨
આવડલા તો જાણ્યા નોતા, અંતરના ઓછા વહાલા;
છેલવર છેહ દીધો, આપીને ભરોસો વહાલા. ૩
કોલ બોલ માંડી કરશો. નથી એ ઢંગ વહાલા;
શું સમજીને મોટા, મુનિ કરે સંગ વહાલા. ૪
સાગર સુતા વાસ કરે, શોભા ભાળી વહાલા;
અમે તો જોઇ વિચારી, હવે ગાંઠ વાળી વહાલા. ૫
નગણાથી નેહ કરવો, એજ મોટી ભુલ વહાલા;
માણસ માણસ મળી, કરી આપે મુલ વહાલા. ૬
છપાવી છપી ન રહે, અંતરની આશ વહાલા;
દાબા દુબી નવ રહે, કસ્તુરીની વાસ વહાલા. ૭
બીજે મન માન્યું એતો, જાણ્યું બહુનામી વહાલા;
વિસારી દેશો માં અમને, પ્રેમાનંદના સ્વામી વહાલા. ૮

પદ ૩

શ્યામળિયાજી શરણાગતની, વિનતિ સાંભળો વહાલા;
હેતે શું બોલાવી અમને, એક વાર મળો વહાલા. ૧
દામ વિનાની અમે, દાસીયો તમારી વહાલા;
જીવત નાખ્યું છે અગો, તમપર વારી વહાલા. ૨
તમ અરથે કીધો અમે, સંસારીયો ઝેર વહાલા;
સહી કીધા શિર સાટે, એમાં નથી ફેર વહાલા. ૩
જીવન જીવડલો જાશે, એતો કુરબાણ વહાલા;
તમને મળાશે નહિ, એતો નિશ્ચે જાણ વહાલા. ૪
વજ્રની ભૂમીમાં મારી, વજ્રતણી મેખ વહાલા;
અલબેલા એવી મજ, અબળાની ટેક વહાલા. ૫
એમ જાણી જતન કરશો, ત્યારે સુખ થાશે વહાલા;
બાળવ્યા વીના તો જીવન, જીવડલો જાશે વહાલા. ૬

બહુનામી બિરૂદ તમારૂં, સંભાળીને લેજો વહાલા;
અમને કેવું ઘટે તે, રાજ્યકા કહેજો વહાલા. ૭
અમે તો તમારે હરિ, હેતે બંધાણાં વહાલા;
પ્રેમાનંદના નાથ હાથ, તમારે વેચાણાં વહાલા. ૮

પદ ૪

નટવર નેણાં અમારા, રૂપમાં લોભાણાં વહાલા;
પાતળિયાજી પરવશ કીધાં, પ્રીતે પરોવાણાં વહાલા. ૧
મુખના મરકલડામાં, મોહની લગાડી વહાલા;
જોયા વીના જંપ ન થાયે, નેણે ટેવ પાડી વહાલા. ૨
જાદવરાય જોઇ તમારી, ગજગતિ ચાલ વહાલા;
ચાંખડલિને ચટકે, વધાર્યું ઘણું વહાલ વહાલા. ૩
નીલ કલેવર જોઈ, મન મારૂં મોહ્યું વહાલા;
મળવાનું થાયે ઘણું, કેમ જાયે કહ્યું વહાલા. ૪
કટિ પીતાંમર ઉર, ઉતરી અનુપ વહાલા;
શ્રીવત્સ કૌસ્તુભ મણી, શોભે સુખરૂપ વહાલા. ૫
વદન પ્રભામાંહીં, શોભા છે નવીન વહાલા;
કુંદ ને પ્રવાલાં શુક, આલિંગન મીન વહાલા. ૬
દીર્ઘ ઉદાર ભુજા, ભક્ત ભયહારી વહાલા;
મન અભિલાખ સરવે, પુરોને અમારી વહાલા; ૭
અખંડ એવાને એવા, આંખડલીમાં રેહેજો વહાલા;
પ્રેમાનંદના સ્વામી નિત્ય. દરશન દેજો વહાલા, ૮

---

રાગ ગરબી. પદ ૧

સજની શ્રીજી મુજને સાંભર્યા રે, હૈડે હરખ રહ્યો ઉભરાય; સજ૦ ટે૦
નેણે આંસુની ધારા વહે રે, વિરહે મનડું વ્યાકુળ થાય. સજ૦ ૧
સુંદર મૂર્તિ શ્રીમહારાજની રે, સુંદર કમળ સરીખાં નેણ;
સુંદર કરતા લટકાં હાથનાં રે, સુંદર અમૃત સરિખાં વેણ. સજ૦ ૨

શી કહું શોભા અંગોઅંગતણી રે, નિરખી લાજે કોટિક કામ;
હસતાં હસતાં હેત વધારતા રે, એવા સુખનિધિ શ્રીઘનસ્યામ. સજ૰ ૩
સદા શ્વેતાંબર શ્રીજી ધારતા રે, અંબર જરકસીયાં કોઈ વાર;
ગુચ્છ કલંગી તોરા ખોસતા રે, ગજરા બાજુ ગુલાબી હાર. સજ૰ ૪
એ છબી જોવા તલપે આંખડી રે, મધુરાં વચન સાંભળવા કાન;
એ હરિ મળવાને દેહું તપે રે; પ્રેમાનંદના જીવનપ્રાણ. સજ૰ ૫

પદ ૨

મનડું મૂર્તિમાં વળગી રહ્યું રે, ચિંતવન કરવા ચિત્ત આતુર; મન૰ ટેક.
તરુણ મનોહર મૂર્તિ નાથની રે, રાજીવલોચન જોબનપૂર. મન૰ ૧
સોળે ચિહ્ન સહિત અતિ શોભતા રે, સુંદર ચરણકમળની જોડ;
હળવી રહીને હેતે ચાંપતી રે, ક્યારે હવે પૂરશે મનના કોડ. મન૰ ૨
પિંડી જાનું નીત્ય નિરખતી રે, રુડા સાથળ ચિહ્ન સહિત;
શ્યામ કટિ જોઈ જાદવરાયનીરે, નિત્યનિત્ય નૌત્તમ ઉપજે પ્રીત. મન૰ ૩
ઉંડી નાભી કમળસરીખડી રે, ત્રિવળી નિરખી ઉદર માંય;
છાતી ઉપડતી અતિ ઓપતિ રે, હવે ક્યારે ભુજ્જાદંડી બાથ ભરાય. મન૰ ૪
મુખની શોભા જોઈ મહારાજની રે, લાજે પંકજ પૂરણચંદ;
નાસા નેણ ભ્રકુટિ જોઈ લાલને રે, જાય બલિહારી પ્રેમાનંદ મન૰ ૫

પદ ૩

સજની નિમખ ન વિસરે નાથજી રે, નિત્ય નવા તરૂણપણાના ખેલ; સજ૰ ટેક.
આ ઓસરીયે આવી બેસતા રે, આ ઢોલીડે નટવર છેલ. સજ૰ ૧
આ તકીયે તે વાંસે મેલતા રે, માળા આ ફેરવતા સ્યામ;
ગાતા ગોઠીડાના સાથમાં રે, ઘેરે સાદે પૂરણકામ. સજ૰ ૨
આ મોજડીયો વહાલો પહેરતા રે, આ છડી લેતા કરવરમાંય;
આ પાદુકા પેરી આવતા રે, મારે મંદિર મુનિના રાય. સજ૰ ૩
આ ફળિયામાં ઘોડી ફેરવતા રે, માણકી મતવાળી મહારાજ;
સંતની સભા કરી યાં બેસતા રે, શ્રીહરિ સુરનર મુનિશિરતાજ. સજ૰ ૪

કીર્તન મુનિવરને ગવરાવતા રે, ભેળા ગાતા શ્રીનજચંદ;
એવા ધર્મકુંવર હરિ ઉપરે રે, તન મન વારી પ્રેમાનંદ. સજ૦ ૫

પદ ૪

લટકાં લટકાળા ઘનસ્યામનાં રે, ખટકે ઉંડાં અંતર માંય; લટ૦ ટેક.
પ્રીત કરી મુજને બોલાવતા રે, તે સંભારી બહુ દુઃખ થાય. લટ૦ ૧
આ સજ્યા તે શ્રી મહારાજ તણી રે, આ બાજોઠે બેસતા લાલ;
આ ઠેકાણે ન્હાતા નટવરજી રે, લુતા અંગ કર લઇ રૂમાલ. લટ૦ ૨
આ ઠેકાણે જમવા બેસતા રે, જમતા વિધવિધના પકવાન;
સુંદર શાક કરી વંતાકના રે, જમીને દેતા પ્રસાદી કહાન. લટ૦ ૩
આ ખળુખળિયે ન્હાતા નાથજી રે, ન્હાયીને હરિજન મુનિ લઇ સાથ;
આવતા માણકચોકમાં મલપતા રે, પુરજન થાતાં જોઇ સનાથ. લટ૦ ૪
વહાલો બેસતા જાઇ ફુલ બાગમા રે, પ્હેરતા ગજરા ગુલાબી હાર;
જેમ જેમ સાંભરે તેમ થાય વેદના રે, પ્રેમાનંદના પ્રાણઆધાર. લટ૦ ૫

---

પદ રાગ-ગરબી.

અરજ કરે છે અબળા તે ઉર ધારો રે વહાલાજી;
વહાલપણું વાલમજી માં વિસારો મારા વહાલાજી.
પડવે મારા પ્રાણ લઇને પધારયા રે વહાલાજી;
મને રડતી મેલી ન રહ્યા કોઇના વારયા મારા વહાલાજી.
બીજે કયાંઇ જાઇ વસિયા રંગના રસિયા રે વહાલાજી;
ઉદય થયા આવી ગોકુલ શસિયા મારા વહાલાજી. ૨
ત્રીજે તમને જોવાને જીવન મારા વહાલાજી;
આકુળ વ્યાકુળ થાય છે મારૂં મન મારા વહાલાજી. ૩
ચોથે તમને ચારે દીશે જોઉં રે વહાલાજી;
બહની મારી વ્યાકુળ થઇને રોઉં મારા વહાલાજી. ૪

પાંચમે પધારો મારે ઘેર રે વહાલાજી;
અબળા ઉપર રાખો કાંઈક મે'ર મારા વહાલાજી. ૫
છઠ્ઠે આવો છેલા છોગલાં મેલી રે વહાલાજી;
જોવા સારૂં તલખે સૌ સાહેલી મારા વહાલાજી. ૬
સાતમે આવો તો શોભા કરિયે રે વહાલાજી;
હાર પે'રાવી સુંદર છોગલાં ધરિયે મારા વહાલાજી. ૭
આઠમે આવોને પ્રાણઆધાર રે વહાલાજી;
કાંઈ કરૂણા રાખો કેસરના અસવાર મારા વહાલાજી. ૮
નોમે નવલા નેહ વધારો આવી રે વહાલાજી;
સુખ આપો શ્યામળિયાજી બોલાવી મારા વહાલાજી. ૯
દશમે દુઃખિયાં કીધાં સૌ નરનારી રે વહાલાજી;
આ ક્યાંથી આવી પુતના સમ હલારી મારા વહાલાજી. ૧૦
એકાદશીનો ઉત્સવ આવ્યો આજ રે વહાલાજી;
આવો મુનિમંડળને દરશન દેવા કાજ મારા વહાલાજી. ૧૧
બારસે બહુ ભાતે કર્યા મેં થાળ રે વહાલાજી;
તમે જમવા સારૂં આવો દીનદયાળ મારા વહાલાજી. ૧૨
તેરસે તમ કાજે ઢોળિયો ઢાળી રે વહાલાજી;
વાટડલી જોઉં છું ચોક વાળી મારા વહાલાજી. ૧૩
ચૌદશે મને ચિંતા થાય છે ભારી રે વહાલાજી;
હરિ નવ આવ્યા મને શે વાંકે વિસારી મારા વહાલાજી. ૧૪
પુનમે પધારો પૂરણચંદ રે વહાલાજી;
વદન વિલોકી સૌ પામે આનંદ મારા વહાલાજી. ૧૫
મનના મનોરથ કરજો મારા પૂરા રે વહાલાજી;
નિજ જનનાં કારજ કરવા છો શૂરા મારા વહાલાજી. ૧૬
તિથીઓ ગાઈને પ્રેમાનંદ એ માગે રે વહાલાજી;
રહો સહજાનંદજી આંખડલીને આગે મારા વહાલાજી. ૧૭

રાગ ગરબી-પદ ૧

"ગોકુલ વેહેલા પધારજો રે" એ ઢાલ છે.

સુખના સાગર શ્રીહરિ રે;
સહજાનંદજી ધર્મકુમાર સ્યામ. સુખ૦ ટેક૦
ધર્મકુળ પ્રગટ થયા શ્રીકૃષ્ણજી રે;
કરવા પામર પતિત ઓધાર સ્યામ. સુખ૦ ૧
પશ્ચિમ ભૂમી તે પાવન કરી રે;
ગુર્જર સોરઠ આદિક દેશ સ્યામ. સુખ૦ ૨
નિજમત દ્રઢ કરીને સ્થાપન કર્યો રે;
વિચરયા નરનાટક ધરી વેષ સ્યામ. સુખ૦ ૩
નૌતમ નિજભક્તને સુખ આપીયાં રે;
આપી દિવ્ય અલૌકિક દૃષ્ટિ સ્યામ. સુખ૦ ૪
નિજ કૃત ધામ સરવે દેખાડીયાં રે;
સર્વે મુક્તતણી ત્યાં સૃષ્ટિ સ્યામ. સુખ૦ ૫
માયિક મત તે અતિખંડન કર્યા રે;
દેખાડતા નિજ પ્રબળ પ્રતાપ સ્યામ. સુખ૦ ૬
જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિ ધર્મને રે;
કીધાં તરૂણ કળીમાં આપ સ્યામ. સુખ૦ ૭
જગ્ન કરીને દ્વિજ ત્રપત કર્યા રે;
આપી દક્ષિણા બહુ દાન સ્યામ. સુખ૦ ૮
કીધાં મંદિર તે શ્રીકૃષ્ણનાં રે;
તેમાં પધરાવ્યા ભગવાન સ્યામ. સુખ૦ ૯
કીર્તિ બહુ વિસ્તારી લોકમાં રે;
કરવા અગણિત જન ઉધ્ધાર સ્યામ. સુખ૦ ૧૦
થોડી વયમાં બહુ લીલા કરી રે;
તેનો શે ન પામે પાર સ્યામ. સુખ૦ ૧૧
બહુ સુખ આપીને સુખીયાં કર્યાં રે;

મેલી પધાર્યા નિજધામ શ્યામ. સુખ૦ ૧૨
સુખના સિંધુ સ્વામી તમ વિના રે;
નથી હવે રહેવાતું ઘનશ્યામ શ્યામ. સુખ૦ ૧૩
હવે આ નયણે ક્યારે નિરખશું રે;
સુંદર મૂરતિ સુખની ખાણ શ્યામ. સુખ૦ ૧૪
હવે મહા દુઃખમાં ઘડી પળ વીતશે રે;
તમ વિના પ્રેમાનંદના પ્રાણ શ્યામ. સુખ૦ ૧૫

પદ ૨

આવું નો'તું કરવું નાથજી રે;
ચાલ્યા મારગડામાં મેલી નાથ. આવું૦ ટેક.
અમને છળ કરીને તમે છેતર્યાં રે;
નાખ્યાં દુઃખને દરિયે ઠેલી નાથ. આવું૦ ૧
હવે અમે કે સામું જોઈ જીવશું રે;
કેને પાસે જાઈને બેસશું નાથ. આવું૦ ૨
કેની વાતો સુણી શાંતિ વળે રે;
કેને આગળ દુઃખડાં કહેશું નાથ. આવું૦ ૩
દુઃખના ડુંગર તે તુટી પડ્યા રે;
દુઃખના દરિયા ઉર લહેતા આજ નાથ. આવું૦ ૪
અમારી દ્રષ્ટિથી અળગા થયા રે;
સહજાનંદજી શ્રીમહારાજ નાથ. આવું૦ ૫
પુણ્ય અમારાં સહુ આવી રહ્યાં રે;
તમ વીના ઉગ્યા દુઃખના ડાભ નાથ. આવું૦ ૬
હવે અમે અભાગીયાં થઈને રહ્યાં રે;
હરિ અમે હાર્યા સરવે લાભ નાથ. આવું૦ ૭
દુઃખના દિવસ વાંસે ક્યાં હતા રે;
અમે આવું પે'લું નો'તું જાણ્યું નાથ. આવું૦ ૮
અમે શું જાણું જે તમે મેલશો રે;

મહા વનમાંહી અમારો સાથ નાથ. આવું૦ ૯
આકાશ તુટી કેમ પડતું નથી રે;
પૃથવી કેમ નથી દેતી માગ નાથ. આવું૦ ૧૦
પાપી પીંડ તે કેમ પડતો નથી રે;
કાટતો કેમ નથી કાળો નાગ નાથ. આવું૦ ૧૧
કઠણ છાતી કેમ ફાટતી નથી રે;
ચાલ્યા મેલી શ્યામ સુજાણ નાથ. આવું૦ ૧૨
શું સુખ લેવાને વાંસે રહ્યાં રે;
જાતા કેમ નથી પાપી પ્રાણ નાથ. આવું૦ ૧૩
દુઃખની સીમા તે આવી રહી રે;
એથી દુઃખ બીજુ ન કે'વાય નાથ. આવું૦ ૧૪
દુઃખિયો પ્રેમાનંદ વિનતિ કરે રે;
સ્વામી કરજો અમારી સહાય નાથ. આવું૦

પદ ૩

સ્વામી દીનદયાળ છો રે;
દયા દરદી ઉપર આણો નાથ. સ્વામી૦ ૧
અમને તમ વિના મહાદુઃખ છે રે;
દુઃખની વેદના જીવન જાણો નાથ. સ્વામી૦ ૨
કોઇને દુઃખિયો દેખી નવ શકો રે;
એવા કોમળ કરૂણાકંદ નાથ સ્વામી૦ ૨
અમ દુઃખિયાને હરિ સુખિયાં કરો રે;
આવો સ્વામી સહજાનંદ નાથ. સ્વામી૦ ૩
અમને હેત કરી બોલાવતા રે;
દેતા પરસાદીના થાળ નાથ. સ્વામી૦ ૪
હેતે હળવા રહીને ભેટતા રે;
હવે ક્યારે મળશો દીનદયાળ નાથ. સ્વામી૦ ૫
વાધા પાઘ પછેડી ધોતીયાં રે;

દેતા અંગનાં વસ્ત્ર ઉતારી નાથ. સ્વામી૦ ૬
દેતા હાર પ્રસાદી હેતમાં રે;
હસતા સામુ જોઇ સુખકારી નાથ. સ્વામી૦ ૭
કીર્તન વાજામાં મવરાવતા રે;
કયારે ગાતા ગરબી ધોળ નાથ. સ્વામી૦ ૮
રાજીવલોચન જોઇને રીઝતા રે;
દેતા મુખમાંથી તંબોલ નાથ. સ્વામી૦ ૯
કયારે ચરણકમળ કરૂણા કરી રે;
દેતા છાતીમાં સુખધામ નાથ. સ્વામી૦ ૧૦
માથે હસ્ત કમળ હરિ મેલતા રે;
હવે કયારે મળશો શ્રીધનસ્યામ નાથ. સ્વામી૦ ૧૧
અમને ચરણામૃત કરી આપતા રે;
દેતા અધરામૃત નિત્ય નિત્ય નાથ. સ્વામી૦ ૧૨
ભૂષણ વસ્ત્ર પે'રી શોભતા રે;
દેતા દરશન કરી બહુ પ્રીત નાથ. સ્વામી૦ ૧૩
એવાં સુખ આપીને ઉછેરીયાં રે;
નાનાં કષ્ટ થકી ઉગારીયાં નાથ. સ્વામી૦ ૧૪
પ્રેમાનંદના નાથ મેલી ગયા રે;
અમને મોત વિનાનાં મારીયાં નાથ. સ્વામી૦ ૧૫

પદ ૪

શ્રીહરિ સ્વામી સહજાનંદજી રે;
વહાલા વહાલપણું માં વિસારજો રાજ. શ્રીહરિ૦ ટેક.
નેહ નિભાવણુ નાથજી રે,
અરજી અબળાની ઉર ધારજો રાજ. શ્રીહરિ૦ ૧
જે દહાડાથી મારા નાથજી રે;
રાજ પધાર્યા છો નિજધામ રાજ. શ્રીહરિ૦ ૨
તે દહાડાથી થયાં અમે દુ:ખિયાં રે;

કાંઇ નવ સુઝે ઘરનું કામ રાજ. શ્રીહરિ૦ ૩
નીર વિના જેમ માછલી રે;
સુરજ વિના જેવાં નેણાં રાજ. શ્રીહરિ૦ ૪
મણી રે વિના જેવો અહિ ફરે રે;
તેમ તમ વિના અમે સુખદેણ રાજ. શ્રીહરિ૦ ૫
વ્યાધ વિરહે વિંધ્યો પ્રાણીયો રે;
સુખ નહિ દિવસ ને રાત રાજ. શ્રીહરિ૦ ૬
ઘેલી સરખી સહુ ઘરમાં ફરૂં રે;
કેને કહીએ દુઃખની વાત રાજ. શ્રીહરિ૦ ૭
ભોજન પાન ભુલી ગઇ રે;
નેણે આંસુ નવ સુકાયે રાજ. શ્રીહરિ૦ ૮
તમ વિના હૈડામાં હોળી બળે રે;
પળ પળ પ્રલય જેવી જાયે રાજ. શ્રીહરિ૦ ૯
કુસુમની સજ્યા તે સુળી થઇ રે;
સરવે પુરૂષ તે ભોયંગ રાજ. શ્રીહરિ૦ ૧૦
તમ વિના પ્રાણનાથજી રે;
અમને ન ગમે કેનો સંગ રાજ. શ્રીહરિ૦ ૧૧
શીતળ ચંદન ચંદ્રની કીરણો રે;
તે જેમ દાવાનળ સમ લાગે રાજ. શ્રીહરિ૦ ૧૨
સુંદર મંદિર ગોખ અટારીયો રે;
તેમાં મનડુ નવ અનુરાગે રાજ. શ્રીહરિ૦ ૧૩
અંબર ભૂષણ તો વિષ સમ થયાં રે;
હૈડાં કંપે જોઇને હાર રાજ. શ્રીહરિ૦ ૧૪
એવું જાણી દરશન આપજો રે;
પ્રેમાનંદના પ્રાણઆધાર રાજ. શ્રીહરિ૦ ૧૫

## રાગ મારુ-પદ ૧.

કહાવે સંદેશો મજનારે રે ઉદ્ધવજી સાથે,
થયા નિરદયી નંદકુમાર રે ઉદ્ધવ અમ માથે;
ઉદ્ધવ કેહેજો એટલું રે જઈને જીવન પાસ,
દીલાસે દુઃખિયાં થયાં રહ્યાં કપટીને વિશ્વાસે રે. ઉદ્દ૦ ટેક.
ચઇતર માસે રે ચિંતા થઇ ચઇતર માસે રે,
ચઇતરે ચિંતા થઈ ઘણી રે શ્યોરે કરું ઉપાયે;
વિયોગે વલખી કરું મારા પાપી પ્રાણ ન જાયે રે. ઉદ્દ૦ ૧
વાયા વૈશાખે રે વાવલીયા વાયા વૈશાખે રે,
વૈશાખે વરસે ઘણી રે ગ્રીષ્મ રુતુની ઝાળ;
નીર વિના જેમ માછલી તેમ દુઃખિયાં અમે ગોપાલ રે. ઉદ્દ૦ ૨
જેઠે જાણ્યું રે ઊધા અમે જેઠે જાણ્યું રે,
જેઠે જાણ્યું નહીં જીવું રે જાદવ વિના જરુર;
દાહ દેવાને મેલજો તમે વળી વેહેલો અક્રૂર રે. ઉદ્દ૦ ૩
અષાડે ના આવ્યા રે ઉદ્ધવજી અષાડે ના આવ્યા રે,
ના આવ્યા અષાડે નાથજી રે ગરજ્યો મેઘ મલાર;
પરદેશે વિલમિ રહ્યા કોઈ મળી રે ઠગારી નાર રે. ઉદ્દ૦ ૪
શ્રાવણ વરસે રે સરવડીએ શ્રાવણ વરસે રે,
શ્રાવણ વરસે સરવડે રે બોલે ચાતૃક મોર;
કોકિલા ટહુકે ઘણી મને વિરહ સંતાપે છે જોર રે. ઉદ્દ૦ ૫
રેણ અંધારી રે ભાદરવાની રેણ અંધારી રે,
રેણ અંધારી હું એકલડી રે ગરજે ભાદર માસ;
વિજલડી ચમક કરે નહીં પ્રાણ રહ્યાની આસ રે. ઉદ્દ૦ ૬
આશા લાગી રે આસો માસે આશા લાગી રે,
આશા લાગી લાલની રે જેમ તે ચંદ ચકોર;
જીવન જમુના કાંઠડે ક્યારે મળશે નંદકિશોર રે. ઉદ્દ૦ ૭

કારતક માસે રે કહાવ્યું હરિએ કારતક માસે રે,
    કારતક માસે કહાવ્યું રે કપટ વચન બળવીર;
દીવાળી દુઃખમાં ગઈ ન આવ્યા સ્યામ શરીર. રે. ઉદ્દ૦ ૮
માગશર માસે રે ઊધા હવે માગશર માસે રે,
    માગશર માસે, નહીં મળે રે મોહન સુંદરસ્યામ'
પ્રાણ મહિત અમે ત્યાગશું ઉદ્ધવજી ગોકુળ ગામ રે. ઉદ્દ૦ ૯
પોષે પહેરી રે ઊધા અમે પોષે પેહેરી રે,
    પોષે પેહેરીને ચાલશું રે, જોગણીયોના ભેખ;
આવીને જગાવશું અમે મથુરામાં અલેખ રે. ઉદ્દ૦ ૧૦
માઘે મેલી રે ઊધા અમે માઘે મેલી રે,
    માઘે મોહન કારણે રે મેલી લોકની લાજ;
જોગણ થઈ વ્રજવનિતા તમે આવો જોવા વ્રજરાજ રે. ઉદ્દ૦ ૧૧
ફાગણ ફુલ્યો રે ઊધા હવે ફાગણ ફુલ્યો રે,
    ફાગણ ફુલ્યો ફુલડે રે મોર્યા આંબા મોર;
વિરહિની અંતર વેંધવા ફુલ્યાં કેસું નાહર નોર રે. ઉદ્દ૦ ૧૨
અધિક માસે રે આવ્યા હરિ અધિક માસે રે,
    અધિક માસે આવ્યા રે રામકૃષ્ણની જોડ;
પ્રાણ સનેહિ સ્યામળે પુર્યા ગોપીના સરવે કોડ રે. ઉદ્દ૦ ૧૩
જે કોઇ ગાયે રે પ્રીતે કરી જે કોઈ ગાયે રે,
    જે કોઇ ગાયે ને સાંભરે રે પ્રીતે બારે માસ;
પ્રેમાનંદનો નાથજી તેને આપશે વૈકુંઠે વાસ રે. ઉદ્દ૦ ૧૪

---

## રાગ સોરઠ. પદ ૧

કહાણ હૈયાનારે કહાન ગોવાળ, કીધાં ઘેલાં વેણુ વાઇને રસાળ રે. કહા૦ ૧
એ મધ રાતે વાઈ મોરલી રે, મધુરી મોહનલાલ;
સાંભળતાં સુધ વિસરી, અમે આવ્યાં ઉઠી તતકાળ રે. કહા૦ ૨
એ આશ ભર્યાં સહુ આવીયાં રે, તજી ઘર કુટુંબ જંજાળ;

વન તેડી તરછોડીયાં. અમને નિરદેઇ નઠોર ગોપાળ રે. કઠ૦ ૩
એ અમે અબળા વન એકલા રે, ઉઠે ઉર વિરહની જ્વાળ;
પ્રેમાનંદના નાથ વિના હવે, કુણ લેશે સંભાળ રે. કઠ૦ ૪.

પદ ૨

નગણ્યા ન થઇયે રે નટવર નાથ, વહાલા અમપર આવડો શો દાવરે. નગ૦ ૧
એ અમે તમારી કિકરી રે, દામ વિનાની માવ;
મોહન મન વચન કર્મ કરી, અમે પૂજું તમારા પાવ રે. નગ૦ ૨
એ લાગી લગન છુટે નહીં રે, જ્યું ઘણુ હીરે ઘાવ.
કોઇ કળે ના ઉપજે, વહાલા મીનને નીર અભાવ રે. નગ૦ ૩
એ સ્વાત વિના અન્ય નીરનો રે, ચાતુક મન નહિં ચ્હાવ;
પ્રેમાનંદ વ્રજજન ચકોરીના, ચંદ્ર વ્રજરાવ રે. નગ૦ ૪

પદ ૩

વદન દેખાડો રે મોહન મીત, કરી કહાન વર કોમળ ચીત રે. ૧
એ નીર ન બોળે કાષ્ટને રે. જુવો હરિ કયાંની પ્રીત;
પોતાનું સિંચ્યું જાણીને, એ છે ાટાની રીત રે. વદ૦ ૨
એ જળમાં વસે કુમુદીની રે, ગગને વસે શશિ શીત;
પોતાના સનેહિ જાણીને, પોખે છે નીત નીત રે. વદ૦ ૩
એ અમૃત પાઇને ઉછેરીયાં રે, અમને અકજા અજીત;
પ્રેમાનંદનાં નાથ તમ વિના, પલક તે કલપ વિતીત રે. વદ૦ ૪

પદ ૪

મદન સંતાપે રે બળવીર, કેમ ધરિયે તમ વિના ધીર રે. મદ૦ ૧
એ મધ્ય રાતે અમે માનિની રે, વિકટ કાલિંદ્રી તીર;
વિકળ ફરે વન રોવતી રે, નેણે વરસે નીર રે. મદ૦ ૨
એ ગોપીગણુ મધ્ય પ્રગટયા રે, સુંદર શ્યામ શરીર;
વદન ચંદ્ર છબી નિરખતાં, મટી વ્રજવનિતા તન પીર રે. મદ૦ ૩
એ પ્રફુલિત વન શશિ ચાંદની રે, ત્રિવિધ વહે સમીર;
પ્રેમાનંદનો નાથ ગોપી સંગ, રમે વન રાસ રુચિર રે. મદ૦ ૪

રાગ પરજ દેશી પદ ૧

રે ગોકુળ આવોને વહાલા, લાડીના નંદતણા લાલા રે; ગોકુ૦ ટેક.
રે આંખડિયું ઉંડી છે રોઇ, વહાલાજીની વાટડિયો જોઇ રે. ગોકુ૦ ૧
રે મણીગર ગયા છો મેલી, તે દહાડાથી ફરૂં છુ ઘેલી રે. ગોકુ૦ ૨
રે ગાલીડાની વાતો સંભારી, ભરાઇ આવે છાતડલી મારી રે. ગોકુ૦ ૩
રે પ્રેમસખી રહી છે પોકારી, આવો વેહેલા વાલમ ગિરિધારી રે. ગોકુ૦ ૪

પદ ૨

રે મોહનજી આવોને માવા, મીઠી મીઠી મોરલડી વાવા રે; મોહ૦ ટેક.
રે મણીગર મળવાને આવો, શું બાંધ્યો છે અળબાથી દાવો રે. મોહ૦ ૧
રે વાલમજી દયા મન આણી, આવો વહાલા પોતાની જાણી રે. મોહ૦ ૨
રે વાલમજી આવો તો ઠરીએ, તમ વિના રોઇને મરીએ રે. મોહ૦ ૩
રે ન ગમે તો જાજોને વળી, વહાલા પ્રેમસખીને મળી રે. મોહ૦ ૪

પદ ૩

રે ચીતડું ચોર્યુ નંદલાલે, વેધ્યું મન નેણતણે ભાલે રે; ચીત૦ ટેક.
રે લીધું મન ચાલતણે ચટકે, તે તો ખરૂ કાળજડે ખટકે રે. ચીત૦ ૧
રે લટકાં કરતા વનમાળી, રહેતી મોકી હોમલિયાં ભાળી રે. ચીત૦ ૨
રે નટવર જોઇ નટ વેષે, જાતી જોવા પાણીડાની મિષે રે. ચીત૦ ૩
રે વાલીડાને લાવે કોઇ ખોળી, પ્રેમસખી જાયે વેહેલી ઘોળી રે. ચીત૦ ૪

પદ ૪

રે દરદે થઇ છું દીવાની, ડોલરીયાની સુરત મન માની રે; દરદે૦ ટેક
રે ન ગમે પિયર સાસરીયું, ચીતડું તો વાલમસું વરિયું રે. દરદે૦ ૧
રે વિસાર્યો ન જાયે વિસરી, દિવસ રાત ખટકે હૈયે હરિ રે. દરદે૦ ૨
રે ઘેલી મુને કીધી નંદલાલે, વાલીડાનાં એંધાણ બહુ સાલે રે, દરદે૦ ૩
રે પ્રેમસખી તલખે દિન રાતી, એકવાર મળો ભરી છાતી રે. દરદે૦ ૪

દઇને ગયો મને છેહ રે, છોગાંવાળો દઇને ગયો મને છેહ રે; છોગાં૦ ટેક.
કડણ હૈયાને કહાને પળમાં તોડયો, બાળપણાનો સનેહ રે. છોગાં૦ ૧
મનની વાતોરે મારા મનમાંહી રહી ગઇ, પુછી ન શકી હું સંદેહ રે. છોગાં૦ ૨
એ સાથેરે મેં તો કપટ ન રાખ્યો, તન મન સોંપ્યું સરવે ગેહ રે. છોગાં૦ ૩
પ્રેમાનંદ કહે અધવચ મેલ્યાં, કાનુડે કઠણ સનેહ રે. છોગાં૦ ૪

પદ ૩

ક્યાં ગયો હૈડાનો હાર રે, એની મારો ક્યાં ગયો હૈડાનો હાર રે; એની૦ ટેક.
હૈડાનો હાર ઘનસ્યામ છબીલો, નેણુતણો શણગાર રે. એની૦ ૧
નેહનિભાવણ નાથ અમારો, પ્રાણતણો આધાર રે. એની૦ ૨
જે સુખ દુર્લભ દેવ મુનિને, તે સુખનો દેનાર રે. એની૦ ૩
પ્રેમાનંદનો પ્રાણ જીવનધન, નટવર ધર્મકુમાર રે. એની૦ ૪

પદ ૪

આંખડિયો અકળાયે રે, જોવા વિના આંખડિયો અકળાયે રે; જોયા૦ ટેક.
રાત દિવસ જોવું વાટ વહાલાની, આંસુડાં ન સુકાયે રે. જોયા૦ ૧
સુની સેજ જોઇ મંદિરમાં, કાળજડું કોરાયે રે. જોયા૦ ૨
શ્રીઘનસ્યામ વદન જોયા વિના, પળ પળ જુગ સમ જાયે રે. જોયા૦ ૩
પ્રેમાનંદ કહે તનડું તપે છે, મળવાને મોહનરાયે રે. જોયા૦ ૪

પદ ૫

રેહતી નથી હૈયે ધીર રે, વાલમ વિના રેહેતી નથી હૈયે ધીર રે; વાલ૦ ટેક.
સુંદર મૂરતિ સંભારૂં હું જ્યારે, નેણુ ભરાઇ આવે નીર રે. વાલ૦ ૧

હસવું ને બોલવું જોવું વહાલાનું, ખટકે છે જાણીયે તીર રે. વાલ૰ ૨
બેસતા હરિ આવી જે ડેલીએ, દેખીને દાઝે શરીર રે. વાલ૰ ૩
પ્રેમાનંદના નાથ વિના મારે, વાધે છે વિરહની પીર રે. વાલ૰ ૪

પદ ૬

ચટક રંગીલી ચાલ રે, જોતી હું તો ચટક રંગીલી ચાલ રે; જોતી૰ ટેક.
ચટક ચટક મારે મંદિર આવતા, નિરખીને થાઉં નિહાલ રે. જોતી૰ ૧
ઉઠી ઉતાવળી હું ડેલીડો ઢાળતી, બેસતા આવીને નંદલાલ રે. જોતી૰ ૨
સામી બેસીને દહાડી દરશન કરતી, જોતી હું રૂપ રસાલ રે. જોતી૰ ૩
પ્રેમાનંદ કહે આ દુઃખ કયાંથી, વિધિયે લખ્યું મારે ભાલ રે. જોતી૰ ૪

પદ ૭

મુખડું જોયાનું હતું નેમ રે, દાડી મારે મુખડું જોયાનું હતું નેમ રે; દાડી૰ ટેક.
મુખડું જોયા વિના પાણીએ ન પીતી, ચંદ્રને ચકોર જોતી જેમ રે. દાડી૰ ૧
વદન જોવાને ઘનસ્યામ વહાલાનું, રહેતી હાજર એમની એમ રે. દાડી૰ ૨
કામ ને કાજ ઘરબાર સંસાર મેં તો મેલ્યો પડતો જેમ તેમ રે. દાડી૰ ૩
પ્રેમાનંદનો નાથ જોયા વિના, હવે કરીશ હું કેમ રે. દાડી૰ ૪

પદ ૮

કોઇ દેખાડો ઘનસ્યામ રે, ગોતિયં વાળો કોઇ દેખાડો ઘનસ્યામ રે; મોતિ૰ ટેક.
શ્રીઘનસ્યામ નારાયણ મારે, સરવે સુખનો ધામ રે. મોતિ૰ ૧
એ સારૂ ઘરબાર જગત સુખ, સરવે કીધું મેં હરામ રે. મોતિ૰ ૨
શત્રુ કંપે છે જેનું નામ સુણીને, માન ક્રોધાદિક કામ રે. મોતિ૰ ૩
પ્રેમાનંદના નાથ વિના સરવે, વ્યાકુળ ગોકુળ ગામ રે. મોતિ૰ ૪

---

## રાગ, પરજ દેશી—પદ ૧

શું જાણું રે કયાં ગયા હરિ, હરે કયાં ગયા હરિ રે કયાં ગયા હરિ; શું૰ ટેક.
શ્રીઘનસ્યામ મનોહર સજની, હારે પ્રાણ મારા રે પરવશ કરી. શું૰ ૧
નાથ નમેરા થઇને નિસરયા, હારે દયા ના આણીરે અલબેલ જરી. શું૰ ૨

વાયદા કરીને ગયા વનમાળી, હારે નવ આવ્યા રે નેહડામાં ફરી. શું૦ ૩
પ્રેમાનંદના નાથ સનેહિ, હારે છેલ ગયા રે મુજને જો છેતરી. શું૦ ૪

પદ ૨

લખું કાગળિયો રે લઇ જાઓ કોઇ, હારે લઇ જાઓ કોઇ રે
લઈ જાઓ કોઈ; લખું૦ ટેક.
ધર્મકુંવર ઘનસ્યામને દેજો, હારે કે'જો વાલપ તમારી અમે
જીવન જોઇ. લખું૦ ૧
કપટ તમારૂં હરિ અમે જો જાણતી, હારે આવતીયું ભોળી
કે રાખતી રે કોઇ. લખું૦ ૨
છેલ છબીલા છેતરીને છેહ દીધો, હારે પ્રાણ લીધા અમારા
પ્રીતડીમાં પ્રોઇ. લખું૦ ૩
પ્રેમાનંદના નાથજી તમ વિના, હારે મરૂંછું રે રાત દિન રોઇ. લખું૦ ૪

પદ ૩

ઘનસ્યામ પિયા પ્રાણ લઇને ગયા, હારે પ્રાણ લઇને ગયા રે
પ્રાણ લઇને ગયા; ઘન૦ ટેક.
ધર્મકુંવર ઘનસ્યામ સનેહી, હારે દીનબંધુ રે કેમ તોડી દયા. ઘન૦ ૧
પ્રાણજીવન મારી પીડ ન જાણી, હારે એમ કહાવે રે
બહુમાણુતનયા. ઘન૦ ૨
વાલમ વહાલ વિસાર્યું ક્ષણમાં, હારે શે વાંકે નાથ નિરદયી થયા. ઘન૦ ૩
પ્રેમાનંદના નાથજી ન ઘટે, હારે નિજ દાસીયો તજીને
અળગા રે રહ્યા. ઘન૦ ૪

પદ ૪

સાંભળજો રે અબળાની અરજી, હારે અબળાની અરજી રે
અબળાની અરજી; સાંભ૦ ટેક.
ઘડી ઘડી પળ પળ જુગ સમ જાયે, હારે તમ વિના સનેહી
સુંદર વરજી. સાંભ૦ ૧
પથ વિક્રમતણી રે વેદના, હારે અમ સારૂં રાખીતી તમે
ક્યાં સરજી. સાંભ૦ ૨

શ્રીઘનસ્યામ દયાના સાગર, હારે દયા આણો દાસીપર ગીરધરજી. સાંભ૦ ૩
પ્રેમાનંદના નાથ હરો દુઃખ, હારે દેખાડો વદન સુખસાગરજી. સાંભ૦ ૪

## રાગ ઠુમરી-પદ ૧

ક્યારે હવે મળશે રે પ્યારા, ઘનસ્યામ સનેહિ મારા; ક્યારે૦ ટેક.
જીવનપ્રાણ સ્યામ ઘન સુંદર, આંખડલીના તારા. ક્યારે૦ ૧
નેણામાં રાખું પ્રાણ વારી નાંખુ, નિમખ ન મેલું ન્યારા. ક્યારે૦ ૨
રાજીવલોચન ભવદુઃખમોચન, જનમ સુધારણહારા. ક્યારે૦ ૩
પ્રેમાનંદનો નાથ નારાયણ, નટવર ધર્મદુલારા. ક્યારે૦ ૪

### પદ ૨

દરસ દાન આવી રે દેજો, અલબેલા અરજ સુણી લેજો; દરસ૦ ટેક.
કૃપા કરીને કેશવ મારા, મંદિરિયામાં રે'જો. દરસ૦ ૧
દીનાનાથ દાસીપો જાણીને, કેવું ઘટે તે કે'જો. દરસ૦ ૨
અવિનાશી અંતરમાં મારે, દરસ તરસ ઘણી છેજો. દરસ૦ ૩
પ્રેમાનંદ કહે વદન દેખાડો તો, નિત્ય નવો નેહ વધેજો. દરસ૦ ૪

### પદ ૩

ક્યારે હરિ દેખું રે હસતા, મારા મંદિરિયામાં વસતા; ક્યારે૦ ટેક.
જરકસીયા જામા પે'રીને, શુરો રેંટો કટિ કસતા. ક્યારે૦ ૧
ફુલડામાં ગરકાવ થઇને, અંતરમાં મસમસતા. ક્યારે૦ ૨
મુનિવર સારૂં રસોઇ કરાવીને, પંગતમાં પિરસતા. ક્યારે૦ ૩
પ્રેમાનંદ આગે ગાયે ત્યારે, આવે ઓરા ઓરા ખસતા. ક્યારે૦ ૪

### પદ ૪

એક વાર વાલમ રે આવો, હસી સુંદર વદન દેખાવો; એક૦ ટેક.
અમે અબળા દાર દાસી તમારી, અમપર આવડો શો દાવો. એક૦ ૧
સ્યામ સનેહિ સુંદર મુખના, વચનામૃત સંભળાવો. એક૦ ૨
પ્રીત કરીને પ્રાણજીવન અમને, અધર સુધારસ પાવો. એક૦ ૩
પ્રેમાનંદ કહે ભુજ ભરી ભેટીને, તનના તાપ સમાવો. એક૦ ૪

## રાગ ગરબી—પદ ૧

ઉદ્ધવજી કહેજો જાઇ હરિને સંદેશો રે;
મારા પ્રાણતણા આધાર કેટલીક રહેશો રે. ઉદ્ધ૦ ટેક.
વાલમજી વીના મજનાર હિયામાં કલપે રે;
વહાલા નીર વિછોયાં મીન એણી પેરે તલપે રે. ઉદ્ધ૦ ૧
વહાલા ચંદ્રવિના જ્યું ચકોર મેઘ વિના મોરાં રે;
જોવાને વ્યાકુળ નેણુ મુખડાં તોરાં રે. ઉદ્ધ૦ ૨
વહાલા સફલ કરો મારાં નેણુ નાગર નંદા રે;
વહાલા દર્શન દેોના નાપ ગોકુળચંદા રે. ઉદ્ધ૦ ૩
વહાલા શરદ પુનમની રાત અતિ રૂપાળી રે:
જીવનજી રમાડોને રાસ આવો વનમાળી રે. ઉદ્ધ૦ ૪
વહાલા જમનાજીને તીર વેણુ વજાડો રે;
વહાલા પ્રેમસખીના શ્યામ સંગે રમાડો રે. ઉદ્ધ૦ ૫

### પદ ૨

લટકાળા મોહનલાલ ગિરિધર ઘેલા રે:
શું જોઇને મેલ્યા શ્યામ સુંદર છેલા રે. લટ૦ ટેક.
વહાલા બાલપણાના મિત્ર કે વાટડી જોવે રે;
સંભારીને નટવરલાલ ઘણું ઘણું રોવે રે. લટ૦ ૧
આવીને સુંદર શ્યામ સુખડાં આપો રે;
આપી ચરણુકમળ મહારાજ પોતાનાં થાપો રે. લટ૦ ૨
ગોવાળને સંગ શ્યામ મોરલી વાઓ રે;
વાંમલડીને નાદે નાથ ધેન બોલાવો રે. લટ૦ ૩
શોભો છો સુંદર શ્યામ જમુનામાં ના'તા રે;
ગોવાળા સંગે લાલ તાળી દે ગાતા રે. લટ૦ ૪
એવા જમતા ને રમતા માવ નેણામાં રેજો રે;
આવી પ્રેમસખીના શ્યામ દરશન દેજો રે. લટ૦ ૫

પદ ૩

મનમાન્યા મોહનલાલ કુંજવિહારી રે; .
વહાલા વ્રજવનિતાના પ્રાણ છો ગિરધારી રે. મન૦ ટેક૦
લટકાળા અમારા પ્રાણ લટકે લીધા રે;
વહાલા ખગ મૃગ વંશીમાંહ્ય મોહન વશ કીધાં રે. મન૦ ૧
વહાલા કોકીલા ઉંચે સ્વર કે મોર બકોરે રે;
રસિયા વિના ભ્રમર કુરંગ અતિ મન ઝુરે રે. મન૦ ૨
વહાલા સરિતા સૂક્યાં નીર વેલીયો કરમાણી રે;
વહાલો હરી ગયા સર્વના પ્રાણ કે મોહનદાણી રે. મન૦ ૩
વહાલા માધવી કેતકી જાય ચંપો વનવેલી રે;
તમે આવો તો સુંદર સ્યામ ફુલે ચમેલી રે. મન૦ ૪
વહાલા પે'રોને ચંપાના હાર ફુલ્યા આવો ડમરા રે;
વહાલા પ્રેમસખીના પ્રાણ કે ભોગી ભ્રમરા રે. મન૦ ૫

પદ ૪

રંગભીના સુંદર છેલ આવોને વહાલા રે;
રસિકના જીવનપ્રાણ છો નંદલાલ રે. રંગ૦ ટેક૦
લટકાળા લટકા માંહ્ય મનડાં લીધાં રે;
મોહનજી મોકલી માંહ્ય કામણ કીધાં રે. રંગ૦ ૧
તમ સાથે સુંદર શ્યામ પ્રીત બંધાણી રે;
તમને જોઇને જાદવરાય હું લોભાણી રે. રંગ૦ ૨
અસમાની રંગે પાઘ કેશરિયા જામા રે;
સુચણુલી જોઉં શ્યામ રો'ને મુંજ સામા રે. રંગ૦ ૩
કાને કુંડળ મોતીના હાર બાજુબંધ ઝળકે રે;
કરપોંચી કંદોરા જોવાને મન મારૂં લળકે રે. રંગ૦ ૪
લટકતા ચાલોને લાલ કે ઘુઘરૂં ઘમકે રે;
જોઇયે પ્રેમસખીના શ્યામ વજાડોને ડમકે રે. રંગ૦ ૫

રાગ ગરબી. રાજીના મહીનાનો ઢાળ છે. પદ ૧

સખી કહ્યું દેવાનો કહાન મેલીને ચાલ્યા રે;
હવે ક્યોરે કરૂં ઉપાય કેમ રહે ઝાલ્યા રે. ૧
સખી રસિયે તોડી પ્રીત ચાલ્યા મારી રે;
હવે કેઇ પેરે પ્રાણજીવન કે રાખું વારી રે. ૨
સખી મેલીને ચાલ્યા નાથ કેમ રે'વાશે રે;
રસિયા વિના દિવસ ને રાત ખાવા ધાશે રે. ૩
સખી વનમાં મોહન મોરલી કોણ વાશે રે;
રસિયા વિના મહીનો દાણી હવે કોણ થાશે રે. ૪
સખી મોરલીમાં મધુરાં ગીત હવે કોણ ગાશે રે;
સખી રસિયા વિના અધર અમૃત કોણ પાશે રે. ૫
સખી ક્યારે મળશે નાથ જમુના તીરે રે;
છમકલડાં કરતાં લાલ વળગશે ચીરે રે. ૬
સખી એવા દુઃખના દિવસ ક્યારે વળશે રે;
સખી પ્રેમસખીનો નાથ આવીને મળશે રે. ૭

પદ ૨

સખી વ્રજવાસીના પ્રાણજીવન કેમ ના'વ્યા રે;
કોઇ મળી ધુતારી નાર તેણે લલચાવ્યા રે. ૧
સખી વળશું વહેલા રામ મયા છે કઇને રે;
સખી હેત કરી દીનાનાથ દીલાસા દઇને રે. ૨
સખી રહેતા આપણુ પાસ હતા બહુ લાગી રે;
સખી મોહનજીને પ્રીત કે સાથે લાગી રે. ૩
એવી કોણ મળી હશે નાર રાખ્યા વાઇ રે;
કોઇ અલબેલીને સંગ રેહ્યા ગુંથાઇ રે. ૪
સખી જોઇ સુંદર છેલ કામણ કીધાં રે;
સખી વ્રજવનિતાના પ્રાણ વશ કરી લીધા રે. ૫
સખી હવે નહિ આવે છેલ મોહન રસિયો રે;

સખી એ ગુણવંતી નારને મન વસિયો રે. ૬
સખી મનડું વ્યાકુળ થાય ધીર કેમ ધારૂં રે;
સખી પ્રેમસખીનો નાથ મળે તો ઘણું સારૂં રે. ૭

પદ ૩

અબળાની અરજી નાથજી સાંભળજો રે;
વિચારીને પ્રાણજીવન કે વહેલા વળજો રે. ૧
મનડામાં મોહનલાલજી વિચારજો રે;
ક્યાંઇ વિલંબ ન કરશો નાથ ગોકુળ પધારજો રે. ૨
દુઃખ મેટણ દીનદયાળ છો ગિરિધારી રે;
અમો ચરણકમળની નાથ દાસી તમારી રે. ૩
અમ કારણ સુંદર શ્યામ ગોવરધન ધાર્યો રે;
સહુ દેખંતા વ્રજરાજ કંસને માર્યો રે. ૪
દાવાનળ પીધો નાથ માસી મારી રે;
અમ કારણ વનમાં માવ આયો ચારી રે. ૫
વહાલા બાળપણાનાં ચરિત્ર કેટલાંક કહિયે રે;
સંભારીને મારા નાથ વ્યાકુળ થઇયે રે. ૬
પ્રીતમજી પ્રાણ આધાર પ્રીતે પળજો રે;
વહાલા પ્રેમસખીના નાથ વહેલા મળજો રે. ૭

પદ ૪

રસિયાજી રસના જાણ આવજો વેહેલા રે;
શું જોઇને મોહ્યા શ્યામ સુંદર છેલા રે. ૧
પરદેશી સાથે પ્રીતડી નવ કરીએ રે;
વિચારીને વ્રજના નાથજી પરહરિએ રે. ૨
વહાલા જે દહાડાથી રાજ ગયા છો મેલી રે;
રસિયા વિના વ્રજની નાર ફરે છે ઘેલી રે. ૩
મધુરે સુર વાઇને વેર ગયા છો મોહી રે;
ચાટડલી ગોપી ઉદાસ રહ્યાં છે જોઇ રે. ૪

ગોકુળમાં તમ વિના નાથ વસીયે વાસે રે;
મોહનજી અમારા પ્રાણ ફરે છે તમ પાસે રે. ૫
ધન્ય ધન્ય તે દિવસ નાથ અમ સંગ ગાશે રે;
ધરી મોરમુકુટ મહારાજ મોરલી વાશે રે. ૬
કૃતારથ કરશો નાથજી રસ રેલે રે;
આવી પ્રેમસખીના નાથ વળગશો બેલે રે. ૭

## રાગ ગરબી. પદ ૧

નવલ સનેહી નાથજી રે, પ્રેમી જનના છો પ્રાણ (૨); નવલ૰ ટેક.
વહાલા સાંભળજો વિનતિ, વહાલા સાંભળજો વિનતિ જીરે
છો જાણ સુજાણ. નવલ૰ ૧
મેલી વનમાં એકલાં જીરે, ગયા ધર્મકુમાર (૨);
ન ઘટે તમને નાથજી, ન ઘટે તમને નાથજી જીરે
અમે અબળા અવતાર. નવલ૰ ૨
આવ્યાં તમારે આસરે જીરે, મેલી કુટુંબ પરિવાર (૨);
જાણ્યું અમને પાળશો, જાણ્યું અમને પાળશો જીરે
હરિવર હૈડાના હાર. નવલ૰ ૩
તમે કરી જે આ સમેજી રે, એવી ન કરે કોઈ નાથ (૨);
પડતાં મેલ્યાં આભથી, પડતાં મેલ્યાં આભથી જીરે
બલવંત ઝાલીને હાથ. નવલ૰ ૪
બહુ દયાળુ જાણતાંજી રે, કઠણ થયા કેમ આજ (૨);
પ્રેમાનંદના નાથજી, પ્રેમાનંદના નાથજી જીરે
દયા આણો મહારાજ. નવલ૰ ૫

### પદ ૨

પ્રાણજીવન ઘનસ્યામજી રે, આવો ભક્તપ્રતિપાલ (૨); પ્રાણ૰ ટેક.
દાસ તમારાં દુઃખિયાં, દાસ તમારાં દુઃખિયાં જીરે
દરશન વિના દયાળ. પ્રાણ૰ ૧

તમ વિના અમે દુખની જી રે, કેને કહીએ હરિ વાત (૨),
મીન વિછોયાં નીરથી, મીન વિછોયાં નીરથી જીરે
એમ જાયે દિવસ ને રાત પ્રાણ૦ ૨
સુંદર મૂરતિ સાંભળો જી રે, સુંદર કરતા વિહાર (૨),
કામ રહે સહુ હાથમાં, કામ રહે સહુ હાથમાં જીરે
નેણે આંસુની ધાર પ્રાણ૦ ૩
ઘેરે સાદે બોલતા જી રે, દેતા સાદ લઇ નામ (૨),
તે જ્યારે અમને સાંભરે, તે જ્યારે અમને સાંભરે જીરે
ખટકે ઉરમા શ્યામ પ્રાણ૦ ૪
ચટ ચટ બાજત ચાખડી જી રે, જાણ્યું આવ્યા અનબેલ (૨),
ઉઠી ઉતાવળી હેરતી, ઉઠી ઉતાવળી હેરતી જીરે
પ્રેમાનદના રંગ છેલ પ્રાણ૦ ૫

## પદ ૩

લોચન વ્યાકુળ કહાનજી જીરે, જોવા ગજગતિ ચાલ (૨), લોચન૦ ટેક
સામા મળતાં સેરીયે, સામા મળતાં સેરીયે જીરે,
હસીને કરતા નિહાલ લોચન૦ ૧
રૂમાલ જમણા હાથમાં જી રે, કટિપર ડાબો કર મેલી (૨)
ખેસ ખભે હરિ ઓઢતા, ખેસ ખભે હરિ ઓઢતા જીરે
માથે પાઘ અનમેલી લોચન૦ ૨
આવી ઓસરીયે બેસતા જી રે, દરશન દેવાને દાન (૨);
તે દી ક્યારે, દેખાડશો, તે દી ક્યારે દેખાડશો જીરે
સહજાનંદજી ભગવાન લોચન૦ ૩
હાર પે'રાવી હેતમા જી રે, જોતી મુખડુ મુનિરાય (૨),
એ સુખ જ્યારે સાંભરે, એ સુખ જ્યારે સાંભરે જીરે
કરવત મેલ્યુ ઉરમાય લોચન૦ ૪
નૌતમ નિત્ય નિત્ય દેખતા જીરે, લટકાં કરતા હું લાલ (૨);

પ્રેમાનંદ કહે વિધિ પાપીએ, પ્રેમાનંદ કહે વિધિ પાપીએ જીરે
એ દુઃખ લખ્યું મારે ભાલ. લોચન૦ ૫

પદ ૪

વહાલા તમારી વાટડી જી રે, જોઉં વારમવાર (૨); વહાલા૦ ટેક.
વેહેલા આવો વરતાલથી, જી રે, વેહેલા આવો વરતાલથી જીરે
રસિયા ધર્મકુમાર. વહાલા૦ ૧
તમ વિના ધનસ્યામજી રે, જીવમાં જંપ નવ થાય (૨);
વિરહતણી બહુ વેદના, વિરહતણી બહુ વેદના જીરે
પાપી પ્રાણ ન જાય. વહાલા૦ ૨
ઓસરીયે ઉભી એકલી જી રે, મુખડું જોવા જીવન (૨);
ફાળ પડે અતિ અંતરે, ફાળ પડે અતિ અંતરે જીરે
રોતાં જાયે રાત દિન. વહાલા૦ ૩
મુનિ સભામાં બેસતી જી રે, આ મારા પિયુનો પરયંક (૨);
સાંભરતાં સુખ વિસરે, સાંભરતાં સુખ વિસરે જીરે
રોઉં થઈને નિશંક. વહાલા૦ ૪
મુજ દુઃખણીના દુઃખનો જી રે, નાવે અંત ધનસ્યામ (૨);
પ્રેમાનંદ કહે નાથજી, પ્રેમાનંદ કહે નાથજી જીરે
લેજો સાર સુખધામ. વહાલા૦ ૫

---

## રાગ ઠુમરી. પદ ૧

બાલાપનમેં બેરાગન કર દીની રે; બાલા૦ ટેક.
કર કર પ્રીત મીત બાલાપનમેં, સુધ બુધ મોરી હર લીની રે. બાલા૦ ૧
શ્રીધનસ્યામ સુંદરકી બતિયાં, છતિયાં છેદી પરબસ કીની રે. બાલા૦ ૨
બાવરી ફીરૂં મોયે કછુ ન સોહાવે, જાત કલપસમ પલ છીની રે. બાલા૦ ૩
પ્રેમાનંદ કે' અટક રહી ઉર બીચ, સ્યામરીસી મૂરત રંગભીની રે. બાલા૦ ૪

પદ ૨

બાલાપનમેં બેરાગની હો સૈયાં રે; બાલા૦ ટેક.
શ્રીધનસ્યામ રસિક રંગ છેલા, લરકૈયા નિકરી ગયો સૈયાં રે. બાલા૦ ૧

જોગન હોય ભભુત લગાઇ, અાંસુનકી માલા રટત રૈયાં રે. બાલા૦ ૨
પરત ન ચેન રેન દિન સજની, બિરહ બીયામે વિકળ સૈયાં રે. બાલા૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ ધરમસુત, કેસી કરૂં મેં મીલત નૈયાં રે. બાલા૦ ૪

પદ ૩

મનમોહન મોહની મોપે ડારી ગયો રે; મન૦ ટેક.
નટવર નાગરે રૂપ ઉજાગર, સુખસાગર નેનાં મારી ગયો રે. મન૦ ૧
હસી મુસકાયકે નેહરો લગાયકે, જદુપતિ જીયરા નીકારી ગયો રે. મન૦ ૨
રસઉમેં રસ બસ કરીકે રસિકવર, બિરહા અનળ તન જારી ગયો રે. મન૦ ૩
પ્રેમાનંદ કહે પ્રીત બાલાપનકી, પરમ ચતુર બીસારી ગયો રે. મન૦ ૪

પદ ૪

ઘનસ્યામ સુંદર મન હર ગયો રે; ઘન૦ ટેક.
ચિતવનીમેં મેરો ચિત્ત હર લીનો, મુસકનીમેં જાદુ કર ગયો રે. ઘન૦ ૧
સેનનમેં સમુજાય સલોનો, બેનમેં બાવરો કર ગયો રે. ઘન૦ ૨
બીનું દેખે મે તો રહી ન શકું અબ, એહી સ્વભાવ મેરો પર ગયો રે. ઘન૦ ૩
પ્રેમાનંદ હરિકૃષ્ણ સુંદર વર, પ્રીત પુરાની બીસર ગયો રે. ઘન૦ ૪

---

રાગ ઠુમરી-પદ ૧

મન લે ગયો રે મન લે ગયો રે, મનમોહન મેરો મન લે ગયો રે. મન૦ ટેક.
કર કર નેહ છેહ દે સટકયો, મધુપુર કીયો જાય નેહ નયો રે. મન૦ ૧
રેન દિના મોયે બિરહ સંતાવે, જાત નહી દુઃખ કાંસું કયો રે. મન૦ ૨
ભોજન ખાન પાન તજ દીનો, મનમથકે મેરે બેર ભયો રે. મન૦ ૩
પ્રેમાનંદ કે નાથ બીના અબ, તપતહે મેરો તન જ્યું તયો રે. મન૦ ૪

પદ ૨

કહી ન બને કછુ કહી ન બને રે, કા' કહીયે કછુ ન બને રે; કહી૦ ટેક.
દુઃખ દાવાનળ આયે ગ્રહી બ્રજ, હરિ સાગર સુખ ભયો સ્વપને રે. કહી૦ ૧
હમસું બેર કીયો પદ્માતમજ, જેમ લીખ્યો તબ કપટ મને રે. કહી૦ ૨

તાપર શોક ભઇ શિર કુબજ્યા, કસર ન રહી કછુ રતિ મરને રે. કહી૦ ૩
પ્રેમાનંદકે નાથસું કહિયો, તુમ બીના મિત્રહિ કોન હને રે. કહી૦ ૪

પદ ૩

બેરન ગોરી બેરન મોરી, કુબરી જનમકી બેરન ગોરી, બેર૦ ટેક.
હમરે પ્રાણજીવન બસ કીને, કછુ એક ટોના કર બરજોરી. બેર૦ ૧
મનમોહનકો મન હર લીનો, કર સુંદર તન ચંદન ખોરી. બેર૦ ૨
કર કર હાવ ભાવ સેનનમેં, નિરખી બદન છબી ચંદ જ્યું ચકોરી. બેર૦ ૩
પ્રેમાનંદ કે' પ્રભુ અબ નહીં આવે, ગોકુળસું ગયે પ્રીતિ તોરી. બેર૦ ૪

પદ ૪

અબ ન જીયુંગી અબ ન જીયુંગી, ન નંદકુંવર બીના અબ ન જીયુંગી; અબ૦ ટેક.
શ્યામ બિયોગ સહ્યો નહીં જાવત, જાયકે કાશી કરવત લીયુંગી. અબ૦ ૧
યા જીવનતેં મરન ભલોહે, વિખકો પ્યાલા મેં ઘોરી પીયુંગી. અબ૦ ૨
રચીકે ચિતા કાષ્ટકી સજની, તામેં બેઠ હુતાશ છીયુંગી. અબ૦ ૩
પ્રેમાનંદકો નાથ મીલાવે તો, જો સુખ માગે સોઇ દીયુંગી. અબ૦ ૪

---

રાગ ગરબી. પદ ૧

ગોકુળ આવો શ્રીનાથજી રે,
હો જી રે વ્રજવનિતાના પ્રાણઆધાર રે લાલ; ગોકુળ૦ ટેક.
કહાવે સંદેશો વ્રજવનિતા રે,
હો જી રે જીવન કરશો માં ઘણી વાર રે લાલ. ગોકુળ૦ ૧
તમ વિના ગોકુળમાં ગમતું નથી રે,
હો જી રે વિરહે વ્યાકુળ વ્રજની નાર રે લાલ. ગોકુળ૦ ૨
તમ વિના ગોકુળવાસી ઘેલડાં રે,
હો જી રે મીન ના જીવે નીરથી બહાર રે લાલ. ગોકુળ૦ ૩
તમ વિના ધેનું ઝુરે વન વિષે રે,
હો જી રે વછરૂં ઝુરે ઘર મોઝાર રે લાલ. ગોકુળ૦ ૪

તમ વિના પંખી વ્યાકુળ વન વિષે રે;
હો જી રે પ્રેમાનંદના નેણ સણગારે રે લાલ. ગોકુળ૦ ૫

પદ ૨

લોચન વ્યાકુળ શ્રીનાથજી રે,
હો જી રે જોવા સુંદર શશિમુખ હાસ્ય રે સ્યામ; લોચન૦ ટેક.
શ્રવણ તલપે છે રે સુણવા મોરલી રે
હો જી રે વચન સાંભળવા મન ઘણી પ્યાસ રે સ્યામ. લોચન૦ ૧
મોહન મળવાને હૈડું તપે રે,
હો જી રે પ્રિતમ પુરો અમારી આશ રે સ્યામ. લોચન૦ ૨
રસિયા રસ પાઈને અળગા થયા રે,
હો જી રે રંગભર રમાડીને રાસ રે સ્યામ. લોચન૦ ૩
પ્રથમની હાંસી હવે સાચી હરી રે,
હો જી રે રાસમાં રોવરાવ્યાં દાસ રે સ્યામ. લોચન૦ ૪
પ્રેમાનંદના નાથ દયા કરો રે,
હો જી રે આપો ચરણકમળ નિવાસ રે સ્યામ. લોચન૦ ૫

પદ ૩

મથુરા રહેશો માં તમે માવજી રે
હો જી રે ગોકુળ પધારો કરી પ્રીત રે કહાન મથુરા૦ ટેક.
મથુરા મધ્ય રાતે મેલવી પડી રે,
હો જી રે તેથી અધિક હવે વિપરીત રે કહાન. મથુરા૦ ૧
મથુરામા મામા ને માસી મળી રે,
હો જી રે ભાવ ભરેલાં છે પરમ પુનિત રે કહાન. મથુરા૦ ૨
ભોળા ભરવાડોની પ્રીતડી રે,
હો જી રે જરીયે જુવો આવીને મીત રે કહાન. મથુરા૦ ૩
વૃન્દાવનમાં રમતા રસ ભરયા રે,
હો જી રે કરતા ક્રીડા કુંજ લલિત રે કહાન. મથુરા૦ ૪
એ રસ મેલી મથુરા શું રહ્યા રે,
હો જી રે ચોરી પ્રેમાનંદનાં ચિત્ત રે કહાન. મથુરા૦ ૫

પદ ૪

ગોકુળ ક્યારે પધારશો રે,
હો જી રે જીવન રહી છું વાટડી જોઇ રે છેલ; ગોકુળ૦ ટેક
આંખડીયો સોતાં ચરણકમળમાં રે,
હો જી રે મોહન રહી છું મનડું પ્રોઇ રે છેલ. ગોકુળ૦ ૧
ક્યારે ચરણ ધોઇને આંખડી રે,
હો જી રે પેંસઠીશ પાંપણીને લોઇ રે છેલ. ગોકુળ૦ ૨
ઉભી અટારિયે જોવું વાટડી રે,
હો જી રે ઉઠી આંખડીયો રોઇ રે છેલ. ગોકુળ૦ ૩
મથુરા લખ આવે ને લખ જાય છે રે.
હો જી રે સંદેશો ન લાવે કોઇ રે છેલ. ગોકુળ૦ ૪
પ્રેમાનંદના પ્યારા તમ વિના રે,
હો જી રે પલક એક કલપ સરીખી હોય રે છેલ. ગોકુળ૦ ૫

રાગ જંગલાની ગરબી–પદ ૧

વિનતડી રે મજનારની રે, કહેજો વહાલાજીને જાઇજી;
ભલી તમે પાર ઉતારી પ્રિતમ, બાલપણાંની સગાઇ. ઉદ્ધવ કહેજોજી૦ ૧
ત્રિકમ તમારી ઘાતડી રે, અમે આવડલી નવ જાણીજી;
અમને જોગ લખી મોકલ્યો, તમે કીધી કુબજા રાણી. ઉદ્ધવ૦ ૨
પેહલાં અમે નવ જાણતાં રે, તમે જોડી પ્રીત પરાણેજી;
વિસવાસીને વ્યાધ વધે મૃગ, તેમ મારયાં દગ બાણે. ઉદ્ધવ૦ ૩
પ્રીત કરીને તમે પરહરયાં રે, હવે શી પેર થાશે અમારીજી;
અધવચથી જેમ વરત વાઢે, કોઇ કુવામાં ઉતારી. ઉદ્ધવ૦ ૪
અમૃત પાઇને ઉછેરિયાં રે, સરવે કષ્ટથકી ઉગાર્યાંજી;
પ્રેમાનંદના નાથજી હવે, મોત વિના તમે મારયાં. ઉદ્ધવ૦ ૫

પદ ૨

ગિરિધર ગોકુળથી ગયા રે, તે દહાડાથી. વ્રજનારીજી;
આઠે પહોર અતિ દુઃખમાં ફરે, વ્યાકુળ વહની મારી. ઉદ્ધવ કહેજેજી૦ ૧
વિરહ અગ્નિમાં તન બળે રે, મારું મન મળવા અકળાયેજી;
જંપ ન થાયે મારા જીવમાં, મને મંદિર ખાવા ધાયે. ઉદ્ધવ૦ ૨
પીયુ પ્રિતમ વિયોગની રે, મને ક્ષણું એક નથી રહેવાતીજી;
રોતાં જાયે દિન રાતડી રે, મારી આવે ભરાઇ છાતી. ઉદ્ધવ૦ ૩
ચિતડામાં ચિંતા ઘણી રે, મને અન્ન નવ ભાવે ઉચાટેજી;
હૈડામાં હોળી બળે, મને વિસારી શા માટે. ઉદ્ધવ૦ ૪
વાલમ ક્ષણુયે ન વિસરે રે, મારા ઉરમાં ખટકે આવીજી;
પ્રેમાનંદનો નાથજી, કયારે મળશે હેતે બોલાવી. ઉદ્ધવ૦ ૫

પદ ૩

ઉદ્ધવ અમને કૃષ્ણ ધુતારે, છળ કરીને છેતરિયાંજી,
મીઠું બોલીને મોહ પમાડયાં, પ્રાણ્યું અમારા હરિયા. કેને કહિયેજી૦ ૧
વેણુ વાઇને વશ કરી લીધી, મોહનવરે મરમાળેજી;
રસ પાઇને મેલી રઝળતી, કપટી અંતર કાળે. કેને૦ ૨
નેહ લગાડીને છેહ દઇને, મોહનવરે ગયા મેલીજી;
પ્રીત કરી પાતળિયે નાંખ્યાં, દુઃખદરિયામાં ઠેલી. કેને૦ ૩
સંસારમાં હવે સુખ નવ આવે, નાથ વિના ન રહેવાયેજી;
વિરહતણી થાયે વેદના ઉરે, રોતાં રાત દિન જાયે. કેને૦ ૪
ભોજન પાન વસન વિસરિયાં, શું જાણું શું થાશેજી;
પ્રેમાનંદના નાથ વિના હવે, જીવડો નિશ્ચે જાશે. કેને૦ ૫

પદ ૪

...ણુ હરિને પરદેશ વિલમા રહ્યા, વિઠ્ઠલવર વનમાળીજી;
વિરહાનળ લાગો દુઃખ દેવા, કાળજ નાખ્યાં બાળી. નાથ વિયોગેજી૦ ૧
...કના ભોગ વિષ જેવા લાગે. કહો ઘરમાં કેમ રહિયેજી;
...દ્ધવજી અંતરનું દુઃખડું, કેને આગળ કહીયે. નાથ૦ ૨

પદ

કોઇ આણી મેળાવે અવિનાશી રે, સુખકંદનો રાશી; કોઇ૦ ટેક.
ધર્મકુંવર ઘનસ્યામ છબીલો, અખિલભુવનનો નિવાસી રે. સુખ૦ ૧
પાતળિયો રે મારા પ્રાણનો જીવન, હું તો એના ચરણની દાસી રે. સુખ૦ ૨
રાત દિવસ સ્યામળિયા રે સારૂં, રે'છે મારો જીવડલો ઉદાસી રે. સુખ૦ ૩
પ્રેમાનંદનો નાથ ગયો મને, નાખી પ્રેમ ગળે ફાંસી રે. સુખ૦ ૪

પદ ૩

મને વહાલા વિના વિરહ સતાવે રે, નથી રે'વાતું; મને૦ ટેક.
સેજલડી રે શુળી સમ ભાસે, અન્નકું ઉચારે ન ભાવે રે. નથી૦ ૧
રોતાં રજની જાયે સજની, નયણે નિંદ ન આવે રે. નથી૦ ૨
બહુ દુઃખ થાયે પાપી જીવ ન જાયે, પળ એક કયાંઇ સુખ ના'વે રે. નથી૦ ૩
પ્રેમાનંદના નાથને કોઇ મારી, વિનતિ જાઇ સંભળાવે રે. નથી૦ ૪

પદ ૪

કયારે દેખું આંખડલીને આગે રે, જીવન મારાને; કયારે૦ ટેક.
શોભારે ધામ કામમદ ગંજન, મનરંજન વહાલો લાગે રે. જીવ૦ ૧
સુંદર વદન સદન સવે સુખનું, હસીને બોલાવે અનુરાગે રે. જીવ૦ ૨
ચંચળ લોચન ભવદુઃખ મોચન, જોઇ જોઇ દુઃખ મારાં ભાગે રે. જીવ૦ ૩
સુંદર કર કયારે ધરશે શિરપર, પ્રેમાનંદ એ માગે રે. જીવ૦ ૪

---

## રાગ કાફીની ગરબી—પદ ૧

નવલ સનેહી નાથજી રે, આવડો શો અમારો વાંક; નવલ૦ ટેક.
મેલીને ચાલી નિસરયા, વહાલા શીદ રોવરાવ્યાં રાંક. નવલ૦ ૧
બાંહ ગ્રહીને બળવંતજી રે, છેક દીધો કેમ છેહ;
પ્રીત કરીને હરિ પરહરયાં, વહાલા તોડી બાળ સનેહ. નવલ૦ ૨
સમરથ થઇને શ્રીહરિ રે, નિજ આશ્રિત ને દીન;
નિકમ કેમ તરછોડિયાં, જેમ કાઢે સાગરથી મીન. નવલ૦ ૩

અમે આવડું નવ જાણ્યું રે, રહ્યાં વિશ્વાસે નાથ;
મધ્ય પૂરમાં ઠેલી મેલિયાં, વહાલા પ્રથમ ગ્રહીને હાથ. નવલ૦ ૪
તમે જેવા છો તેવું કરજો રે, અવગુણ જોશો માં માવ;
પ્રેમાનંદના હો નાથજી, નેહ નિભાવણ નાવ. નવલ૦ ૫

પદ ૨

અક્ષરપતિ અલબેલડા રે, આવ્યા અમારે કાજ; અક્ષર૦ ટેક.
અનેક પતિત ઓધારિયા, વહાલા અઢળ ઢળ્યા છો આજ. અક્ષર૦ ૧
કરુણા તે રસમય મૂરતિ રે, દયા વરસે છે નેણ;
કરુણા સાગર કુંવર ધર્મના, કરુણા ભરયાં છે વેણ. અક્ષર૦ ૨
કરુણામય જોવું હસવું રે, કરુણામય છે ચાલ;
કરુણા ભરયાં કર લટકાં, વહાલા જોઇ થયાં નિહાલ. અક્ષર૦ ૩
કરુણાસિંધુ સદા જાણતા રે, ક્રૂર નો'તા લગાર;
ક્રૂરપણું ક્યાંથી આવિયું, મળી કોઇ ધુતારી નાર. અક્ષર૦ ૪
કામણ કીધાં તમને કારમાં રે, થયા અમથી ઉદાસ;
પ્રેમાનંદકે અમને તજી, ગયા કોઈ પ્યારીને પાસ. અક્ષર૦ ૫

પદ ૩

ધર્મકુંવર હરિકૃષ્ણજી રે, મારા પ્રાણઆધાર;
જીવન જાશો માં વિસરી, હરિવર હૈડાના હાર. ધર્મ૦ ૧
દયાળુ દયા મન આણજો રે, જાણી પોતાનાં દાસ;
બિરુદ પોતાનું પાળજો, વહાલા અમને તમારી આસ. ધર્મ૦ ૨
અમૃત પાઇને ઉછેરિયાં રે, આપ્યાં સુખડાં અપાર;
સર્વે તે કષ્ટથી ઉગારિયાં, પ્રાણ પ્યારા શિરદાર. ધર્મ૦ ૩
એવા દયાળુ થઈ શ્રીહરિ રે, થયા નિર્દયી બહુ નાથ;
ઘણા રે દિવસની પ્રીતડી, વહાલા કેમ તોડી એક સાથ. ધર્મ૦ ૪
દગો રાખી હરિ દીલમાં રે, કીધો વિશ્વાસઘાત;
પ્રેમાનંદના નાથ છેતર્યાં, કહિયે કેને દલડાની વાત. ધર્મ૦ ૫

પદ ૪

ઘણું જીવો ઘનસ્યામજી રે, દીનબંધુ દયાળ; ઘણું૦ ટેક.
દરશન દઈને કાપો દુઃખડાં, વહાલા ઘણું વધારો વહાલ. ઘણું૦ ૧
દરશન વિના દુઃખિયાં ઘણા રે, સર્વે તમારા જન;
ગોવિંદ કયિયે નથી ગોઠતું, વહાલા કામ કાજ ઘર વન. ઘણું૦ ૨
પંચ પ્રકાર સુખ જગતના રે, અમે કીધાં હરામ;
તમ સંગ બાંધી છે પ્રિતડી, જીવન મારા તમે સ્યામ. ઘણું૦ ૩
તાપ સમાવો મળી તનના રે, દારો દરશન દઈને નેણ;
ઘ્રાણને સુંઘાડો હાર ફુલના, કરણે મધુરાં તે વેણ. ઘણું૦ ૪
રસના તલખે મહાપ્રસાદને રે, દેશો બોલાવી થાળ;
જીવત સુફળ સારે જાણશું, પ્રેમાનંદના પ્રતિપાળ. ઘણું૦ ૫

રાગ કાફી રેખતા–પદ ૧

આવતા કયોં નહવે, સ્યામલડા આવતા કયોં નહવે યાર; આવ૦ ટેક.
જામે પેરી જરીદા બાંધી પગીયાં પેચોદારવે;
હસતા હસતા સુંદર બદન, દેખાવતા કયોં નહવે યાર. આવ૦ ૧
હમારી અલિયાં ગલિયાં મૈયા સાંઝ સવાર કનૈયાવે;
મધુરે મધુરે સ્વર મોહન બંસુરી બજાવતા કયોં નહવે યાર. આવ૦ ૨
એક આછી તાન ગાવો પ્યારે દીલ સુખ હોય હમારાવે;
પ્રેમાનંદ કહે બંસી નેક સુનાવતા કયોં નહવે યાર. આવ૦ ૩

પદ ૨

જાનતા કયોં નહવે, હમારી પીર જાનતા કયોં નહવે લાલ; જાન૦ ટેક.
નંદદે સલોને ગગર હમકું, સજુરીમે સમુઝાવતાવે;
બહુ દિનાકી અરજી હમારી, માનતા કયોં નહવે લાલ. જાન૦ ૧
દે દિદાર દયાવંત ખાવંદ તું માલિક મુલકુંદાવે;
હમ બંદુવા તેરી બંદગી કરત, પીછાન્તા કયોં નહવે લાલ. જાન૦ ૨

તું સુરપદકે કોમળ કાબિલ સબહુ નર નારે તેરે હાથવે;
પ્રેમાનંદકે પ્યારે હમપર મેહેર, આન્તા કયો નયવે લાલ. જાન૦ ૨

રાગ ગરબી—પદ ૧

અરજી એક અબળાતણી, તમે સાંભળજો ઘનસ્યામ રે, મારા વહાલાજી રે;
પ્રીતમ પુરણકામ વાલીડા, નંદલાલાજી રે. નંદ૦ ટેક.
મેલીને મથુરાં ગયા, તે દહાડાથી વ્રજનાર રે; મારા૦
અખંડ આંસુ ધાર નેણે. નંદ૦ ૧
આંખડીયો ઉંહી રોઇને, કીધી નેણે નિદ્રા હરામ રે; મારા૦
રટણ આઠોજામ લાગી. નંદ૦ ૨
વિરહતણી વ્યાધી ઘણી વિસાર્યાં ભોજન પાન રે; મારા૦
ભુલી દેહના ભાન સરવે. નંદ૦ ૩
લડથડતા ડગલા ભરે, વહે ઘટ માંહી ક્ષીણ શ્વાસ રે; મારા૦
પ્રેમાનંદ એક આસ તમથી. નંદ૦ ૪

પદ ૨

તમ વિના અમે એકલાં, હવે કેમ કરી રહીએ નાથ રે, અલબેલાજી રે;
કેને કહીએ વાત દુઃખની, વ્રજ છેલાજી રે. વ્રજ૦ ટેક.
ગોવિંદજી ગમતું નથી, ક્યારે નથી થાતી સુવાણુ રે; અલ૦
મંદિરીયાં રે મસાણ જાણીયે. વ્રજ૦ ૧
ગેન્ડલી રે થણી થઇ, સર્વે ભોગ થયા છે રોગ રે; અલ૦
કીધા તમે વિયોગ વાલીડા. વ્રજ૦ ૨
બિસરતા નથી વાલમા રે, અમને ક્ષણું એક ઘનસ્યામ રે; અલ૦
સર્વે સુખના ધામ છોજી. વ્રજ૦ ૩
સુંદર મુખ શોભાનિધિ, દેખાડો આનંદકંદ રે; અલ૦
બલિહારી પ્રેમાનંદ તમપર. વ્રજ૦ ૪

પદ ૩

દરસન વિના અતિ અંતર રે, વહાલા થાયે છે ઘણી દાઝ રે, નથી રેવાતું રે;
વિરહતણું રે મહારાજ દુઃખડુ, નથી સેવાતુ રે. નથી૦ ટેક.

ખટકે છે અતિ નાથજી રે, મારા ઉરમાંકી એંધાણુ રે; નથી૦
વેધ્યાં નેહને બાણુ સાલે છે. નથી૦ ૧
બહુ હેતે બોલાવતા રે, વહાલા મોહન દઈને માન રે: નથી૦
દેતા દરશન દાન આવીને. નથી૦ ૨
રમતાં જમતાં એકઠાં રે વહાલા, મળતાં કરી અતિ હેતરે; નથી૦
મરમતણા રે સ કેત સાંભરે. નથી૦ ૩
કુટુંબ તે અમને માનતાં, તમે દીનાનાથ દયાળ રે; નથી૦
પ્રેમાનંદ પ્રતિપાળ આવીને. નથી૦ ૪

પદ ૪

દુર્લભ દરશન થઇ ગયા, હવે ક્યારે મળશો નાથ રે, સુખના સાગરજી રે;
ભેટો ભુજ ભરી બાથ, રસિયા રૂપ ઉજાગરજીરે; સુખ૦ ટેક.
દુર્લભ વાતો મુખતણી વહાલા, સાંભળતાં સુખ થાયરે; સુખ૦
પરસે પાતક જાયે તમને. રૂપ૦ ૧
જેજે ઠેકાણે બેસતા વહાલા, કરતાં લટકાં લાલ રે; સુખ૦
તે જેમ ખટકે ભાલ ઉરમાં. રૂપ૦ ૨
જ્યારે જીવન સાંભરો, ત્યારે દુઃખતણો નહિ પાર રે; સુખ૦
છાતી વજ્રસાર ફાટે નહિ. રૂપ૦ ૩
મહેર કરીને હવે માવજીરે, વહેલી લેજો શ્યામ સંભાળ રે. સુખ૦
પ્રેમાનંદ પ્રતિપાળ વાલીડા. રૂપ૦ ૪

---

પદ રાગ ધોળ.

"પધાર્યા પ્રભુ નાગર નંદજીનો લાલ રે" એ ઢાળ છે.

પધાર્યા વા'લો શ્યામળિયો સુખકંદ રે, પધા૦ જગપતિ જગવંદ રે; પધા૦ ૧
અખિલ ભુવનનો આધાર રે, પધા૦ વરત્યો તે જયજયકાર રે; પધા૦ ૨
સામૈયું લઇ થાઓ ત્યાર રે, પધા૦ માનિની સજો શણગાર રે; પધા૦ ૩
માનિની મંગળ ગાઇએ, પધા૦ વા'લો વધાવાને જાઇએ; પધા૦ ૪
થાળ ભરો ગજમોતીએ, પધા૦ ચાલો વે'લા જઇ જોતીએ; પધા ૫

શ્રીફળ સોપારી અક્ષત લીજીએ, પધા૦ કેશર કંકુનાં તિલક કીજીએ; પધા૦ ૬
લોને સુગંધી ફુલ હાર રે, પધા૦ ગજરા બાજુ ને તોરા સાર રે; પધા૦ ૭
સામૈયું લઇને સામા નિસર્યા, પધા૦ મુખ જોઇને દુઃખ વિસર્યા; પધા૦ ૮
અગણિત વાજાં વાજીયાં; પધા૦ દુર્જન દેખી બહુ દાઝીયાં; પધા૦ ૯
પ્રીતે પ્રભુને પધરાવિયા, પધા૦ પ્રેમાનંદે ગુણ ગાવીયા; પધા૦૧૦

---

રાગ હોરી. પદ ૧

મોહન આવોને રમિએ રંગ હોરી, રંગ હોરી રે રંગ હોરી,
નંદજીના હો લાલ;
જીવન લટવો લીજીએ કેણે દીઠી, કેણે દીઠી રે કેણે દીઠી,
અલબેલા કાલ. મોહન૦ ૧
વાલા ઝોળી ભરીને ગુલાલની ગિરિધારી, ગિરિધારી હો ગિરિધારી,
વાલો રંગની રેલ;
પ્રીતે પધારો ને શ્યામળા સહુ જાણે, સહુ જાણે હો સહુ જાણે,
જગમાં અલબેલ. મોહન૦ ૨
વા'લા રંગે ભરો પિચકારીયો લેઇ છાંટો, લેઇ છાંટો હો લેઇ છાંટો,
અમ ઉપર શ્યામ,
તાપ શમાવોને તનના રંગભીના, રંગભીના હો રંગભીના,
રસિયા સુખ ધામ. મોહન૦ ૩
વા'લા ઉત્તમ અવસર આવિયો રમવાને, રમવાને હો રમવાને,
રસિયા તમ સાથ;
જન્મ સફળ થયો અમ તણો તમને નિરખી, તમને નિરખી હો
તમને નિરખી, પ્રેમાનંદના હો નાથ. મોહન૦ ૪

પદ ૨

પ્રીતમ જુવોને પ્રીતડી રસરંગે, રસરંગે હો રસરંગે,
ફુલ્યો ફાગણ માસ;
ફૂલી ફરે વ્રજવાનતા રમવાને, રમવાને હો રમવાને;

આવ્યાં તમ પાસ. પ્રીતમ૦ ૧
આંબા મોર્યા કેસું ફુલીયા કરે ભમરા, કરે ભમરા હો કરે ભમરા,
વનમાં ગુંજાર;
ફુલી ચમેલી ચંપે ચડી પેરાવા, પેરાવા હો પેરાવા,
અલબેલાને દ્વાર. પ્રીતમ૦ ૨
વા'લા વસંત ઋતુ રળિયામણી રમવાને, રમવાને હો રમવાને,
નરનારીને મન;
તનમાં આભુષણ પે'રી સહુ આવ્યાં, સહુ આવ્યાં હો સહુ આવ્યાં,
રમવાને જન. પ્રીતમ૦ ૩
કનક કળશ રંગે ભર્યા સરવે આવી, સરવે આવી હો સરવે આવી,
અબળા વ્રજનારી;
પ્રેમાનંદ જાયે વારણે તમને કે'છે, તમને કે'છે હો તમને કે'છે,
વાલા થાઓ તયાર. પ્રીતમ૦ ૪

પદ ૩

વા'લો હરખિ ઉઠ્યા હરિ ચિતમાં હસી હેર્યાં, હસી હેર્યાં
હો હસી હેર્યાં, વ્રજનારીનાં મુખ;
ત્રિવિધ તાપ સમી ગયા અંગે ઉપજ્યું, અંગે ઉપજ્યું હો
અંગે ઉપજ્યું, અલૌકિક સુખ. હરિ૦ ૧
વા'લો કમર કસી સામા આવીયા ભરી ઝોળી, ભરી ઝોળી
હો ભરી ઝોળી ગુલાલની હાથ;
સરખા સખા લીધા સાથમાં માંડ્યા રમવા, માંડ્યા રમવા
હો માંડ્યા રમવા, બ્રહ્માદિકનો નાથ. હરિ૦ ૨
વા'લે અબીર ગુલાલે ઘેલા કર્યાં બોળ્યા રંગમાં, બોળ્યા રંગમાં
હો બોળ્યા રંગમાં, ચોળીને ચીર;
મનના મનોરથ પુરીયા લટકાળે, લટકાળે હો લટકાળે,
હળધરના વીર. હરિ૦ ૩
આવ્યા સુર નર મુનિ સર્વે દેવતા જોવાને, જોવાને હો

જોવાને, હરિ જાદવરાય;
પુષ્પ વૃષ્ટિએ વધાવિયા શોભા નિરખી, શોભા નિરખી હો
શોભા નિરખિ, પ્રેમાનંદ ગાય. હરિ૦ ૪

પદ ૪

ગિરિધર ઘેર્યો ગોપીએ ભેળી થઈને, ભેળી થઈને હો ભેળી થઈને,
ઉભા રો'ને મહારાજ;
ઘણું રે રોળ્યાં અમને રંગમાં ક્યાં જાશો, ક્યાં જાશો હો
ક્યાં જાશો, અલબેલા આજ. ગિરિધર. ૧
ના'લો નાનાં કરતાં નારીએ લેઈ છાંટયો, લેઈ છાંટયો હો
લેઈ છાંટયો, કેશરનો રંગ;
મારી તે મુઠી ગુલાલની આવી લાગી, આવી લાગી હો
આવી લાગી, છબિલાને અંગ. ગિરિધર. ૨
એક શીશી ભરીને ગુલાલની આવી રંગી, આવી રગી હો
આવી રંગી, રસિયાજીની પાઘ;
આંખ્યોમાં આંજણ આંજ્યાં મુખ મિડયો, મુખમિડયો હો
મુખ મિડયો, જાવક રંગ રાગ. ગિરિધર. ૩
એક મૃગમદ ચંદન ચરચિયા પે'રાવ્યા, પે'રાવ્યા હો પે'રાવ્યા,
ચંપાના હાર;
પ્રેમાનંદ છબી જોઈને કીધો લેખે, કીધો લેખે હો કીધો લેખે,
ધન્ય ધન્ય અવતાર. ગિરિધર. ૪

---

## ફુલડોળનાં પદ-૧

ફુલડોળે ફુલડોળે બેઠા છે નાથ ફુલડોળે, ઉરે રંગની છોળે; બેઠા૦
ગોપીનાથ ગોકુળનો ઠાકોર, જોવા મળ્યું છે સહુ ટોળે. બેઠા૦ ૧
અબીલ ગુલાલ ઉડાવે ગોપી, મદ કેસર ઘોળે. બેઠા૦ ૨
રંગની ધૂમ મચી અતિભારી, રોડી પરસ્પર ટોળે. બેઠા૦ ૩
પ્રેમાનંદના નાથને ગોપી, અત્તર ગુલાબી ચોળે. બેઠા૦ ૪

પદ ૨

વનમાળી વનમાળી બેઠા છે ડોળે વનમાળી રે.
ગાયે ગોપીયો દઇ તાળી; બેઠા૦
વનમાળી વ્રજજીવન વા'લો, સંગે રાધા રૂપાળી. બેઠા૦ ૧
પહેર્યા છે વાઘા કેસરિયા કાજુ, પાઘ બાંધી છે પેચાળી. બેઠા૦ ૨
ગોપીનાથ ઝુલાવે ગોપી, ગાવે મીઠી મીઠી ગાળી. બેઠા૦ ૩
પ્રેમાનંદના નાથનું મુખડું, મગન થાય છે ભાળી ભાળી. બેઠા૦ ૪

પદ ૩

ડોળ જોવા ડોળ જોવા આવ્યા છે સહુ ડોળ જોવા રે,
સુંદર મૂરતિમાં મન ડોવા. આવ્યા૦
ફુલડોળમાં બહુ ફુલડાંની શોભા, દેખી દેખી દુઃખ ખોવા. આવ્યા૦ ૧
વિશ્વકર્માએ ડેળ રચ્યો રે વિચિત્ર, સુરનર મુનિ મન મોવા. આવ્યા૦ ૨
ઉડે રે અબીર ગુલાલ અરગજા, કેસર ચંદન ચોવા. આવ્યા૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામની રે શોભા, અંતરમાંહી પરોવા. આવ્યા૦ ૪

પદ ૪

ગિરિધારી ગિરિધારી બેઠા છે ડોળ ગિરિધારી રે,
જાઉં વદન પર વારી; બેઠા૦
ઉડે અબીર ગુલાલ અરગજા, રંગભરી પીચકારી. બેઠા૦ ૧
વાજે તાલ મૃદંગ ઝાંઝ ડફ, ગાયે ફાગ વ્રજનારી. બેઠા૦ ૨
છાંટે રંગ ગુલાલ શ્યામપર, રંગભીની રાધા પ્યારી. બેઠા૦ ૩
શ્રીઘનસ્યામ છબી પર તનમન, પ્રેમાનંદ બલેહારી. બેઠા૦ ૪

પદ ૫

નંદલાલો નંદલાલો બેઠા છે ડોળ નંદલાલો રે,
ગોપીજનનો વા'લો; બેઠા૦
શોભે ડોલ છબી અતિનૌતમ, સૈંયર જોવા ચાલો. બેઠા૦ ૧
હોળી ગાવે ને રંગ ઉડાવે, મોહન છેલ છોગાળો. બેઠા૦ ૨
બાંધી પાઘ વસંતી સુંદર, ઓઢયો છે પીત દુશાલો. બેઠા૦ ૩
પ્રેમાનંદ કે' ફગુવા લઇએ, મોહનજીને ઝાલો. બેઠા૦ ૪

## રાગ ગરબી. પદ ૧

નખરાં ન કરો કા'ન કેશરિયા, તમે સુંદર વર ગિરિધરિયા, નખરા૦
મારી મોતીમાળા તોડી, નખ૦ મારી ઝાની બાંહ્ય મરોડી, નખરાં૦ ૧
મારી આગ્ય ન કરશો આવી, નખ૦ નહિ ફાવે મુજને બોનાવી; નખરા૦ ૨
તમે આવી અચાનક મારી, નખ૦ મારી આંખ્યોમાં પીચકારી, નખરાં૦ ૩
તમે મારી ગુલાલની મુઠી, નખ૦ મારા ઉરમાં આવી ઉઠી, નખરાં૦ ૪
હું જાતી તી લાજ કાઢી, નખ૦ મારો ઘુંઘટડો ઉઘાડી, નખરાં૦ ૫
લઇ કંકુ મુખડું માંજી, નખ૦ આંખ્યોમાં આંજણ આંજી, નખરાં૦ ૬
મારી લોકોમાં લાજ લેવાણી, નખ૦ હું તો રહીછું મનમાં આણી, નખરાં૦ ૭
ઘણું સાખી રહી છું તમારૂં, નખ૦ પ્રેમાનંદના વા'લા માનો મારૂં, નખરાં૦ ૮

## પદ ૨

ઉભલા રો'ને લાલ લટકાળા, કયા જાશો છેલ છોગાળા, ઉભના
તમે દહાડી મારગ માંઇ, ઉભ૦ બોલીને કાંઇતુ કાંઈ ઉભના ૧
આજ આવો રમવા હોળી, ઉભ૦ નાખીશ હું રંગમાં બોળી ઉભના ૨
આજ જોઉં જોર તમારૂં, ઉભ૦ શરવીરપણું સઘળાૈં. ઉભના, ૩
જો નંદ જસોદાના જાયા, ઉભ૦ કા'ન કરૂં આજ છતરાયા ઉભલા. ૪
શરાતન આજ લે'વાશે, ઉભ૦ જેમ હશે તેમ કેવાશે, ઉભના ૫
એમ કહીને રાધા પ્યારી, ઉભ૦ મારી મુખ ઉપર પીચકારી ઉભના ૬
ભરી મુઠી ગુલાલની મારી, ઉભ૦ મુખ જેમ તેમ બોની ભારી ઉભલા ૭
પ્રેમાનંદને નાથે વિચાર્યું, ઉભ૦ આજ ન થાયે આપણું ધાર્યું. ઉભના. ૮

## પદ ૩

પાતળિયે પળવટ વાળી, રમવા સારૂ સુણ સાહેલી,
મંડાણી રંગની એલી, રમવા સારૂ સુણ સાહેલી રમવા ૧
વા'ને સાનમાંઇ સમઝાવી, રમવા૦ લીધા ગોપ સખાઓ બોલાવી રમવા ૨
સહુ રંગ ભરી ભરી આવ્યા, રમવા૦ મનમોહનને મન ભાવ્યા રમવા ૩
ભરી અબીર ગુલાલે ઝોળી, રમવા૦ વળી મૃગમદ કેશર ઘોળી રમવા ૪
સામસામી રમત મંડાણી, રમવા૦ શોભા નવ જાયે વખાણી રમવા ૫

પડે અબીર ગુલાલની મુંઠી, રમવા૦ મારે મુખ ઉર આંખમાં છુટી. રમવા. ૬
વરષે રંગભર પીચકારી, રમવા૦ જેમ ભાદરવે ઝડી ભારી. રમવા. ૭
મચ્યો કીચ ચાલી રંગરેલી, રમવા૦ જાણે ભાદરવે ભર એલી. રમવા. ૮
પ્રેમાનંદનો નાથ વિહારી, રમવા૦ વા'લે દેહ દશા વિસારી. રમવા. ૯

પદ ૪

બોલી શ્રીવૃષભાનું કિશોરી, ગિરિધર ધીરા રે'જો ધુતારા;
આજ કોડ પુરા કરું તારા, ગિરિધર ધીરા રે'જો ધુતારા. ગિરિ૦ ૧
કાલ નવરંગ ચુનડી ચોળી, ગિરિ૦ લઇ રસિયા રંગમાં બોળી. ગિરિ૦ ૨
મારી ઝાલી બાહ્ય મરોડી, ગિરિ૦ મારી મોતીમાંળા તોડી. ગિરિ૦ ૩
કાલ રંગ ગયા છો છાંટી, ગિરિ૦ આજ ચાલ્યો મોહન માટી. ગિરિ૦ ૪
એમ કહીને રાધા ઝપટી, ગિરિ૦ જાઇ જગજીવનને લપટી. ગિરિ૦ ૫
જેમ કનક વેલી તમાલે, ગિરિ૦ લઇ મૃગમદ મુખ અજવાળે. ગિરિ૦ ૬
શિર અત્તર શીશી ઢોળી, ગિરિ૦ લઇ પાઘ રંગમાં બોળી. ગિરિ૦ ૭
મળી ગોપીઓની ટોળી, ગિરિ૦ પહેરાવી ચુંનડી ચોળી, ગિરિ૦ ૮
વળી કરમાં કંકણુ ચુડી, ગિરિ૦ શોભે છે કન્યા રુડી. ગિરિ૦ ૯
પહેર્યો ઘાઘરડો ઘેરાળો, ગિરિ૦ ઝીનખાપતણો રૂપાળો. ગિરિ૦ ૧૦
જીત્યા ગોપી શ્રીગિરિધારી, ગિરિ૦ જાયે પ્રેમાનંદ બલહારી. ગિરિ૦ ૧૧

---

રાગ ગરબી—પદ ૧

બધહારિ કૃષ્ણુ દિનેશ પ્રગટ્યા પૂરવમાં,
જેને ગાવે શારદા શેષ પ્રગટ્યા પૂરવમાં.
અક્ષરપર શ્રીવાસુદેવ થયા ભક્તિ ધર્મના બાળ રે,
શ્રી પુરુષોત્તમ પૂરણુ પોતે કેશવ દીનદયાળ. પ્રગટ્યા૦ ૧
હરિપ્રસાદ તે તાત ધર્મતનુ ભક્તિ પ્રેમવતી નામ રે,
ગોત્ર સાવર્ણિ કોથુમી શાખા શરવરીયા વેદ સ્યામ. પ્રગટ્યા૦ ૨
અવધપુરીને પાસે સુંદર છપૈયા એક ગામ રે,
ચૈત્ર શુક્લ નવમીએ પ્રગટ્યા પાંડે શ્રીઘનસ્યામ. પ્રગટ્યા૦ ૩

મોટા બંધુ રામપ્રતાપ ને છોટા ઇચ્છારામ રે,
વચેટ પ્રેમાનંદનો સ્વામી કેશવ પૂરણ કામ. પ્રગટ્યા૦ ૪

પદ ૨

નિત્ય લાડ લડાવે માતા ભક્તિ પ્રેમ કરી,
જેના પુત્ર થયા પ્રગટ વિખ્યાત ભક્તિ પ્રેમ કરી;
નિત્ય નિત્ય લાડ લડાવે મુખડું ચુંબી કંઠ લગાવે રે,
ખમાખમા મારા લાડકડા ઘનસ્યામ કહી બોલાવે. માતા૦ ૧
પ્રાણથકી પળ એક ન મેલે ન્યારા શારંગપાણી રે,
કાપલ દસ ચોકર મોર રમકડાં આપે આણી. માતા૦ ૨
રડતા રાખે છાના સારે કરે ઘુઘરો નાદ રે,
ગદગદ કંઠ સજળ લોચન મુખ નીરખે હરિપ્રસાદ. માતા૦ ૩
માંખણ મિશ્રી લઇ ચટાવે વહેલા મોટા થાય રે,
બડભાગી પ્રેમાનંદ નિત્ય નિત્ય પ્રગટ લીલા ગાય. માતા૦ ૪

પદ ૩

નિત્ય લાડ લડાવે માત હેડે હેત ઘણું,
હિંચકાવે ગાતાં ગાતાં હેડે હેત ઘણું;
હીરા માણેક રતન પ્રવાળાં જડ્યાં પાલણે ભારી રે,
રેશમ દોરી લઇ હિંચકાવે ધર્મ દેવની નારી. હેડે૦ ૧
રત્નજડિત કંચન મંદિરની શોભા અતિશે સાર રે,
અષ્ટ સિદ્ધિ નવ નિધિ જેનો નિત્ય ઝાડે દરબાર. હેડે૦ ૨
કનકભવનની ઓશરીયે લઇ ઉભી આનંદકંદ રે,
પશ્ચિમ દિશમાં શોભે જાણીયે તિથિ બીજ લીયે ચંદ. હેડે૦ ૩
ભક્તિમાત કુંવરનું મુખડું જોતા તૃપતિ ન થાયે રે,
પ્રેમાનંદનો સ્વામી જેના પુત્ર પરસધા રાય. હેડે૦ ૪

પદ ૪

વા'લો બોલે કાલા કાલા કુંવર ધર્મતણા,
અતિ લાગે સકને વા'લા કુંવર ધર્મતણા;

રત્નજડિત કરકડાં વિરાજે હેમ હાંસડી સોહે રે,
કટિમેખલા નુપુર પગમાં ચાલંતા ચિત્ત મોહે. કુંવર૦ ૧
મુક્તાહાર કાનમાં મોતી બાહિ બાજુબંધ રે,
બટકાં કરતા રાય આંગણમાં ખેલે આનંદકંદ. કુંવર૦ ૨
અધર પ્રવાળ નાસિકા પોપટ ભ્રકુટિ ધનુષ વિરાજે રે,
ભાલ વિશાળ ચપળ ખંજન દગ નિરખી રતિ લાજે. કુંવર૦ ૩
કટિ પાતળી છાતી ઉંચી લાંબી ભુજા ઉદાર રે,
કંબુકંઠ હસિત મુખ સુંદર પ્રેમાનંદ બલિહાર. કુંવર૦ ૪

## વટપત્તનની લીલા. રાગ લાવની–પદ ૧

પધારે વટપત્તન સ્વામિ (૨);
સહજાનંદ મહારાજ પુરન પુરૂષોત્તમ બહુનામી. પધારે૦ ટેક.
ચલે વરતાલસેં અવિનાશી (૨);
આયે કીયા મુકામ ગામ સાંકરદે સુખરાશી. પધારે૦ ૧
સંગ લે સેના અતિ ભારી (૨);
ચતુરંગની બલવાન લગતહેં દેખત અતિપ્યારી. પધારે૦ ૨
પદાતિ ઘોડે રથ હાથી (૨);
શુરવીર મહા સુભટ દુર્જય દેખી કંપે છાતી. પધારે૦ ૩
આયે ગામ છાની ગીરધારી (૨),
પ્રેમાનંદ કહે સનમુખ આઇ નૃપકી અસવારી. પધારે૦ ૪

### પદ ૨

દેખી હરિ મગન ભયે સબહી (૨);
ઉતરી ગજ રથ ઘોડે પરસે પરે ચરન તબહી, દેખી૦ ટેક
ખડા એક અજ આગે આના (૨);
બેઠો પ્રભુ ઇસ ગજપર યું કહે નાક પંત નાના, દેખી૦ ૧

ચડે તેકી ગજપર બહુ નામી (૨);
દુસરે ગજપર બેઠે શુકમુનિ મુક્તાનદસ્વામી. દેખી૦ ૨
તિસરે ગજપર દોઉ ભાઇ (૨);
પાંડે શ્રીરઘુબીર અવધ્પ્રસાદજી સુખદાઇ. દેખી૦ ૩
ઔર મુનિ અગનિત સંગ આવે (૨);
માનંદ કહે રથપર કેતે કેતે પગ ધાવે. દેખી૦ ૫

પદ ૩

ચલે ગજ બેઠી મહારાજ (૨)
બોલત જય જય ચોપદાર બાજતહેં બહુ બાજા. ચલે૦ ટેક.
ચમર શિર નાનાસાહેબ ઢોરે (૨);
મંદમંદ ગજ ચલત સંતકી ભીર ચહું કોરે. ચલે૦ ૧
છબી અતિ અદભુત બિરાજે (૨);
કંચનકે બીચ કલશ અંબાડી કંચનકી છાજે. ચલે૦ ૨
ચલતહેં ઘોડે ગજ આગે (૨);
પીછે પાલખી પેદલ રથ છબી બહુત નીકી લાગે. ચલે૦ ૩
રુપ ઘનસ્યામકો અતિ સોહે (૨)
પ્રેમાનંદકે નિરખી કોટિક મનમથ મન મોહે. ચલે૦ ૪

પદ ૪

બજતહેં બાજે બહુ આગે (૨);
પણુવ દુદુભી ગોમુખ ધોસા બહુત નીકે લાગે. બજ૦ ટેક.
સરનાઇ પડગ્રમ ડફ ભેરી (૨),
સુની તાસેકી શોર દોરી જન આયે સબ શેહેરી. બજ૦ ૧
ઉડતહે નિશાન પચરંગી (૨),
દોરત ઘોડે ઘુમત નેજા બાજત રણશીંગી. બજ૦ ૨
બજાવે ઝાંઝ મૃદંગ ભાવે (૨);
પ્રેમાનંદ છબી નિરખી આનંદ અંગ નહી માવે. બજ૦ ૩

પદ ૫

કીયો જબ પ્રવેશ પુરમાંહી (૨);
ખબર સુની પુરવાસી ભાવિક ધાયે હરખાઇ. કીયો૦ ટેક.
હારે સબ સનમુખ કર જોરી (૨),
ચકીત ભયે લખી રુપ ભૂપ હરિ ધર્મકુંવરકેરી. કીયો૦ ૧
ભલે તુમ આયે બહુનામી (૨)
બહુત દિનકે પ્યાસે લોચન સુફળ કીયે સ્વામી, કીયો૦ ૨
કહત યું પુરજન મન હરખી (૨)
પ્રેમાનંદ કે' નાથ પધારે જાની અંતરકી. કીયો૦ ૩

પદ ૬

ચલી જબ આગે અસવારી (૨);
હરિ મુખ નિરખન રાજમારગમેં ભીર ભઇ ભારી. ચલી૦ ટેક.
અટારી ચઢી સબ પુરનારી (૨),
નિરખે શ્રીમહારાજ બદન છબી લેતી હે બલહારી. ચલી૦ ૧
મુદિત મન કુસુમ કળી બરખે (૨)
ભયો સફળ અવતાર આજ યું બોલી મન હરખે. ચલી૦ ૨
નિગમ કહે નેતિ નેતિ જયાહિ (૨),
પ્રેમાનંદ કે' નાથ સો આયે વટપત્તન માંહી. ચલી૦ ૩

પદ ૭

લેહો ભરી લોચન ઉર લઉ (૨)
હોઇકે દુર્લભ દરશન કરી હો ફેરી મન પછતાઉં. લેહો૦ ટેક.
પુરુષ યહ પૂરન અવતારી (૨)
ઘર બેઠે ચલી આયે મૂરત લેહો ઉર ધારી. લેહો૦ ૧
સૃષ્ટિકે કારન હય ચેહી (૨)
અનંત જીવ ઓધાર કાજ ધરી સુંદર નર દેહી. લેહો૦ ૨
ઐસી સબ શુભ ભાવવારી (૨)
પ્રેમાનંદ મહારાજકો મહિમા ગાવતી પુરનારી. લેહો૦ ૩

પદ ૮

ચલત હરિ ચીતવત ચહુ ઓરે (૨)
ઝુક રહી સુંદર ભુવન અટારી ઘટા ચહું કોરે. ચલ૦ ટેક.
ભામિની ઠાડી સબ ઠોરે (૨)
કરી પ્રણામ કર કુસુમ માળ લઇ ડારતીહેં હોરે. ચલ૦ ૧
હસી મુખ મંદ મંદ સ્વામી (૨)
આનંદ ઉપજાવતહેં ઉને ચિતવી બહુનામી. ચલ૦ ૨
ચલત જબ નૃપદ્વારે આયે (૨)
પ્રેમાનંદ કહે નિરખી ભૂપતિ સનમુખ ઉઠ ધાયે. ચલ૦ ૩

ઢાળ બીજો–પદ ૯

ગજ ઉપરસું ઉતરે હરિ તબ, આઇ સિયાજી ચરન પરે;
કર ગ્રહી પ્રભુકું નિજ મંદિરમે, લે ચલે ઉર અતિ હરખ ભરે. ૧
પધરાયે આસન કરી પ્રીતિ, રાજ રીત ઉત્તમ આની;
ચરન ધોય હરી મીલે અંક ભરી, ધન્ય ભાગ્ય અપનો માની. ૨
ધુપ દીપ કરી સુભગ આરતિ, ઉર ધારી લે ફૂલ માળા;
પેહેરાયે પટ ભૂખન બહુ વિધિ, ઉપર ઓઢાયો દુશાલા. ૩
અર્પન કરી મેવા રુ મીઠાઇ, કર જોડી ઠાડે આગે;
પ્રેમાનંદ કહે બિનતિ કરી નૃપ, ધર્મકુંવરપે વર માગે. ૪

પદ ૧૦

શ્રીનારાયણ અખિલલોકપતિ, પરમપુરુષ તુમ અવતારી;
બહો જાત ભવસાગરમેં મોયે, કૃપા કરી લીનો તારી. ૧
જેહી પદરજ બ્રહ્માદિક સુરમુનિ, ઉર ધ્યાયે પ્રીતિ આની;
તેહી પદ પરસી કીયો મોયે પાવન, કરી કરુના સારંગપાની. ૨
યહ રાજભુવન સંપત્તિ તુમારી, દાસ જાની કૃપા કીજે;
અબ ન બીસારો નાથ ચરનતેં, ભક્તપતિ યહ બર દીજે. ૩
શુદ્ધ ભાવ જાની ભૂપતિકો, શ્રીપુરુષોત્તમ બહુનામી;
પ્રેમાનંદ કહે વર દઇ નૃપકું, અભય કીયો ઇશ્વર સ્વામી. ૪

પદ ૧૧

આનંદ ભયે નૃપ વિનય વચન, સુની ઉરતેં હાર હરિ દીના;
રાજભુવનસું નિકસે બાહર, કઉ મુકામકો મન કીના. ૧
ભયે અસવાર ઓહી ગજ ઉપર, અખિલલોકપતિ અવિનાસી;
પુની સબ શહેર ફીરીકે દીનો, દરશન સબકું સુખરાશી. ૨
આગે રાવ સિયાજી નિકસે, પાછે હરિકી અસવારી;
ચલે શહરસે બાહર મુકામ, કરને ખાતર સુખકારી. ૩
કીયે ખડે તંબુ અસમાની, ઉંચે કરત ગગન બાતે;
પ્રેમાનંદ કહે મસ્તુબાગમેં, ઉતરે સંત સબ હરખાતે. ૪

પદ ૧૨

કરી પકવાન તહાં સબજીમેં, સંત હરિજન મુદ આની;
ઔરહિ બહુત જીમાયે અર્થાર્થી, તેહી અવસર આયે પ્રાની. ૧
કંચન થાળ ભરી બહુ વ્યંજન, પઠયો ભૂપતિ હરિ કાજે;
આપ જીમી દીની હરિજનકું, પ્રસાદી શ્રીમહારાજે. ૨
તહાં એક બેઠક રચી અનોપમ, તાપર બેઠે હરિ આઇ;
નીચે સંત સભા ભઈ નીકી, દેખતમેં સબ દુઃખ જાઈ. ૩
આવતહેં દરશનકું દુનિયાં, ભીર ભઇ તહાં અતિ ભારી;
નિરખી શ્રીઘનશ્યામકી શોભા, પ્રેમાનંદ જાયે બલિહારી. ૪

પદ ૧૩

રાવ સિયાજી ગજપર બેઠી, પ્રેમાતુર હોઇ તહાં આયે;
નિરખી સંત સભા અતિ શિતળ, તહાં બેઠે મન હરખાયે. ૧
બડે બડે ઉમરાવ દિવાન રૂ, આયે ભટ પંડિત જ્ઞાની;
આયે કવિ ગુની ગતવાદી, મલ્લાદિક મહા અભિમાની. ૨
આયે બહુજન વાદવિવાદી, નાટક ચેટક અતિ ભારી;
જ્યું ખદ્યોત ભાનુકે આગે, લખી પ્રતાપ ગયે સબ હારી. ૩
પઢે પુરાન શાસ્ત્રકે વક્તા, પુછત પ્રશ્ન કરત ચરચા;
પ્રેમાનંદ જીતે હરિ સબકું, દેદેકે અદભુત પરચા. ૪

પદ ૧૪

એરો ભટ પંડિત મતવાદી, સબકું જીતે શ્રીસ્વામી;
પ્રફુલ્લિત ભયે સંત મુનિ હરિજન, ગાવત ગુન આનંદ પામી. ૧
અમિત પ્રતાપ દેખી શ્રીહરિકો, ચકીત ભયે સબ નરનારી;
કરત પ્રશંસા નગર ડગરમેં, પ્રગટે પુરૂષ કોઇ અવતારી. ૨
હોત સમાધી ધ્યાન ધારણા, અતિ પ્રતાપકે કળિમાંહી;
કરત બાત નરનારી પરસપર, આજ કોઉ એસો નાહી. ૩
નૌતમ રીત દેખી સંતનકી, મુમુક્ષુ સબ શરને આયે;
પ્રેમાનંદ કહે ભયે કૃતારથ, સ્વામી શરન અતિ સુખ પાયે. ૪

પદ ૧૫

વટપત્તનમેં વિજય કરી હરિ, ચલે કુચ કરી નતપુરી;
અતિ પ્રતાપસેં ચલે ગાજતે, મતવાદિનકો શિર કચરી. ૧
જય જયકાર ભયો ત્રિભુવનમેં, સુરનરમુનિજન સબ હરખે;
બજત દુંદુભી વિબુધ ગગનમેં, સુમન ઝરી હરિપર બરખે. ૨
યા લીલા શ્રીવટપત્તનકી, ધર્મકુંવરકી ઉર ધરીહેં;
સો નર પાવે ધર્માદિક ફલ, ભવસાગર પુની ના ફીરીહેં. ૩
જે નર શિખે ગાયે પ્રેમ કરી, સુને સુનાવે મુદ આની;
પ્રેમાનંદ કહે તાકે ઉરમેં, વાસ કરત સારંગપાની. ૪

---

રાગ સામેરી—પદ ૧

આવો મારા નાથજી નાના, આવો૦ ટેક.
એરા આવો અલબેલડા, આપું રમકડાં રમવાનાં. આવો૦ ૧
મોહન બારો માં મારાડી છેટ જાઇને છાના;
સાકરે નાખીને શ્યામને પાવું દૂધ હોય જૂના. આવો૦ ૨
જોવું જીવન તારા મુખમાં શું ખાધું છે કહાના;
મુખડું ઉઘાડ તું માવજી વેણ આનીને માતાના. આવો૦ ૩

મુખમાં દેખાડ્યું વિશ્વને મન ભ્રાંત જશોદાના;
પ્રેમાનંદ કે' જશોમતિ લાગે વારણાં વહાલાના. આવો૦ ૪

પદ ૨

લાલજીના લટકાપર વારી; લ.લ૦ ટેક.
લટકાં કરવા પ્રગટયા વહાલો ગોકુળ ગિરિધારી. લાલ૦ ૧
પાન કરતાં પયનું પેહેલી માસીને મારી;
શકટ વિદારણ કીધલું વહાલે ચરણને વિસ્તારી. લાલ૦ ૨
પોઢયા હતા હરિ પાલણે આવ્યો તૃણાવંત ભારી;
પ્રાણ તેના પીંચાડયા વહાલે પળમાં સ્વર્ગદ્વારી. લાલ૦ ૩
જમલાઅર્જુન તારીયા સઉ દેખતાં નરનારી;
પ્રેમાનંદ કહે ઉરમાં રેહો કેશવ કંસારી. લાલ૦ ૪

પદ ૩

ઘેલું કીધું ગોકુળ ગોવાળે; ઘેલું૦ ટેક.
વશ કીધી વ્રજવનિતા વહાલે નેણતણે ચાળે. ઘેલું૦ ૧
ગોવરધન કહાને કર ધર્યો, રાખ્યું ગોકુળ ગોપાળે;
વત્સ વૃષભ વહાલે ભેદિયા, માર્યો કેશી કૃષ્ણ કાળે. ઘેલું૦ ૨
સરવે ગયા ગોપ વાછરું રે, અઘાસુર વિકાળે;
ગોહન મુખમાં પેશીને, સરવે છોડયાં છોગાળે. ઘેલું૦ ૩
માર્યો અઘાસુર પળમાં, બક ચીર્યો તે સઉ ભાળે;
પ્રેમાનંદને નાથજી, વાય મોરલી તે મરમાળે. ઘેલું૦ ૪

પદ ૪

વહાલા લાગે વિઠ્ઠલ વનમાળી; વહાલા૦ ટેક.
ચરિત્ર કરે વહાલો વ્રજમાં મોહ્યા દેવ ભાળી ભાળી. વહાલા૦ ૧
વિધિયે હરયાં ગાય વાછરું નર નાટક નિહાળી;
નવાં રચ્યાં રંગભીનડે સરવે ગોવિંદે ગોવાળી. વહાલા૦ ૨
દાવાનળ વહાલે પીધલો નાથ્યો જમુનામાં કાળી;
નૃત્ય કીધું કાળી શિશપર વહાલે વજાડી તાળી. વહાલા૦ ૩

વ્રજમાં તેડી વ્રજવનિતા વાઇ બંસી મરમાળી;
પ્રેમાનંદનો નાથજી રમ્યા મનમથમદ ટાળી. વહાલા૦ ૪

રાગ સામેરી—પદ ૧

હો ગિરિધરલાલ, ગારગડો મેલીને વેગળા રહોને;
શીદ રોકો છો, મહિ વેચવા મને મથુરા જાવા દોને. હો ગિ૦ ટેક.
તમે ડાહ્યા થઇને નંદલાલા, સહુ વ્રજવાસીને છો વહાલા;
શીદ બાઝો છો અમને કાલા. હો ગિ૦ ૧
મેલો પરનારીનો પાલવડો, મારે અંગે આવીને શીદ અડો;
અમણેથી હરડકો શો આવડો. હો ગિ૦ ૨
હજી નાના છો તમે નટવરજી, હમણેથી થયા આવડા મરજી;
હજી તરુણપણું છે દૂર હરજી. હો ગિ૦ ૩
વહાલા અરીપરી વાત લેવાશે, એમાંથી અવળું બહુ થાશે;
પ્રેમાનંદ કે' નહનું ઘેર જાશે. હો ગિ૦ ૪

પદ ૨

હો ગોવાલણી, જોબનિયાંને જોરે આવડી બોલે;
બહુ માનભરી, તૃણ બરાબર તું તો અમને તોલે. હો ગો૦ ટેક.
દાણ લાગે મહિનું આ જાગે, જેની રીત હોય તે તો માગે;
તેમાં આવડું દુઃખ તને શીદ લાગે. હો ગો૦ ૧
મારું દાણ દઇને જા ચાલી, હાં કુણ તને રાખે ઝાલી;
પાછી ગરજ હોય તો આવજે આલી. હો ગો૦ ૨
ખાલી ઉતારય મહિડું આવ્ય ઓરી, નહિ આપીશ તો
લઇશું જોરી; દાડી જાતી દાણ ચોરી ચોરી. હો ગો૦ ૩
ઘણે દા'ડે આવીછું આજ હાથે,થયો ઝગડો ગોવાલણીને સાથે;
સાલો પાલવ પ્રેમાનંદને નાથે. હો ગો૦ ૪

પદ ૩

હો મોહનજી, દાણતણી નવ કીજે નવલી રીતિ;
તમે જાવા દો, એમાંથી બહુ થાશે મોટી ફજીતિ. હો મો૦ ટેક.

અમે નિત્ય જઇયે મહિ વેચવાને, નથી સાંભળ્યા દાણી કયારે કાને;
નવી રીત કરો છો તમે આજ શાને. હો મો૦ ૧
વહાલા છોકરવેડા નવ કરીયે. જોઇ વિચારીને પગલાં ભરીયે;
રાજા કંસતણી બીકથી ડરીયે. હો મો૦ ૨
તમે નંદના નંદન જાણીને, નથી બોલતી શલાજે આણીને;
જાઇ કહીશ જશોદા રાણીને; હો મો૦ ૩
તમે વનમાં ચારી જાણો ઢોરાં, શું જાણો દાણમાં ચીતચોરા;
પ્રેમાનંદના વહાલા વિણ આઓ ઓરાં. હો મો૦ ૪

પદ ૪

હો મહિયારી, માનભરી બોલે છે મદની માતી;
તું મતવાળી, બીવરાવે મને આંખુ કાઢી રાતી. હો મહિ૦ ટેક
તું ગુજરી ગમારી મત થોડી, બહુ બોલે મુખ બડબડ છોડી;
મહિ પા નહિ તો માટ નાંખીશ ફોડી. હો મહિ૦ ૧
તું કંસની દેખાડે બીક ભારી, તને મળશે તે શિક્ષા સારી;
તારા કંસને પુગાડીશ જમદ્વારી. હો મોહ૦ ૨
તારા કંસની બીકે કુણ ડરશે, તારો કંસ અમારૂં શું કરશે.
કાંઇ છોરાં નહિ જે બ્હી મરશે. હો મોહિ૦ ૩
જાણી ગોપીએ વાત તે ખરાખરી, પાઇ ગોરસ રાજી કીધા હરિ.
પ્રેમાનંદના વહાલાને મળી બંથ ભરી. હો મહિ૦ ૪

---

રાગ કાફી. પદ ૧

દુરીજન દેખશે રે, પાલવડો મારો મેલ છબીલા. દુરી૦ ટેક.
દેખશે ઓલ્યા લોક દુર્જન, જાશે મારી લાજ;
સાસુ પુછશે કયારની વહુ તું કયાં ગઇતી આજ. છબી૦ ૧
સરખી સૈયર જાણશે રે, મને બોલશે વાંકાં વેણ;
ઉભી છે વહુ કદમની છાંયે, કહાનજી કીધા સેણ. છબી૦ ૨

પાલવ મેલને પાતળીયા મને થઇ છે ઝાઝી વાર;
હૈયે હાથ ન નાંખશો રે, મારો તુટશે નવસર હાર. છબી૦ ૩
જાવા દ્યો મુજને માવજી રે, મારે ઘેર છે ઝાઝું કામ;
આવીશ પાછી પાતળિયા રે, માનો પ્રેમાનંદના શ્યામ. છબી૦ ૪

પદ ૨

રસિયા રોક માં રે, ઇંઢાણી મારી આલ શ્યામળિયા. રસિયા૦ ટેક.
વાર થાયે છે વિઠ્ઠલ, મારી સાસુ જુવે છે વાટ;
કામ વિના તું કહાનજી, રોકીને શીદ ઉભો છે ઘાટ. શ્યામ૦ ૧
મેલને આળ તું આલ ઇંઢાણી, તાણ્યમાં માઇ ચીર;
કર જોડીને કહું છું કેશવ, ભરવા દેને મને નીર. શ્યામ૦ ૨
અમે વહુઆરૂ લાજના માણુસ, ત્હારે નહિ લાજ લગાર.
ગોવિંદ ઘેલડો થાય છે જોઇને, ગોકુળિયાની નાર. શ્યામ૦ ૩
કયારની કહું છું માન મનોહર, ભરવા દે મને હેલ;
મળશું આપણુ કુંજમાં કહાના, પ્રેમાનંદના છેલ. શ્યામ૦ ૪

પદ ૩

મારા સમ માર માં રે, કાંકરડી મને કહાન રંગીલા: મારા૦ ટેક૦
કાંકરડી મને માર માં મોહન, કહું છું વારમવાર;
લાડકડા તારા લાડ હું પુરા કરીશ નંદકુમાર. રંગીલા૦ ૧
બેડલુ મ્હારે ફૂટશે, મારી સાસુડી કરશે સ્હોર;
કેશવ તુજને કહું છું, કેડો મેલને તું નંદકિશોર. રંગીલા૦ ૨
માધવ તારા મનમાં શું છે, શીદ રોકે છે વાટ;
નિર્લજ નવરો મેલતો નથી; જમુનાજીનો ઘાટ. રંગીલા૦ ૩
કંસને કેહેશું કેશવ તારાં, લક્ષણ સર્વે આજ;
પ્રેમાનંદના નાથજી ખોશો, નંદ જશોદાની લાજ. રંગીલા૦ ૪

પદ ૪

કહું છું કયારની રે, બાંહડલી મારી મેલ હમારા; કહુંછું૦ ટેક.
ચુડિયું ફુટશે નંદના કુંવર, માન તું સુંદરસ્યામ;

સાસુ જાણશે ક્હેશે, વહુ શું આ કીધું તેં કામ. ઠગારા૦ ૧
ઘુંઘટપટ ઉઘાડ માં મોહન, દેખશે ગામના લોક;
હેલ માં માથે ભાર છે રે, મારી લચકાશે રે ડોક. ઠગારા૦ ૨
આડો આવીને ઓડયમાં માધવ, તોડ માં મોતીહાર;
બળિયો છું પણ બાંધી મંગાવીશ, કંસતણે દરબાર. ઠગારા૦ ૩
રહી અસુરી એકલી રે, હું ગયો સૈયરનો સાથ;
ગેલી દેને મારા સમ છે મોહન, પ્રેમાનંદના નાથ. ઠગારા૦ ૪

## રાગ કાફી. પદ ૧

વાંસલડી કુણ વાયે રે. વેરણ વાંસલડી કુણ વાયે રે;
મારૂં સુણતાં કાળજ કોરાયે રે, વેરણ વાંસલડી કુંણ વાયે રે. વેરણ૦ ટેક,
શ્રવણે સુણીને મારૂં તનકું તપે છે, મન મળવા અકુળાયે રે. વેરણ૦ ૧
કામ કાજ મને કાંઇ નવ સુજે, ઘેલી ફરૂં ઘરમાંયે રે. વેરણ૦ ૨
વાંસલડિયે મારી વેંધી પાંસલડી, મને વિરહની વેદના થાયે રે. વેરણ૦ ૩
પ્રેમાનંદનો નાથ જોયા વિના પળ એક જુગસમ જાયે રે. વેરણ૦ ૪

## પદ ૨

વેરણ થઇને લાગી રે વાંસળી વેરણ થઇ; કીધી વ્રજઅબળાને
વેરાગી રે. વાંસ૦ ટેક.
મદનભરી વાગે અતિ વસમી, ખટકે છે જઇને આગી રે. વાંસ૦ ૧
પતિસુતમાંથી પ્રીત તજીને, થઈ છું સર્વે ત્યાગી રે. વાંસ૦ ૨
વ્રજવનિતાનું જીવન સર્વસ, લઇને થઈ છે બડભાગી રે. વાંસ૦ ૩
પ્રેમાનંદને નાથ અધર ધરી, રસિયે શ્યામ સોહાગી રે. વાંસ૦ ૪

## પદ ૩

જીવન જમુના તીરે રે, વાયે જીવન જમુના તીરે રે;
મારૂં વિંધ્યુ મન બલવીરે રે. વાયે જી૦ ટેક.
મંત્ર ભણીને મધરાતે મોહન, ટેર સુણાવે ધીરે ધીરે રે. વાયે જી૦ ૧
સાંભળતામાં સરવે ભૂલી, ઊઠી દરદની પીરે રે. વાયે જી૦ ૨

બીતે જાત હે અવસર એસો, જ્યું લોહેકો તાવ રે. એક૦ ૩
પ્રેમાનંદ કહે ફીરી પછતઇહો, પરીહો દુઃખ દરીયાવ રે. એક૦ ૪

પદ ૪

શ્યામ સુંદર સુખદાઇ રે, સુન મોહન મેરે; સ્યામ૦ ટેક.
તજ દે આસ અસત જગતોકેરી, ચરનકમળ ચીત લાઇ રે. સુન૦ ૧
શ્રીહરિકૃષ્ણ નારાયનસ્વામી, લે રસના ગુન ગાઇ રે. સુન૦ ૨
તજ આળસ પરમાદ મોહ મદ, ભજ મન ક્રમ જદુરાઇ રે. સુન૦ ૩
પ્રેમાનંદકે' નાયસું નેહા, કર લે પ્રીત ઉપજાઈ રે. સુન૦ ૪

---

રાગ જંગલો. પદ ૧

હો નરનારાયણ સ્વામી, ભજીયે સબ સુખધામી; હો૦ ટેક.
હો દીનબંધુ હિતકારી, પ્રગટે દયા ઉર ધારી. હો૦ ૧
હો નરનારાયણ હેતું, કલીમે ભવ જળ સેતુ. હો૦ ૨
હો બદ્રિપતિ પ્રાણનાથ, પતિત જન ગ્રહે હાથ. હો૦ ૩
હો પ્રેમાનંદ જાની દાસ, દીનો ચરને નિવાસ. હો૦ ૪

પદ ૨

હો નરનારાયણ નામ, પતિત જનકો વિશ્રામ; હો૦ ટેક.
હો ભજહો દીન જન કોઉ, નરનારાયણ દોઉ, હો૦ ૧
હો નરનારાયણ ગાવે નિશ્ચે ભવમેં ન જાવે. હો૦ ૨
હો બોલે સત્ય વ્રત ધારી, લેઉં દીન જન તારી. હો૦ ૩
હો પ્રેમાનંદ કહે સંત, આયો પતિતોકો અંત. હો૦ ૪

પદ ૩

હો નરનારાયણ આજ, લીનો વ્રત મહારાજ; હો૦ ટેક.
હો શરણાગત જન કોઈ, જાન ન દેઉં મેં સોઇ. હો૦ ૧
હો ગાયહો નારાયણ નામ, દેઉં નિજ સુખ ધામ. હો૦ ૨
હો સ્વરગાદિક લોકમાંહી, મેરે બીના સુખ નાહિં. હો૦ ૩
હો એસે પ્રભુ સુખદાઇ, પ્રેમાનંદ બલી જાઇ. હો૦ ૪

બીતે જાત હે અવસર એસો, જ્યું લોહેકો તાવ રે. એક૦ ૩
પ્રેમાનંદ કહે ફીરી પછતઇહો, પરીહો દુઃખ દરીયાવ રે. એક૦ ૪

પદ ૪

શ્યામ સુંદર સુખદાઇ રે, સુન મોહન મેરે; શ્યામ૦ ટેક.
તજ દે આસ અસત જગતકેરી, ચરનકમળ ચીત લાઇ રે. સુન૦ ૧
શ્રીહરિકૃષ્ણ નારાયનસ્વામી, લે રસના ગુન ગાઇ રે. સુન૦ ૨
તજ આળસ પરમાદ મોહ મદ, ભજ મન ક્રમ જદુરાઇ રે. સુન૦ ૩
પ્રેમાનંદકે' નાથસું નેહા, કર લે પ્રીત ઉપજાઈ રે. સુન૦ ૪

---

## રાગ જંગલો. પદ ૧

હો નરનારાયણ સ્વામી, ભજીયે સમ સુખધામી; હો૦ ટેક.
હો દીનબંધુ હિતકારી, પ્રગટે દયા ઉર ધારી. હો૦ ૧
હો નરનારાયણ હેતું, કલીમે ભવ જળ સેતુ. હો૦ ૨
હો બદ્રિપતિ પ્રાણનાથ, પતિત જન ગ્રહે હાથ. હો૦ ૩
હો પ્રેમાનંદ જાની દાસ, દીનો ચરને નિવાસ. હો૦ ૪

પદ ૨

હો નરનારાયણ નામ, પતિત જનકો વિશ્રામ; હો૦ ટેક.
હો ભજહો દીન જન કોઉ, નરનારાયણ દોઉ, હો૦ ૧
હો નરનારાયણ આવે નિશ્ચે ભવમેં ન જાવે. હો૦ ૨
હો બોલે સત્ય વ્રત ધારી, લેઉં દીન જન તારી. હો૦ ૩
હો પ્રેમાનંદ કહે સંત. આયો પતિતોંકો અંત. હો૦ ૪

પદ ૩

હો નરનારાયણ આજ, લીનો વ્રત મહારાજ; હો૦ ટેક.
હો શરણાગત જન કોઈ, જાન ન દેઉ મેં સોઇ. હો૦ ૧
હો ગાઇહો નારાયણ નામ, દેઉ નિજ સુખ ધામ. હો૦ ૨
હો સ્વરગાદિક લોકમાંહી, મેરે બીના સુખ નાહિં. હો૦ ૩
હો ઐસે પ્રભુ સુખદાઇ, પ્રેમાનંદ બલી જાઇ. હો૦ ૪

બીતે જાત હે અવસર એસો, જ્યું લોહેકા તાવ રે. એક૦ ૩
પ્રેમાનંદ કહે શીરી પઠતહો, પરીહો દુઃખ દરીયાવ રે. એક૦ ૪

પદ ૪

સ્યામ સુંદર સુખદાઇ રે, સુન મોહન મેરે; સ્યામ૦ ટેક.
તજ દે આસ અમૃત જગતકેરી, ચરનકમળ ચીત લાઇ રે. સુન૦ ૧
શ્રીહરિકૃષ્ણ નારાયનસ્વામી, લે રસના ગુન ગાઇ રે. સુન૦ ૨
તજ આળસ પરમાદ મોહ મદ, ભજ મન કમ જદુરાઇ રે. સુન૦ ૩
પ્રેમાનંદકે નાથસું નેહા, કર લે પ્રીત ઉપજાઈ રે. સુન૦ ૪

---

રાગ જંગલો. પદ ૧

હો નરનારાયણ સ્વામી, ભજીયે સબ સુખધામી; હો૦ ટેક.
હો દીનબંધુ હિતકારી, પ્રગટે દયા ઉર ધારી. હો૦ ૧
હો નરનારાયણ હેતું, કલીમે ભવ જળ સેતુ. હો૦ ૨
હો બદ્રિપતિ પ્રાણનાથ, પતિત જન ગ્રહે હાથ. હો૦ ૩
હો પ્રેમાનંદ જાની દાસ, દીનો ચરને નિવાસ. હો૦ ૪

પદ ૨

હો નરનારાયણ નામ, પતિત જનકો વિશ્રામ; હો૦ ટેક.
હો ભજહો દીન જન કોઉ, નરનારાયણ દોઉ, હો૦ ૧
હો નરનારાયણ આવે નિશ્ચે ભવમેં ન જાવે. હો૦ ૨
હો બોલે સત્ય વ્રત ધારી, લેઉં દીન જન તારી. હો૦ ૩
હો પ્રેમાનંદ કહે સંત. આયો પતિતોંકા અંત. હો૦ ૪

પદ ૩

હો નરનારાયણ આજ, લીનો વ્રત મહારાજ; હો૦ ટેક.
હો શરણાગત જન કોઇ, જાન ન દેઉં મેં સોઇ. હો૦ ૧
હો ગાયહો નારાયણ નામ, દેઉં નિજ સુખ ધામ. હો૦ ૨
હો સ્વરગાદિક લોકમાંહી, મેરે બીના સુખ નાહિં. હો૦ ૩
હો એસે પ્રભુ સુખદાઇ, પ્રેમાનંદ બલી જાઇ. હો૦ ૪

બીતે જાત હે અવસર એસો, જ્યું લોહેકો તાર રે. એક૦ ૩
પ્રેમાનંદ કહે ફીરી પછતઇહો, પરીહો દુઃખ દરીયાવ રે. એક૦ ૪

પદ ૪

શ્યામ સુંદર સુખદાઇ રે, સુન મોહન મેરે; શ્યામ૦ ટેક.
તજ દે આસ અસત જગતોકેરી, ચરનકમળ ગીત લાઇ રે. સુન૦ ૧
શ્રીહરિકૃષ્ણ નારાયનસ્વામી, લે રસના ગુન ગાઇ રે. સુન૦ ૨
તજ આળસ પરમાદ મોહ મદ, ભજ મન કમ જદુરાઇ રે. સુન૦ ૩
પ્રેમાનંદકે' નાથસુ નેહા, કર લે પ્રીત ઉપજાઈ રે. સુન૦ ૪

---

રાગ જંગલો. પદ ૧

હો નરનારાયણ સ્વામી, ભજીયે સબ સુખધામી; હો૦ ટેક.
હો દીનબંધુ હિતકારી, પ્રગટે દયા ઉર ધારી. હો૦ ૧
હો નરનારાયણ હેતુ, કલીમે ભવ જળ સેતુ. હો૦ ૨
હો બદ્રિપતિ પ્રાણનાથ, પતિત જન ગ્રહે હાથ. હો૦ ૩
હો પ્રેમાનંદ જાની દાસ, દીનો ચરને નિવાસ. હો૦ ૪

પદ ૨

હો નરનારાયણ નામ, પતિત જનકો વિશ્રામ; હો૦ ટેક.
હો ભજહો દીન જન કોઉ, નરનારાયણ દોઉ, હો૦ ૧
હો નરનારાયણ ગાવે નિશ્ચે ભવમેં ન જાવે. હો૦ ૨
હો બોલે સત્ય વ્રત ધારી, લેઉં દીન જન તારી. હો૦ ૩
હો પ્રેમાનંદ કહે સંત. આયો પતિતોકો અંત. હો૦ ૪

પદ ૩

હો નરનારાયણ આજ, લીનો વ્રત મહારાજ; હો૦ ટેક.
હો શરણાગત જન કોઇ, જાન ન દેઉ મેં સોઇ. હો૦ ૧
હો ગાઇહો નારાયણ નામ, દેઉં નિજ સુખ ધામ. હો૦ ૨
હો સ્વરગાદિક લોકમાંહી, મેરે બીના સુખ નાહિં. હો૦ ૩
હો એસે પ્રભુ સુખદાઇ, પ્રેમાનંદ મલી જાઇ. હો૦ ૪

બીને જાત હે અવસર એસો, જ્યું લોહેકો તાવ રે. એક૦ ૩
પ્રેમાનંદ કહે ફીરી પછતાઇહો, પરીહો દુઃખ દરીયાવ રે. એક૦ ૪

પદ ૪

શ્યામ સુંદર સુખદાય રે, સુન મોહન મેરે; શ્યામ૦ ટેક.
તજ દે આસ અસત જગતકેરી, ચરનકમળ ચીત લાય રે. સુન૦ ૧
શ્રીહરિકૃષ્ણ નારાયનસ્વામી, લે રસના ગુન ગાય રે. સુન૦ ૨
તજ આળસ પરમાદ મોહ મદ, ભજ મન ક્રમ જદુરાય રે. સુન૦ ૩
પ્રેમાનંદકે નાયકું નેહા, કરે લે પ્રીત ઉપજાઈ રે. સુન૦ ૪

---

રાગ જંગલો. પદ ૧

હો નરનારાયણ સ્વામી, ભજીયે સબ સુખધામી; હો૦ ટેક.
હો દીનબંધુ હિતકારી, પ્રગટે દયા ઉર ધારી. હો૦ ૧
હો નરનારાયણ હેતુ, કલીમે ભવ જળ સેતુ. હો૦ ૨
હો બદ્રિપતિ પ્રાણનાથ, પતિત જન ગ્રહે હાથ. હો૦ ૩
હો પ્રેમાનંદ જાની દાસ, દીનો ચરને નિવાસ. હો૦ ૪

પદ ૨

હો નરનારાયણ નામે, પતિત જનકો વિશ્રામ; હો૦ ટેક.
હો ભજહો દીન જન કોઉ, નરનારાયણ દોઉ, હો૦ ૧
હો નરનારાયણ આવે નિશ્ચે ભવમેં ન જાવે. હો૦ ૨
હો બોલે સત્ય વ્રત ધારી, લેઉં દીન જન તારી. હો૦ ૩
હો પ્રેમાનંદ કહે સંત. આયો પતિતોકો અંત. હો૦ ૪

પદ ૩

હો નરનારાયણ આજ, લીનો વ્રત મહારાજ; હો૦ ટેક.
હો શરણાગત જન કોઈ, જાન ન દેઉં મેં સોઇ. હો૦ ૧
હો ગાઇહો નારાયણ નામ, દેઉ નિજ સુખ ધામ. હો૦ ૨
હો સ્વરગાદિક લોકમાંહી, મેરે બીના સુખ નાહિં. હો૦ ૩
હો એસે પ્રભુ સુખદાય, પ્રેમાનંદ બલી જાય. હો૦ ૪

પદ ૪

હો નારાયણ હસીકે, આયે કમર કસીકે; હો૦ ટેક૦
હો બોલે મંજુલ બેના, સબ કહત સુખ દેના. હો૦ ૧
હો દીન જન નરનારી, આવો શરને હમારી. હો૦ ૨
હો મેરો રૂપ ઉર ધારો, જમકો દાગદ ફારો. હો૦ ૩
હો પ્રેમાનંદ ગુન ગાવે, બહોરી ભવમેં ન આવે. હો૦ ૪

## રાગ ગરબી–પદ ૧

સખી આજ મોહન દીઠા રે, શેરીએ આવતા રે;
મોરલીમાં ગીત મધુરાં રે, ચાલ્યા આવે ગાવતા રે. ૧
આવે વહાલો હસતા ને રમતા રે, ગોવાળાના સાથમાં રે;
ઉછાળતા આવે મોહન રે, ફૂલદડી હાથમાં રે. ૨
રંગડાનો રાતો માતો રે, આવ્યો આવે શેરીમાં રે;
રસિયો જોવાને કાજે રે, ઉભી છું ગોખમાં રે. ૩
મોહનજીનું મુખડું જોયું રે, ઘુંઘટની ઓટમાં રે;
જોઇને ઘાયલ થઇ છું રે, નેણકેરી ચોટમાં રે. ૪
હૈયાપર હાર ઝળકે રે, રહ્યું મન મોહીને રે;
બ્હેની પ્રેમસખીના નાથને રે, રહું છું જોઇને રે. ૫

પદ ૨

સખી આજ સાંજને ટાંણે રે, આવે વહાલો ઝુલતા રે;
સખાને ગળે બાંહડલી રે, નાંખી આવે ડોલતા રે. ૧
સખી અલબેલો આવી રે, ઉભા મારે બારણે રે;
વહાલાને વધાવ્યા મોતીડે રે, ગઇ હુતો વારણે રે. ૨
ગાયોની ભીડ ઘણેરી રે, શેરી આવી સાંકડી રે;
મેં તો માહી મરમ લખાને રે, નાંખી ફુલ પાંખડી રે. ૩
ચતુરાઇ અદભુત દીઠી રે, સુંદર વર કહાનમાં રે;

ફૂલદડો ઉંચો ઉછાળી રે, સમજાવી સાનમા રે. ૪
નેણામાં નેહ ધરીને રે, મધુરાં હાસ્ય કરીને રે;
ચાલ્યા પ્રેમસખીનો વહાલો રે, મન ચિત્ત પ્રાણ હરીને રે. ૫

પદ ૩

સખી અલબેલે વહાલે રે, કામણ મને કીધલાં રે;
મોરલીમા મંત્ર ભણીને રે, મન મારાં લીધલાં રે. ૧
મોહનજીએ મોહની નાખી રે, મીઠા મીઠા વેણુની રે;
રાળજડું ઠારીને પેઠી રે, ચપળતા નેણુની રે. ૨
સખી જળ ભરવા ગઇતી રે, જમુનાના ઘાટમાં રે;
અચાનક આવીને મળિયા રે, ભુજ ભરી વાટમાં રે. ૩
તે દહાડાથી ઘેલડી કીધી રે, નંદને ગોવાળિયે રે;
મ્હેની મને વશ કરી લીધી રે, ગોહન વનમાળિયે રે. ૪
મન મારૂં ઝંખીને રહ્યું રે, ક્યારે દેખું નંદનો લાલો રે;
હવે મ્હેની પ્રેમસખીને રે, ક્યારે બોલાવશે વહાલો રે. ૫

પદ ૪

સખી મને પ્રીત બંધાણી રે, રૂડીલા કહાનમાં રે;
નેણે મારે વાસ જ કીધો રે, શ્યામળિયાના વાનમાં રે. ૧
અધર રસ પાન જ કરવા રે, વશ થયા નાથને રે;
પ્રેમે ઉર ઉપર ધરવા રે, ભુજદંડ હાથને રે. ૨
સખી એને લાલચ લાગી રે, વહાલાના અંગમાં રે;
મગ્ન થઇ ભમતા ફરે છે રે, મોહનજીના સંગમાં રે. ૩
શિવ સનકાદિક જોવા રે, ખોળતા જઇ ફરે છે રે;
તે રસ લોચન મારાં રે, સખી નિત્ય પાન કરે છે રે. ૪
મોટા મોટા મહા મુનિના રે, ધ્યાનમાં મોહન નાવે રે;
કૃપા કરી પ્રેમસખીને રે, વહાલો નિત્ય લાડ લડાવે રે. ૫

રાગ ગરબી–પદ ૧

રે સમર્પણ હરિવરનું સાચું, બીજું સર્વે ક્ષણભંગુર કાચું; ટેક.
રે સૌ સાથે પ્રીતિ ટાળી, રે ભાગ્યું મન મિથ્યા ભાળી;
છે વરવા જેવા એક વનમાળી. રે સમ૦ ૧
રે સ્થિર નહિ આવરદા થોડી, રે તુચ્છ જાણી આશા તોડી;
મે હરિના જીવન સાથે જોડી. રે સમ૦ ૨
રે ફોકટ ફેરા નવ ફરીએ, રે પરઘર પાણી શું ભરીએ;
રે વરીએ તો નટવરને વરીએ. રે સમ૦ ૩
રે ભૂધર ભેટયા ભય ભાગો, રે સૌ સાથે તોડયો ધાગો;
એ રસિક રંગીલાથી રંગ લાગો. રે સમ૦ ૪
રે એવું જાણીને સમર્પણ કીધું, રે મેહેણું તે શિર ઉપર લીધું;
બ્રહ્માનંદનું કારજ સીધું. રે સમ૦ ૫

પદ ૨

રે લગની તો હરિવરથી લાગી, મે તન ધનની આશા ત્યાગી; ટેક.
રે વાત કરૂં સુણ સાહેલી, રે બળિયોજી કીધા બેલી;
માથું પેહેલું પાસંગમાં મેલી. રે લગ૦ ૧
રે ન ડરૂં હું લોકતણી લાજે, રે શિર ઉપર ગિરધર ગાજે;
આ દેહ ધર્યો નટવર કાજે. રે લગ૦ ૨
રે શિરપર જો બીજો ધારૂં, રે તો બગડે જીવતર મારૂં;
હું જીતી બાજી તે કેમ હારૂં. રે લગ૦ ૩
રે હરિ વિના બીજાને વરવું, રે ગજ તજી ખર ચડીને ફરવું;
એ જીવ્યાથી રૂડું મરવું. રે લગ૦ ૪
રે મરજાદા જગની મેટી, રે બાંધી મેં પ્રેમતણી પેટી;
બ્રહ્માનંદનો વ્હાલો ભેટી. રે લગ૦ ૫

પદ ૩

રે શિરસાટે નટવરને વરીએ, રે પાછાં તે પગલાં નવ ભરીએ; ટેક.
રે અન્તર દૃષ્ટિ કરી ખોળ્યું, રે ડહાપણ ઝાઝું નવ ડોળ્યું;

એ હરિ સારૂ માથું વેચ્યું. રે શિર૦ ૧
રે સમજ્યા વિના નવ નિસરીએ, રે રણમધ્યે જઇને નવ ડરીએ;
ત્યાં મુખપાણી રાખી મરીએ. રે શિર૦ ૨
રે પ્રથમ ગડે શૂરો થઇને, રે ભાગે પાછો રણમાં જઇને;
તે શું જીવે ભુંડું મુખ લઇને. રે શિર૦ ૩
રે પેહેલુંજ મનમાં ચેવટીએ, રે હોડેહોડે જુધ્ધે નવ ચડીએ;
જો ચડીએ તો કટકા થઇ પડીએ. રે શિર૦ ૪
રે રંગસહિત હરિને રટીએ, રે હાક વાગે પાછા નવ હટીએ;
પ્રહ્લાનંદ કહે ત્યાં મરી મટીએ. રે શિર૦ ૫

પદ ૪

રે ધરિયા અંતર ગિરિધારી, શું કરશો ઘેળ્યા હવે સંસારી; ટેક.
રે હું કોઇની ન રહું ઝલી, રે વહાલાને થાવા વહાલી;
રે શિર કરમાં લેઇને ચાલી. રે ધરિયા૦ ૧
રે જેમ ગજ જાય બજાર ખુસી, રે સ્વાન મરે મહુ ભસી રે ભસી;
તે હાથીને નહિ શંકા કશી. રે ધરિયા૦ ૨
રે બળવા ઉઠ જો સતી સાચી, રે રોમ રોમ પીયા સંગ રાચી;
તે પડમાં જાઇ ન વળે પાછી. રે ધરિયા૦ ૩
રે જો પડથી પાછી આવે, રે લાજ તજી મન લલચાવે;
તે સતી મટીને કુત્તી કહાવે. રે ધરિયા૦ ૪
રે પ્રહ્લાનંદ એમ વિચારી, રે બીજું સર્વે કાઢી બા'રી;
રે મળિયા મોહન સુખકારી. રે ધરિયા૦ ૫

---

રાગ ગરબી–પદ ૧

લાગો મારે નટવરથી નેહો, કે હવે મેં તો શિર નાખ્યો છેહો રે; ટેક.
કે સહુ મળીને મુજને વારી, કે અટકી મનવૃત્તિ મારી;
કે ધણી મેં તો ધાર્યા ગિરિધારી રે. લા૦ ૧

કે શું મતલબ મારે કોઇ સાથે, કે મેહેણું મારે મોહનનું માથે;
કે હરિવરે મુંને ઝાલી હાથે રે. લા૦ ૨
કે મોડું વેહેલું સહુ જાવાનું, કે તેને ખિન્ન્યે તે શું થાવાનું;
કે મેહેણું મારે અવિચળ માવાનું રે. લા૦ ૩
કે કોઇ કદી મુજને શું કરશે, કે ગજ ચઢી ચંદા કોણ ધરશે;
કે શ્વાન ભસી ભસીને મરશે રે. લા૦ ૪
કે સમઝીને મેં તો પગ ભરીયા, કે સર્વે વિષયરસ વિસરીયા;
કે બ્રહ્માનંદનો વહાલો વરીયા રે. લા૦ ૫

પદ ૨

લાગી મારી નટવરથી લગની, કે મર્યાદા મેલી જગની રે; લાગી૦ ટેક
કે એક ટેક અંતર ધારી, કે સગાં કુટુંબ સહુ વિસારી;
કે મન કર્મે વરિયા મોરારી રે. લાગી૦ ૧
કે કર્યું મેં તો તન ધન કુરબાણી, કે હરિ વિના ન વદું અન્ય વાણી;
કે કહાન કુંવરથી અટકાણી રે. લાગી૦ ૨
કે સુખ મેં તો સંસારી છોડ્યું, કે સહુ સાથે સગપણ તોડ્યું;
કે જગજીવન સાથે જોડ્યું રે. લાગી૦ ૩
કે મેહેણાં જગકેરાં સહીને, કે સ્થિર મન મતવાળી થઇને;
કે ચાલી હું તો શિર કરમાં લઇને રે. લાગી૦ ૪
કે બેઠી હું તો ભય જગનો ખોઇને, કે મન નિશ દિન રહ્યું છે મોહીને;
કે બ્રહ્માનંદનો વહાલો જોઇને રે. લાગી ૫

પદ ૩

મોહી હું તો નટવરને વાને, કે કીધી વશ ડોલરિયે કહાને રે; મોહી૦ ટેક.
કે ચિત્તડામાં લાગી ચટકી, કે લોકતણી લજ્જા પટકી;
કે નંદના નંદન સાથે અટકી રે. મોહી૦ ૧
કે જીવી જીવને શું પરણું, કે જેના શિર ઉપર મરણું;
કે સમરથનું લીધું શરણું રે. મોહી૦ ૨

કે થઇ પુરુષોત્તમથી પ્રીતિ, કે નથી હું લોકથકી બ્હીતી,
કે જગપતિ વરી હું તો જગ જીતી રે. મોહી૦ ૩
કે અસલ વાત મુને ઓળખાણી, કે થઇ મારે સર્વ દુઃખની હાણી;
કે પ્રીતમ મુખ રાખ્યુ પાણી રે મોહી૦ ૪
કે સ્થિર થઇ અંતરમા ઠરીયુ, કે વ્હાને મારું મન ગમતું કરીયુંઃ
કે બ્રહ્માનંદનુ કારજ સરીયું રે. મોહી૦ ૫

પદ ૪

કે વર્યા મે તો રંગભર વહાલાને, કે લટકાળા નંદલાલાને રે; વર્યા૦ ટેક
કે કીધું મે તો નિશ્ચય વિચારીને, કે દુરીજન થાકયા મુને વારીને;
કે ધાર્યા એક વર ગિરિધારીને રે. વર્યા૦ ૧
કે જેમ રણશુરાની લગનિ, કે ઉડે તોપ બાણ અગ્નિ;
કે પાની ન ધરે પાછી પગની રે. વર્યા૦ ૨
કે સતી જેમ પાછુ નવ ભાળે, કે તનકેરાં સુખને ટાળે;
કે અગ્નિમાં અંગ પરજાળે રે. વર્યા૦ ૩
કે શુરો કાયર થાય ડરી, કે સતી ઘર આવે પાછી ફરી;
કે માત પિતામાં તેને ખોટ ખરી રે. વર્યા૦ ૪
કે બ્રહ્માનંદ એમ જોવું પેહેલું, કે દેખીને નવ થાવુ ઘેલુ;
કે કામ કઠણ છે નથી સેહેલું રે. વર્યા૦ ૫

રાગ ગરબી—પદ ૧

અવસર આવ્યો રે સારો, વરીએ નટવર નંદદુલારો; ૧
અંતર વિચારી રે જોવું, ખોટા સંગ ન જીવતર ખોવું. ૨
તુચ્છ જગસુખને રે તજીએ, ભવદુઃખ મેટણ નટવર ભજીએ. ૩
ધડક ન મનમાંરે ધરીએ, સગપણ સ્વામળિયા સાથે કરીએ. ૪
વહાલો બ્રહ્માનંદનો રે વરતાં, છાને દુરીજન દાઝી મરતા. ૫

પદ ૨

સગપણ કીધું રે સાચુ, હવે હું રંગ બીજે નવ રાચું. ૧
અખંડ એવાતન રે મારું, હરિ વિના ધણી નવ બીજો ધારૂં. ૨

માથું જાતાં રે કેમ મેલું, બાંધ્યું મારે કહાન કુંવરથી બેલું; ૩
એ સુખ ન શકું રે વરણી, પૂરણ પુરૂષોત્તમને પરણી. ૪
બ્રહ્માનંદ ઉપર રે હરિ રાજી, દુરીજન છોને મરતાં દાઝી. ૫

પદ ૩

દૃઢ મન આંટી રે ધારી, વરી હું તો નટવર કુંજવિહારી. ૧
હરિવર વરિયા રે હેલી, મેં માથાની લાલચ મેલી. ૨
તનની આશા રે ટાળી, મેં તો ઉર ધાર્યા છે વનમાળી. ૩
શંકા જગની રે મેટી, ભાવે હું તો ભૂધરજીને ભેટી. ૪
બ્રહ્માનંદનો રે સ્વામી, પૂરણ પુણ્ય કરીને પામી. ૫

પદ ૪

સમજી વિચારી રે ચાલી, મોહન વરવા આંટી ઝાલી. ૧
માથું જાતાં રે નવ છૂટે, ફોડ્યો હીરો જેમ નવ ફૂટે. ૨
મનડું બાંધ્યું રે મારૂં, હવે હું જગ ભાગી નવ હારૂં. ૩
કેદી નહીં મેલું રે કેડો, રહાયો મેં નંદકુંવરનો છેડો. ૪
બ્રહ્માનંદ કેરો રે પ્યારો, ન કરૂં નટવર અધ ક્ષણ ન્યારો. ૫

---

રાગ ગરબી–પદ ૧

હું તો ચાલી રે હું તો ચાલી, શિર લઇ કરમાંય, વરવા તે નંદકુમારને. હું૦ ૧
ખોટા સુખમાં રે ખોટા સુખમાં, નવ મન લલચાય, નિશ્ચય કરિયે નિરધારને. ૨
સગાં સર્વે રે સગાં સર્વે, દેખીને દુભાય, ન ધરૂં હું તેના ભારને. હું૦ ૩
હરિ ભજતાં રે હરિ ભજતાં, તન ધન જો જાય, કેદી ન માનું હરિને. હું૦ ૪
બ્રહ્માનંદ કહે રે બ્રહ્માનંદ કહે, વરી જાદવરાય, સર્વ તજી સંસારને. હું૦ ૫

પદ ૨

મેં તો નાખ્યો રે મેં તો નાખ્યો, હવે છેડો શીશ, મનડું લોભાણું કહાનમાં. મેં૦ ૧
નવ કરશો રે નવ કરશો, દેખી કોઇ રીસ, તનડું વેંધાણું તાનમાં. મેં૦ ૨
લોભાણી રે લોભાણી, હું તો વિશ્વાસે, વિઠ્ઠલજીના વાનમાં. મેં૦ ૩

માથું જાતા રે માથું જાતાં, હું નહિ મેલીશ ધરથી, વિચારૂં ધ્યાનમાં. મેં૦ ૪
બ્રહ્માનંદને રે બ્રહ્માનંદને, વહાલે જગદીશે, મુજને બોલાવી માનમાં. મેં૦ ૫

પદ ૩

મુને લાગો રે મુંને લાગો, રસિયા તારો રંગ, ન વરૂં હું બીજા કોઇને. મુ૦ ૧
હું તો આવીશ રે હું તો આવીશ, છેલા તારે સંગ, કુળમર્યાદા ખોઇને. મુ૦ ૨
આંટી પાડી રે આંટી પાડી, ઉરમાંય અભંગ, મન મતવાળી હોઇને. મુ૦ ૩
ભાવે ભેટી રે ભાવે ભેટી, અતિ આનંદ અંગ, મનડું રહ્યું છે મોહીને. મુ૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના, વહાલા લેહેરી તરંગ, જીવું છું તુજને જોઇને. મુ૦ ૫

પદ ૪

નવ ફરીએ રે નવ ફરીએ, જગકેરી લાજ, વરીએ તો સુંદર સ્યામને. નવ૦ ૧
સર્વે જુઠો રે સર્વે જુઠો, સંસારી સાજ, આપે નહિ આરામને. નવ૦ ૨
તન કરીએ રે તન કરીએ, નટવરને કાજ, સર્વ તજી ધન ધામને. નવ૦ ૩
ઉર ધરીએ રે ઉર ધરીએ, રસિયો ગુણ જહાજ, નિત્ય ગાયે ગુણગ્રામને. નવ૦ ૪
બ્રહ્માનંદનો રે બ્રહ્માનંદનો, વહાલો વ્રજરાજ, હૈડાની પૂરે હામને. નવ૦ ૫

---

રાગ ગરબી-પદ ૧

વંહાલા લાગો છો વિશ્વાધાર રે, સગપણ તમ સાથે;
મેં તો સર્વે મેલ્યો સંસાર રે, સગપણ તમ સાથે. ૧
મારા મનમાં વસ્યા છો આવી સ્યામ રે, સ૦ તમ સારુ તજ્યું ધન ધામ રે. સ૦૨
મારું મનડું લોભાણું તમ પાસ રે, સગ૦ મુંને નથી બીજાની આશ રે. સ૦૩
મારે માથે ધણી છો તમે એક રે, સગ૦ મારી અખંડ નિભાવજો ટેક રે. સ૦૪
મેં તો દેહ ધર્યો છે તમકાજ રે, સગ૦ તમને જોઇ મોહી છું વ્રજરાજ રે. સ૦૫
હું તો હેતે વેચાણી તમ હાથ રે, સગ૦ છો બ્રહ્માનંદના નાથ રે. સ૦૬

પદ ૨

મારે આવ્યો અલૌકિક દાવ રે, કોઇ મુંને શું કરશે;
માથા સાટે વર્યા મેં તો માવ રે, કોઇ મુંને શું કરશે. ૧

હવે બળે છે જગમાં બલાય રે. કો૦ મેં તો ભેટ્યા છે ભૂધર રાય રે. કોઇ૦ ૨
અતિ આનંદ થયો છે મારે અંગરે, કો૦ લાગ્યો રસીયાજીનો રંગ રે. કોઇ૦ ૩
થઇ જગમાં અલૌકિક જીતરે, કો૦ લાગી પૂરણ સલુણા સાથે પ્રીત રે. કોઇ૦ ૪
મારે વહાલે દીધું છે મુને માન રે, કો૦ મુને કીધી સોહાગણ કહાન રે. કોઇ૦ ૫
હવે થયો સંસારિડો ઝેર રે, કો૦ બ્રહ્માનંદને વહાલેજી કીધી મેહેર રે. કોઇ૦ ૬

પદ ૩

જોઇ છેલ છબીલાની ચાલ રે, મન મારું લોભાણું;
વળી ભૂરકી નાખી છે નંદલાલ રે, મન મારું લોભાણું. ૧
સહુ ઘેલી કહેછે સંસાર રે, મન૦ મેં તો નિરખ્યા છે નંદ કુમાર રે. મન૦ ૨
કોઇ શાને કરો છો મારી છેડ રે, મન૦ નહીં મેલું કાનુડાની કેડ રે. મન૦ ૩
સર્વે ભૂલી છું ઘરડાનું કાજ રે, મન૦ એક વહાલા કીધા છે વ્રજરાજરે. મન૦ ૪
હવે રટના લાગી છે દિન રાત રે, મન૦ થઇ શિરસાટાની વાત રે. મન૦ ૫
મુંને કીધી માનિતી સહુ માંહરે, મ૦ બ્રહ્માનંદને વહાલેજી ઝાલી બાંહ્ય રે. મન૦ ૬

પદ ૪

બારી કાઢી જગતની બીક રે, વરી હું તો વનમાળી;
મેં તો સમઝી વિચારી કીધું ઠીક રે, વરી હું તો વનમાળી. ૧
તુચ્છ જાણીને કીધું સર્વે સાગ્ર રે, વરી૦ મોહી રસિક સલુણાને રાગ રે. વરી૦ ૨
મુંને ચટકી લાગી છે ચિત્તમાંહ્ય રે, વરી૦ બીજું વહાલા વિના ન સોહાય રે. વરી૦ ૩
મુંને કાંઇ ન સુઝે કામ રે, વરી૦ થયું હરિ વિના સર્વે હરામ રે. વરી૦ ૪
હવે નિઃશંક થઇ છું નચિન્ત રે, વરી૦ થઇ જગમાં અલૌકિક જીત રે. વરી૦ ૫
સમઝી કીધું છે તન કુરબાન રે, વરી૦ બ્રહ્માનંદના વહાલાથી બાંધ્યા પ્રાણ રે. વરી૦

---

રાગ ગરબી પદ ૧

મારે આજ પ્રીતમ ઘેર આવશે જીરે; મુને હેતે કરીને બોલાવશે જીરે. આ. ૧
એના સાથીડાને સાથે લાવશે જીરે; કરી લટકાં તાળી દઇ ગાવશે જીરે. આ. ૨
હરિ હેતે કરીને સામું ભાળશે જીરે; રંગડાની તે રેલ વાળશે જીરે. આ. ૩

કરી ખ્યાલ અલૌકિક ખેલશે જીરે; માથે ફૂલડાંનાં છોગલા મેલશે જીરે. આ. ૪
બ્રહ્માનંદનો સ્વામી સ્યામળો જીરે; સુખ દેશે આવીને ઉતાવળો જીરે, આ. ૫

પદ ૨

જોઇ રહી છું પ્રીતમજીની વાટડી જીરે; મેં તો ખાંતે ઢાળી ખાટડી જીરે. જો. ૧
અગર ચંદને લીંપાવું ઓરડા જીરે; જળ કુંભ ભરાવું કોરડા જીરે. જો. ૨
રૂડાં ભોજન કર્યાં છે રસભર્યા જીરે; તાગ્ન તરત તૈયાર ઢાંકી ધર્યા જીરે. જો૦ ૩
મેં તો સજ્જ કરાવી શેરીયા જીરે; ચોકે ચોકે તે ફુલડાં વેરીયાં જીરે. જો૦ ૪
બ્રહ્માનંદના સ્વામીને કોડલે જીરે; મેં તો તોરણ બંધાવ્યા ટોડલે જીરે; જો૦ ૫

પદ ૩

ધન્ય ધન્ય ઘડી છે આજની જીરે; રુડી ખબર આવી મહારાજની જીરે. ધ૦ ૧
સખી મળીમળી મંગળ ગાય છે જીરે; અતિઆનંદ ઉભરાણો જાય છે જીરે. ધ૦ ૨
મોતીથાળ ભરી ટોળે મળી જીરે; સખી હરિને વધાવા થઇ આકળી જીરે. ધ૦ ૩
સર્વે ઘરનો તે ધંધો વિસરી જીરે; હરિને મળવા આતુર થઇ સુંદરી જીરે. ધ૦ ૪
ઘરમાંથી આવી ઉભી બારણે જીરે; બ્રહ્માનંદના સ્વામીના કારણે જીરે. ધ૦ ૫

પદ ૪

મારે આજ પ્રીતમ ઘેર આવિયા જીરે; ભરી મોતીડે થાળ વધાવિયા જીરે. આ૦ ૧
પહેલાં નીરે ઉને નવરાવિયા જીરે; પછી પ્રીતમ મહીં પધરાવિયા જીરે આ૦ ૨
મેં તો ભોજન જમાડ્યાં ભાતભાતનાં જીરે; વહાલે આપ્યા તે સુખ એકાંતનાં જીરે. આ૦ ૩
પહેલું પરઠ્યું હતું તે વેણુ પળ્યા જીરે; વહાલો હેતે કરીને મુજને મળ્યા જીરે. આ૦ ૪
બ્રહ્માનંદ કહે આજની ધન્ય ઘડી જીરે; મારો વહાલો પધાર્યા સેજડી જીરે. આ૦ ૫

પદ ૫

વારી જાઉં પ્રીતમજીની ઉપરે જીરે; મારા વહાલાજીને જોઇને નેણાં ઠરે જીરે. વા૦ ૧
વારેવારે બોલાવે વાલમ જીરે; મારું ચિત્ત લોભાણું એની ચાલમાં જીરે. વા૦ ૨
એનાં ફુલડાંનાં છોગાં જોઇને જીરે; મારું મન રહ્યું છે મોહીને જીરે. વા૦ ૩
ઉભો મોરલી મધુરે સ્વરે વાય છે જીરે, સુણી હૈડામાં હરખ ન માય છે જીરે. વા૦ ૪
વહાલો પ્રગટ થયા એમ કારણે જીરે; કહે બ્રહ્માનંદ જાઉં એને વારણે જીરે. વા૦ ૫

પદ ૬

હું તો મોહી રંગીલા તારા રંગમાં જીરે; મારે આનંદ વાધ્યો છે અંગમાં જીરે. મો. ૧
સમજાવી તેં મુજને સાનમાં જીરે; મન તાણી લીધું મોરલીના તાનમાં જીરે. મો. ૨
મુને નેહડો જણાયો નેણમાં જીરે; વળી મેં ડપ લાગી તારા વેણમાં જીરે. મો. ૩
હું તો ઘેલી થઇ તારા ગીતમાં જીરે; તારૂં છોગલું પેઠું મારા ચિત્તમાં જીરે. મો. ૪
બ્રહ્માનંદ કહે પ્રેમની લહેરની જીરે; મુને ભુરકી નાંખી કોઇ પેરની જીરે. મો. ૫

પદ ૭

જાણી જાણી છબીલા તારી વાટડી જીરે; ઘણી કીધી છે મુજને ઘાતડી જીરે, જા. ૧
તમ કાજે સજીમેં તો સેજડી જીરે; તમને વચમાં બીજી નવ રીઝડી જીરે. જા. ૨
તમે મુજને બાંધી ગયા કોલમાં જીરે; જઇ મહાલ્યા તે કોઇના મહેલમાં જીરે. જા. ૩
એવી કોણ મળી તમને માનિની જીરે; જેણે શુદ્ધ ભુલાડી ખાનપાનની જીરે. જા. ૪
બ્રહ્માનંદ કહે જોઇ રહી વાટડી જીરે; તમે કુડની માંડી છે ભલી હાટડી જીરે. જા. ૫

પદ ૮

ધન્ય ધન્ય જશોદા નંદને જીરે; ઘણે હેતે મળ્યાં ગોવિંદને જીરે. ધ૦ ૧
જેને નેતિ નેતિ વેદ ગાય છે જીરે; જેની ગાયો ચરાવા જાય છે જીરે. ધ૦ ૨
જેનું ધ્યાન જોગી મનમાં ધરે જીરે; તે તો પુત્ર થઇને ઘરમાં ફરે જીરે. ધ૦ ૩
જેના નામ તણું લેખું નહિ જીરે; તેને ગોપી બોલાવે કહાનુડો કહી જીરે. ધ૦ ૪
જેને કાજે મુનિ વને દેહ દમે જીરે; તે તો બ્રહ્માનંદ ગોવાળમાં રમે જીરે. ધ૦ ૫

---

રાગ ગરબી. પદ ૧

તમ પર વારી રે વહાલા, નૌતમ સુંદર વર નંદલાલા ત૦ ટેક.
મોરલી મધુરી રે વાતા, મારે ઘેર આવજો ગાતા ગાતા;
નેણાં ઠરે છે જોઇને, મનડું રહ્યું છે તમ પર મોહીને. ત૦ ૧
રસિયા આવો રે રમતા, ગિરિધર ગોપીને મન ગમતા;
તમ વિના તનડું રે દાઝે, તન ધન કુટુંબ તજ્યું તમ કાજે. ત૦ ૨
સુંદર લટકે રે મન લીધાં, કામણ મોરલીમાં કાંઇ કીધાં;

જોતા વર તમ જેવા રે કોઇ ન જડે, મોહી છું મુખડાને મરકલડે. ત૦ ૩
મૂર્તિ તમારી રે માવા, જો રે રાખું નહીં દઉં જાવા;
રૂપ અનુપમ રે રંસિયા, બ્રહ્માનંદતણે મન વસિયા ત૦ ૪

પદ ૨

મારે ઘેર આવજો રે વહેલા, ગિરિધર શું થઇ બેઠા ઘેલા. મારે૦ ટેક.
હાજર ઉભા રે રહેશું, જે જોઇએ તે આણી આણી દેશું;
છાના રાખું નહીં કંઇ છતા, જે ભાવે તે લેજો ખાવા. મારે૦ ૧
મારે ઘેર ગોરસડાની ગોળી, ભાવે તે પાજો બીજું નાંખજો ઢોળી;
તેનું કાંઇ નવ કહેશું તમને, મનમાં આવે તેમ કહેજો અમને. મારે૦ ૨
જેમ તેમ કરીને રે આવો, શું બેઠા છો બાંધી દાવો;
કહો તો પગભરે ઉભા રાખે, વળી તમે લેંચો ત્યાં લે ચાલે. મારે૦ ૩
અમે તમારાં રે કહેવરાવ્યાં, પહેલાં તમે પ્રીત કરીને બોલાવ્યાં;
ઢાલપ મેલો રે કાલા, વારી જાઉં બ્રહ્માનંદના વહાલા. મારે૦ ૪

પદ ૩

જુગતિ તમારી રે મેં જાણી, કાંધી તમે કુબ્જાને પટરાણી. જુ૦ ટેક.
સાચી વાત ગમે નહી કોઇને, મારે બેઠા મુખડું જોઇને;
કહોને કુબ્જાએ રે શું દીધું, બીજે લુંટી તમારૂં શું લીધું. જુ૦ ૧
લોક કરે છે રે હાંસી, તમને વશ કરી લીધા દાસી;
જેમ તેમ કહે છે આવતાં જાતાં, તે તો અમથી નથી ખમાતાં. જુ૦ ૨
છળ બળ છેતરવાની વાતુ, કોની પાસે શિખ્યા છો ઘાતુ;
મોહન ઘરના રે ધૂતારા, મામા માસીને હાથે માર્યા. જુ૦ ૩
તમને લાજ મળે નહિ તેની, કોઈ આવી મુખડા ઉપર કહેની;
કોઇ વિધ તમમાં નવ મળે કાચું, બ્રહ્માનંદ કહે છે સાચું. જુ૦ ૪

પદ ૪

મારે ઘેર આવજો રે કહાના, શાને તમે રહો છો છાના છાના. મારે૦ ટેક.
દુરિજન લોકડાં રે શું કરશે, મતિયાં મનમાં બળી બળી મરશે;

શંકા ધરો છો રે કેની, જોતાં જગત વિચારે છેની. મારે૦ ૧
મંદિર પધારો રે માવા, સૌ જાણે તેમ થઈને ચહાવા;
મોહન આવો છોગલાં મેલી, સહુકો સુખ પાવે સાહેલી. મારે૦ ૨
મહેણું તમારૂં રે અમ માથે, સમપણ કીધું છે તમ સાથે;
સંગડો તમારો રે શિર સાટે, મોહન આવો નહીં શા માટે. મારે૦ ૩
તન ધન સર્વે રે તમારૂં, જો તમે લિયો તો હું પરવારૂં;
મોરલી મધુરી રે વાજે, બ્રહ્માનંદને અધર રસ પાજે. મારે૦ ૪

---

## રાગ ગરબી. પદ ૧

મથુરાંથી મોહન પાસેથી, ઉદ્ધવજી ભલે આવ્યા રે;
અમ ઉપર અતિ મહેર કરીને, કૃષ્ણ સંદેશો લાવ્યા રે. ૧
કૃષ્ણે કહ્યું તમે બ્રહ્મ વિચારો, જોગની જુક્તિ જાણો રે;
સચરાચર વ્યાપક હું સઘળે, તે અંતરમાં આણો રે. ૨
એકાંતે બેસી આસન સાધવા, પ્રાણાયામ ન થાવે રે;
રેચક પૂરક કુંભક રીતિ, એ અમને નવ આવે રે. ૩
તમે તો હરિના હુકમ હજુરી, મન રાખો વિચાર રે;
એકે મન કરી જોગ અભ્યાસો, બીજે કરો વ્યવહાર રે. ૪
ગોકુળ વાસીને મન એકજ તે, હરિ લઈ ગયા સાથે રે;
બ્રહ્માનંદ કહે મન સોતાં, વેંચાણાં એને હાથે રે. ૫.

### પદ ૨

વ્યાપક બ્રહ્મને કોઇક વિચારે, જે તમ જેવા જોગી રે;
અમે તો ભોગીલાં આહિરડાં, ભૂધરજીનાં ભોગી રે. ૧
નામ ને રૂપ મળે નહીં જે તે, નહીં જેને આકાર રે;
એવા તેહિ પ્રભુ તમારે, અમારે નંદકુમાર રે. ૨
મન મોહન લટકાળાને મળીને, બીજે મન નવ જાવે રે;
અમૃતના પીનારાને ઉદ્ધવ, ખાટી છાશ કેમ ભાવે રે. ૩

અલબેલા નટવર વિના અમને, અંતરે સુખ નવ થાય રે;
સો લાઘણુ પડે આવીને સામટી, કેસરી ઘાસ ન ખાય રે. ૪
અમે વેપાર ન કરીએ ઉદ્ધવજી, આગલા ભવની ઉધારે રે.
બ્રહ્માનંદ કહે હરિ જોએ, પ્રગટ પ્રમાણુ અમારે રે. ૫

પદ ૩

અમને તો જોગની વાત ઉદ્ધવજી, અંતરમાં નવ ભાવે રે;
મન મોહન નટવરની મૂર્તિ, તે વિના કોઇ ન સુહાવે રે. ૧
દાદુર મીન બેઉ જળનાં સ્નેહી, જળમાં રહે જળ પીવે રે;
નીર વિના દાદુર તન રાખે, જળ વિના મીન ન જીવે રે. ૨
મીન તણી ગતી થઇ છે અમારે, નીર તે નંદ દુલારો રે.
તમે તો મોટા કૃષ્ણુના કાકા, જોઇને જોગ વિચારો રે. ૩
જોગ તો ઉદ્ધવ તે કરે, જેને વહાલા નહીં ઘનશ્યામ રે,
જેનું શરીર અરોગી તેને, ઔષધનું શું કામ રે. ૪
લાખ વાતુની એક જ વાત છે, કૃષ્ણ અમારા પ્રાણુ રે;
બ્રહ્માનંદ કહે બીજી રીતે, અમને ન થાય સુવાણુ રે; ૫

પદ ૪

કહોને ઉદ્ધવજી મજાની ક્યારે, વાત કરે છે વહાલો રે;
ક્યારેય કહે છે જે નંદ જશોદાને, મળવા કાજે ચાલો રે. ૧
ક્યારેય કહે છે કંસથી છાના, ગોકુળમાં અમે રહેતા રે;
મારગમાં રોકી મહીઆરી, લુંટીને મહી લેતા રે. ૨
ક્યારેય કહે છે જમુના જળમાં, નિત્ય નિત્ય રમતાં નહાતા રે;
ગોપીના ઘરમાં પેસીને, મહી માંખણુને ખાતા રે. ૩
ક્યારેય કહે છે વનમાંહી જાતા, સર્વે ગોવાળા સાથે રે;
ગુંજાના હાર ગળા માંહી પહેરીને, મેલતા છોગલાં માથે રે. ૪
ઉદ્ધવજી અમને કહી દાખો, રસિયાજીની રીતિ રે;
બ્રહ્માનંદ કહે કેવીક થઇ છે, કુબ્જા સંગાથે પ્રીતિ રે. ૫

રાગ ગરબી પદ ૧

ચિત્ત નાવે તેવાં ચરિત્ર કરો, ચરિતાળા જી;
વળી મનુષ્ય સરીખા થઇ ફરો, ચરિતાળા જી. ૧
તમે કરૂણાનિધિ કેહેવાઓ છો, ચ૦ દોર્યા જનના દોરાઓ છો. ચ૦ ૨
એક મુનિ દ્વારામતી આવીયા, ચ૦ ધન વિના નહી નવરાવિયા. ચ૦ ૩
ત્રણ લાંઘણ થઇ જળ કાંઠડે, ચ૦ ગયા ઉઠીને આરામડે. ચ૦ ૪
સાંહી કોરી માગે છાપની, ચ૦ મનુવાર કરે કહી થાપની. ચ૦ ૫
અન્ન ન મળ્યું ત્રણ દી પેટમાં, ચ૦ ગયા બેઠી બેસી બેટમાં. ચ૦ ૬
મંદિર ગયા દર્શન કારણે, ચ૦ નિર્ધન જોઇ કાઢ્યા બારણે. ચ૦ ૭
બેઠા મંદિર સામે હાટડે, ચ૦ ગુગળી દ્વિજને પાયે પડે. ચ૦ ૮
દ્યો દર્શન છૂટી મુજને, ચ૦ દેખું અંતર કોમળ તુજને. ચ૦ ૯
કહે દ્વિજ તું જેવા બહુ ફરે, ચ૦ સૌ કોરી દઇ દર્શન કરે. ચ૦ ૧૦
એ તીરથ એવી રીત છે, ચ૦ એક પૈસા સાથે પ્રીત છે. ચ૦ ૧૧
એમ જાણી મુનિ ઉદાસ થયા, ચ૦ દિન ચાર ઉપોષણ કરી રહ્યા. ચ૦ ૧૨
મુનિ સ્તવન બહુ વિધિ કિધલાં, ચ૦ ત્યારે તમે દર્શન દીધલાં. ચ૦ ૧૩
મહા પ્રસંન થઇ મુનિને મળ્યા, ચ૦ તનતાપ પાપ સર્વે ટળ્યાં. ચ૦ ૧૪
મુખ માગ્યું તે તમે આપિયું, ચ૦ ત્યાગીનું સંકટ કાપિયું. ચ૦ ૧૫
ત્યાંના રહેનારાં ઉપરે, ચ૦ થયા અધિક કુરાજી અંતરે. ચ૦ ૧૬
સચ્ચિદાનંદની અરજી સુણી, ચ૦ ભૂધર આવ્યા વરતાલ ભણી. ચ૦ ૧૭
લક્ષ્મીનારાયણમાં વસ્યા, ચ૦ અવિદ્યાના કરતલ આળસ્યા. ચ૦ ૧૮
સૌ સામગ્રી લઇ આવીયા, ચ૦ હરિભક્તતણે મન ભાવિયા. ચ૦ ૧૯
બારહર બારૂ ગોમતી, ચ૦ વરતાલ કરી દ્વારામતી. ચ૦ ૨૦
સૌ તીરથ આગળ પાસળે, ગ૦ મુનિવરનાં મંડળ ત્યાં મળે. ચ૦ ૨૧
ત્યાં પ્રગટ કરી તમે છાપને, ચ૦ બાળે કોટી જન્મનાં પાપને. ચ૦ ૨૨
વરતાલ અખંડ વિરાજીયા, ચ૦ ભક્તોનાં સંકટ ભાંજીયાં ચ૦ ૨૩
એ લીલા તમારી ગાય છે, ચ૦ તેને મનવાંચ્છિત સુખ થાય છે. ચ૦ ૨૪
બ્રહ્માનંદ કહે મેલી આંબળો, ચ૦ રાજી થઇ જાણો રાવળો. ચ૦ ૨૫

રાગ કાફી—પદ ૧

આજ મેં તો ભેટ્યા રે, અંકભર પ્રગટ હરિ,
આનંદ ઉદીયો રે, નિરખી નજરે ઠરી; ટેક.
ધન્ય સખી દિન આજનો, વળી ધન્ય મુહુરત ધન્ય વાર,
કરુણાનિધિ મુજ કારણે, મારે મંદિર પધાર્યા મોરાર;
દુર્બળ જાણી રે, મુજપર મેહેર કરી. આ૦ ૧
સ્વ ઇચ્છા આવ્યા ચાલીને, આશુની ઓળખાણ,
તન મન ધન મોહન છબી ઉપર, કરી નાખું કુરબાણ;
અઢળક ઢળીયા રે, સખી મુને અમર ભરી. આ૦ ૨
હું સૂતીતી ભર નિદ્રામાં, જગવી સ્યામ જરુરે,
ભેટતાં અંતરથી ભાગ્યું, મોહ માયાનું પૂર;
અંખિયાં ઉઘડી રે, થઇ છે ખબર ખરી. આ૦ ૩
સુંદર સ્યામ મનોહર સુરત, મૂરતિ બેઉ સમાન,
બ્રહ્માનંદ થઇ છું રસબસ, દેખતાં ગુલતાન;
શંકા મેટી રે, હું તો વર અમર વરી. આ૦ ૪

પદ ૨

મંદિર પધાર્યા રે, મોહન મન ગમતા,
બંસી વાતા રે, રસિક એ રંગ રમતા; ટેક.
આવીને આગણામાં રે, ઉભા ઓચિંતા અલબેલ,
હું જાગી પ્રીતમ ગલ લાગી, મચી છે રંગની રેલ;
રુપે રૂડા રે, કોમળ પદ કમતા. મં૦ ૧
નૌત્તમ ચાલ ખ્યાલ પુનિ નૌત્તમ, રાજત નૌત્તમ રીત,
નૌત્તમ લાલ નિરખતાં સજનિ, પૂરણ વાધી પ્રીત;
આનંદ વાધ્યો રે, ગઇ સબ ઉન્નમતા. મં૦ ૨
ચમકા કરતી ચાંખડી પગે, છડી જડી નંગ હાથ,
જરકસ પાઘ જરીમય જામો, નિરખ્યા દીનાનાથ;
લોભિત નેણાં રે, શોભિત લાવણ્યતા. મં૦ ૩

અદ્‌ભુત રુપ અજબ આભૂષણુ, નટવર નંદકુમાર,
બ્રહ્માનંદ પ્રગટ પ્રીતમ પર, વારી વારંવાર;
ભૂધર ભેટ્યા રે, થઇ અંતર સમતા. મં૦ ૪

પદ ૩

મોટો મહિમા રે, જગમાં હરિજનનો,
મોહ નિવારે રે, દુષ્કર આ મનનો; ટેક.
અગમ અગાધ સ્વરૂપ અગોચર, વદત નેતિ કરી વેદ,
પ્રગટ પ્રમાણુ હરિ પુરુષોત્તમ, સાધુ જાનત ભેદ;
ઘેરો ભાગે રે મનકૃત ભિન્ન ભિન્નનો. મોટો૦ ૧
સાધે પ્રાણુ સમાધિ ચઢાવે, આસન દઢ એકાંત,
મનની ભ્રમણા તબ મીટે, જબ ભેદ બતાવે સંત;
તેને સંગે રે અધ્યાસ ટળે તનનો. મોટો૦ ૨
અડસઠ તીર્થ કરી ફરી આવે, દેત વિવિધ દાન,
સતસંગ બિન સમજે નહીં, કોઇ સાચી વાત નિદાન;
સંશય ભાગે રે અંતર પાપ પુણ્યનો. મોટો૦ ૩
શ્રુતિ સ્મૃતિ સબ કી ગાથા આવત, સંત સમાગમ સાર,
ભવસાગરે તરવાને કારણુ, નાવ રચ્યો કીરતાર;
બ્રહ્માનંદ શરણો રે ન તજીએ સંત ધનનો. મોટો૦ ૪

પદ ૪

હરિજન સંગે રે, સ્વે હરિ તરત મળે,
આનંદ વાધે રે, બ્રાંતિ સર્વે ટળે. ટેક.
અષ્ટ સિદ્ધિ નવ નિધિ આદિ સબ, ચૌદ લોક સુખ સોય,
આરત જનને આ ભવમાંહી, સંત સમો નહીં કોય;
આતુર જાણી રે હરિજન અઢળ ઢળે. હરિ૦ ૧
કલ્પતરૂ પારસ ચિંતામણી, ઉપમા સબ અલ્પપાન,

તે પ્રાપત ત્રિપયા સુખદાયક, તે કરે આપ સમાન,
જેને સગે રે અક્ષરમાલ્ય મળે. હરિ૦ ૨
કાયા કલેશ કરતાં કેદી, નવ ટળે ભવપાશ,
આ ભવસાગર પાર ઉતારે, હરિ કે હરિકો દાસ;
સંત સમાગમ રે, જાયે ત્રિય તાપ ટળે. હરિ૦ ૩
માયાનો જન તોજ મટે, જો હરિજન શરણે જાય,
બ્રહ્માનંદ કહે વાર ન લાગે, તરત જીવ શિવ થાય;
મહાપદ પામી રે, પાછો કેદી ન વળે. હરિ૦ ૪

---

## રાગ સોહણી-ગરબી. પદ ૧

નંદના લાલા તમે ઓરા આવો,
તમે તો ઓરા આવો, તમે ઓરા આવો, હસીને બોલાવો. નંદના૦
આંગણીએ મારે આવીને રે તમે, ઘેરે મધુરે સ્વરે ગાવો;
મોહન વાજે રૂડી મોરલી રે, ગાંહે દાળ અલૌકીક લાવો. તમે૦ ૧
છોગલિયે તારે શ્યામળા રે, વારી મોતીડાં લટકાવો;
બાંધો નૌતમ બેરખા રે, મારા ચિત્તડાને લલચાવો. તમે૦ ૨
માવા તમારી મુરતિ રે, માન અંતર માંહી ઠેરાવો;
બ્રહ્માનંદના વાલમા રે, કદના કંથ અમારા કહાવો. તમે૦ ૩

## પદ ૨

જીવું છું જોઇને સલૂણા મારા છેલા;
સલૂણા મારા છેલા, સલૂણા મારા છેલા, છો રંગના રેલા. જીવું૦
અમથી ન રહેતા વેગળા રે, ઘડી પ્રાણજીવન તમે પેહેલા;
મંદિર અમારું પરહર્યું રે, કહોને શિરિધર થયા કેમ ઘેલા. સલૂ૦ ૧
બહુ હેતે બોલાવતા રે, તમે વહાલમ વેહેલા વેહેલા;
પાડ અમારો નથી પૂછતા રે, કહોને કે મન ભેદ કરેલા. સલૂ૦ ૨

મારે ઘેર તમે આવજી રે, આવી અલવ કરો અલબેલા;
બ્રહ્માનંદના વહાલમા રે, આવો ભૂધર રંગ ભરેલા. સલુ૦ ૩

પદ ૩

વ્રજના જીવન તમપર વારી;
તમ પર વારી, હું તમપર વારી, છો હાર હજારી. વ્રજ૦
આવા રંગીલું તારૂં મોળિયું રે, માથે નવલ કસુંબી સારી;
તે જોઇને મારા વહાલમા રે, નિત્ય નેણુ ઠરે છે મારી. હું ત૦ ૧
માણીગર તારી મૂરતિ રે, મુને પ્રાણ થકી છે પ્યારી;
અહોનિશ રાખું મારી આંખમાં રે, વારી નિમિષ ન મેલું ન્યારી. હું ત૦ ૨
તોડી સૌ સંસારથી રે, એક તમ સંગ કીધી યારી;
શ્યામ છોગાળા તારે ઉપરે, જાય બ્રહ્માનંદ બલિહારી. હું ત૦ ૩

પદ ૪

રંગિલાને રૂપે રહી છું હું તો મોહીને;
રહી છું હું તો મોહીને, રહી છું હું તો મોહીને, હો જીવન જોઇને. રંગી૦
કહાન કુંવરને કારણે રે, ઉભી નયણે કાજળ ટોઇને;
એ સંગ કીધી આસકી રે, હેલી કુળ મરજાદા ખોઇને. રહી૦ ૧
કરી જમાડીશ કહાનજીને, કાજુ સુંદર પાક રસોઇને;
પાઇસ ઝાઝા પ્રેમથી રે, વળી દૂધ આવલડી દોહીને. રહી૦ ૨
પહેરાવીશ મારા પ્રાણજીવનને, માળા મોતીડાની પ્રોઇને;
બ્રહ્માનંદના નાથને રે, રાખું લોચનિયામાં ડોઇને; રહી૦ ૩

---

રાગ સોહણી. પદ ૧

ભલા વે સહજાનંદકો મેં ઉપાસી, ચરણકમળકો નિવાસી, ભલા૦
માત પિતા બંધુ સહજાનંદ, સહજાનંદ સુખરાશી. ભલા૦ ૧
સહજાનંદ મનોહર મૂરતિ, નવલ નાથ અવિનાશી. ભલા૦ ૨
સહજાનંદ વિના કુણ મેરે, કટણુ કાળકી ફાંસી. ભલા૦ ૩
સહજાનંદ મીલે બ્રહ્માનંદ, કુણ શ્રમે વન કાશી. ભલા૦ ૪

પદ ૨

ભલા સહજાનંદ શ્યામ હમારા, ન રહત પળ મોસે ન્યારા. ભલા૦
સહજાનંદ વિના ભવસિંધુ, કુણુ ઉતારે પારા. ભલા૦ ૧
સહજાનંદ ચરણુ વિન મોકું, સબ જગ લગત અસારા. ભલા૦ ૨
સહજાનંદ સદા સ્વેસામૃથ અખિલ ભુવન આધારા. ભલા૦ ૩
સહજાનંદ મીલે બ્રહ્માનંદ, પ્રાણુ નવલ પ્રિય પ્યારા. ભલા૦ ૪

પદ ૩

ભલા સહજાનંદ સ્યામ સુહાગી, યાતેં મેં અનુરાગી. ભલા૦
સહજાનંદ ભજનસે મેરે, ભવભટકણુ સબ ભાગી. ભલા૦ ૧
સહજાનંદ સ્યામ સુંદરકી, અકળ વાત અતિ આગી. ભલા૦ ૨
સહજાનંદ વિના ભવ ભટકત, કુણુ ગૃહી કુણુ ત્યાગી. ભલા૦ ૩
બ્રહ્માનંદ સહજાનંદ ચરણે, લગન મગન હોય લાગી. ભલા૦ ૪

પદ ૪

ભલા સહજાનંદકી બલિહારી, મોય લગત છબી પ્યારી. ભલા૦
પ્રિય મુખ વેણુ નેણુ અતિ તીખે, અંબુજકી અનુસારી. ભલા૦ ૧
સુખ કો સદન મદન મનમોહિત, વદન કમળ પર વારી. ભલા૦ ૨
ભાલ વિશાળ ગાલ ગલ શોભિત, ચાલ જગતસેં ન્યારી. ભલા૦ ૩
બ્રહ્માનંદ વસે ઉર અંતર, સહજાનંદ સુખકારી. ભલા૦ ૪

---

રાગ ખમાચ. પદ ૧

આજની ઘડી રે ધન્ય આજની ઘડી;
મેં નિરખ્યા સહજાનંદ, ધન્ય આજની ઘડી. ટેક.
કામ ક્રોધ ને લોભ વિષય, રસ ન શકે નડી;
માવજીની મૂર્તિ મારા૦ હૃદામાં ખડી રે. ધન્ય૦ ૧
જીવની બુદ્ધિ જાણી ન૦ શકે, એ મેટી અડી;
સદ્ગુરુની દૃષ્ટિ જોતાં, વસ્તુ એ જડી રે. ધન્ય૦ ૨

ચોર્યાસી ચહુ ખાણુમાં હું તો, થાકયો આથડી.
અંતર હરિસું એકતા તારે, દુગધા દૂર પડી રે. ધન્ય૦ ૩
જ્ઞાનકુંચિ ગુરૂ ગમસેં, ગયાં તાળાં ઉઘડી;
લાડુ સહજાનંદ નિહાળતાં, ઠરી આંખડી રે. ધન્ય૦ ૪

## રાગ મેવાડી–પદ ૧

હૈડાનો હાર હરિ રે, મારે રંગ ભીનો, હૈડાનો હાર હરિ;
મંદિરમાં પધરાવી મોહનને, ભેટું હું અંક ભરી રે. મારે૦ ૧
જગના જીવનને હું નહીં દેઉં જાવા, રાખીશ જતન કરી રે. મારે૦
રસિક નવલ વર રાજેશ્વરને, નિરખીને નયણુ ઠરી રે. મારે૦ ૩
બ્રહ્માનંદના નાથને સજની, મન કર્મ વચને વરી રે. મારે૦ ૪

## પદ ૨

વરે નંદલાલ વરું રે, સખી અલબેલો, વરે નંદલાલ વરું;
મૂરખ લોક દાઝી છો ને મરતાં, કોઇની શંકા ન ધરું રે. સખી૦ ૧
કહાન કુંવર સંગે નેહ કરીને, જગથી તે શીદ ડરું રે. સખી૦ ૨
પરણું તો વર પુરૂષોત્તમ પરણું, નહીં તો કુંવારી મરું રે. સખી૦ ૩
બ્રહ્માનંદના નાથને માથે, તન કુરબાન કરું રે. સખી૦ ૪

## પદ ૩

ઘેળી હું ગિરિધરિયા રે, માથે તારે મોહન ઘેળી હું ગિરિધરિયા;
પ્રાણજીવન મારે મહોલ પધારો, સુંદર રંગ ભરીયા રે. માથે૦ ૧
પહેલી પ્રીત કરીને મારા, પ્રાણ તમે હરિયા રે. માથે૦ ૨
મસ્તકને સાટે મેં તમને, વહાલમજી વરિયા રે. માથે૦ ૩
બ્રહ્માનંદ કહે એક ઘડી દૂર, રહો માં ડોલરિયા રે. માથે૦ ૪

## પદ ૪

લાગેલ રંગ ઝડી રે, મારા રસિયાજીસું, લાગેલ રંગ ઝડી;
મોહન લાલ રંગીલાની મૂરતી, જીવડલામાં જડી રે. મારા૦ ૧

પ્રાણજીવન પાતળિયાને આગે, હાથ જોડીને ખડી રે મારા૦ ૮
માટ થકી ક્ષણું દૂર ન મેલુ, પ્રેમને પાશ પડી રે. મારા૦ ૯
બ્રહ્માનંદના નાથને ભેટી, ધન્ય ધન્ય આજ ઘડી રે. મારા૦ ૪

---

## રાગ મેવાડી—પદ ૧

મુખડાની માયા લાગી, મુખડાની માયા લાગી;
મુખડાની માયા લાગી રે, મોહન તારા મુખડાની માયા લાગી. ટેક.
મુખડાની મીઠી વાણી, તેણે મન લીંધુ તાણી;
ઝબકીને રાતી જાગી રે. મોહન૦ ૧
મુખડું મેં જોયું તારૂં, બીજું સર્વે થયુ ખારૂં;
હવે હું તો બડભાગી રે. મોહન૦ ૨
મુખડું જોવાને માટે, સહી કીધું શિર સાટે;
મેહેણું મેંતો લીધુ માગી રે. મોહન૦ ૩
બ્રહ્માનંદ જાયે વારી, આશા એક મુને તારી;
તરછોડી મ થાશો ત્યાગી રે. મોહન૦ ૪

## પદ ૨

વર્યા મેં તો વનમાળી, વર્યા મેં તો વનમાળી;
વર્યા મેં તો વનમાળી રે, શિરને સાટે વર્યા મેં તો વનમાળી. ટેક.
તનડાની આશા ત્યાગી, લગની એ સાથે લાગી;
મોહી હું ભૂધર ભાળી રે શિર૦ ૧
સંસારનાં સુખ એવાં, ઝાંઝવાનાં પાણી જેવાં;
તુચ્છ જાણી આશા ટાળી રે. શિર૦ ૨
પરણી પ્રીતમ પ્યારો, અખંડ સોહાગ મારો;
રંડાપાની બીક ટાળી રે શિર૦ ૩
બ્રહ્માનંદ કેરે વહાલે, કર સહાયો નંદલાલે;
થઇ હું તો મતવાલી રે. શિર૦ ૪

પદ ૩

મનડું લોભાણું મારૂં, મનડું લોભાણું મારૂં;
મનડું લોભાણું મારૂં રે, સલુણો જોઇને મનડું લોભાણું મારૂં. ટેક.
શું કરે સંસારી ખોટા, પાણી કેરા પરપોટા;
તેની બીક શીદ ધારૂં રે. સલુણો૦ ૧
શ્યામળો સનેહી ભેટી, જગકેરી શંકા મેટી;
સર્વે મુને થયું ખારૂં રે. સલુણો૦ ૨
બંધાણું હરિથી બેલું, શિર જાતે નવ મેલું;
વહાલા માથે તન વારૂં રે. સલુણો૦ ૩
બ્રહ્માનંદ કેરે નાથે, હેત કરી ઝાલી હાથે;
સઘળું કારજ સારૂં રે. સલુણો૦ ૪

પદ ૪

વરીએ તો શ્યામળિયો વરીએ, વરીએ તો શ્યામળિયો વરીએ;
વરીએ તો શ્યામળિયો વરીએ રે, ચતુર વર વરીએ. ટેક.
તેનું તો એવાતન કાચું, પરણી રંડાવું પાછુ;
તેને ઘર શું પાણી ભરીએ રે. ચતુર૦ ૧
જેને પરણે દુઃખ જાયે, અખંડ સોહાગ થાયે;
તેની સંગે પ્રીતિ કરીએ રે. ચતુર૦ ૨
સરવે સંસારી જુઠાં, શું થાવાનું રૂઠ્યાં તૂઠ્યાં;
તેને તુચ્છ જાણી ફરીએ રે. ચતુર૦ ૩
બ્રહ્માનંદ કરે વહાલે, લટકાળે નંદલાલે;
હાથ મારો સહાયો હરિએ રે. ચતુર૦ ૪

---

પદ રાગ ગરબી—પદ ૨

શેરી ભલી પણ સાંકડી રે, નગર ભલું પણ દૂર રે કેસરિયા;
એકવાર ગઢડે પધારજો રે. ટેક.
આવો તો વેલેરા આવજો રે, જોઉં મારા વાલાની વાટ રે; કેસ૦ ૧

શેરીએ આવંતા શોભતા રે, ઘોડલીએ અસવાર રે; કેસ૦ ૨
માણુક ચોકમાં મલપતા રે, ઉડે છે અબીર ગુલાલ રે; કેસ૦ ૩
ઓશરીએ ઢોલીડો ઢળાવતા રે, બેસંતા બહુ વાર રે; કેસ૦ ૪
ગોપી તે નાથનાં મંદિરીયાં રે, તમ વિના સુનાં દેખાય રે; કેસ૦ ૫
સહજાનંદજી સુજાણુ છો રે, બ્રહ્માનંદના નાથરે; કેસ૦ ૬

પદ ૨

સુંણો કહું એક વિનતિ રે, સહજાનંદ સુખધામ રે શ્યામળિયા;
સુંણો કહું એક વિનતિ રે. ટેક.
સુતું મુક્યું તમે અહકુ રે, કયાં ગયા પ્રાણુ આધાર રે. શ્યામ૦ ૧
તમ વિના પુરવજનને રે, અતી વિષ તુલ્ય થાય રે. શ્યામ૦ ૨
પશુ પક્ષી પણુ તમ વિના રે, મનમાં ઘણું અકળાય રે. શ્યામ૦ ૩
ઉનમત્ત ગંગાનાં નીર જે રે, તમ વિના થયાં પંકસમ રે. શ્યામ૦ ૪
અક્ષર ઓરડીમાં પોઢતા રે, તમ વિના સુની દેખાય રે. શ્યામ૦ ૫
રાજમારગમાં ચાલતા રે, સરવે મુનિ ચારે પાસ રે. શ્યામ૦ ૬

પદ ૩

માનત સજ્જન સહુ મળી રે, શોભા તણા શણગાર રે મોહનવર!
માનત સજ્જન સહુ મળી રે. ટેક
દેતા સુખ અતિ ઘણાં રે, સુખ સાગર ઘનસ્યામ રે. મોહન૦ ૧
પુરૂષોતમ તમે પ્રગટી રે, કર્યાં સહુનાં કલ્યાણુ રે. મોહન૦ ૨
મુજ સરખા દાસ અતિ ઘણા રે, સેવે તમારા ચરણુ રે. મોહન૦ ૩
પૂર્વે કહ્યુંતું ઉદ્ધવને રે, લઇશ બીજો જનમ રે. મોહન૦ ૪
તે તમે ભક્તિ ધરમથી રે, ભૂપર ધર્યો અવતાર રે. મોહન૦ ૫
બ્રહ્માનંદ મારે તમથી રે, અંતરે સુખ અપાર રે. મોહન૦ ૬

પદ ૪

સ્વામિનારાયણુ સત્ય છે રે, પ્રગટિયા પરબ્રહ્મ રે પુરૂષોત્તમ;
સ્વામિનારાયણુ સત્ય છે રે. ટેક.
સહજાનંદ હું તમ વિના રે, ઘેલી ફરૂં જગમાંય રે. પુરૂષો. ૧

તમ વિના મારા નાથજી રે, કોઇનો નહિ મારે ભાર રે. પુરૂષો૦ ૨
કોસલ દેશથી આવીયા રે, થયાં રહ્યા પૂરણ કામ રે. પુરૂષો૦ ૩
મુંજને સંભારજો સ્યામળા રે, અંતે સુંદર સ્યામ રે. પુરૂષો૦ ૪
દયા ધરી અહીં આવજો રે, સર્વના જીવન પ્રાણ રે. પુરૂષો૦ ૫
બ્રહ્માનંદના સ્યામળા રે, મેલો માં ઘડી દૂર રે. પુરૂષો૦ ૬

---

રાગ મેવાડી. પદ ૧

કહાનજી શું કહી મેલ્યું રે, ઉધાજી અમને કહાનજી શું કહી મેલ્યું;
મનડાને લઇ ગયા છે, પાપી પ્રાણ બાકી રહ્યા છે;
તે પણ તૈયાર થયા છે રે. ઉધા૦ ૧
માછલાંને પાણી પ્યારૂં, તે ન જીવે આવી બારૂં;
એવું કામ છે અમારૂં રે. ઉધા૦ ૨
જેનું મન હોયે રોગી, તે ફરે થઇને જોગી,
અમે તો ભૂધરનાં ભોગી રે. ઉધા૦ ૩
બ્રહ્માનંદ કહે ખાઇ સમને, સાચી વાત કહી તમને;
એવું તો મ કેજો અમને રે. ઉધા૦ ૪

પદ ૨

જોગનો સંદેશો લાવ્યા રે, ઉધાજી તમે જોગનો સંદેશો લાવ્યા; ટેક.
મન હરી લીધું હરીએ, શેણે કરી ધ્યાન ધરીએ;
કહોને હવે કેમ કરીએ રે. ઉધા૦ ૧
જોગની જુગતી ભારી, અમે ભોળાં વ્રજનારી;
બા'રે જોઇએ ગિરિધારી રે. ઉધા૦ ૨
હેલોજી નાખેછે હેણું, બહારે નોય તો માંલ ખોણું;
નિતર્યાંને ઘાને ડોળું રે. ઉધા૦ ૩
બ્રહ્માનંદ કહે જોગી થાશું, તો અમે મથુરાં જાશું;
પ્યારાજીને મહીડાં પાશું રે. ઉધા૦ ૪

પદ ૩

રસિયાની કહોને રીતિ રે, ઉધાજી અમને રસિયાની કહોને રીતિ;
ઉધાજી તમે ભલે આવ્યા, અમારા અંતરમાં ભાવ્યા;
શ્યામનો સંદેશો લાવ્યા રે. ઉધા૦ ૧
લોકમાં ચાલી છે વાણી, કુબ્જાને કીધી રાણી;
વહાલાજીની વાત જાણી રે. ઉધા૦ ૨
કુબ્જા કંસની દાસી, ખુબ બની જોડખાસી;
લોકડિયાં કરેછે હાંસી રે. ઉધા૦ ૩
બ્રહ્માનંદ કહે રંગ લાગ્યો, કુબડીનો ઘર ભાગ્યો;
જદુકુળ અજવાળ્યો રે. ઉધા૦ ૪

પદ ૪

વહાલાજીની વાતો જાણી રે, ઉધાજી અમે વહાલાજીની વાતો જાણી;
બળી જેવો જોદ્ધો બળિયો, છોકરાને વેશે છળિયો;
કહો એ જેવો કુણ કળિયો રે. ઉધા૦ ૧
નારી વિના દુઃખી જોઇને, સુર્પનખા આવી મોહીને;
કાન નાક ગયાં ખોઇને રે. ઉધા૦ ૨
વૃન્દાને છળીને બાળી, વેદની મરજાદા ટાળી;
વેધ્યો બાણે કરી વાળી રે. ઉધા૦ ૩
બ્રહ્માનંદ કહે દેસ મારી, લાવ્યા ઘરે સીતા નારી;
તેને કાઢી મુકી બહારી રે. ઉધા૦ ૪

---

રાગ રેખતા—પદ ૧

આવના મેરે મનકે, મેરમ સલુને શ્યામ રે;
સલુને શ્યામ રે, મેં સમરૂં તેરા નામ રે. આવ૦ ટેક.
પહેલી પ્રીત લગાયકે, અબ આઘા કરો મત દૂર;
દૂર રહે દુઃખ હોત હે, મેં તરત મરૂંગી ઝુર રે. મેર૦ ૧

દરદે દીવાની મેં ડોલું, મેરે મેડકા બાઢ્યા રોગ;
રોગકી મારી રીસમેં, મેં આપ પેરુંગી જોગ રે. મેર ૨
પ્રીતમ ડાર્યા પ્રેમકા, તુંમ જોર ગળે બીચ ફંદ;
ફંદકી મારી મેં ફરું, બલ જાવત બ્રહ્માનંદ રે. મેર૦ ૩

પદ ૨

આવના મેરે આશક, જાની રંગીલે વહાલમે;
રંગીલે વહાલમે, મેરે દિલકે માસુક માલમે. આવ૦ ટેક.
બોત રસીલી બોલની પ્યારે, અંખીયાં તેરી લાલ;
લાલ પ્રિયા તેરે કારને મેં, લીન ફકીરી હાલ રે જાની૦ ૧
પેહેરું કફની પ્રેમકી, લેઉં હકી ઝોલી હાથ;
હાથ તેરે મેરા હીવરા, નિશ દિન ડોલુંગી સાથ રે. જાની૦ ૨
બ્રહ્માનંદકી વિનતિ, સુન લીજે સુંદર શ્યામ;
શ્યામ પ્રિયા તેરી અંતરે, મેરે રટના આઠું જામ જાની૦ ૩

પદ ૩

શ્યામરે મેરે પ્રાણકે, પ્રીતમ પ્યારી તેરી બોલની;
પ્યારી તેરી બોલની, દિલચોર અલૌકિક ડોલની. શ્યામ૦ ટેક.
લાલ ગુલાબી અંખીયાં તેરી, છેલ અલૌકિક ચાલ;
ચાલ લખી તેરી લાલજું, મેરે નેન ભયે ખુશીઆલ રે. પ્રીત૦ ૧
વહાલમ તેરે વેનમેં ભયા, ચિત્ત મેરા ગુલતાન;
તાંન તેરે દિદારકી મેરે, છેલ છબીલે કહાન રે. પ્રીત૦ ૨
રૂપ તેરા દિલ ભીંતરે રહું, રસના તેરા નામ;
નામ તેરે કુરબાનમે, બ્રહ્માનન્દકે સુંદર શ્યામ રે. પ્રીત૦ ૩

પદ ૪

આયકે બસી અંતર, મેરે છબી પ્યારે કહાનકી;
છબી પ્યારે કહાનકી, લગી રટના ભીને વાનકી. આય૦ ટેક.
મેં ભઇ અબ બાવરી, મેરા મન રહ્યા નહિ હાથ;
હાથ બેકાની નાથકે, મેં તો જાઉંગી વાકે સાથ રે. મેરે૦ ૧

કુંન ભરે જળ હેલિયાં, અબ કુંન કરે ઘર કામ;
કામ કનૈયા લાલકા, કુરબાન કરૂં ધન ધામ રે. મેરે૦ ૨
બ્રહ્માનંદકે' નાથકા અબ, ખૂબ ચઢયા મોય રંગ;
રંગ તજ્યા સંસારકા, ભઇ દોસ્તી મેરમ સંગ રે. મેરે૦ ૩

રાગ ધોળ પદ ૧

મેં તો સરવે સંગાથે તોડી રે સાહેલી,
એક જગના જીવન સાથે જોડી રે સાહેલી. ૧
શું કરશે પિયર સાસરિયાં રે, સાં૦ મેં તો સમજીને પગલાં ભરિયાં રે સા૦ ૨
મે તો નિશ્ચે કર્યું મનમાંથી રે, સા૦ શિર સાટે એ વર કયાંથી રે. સા૦ ૩
પહેલું માથું પાસંગમાં મેલ્યું રે, સા૦ પછી વરવાનુ બીડું ઝીલ્યુ રે. સા૦ ૪
હું તો રહું નહિ કોઇની વારી રે, સા૦ ધાર્યો એક ધણી ગિરિધારી રે. સા૦ ૫
છાની વાત નહી એ છાવી રે. સા૦ બ્રહ્માનંદના વહાલાની કહાવી રે. સા૦ ૬

પદ ૨

જોયું સરવે જગત તપાસી રે રઢ લાગી,
એક પુરુષ દીઠા અવિનાશી રે રઢ લાગી.
બીજે અબળાની સર્વે ટાળી રે, રઢ૦ દીઠું ચૌદ ભુવન લગી ભાળી રે. રઢ૦ ૨
અબળા અબળાને શું પરણું રે, રઢ૦ માટે બળીયાનું લીધું શરણું રે. રઢ૦ ૩
કહાન કુંવરથી સગપણ કીધું રે, રઢ૦ એનું મહેણું મેં માથે લીધું રે. રઢ૦ ૪
શિશ નાંખ્યો હવે મેં તો છેડા રે, રઢ૦ લાગ્યો નંદના નંદન સાથે નેહો રે. રઢ૦ ૫
સર્વે અવર પુરુષ પરહરિયા રે, રઢ૦ બ્રહ્માનંદના વહાલાને વરિયા રે. રઢ૦ ૬

પદ ૩

શું કરશે સંસારી કહીને રે હરિ વરિયા,
ચાલી જગમાથે પગ દઇને રે હરિ વારયા. ૧
જેમ શૂરો રણમાં ખેલે રે, હરિ૦ શત્રુ સન્મુખ પગલાં મેલે રે. હરિ૦ ૨
થઇ નિઃશંક લડાઇ લેવે રે, હરિ૦ કેદી પાછા પગ નવ દેવે રે. હરિ૦ ૩

એમ સમજીને હું તો ચાલી રે, હરિ૦ મનમાં મરવાની આંટી ઝાલી રે. હરિ૦ ૪
સૌ સાથે તે નાતો તોડ્યો રે, હરિ૦ હાથેવાળો તે હરિસું જોડ્યો રે. હરિ૦ ૫
બ્રહ્માનંદ કહે થઇ મતવાળી રે, હરિ૦ માયા સાટે વર્યા વનમાળી રે. હરિ૦ ૬

પદ ૪

એવી અંતર આંટી પાડીરે સુણ બેહેની,
ઉખડે નહીં કોઇની ઉખાડી રે સુણ બહેની. ૧
જેમ ચાતક આંટી રાખે રે સુણ૦ વિના સ્વાતિ નીર નવ ચાખે રે. સુણ૦ ૨
જેમ કેસરી ઘાસ ન ખાયે રે, સુણ૦ સો લાંઘણ કરી મરી જાય રે. સુણ૦ ૩
એમ નિશ્ચે વિઠ્ઠલને વરવું રે, સુણ૦ નહીં તો સાવ કુંવારાં મરવું રે. સુણ૦ ૪
બીજા પુરૂષ સામું નવ જોવું રે, સુણ૦ ચિત્ત પાતળિયામાં પ્રોવું રે. સુણ૦ ૫
બ્રહ્માનંદ કહે પહેલે વિચારી રે, સુણ૦ પછી વાત કાઢી મેં બારી રે. સુણ૦ ૬

---

રાગ ગરબી. પદ ૧

તારી મુખની લાવણ્યતા મીઠી રે, મોહન વનમાળી;
એવી ત્રિભુવનમાંઇ નવ દીઠી રે, મૂરતિ મરમાળી. તારી૦ ટેક.
ચટક રંગીલા તારા મોળીયાને છેડે, મનડું ડોલે છે કેડે કેડે રે. મો૦ ૧
રંગડો જામ્યો છે ફૂલડાંને રે તોરે, ભમરા ભમે છે ચહુ કોરે રે. મો૦ ૨
ભાલ તિલક કેશર કેરૂં રાજે, મુખ જોઇ શશિયર લાજે રે. મો૦ ૩
બ્રહ્માનંદ કહે સરવસ વારૂં, રૂપ જોઇને વહાલા તારૂં રે. મો૦ ૪

પદ ૨

તારાં લટકાં પ્યારાં મુને લાગે રે, લહેરી લટકાળા;
હું તો રીઝી સલુણા ઘેરે રાગે રે, છેલા છોગાળા. તારાં૦ ટેક.
સુંદર નેણ કમળદળ જેવી, ભ્રકુટી ભ્રમર રહ્યા સેવી રે. લ૦ ૧
ગૌર કપોળ સુભગ તિલ ત્રાજુ, કોમળ નાસા કાજુ રે. લ૦ ૨
અધર ઉપર જાણે કંકુ ઢળીયું, દાંત દાડમ કેરી કળીયું રે. લ૦ ૪
બ્રહ્માનંદ કહે સામું જોઇને, મનડું લીધું છે મારૂં પ્રોઇને રે. લ૦ ૫

પદ ૩

વહાલી લાગે છે મુખડાની વાણી રે, પ્રીતમજી પ્યારા;
મીઠે મરકલડે લોભાણી રે, સુંદર વર સારા. વહાલી. ટેક.
નટવરે આડી નજરે, નીહાળી, રંગડાની રેલું વાગી રે. પ્રી૦ ૧
મધુર મધુર મુખ હાસ કરીને, લીધા છે પ્રાણ હરીને રે. પ્રી૦ ૨
મનમોહન તારી નૌત્તમ મૂરતી, નીમખ ન મેલું મારા ઉરથી રે. પ્રી૦ ૩
બ્રહ્માનંદ કહે રીઝી તારે રાગે, અહોનીશ રહેજો મારે આગે રે. પ્રી૦ ૪

પદ ૪.

તારાં છોગલીયાંની છબી ભારી રે, કુંવર કાનુડા;
છેલા ગુણવંતા ગિરિધારી રે, લાગો છો રૂડા. તારાં૦ ટેક.
પ્રાણજીવન શીર કેશ રૂપાળા, કાળા ખીંતલીયાળા રે. કું૦ ૧
લાલ કસુંબી તારા મોળીડાને ચટકે, જોઇને મોડી છું કર લટકે રે. કું૦ ૨
કુંડળની છબી નથી રે કહેવાતી, નીરખી ઠરે છે મારી છાતી રે. કું૦ ૩
બ્રહ્માનન્દ કહે રેહોને રંગિલા, આંખડલીમાં અલબેલા રે. કું૦ ૪

---

રાગ ગરબી–પદ ૧

છેલા તારૂં છોગલું અતિ સારૂં રે, જોઈ મોહી રહ્યું મન મારૂં રે. છેલા૦ ટે.
રૂડાં લટકાં કરો છો લહેરી રે, બાંધી પાઘ ગુલાબી ઘેરી રે;
મારી નીરખી આંખડલી ઠેરી. છેલા૦ ૧
જોઇને મોહી છું ચંદન ખોરે રે, તારી મૂરતિ વસી દીલ મોરે રે;
કીધી ઘાયલ કૂલાંકેરે તોરે. છેલા૦ ૨
કાજુ શોભે છે ભમર કાનસીયાં રે, બહુ અંતરમેં રસબસિયારે;
બ્રહ્માનંદને આવી દીલ વસીયા. છેલા૦ ૩

પદ ૨

આવો આવો લાલજી લટકાળા રે, મોતીડાની પેરાવું હું માળા રે. આવો. ટે.
કાજુ ફૂલડે તે સેજ બીછાવું રે, આગે પગભર ઉભી ગાવું રે;

આવો મંદિરમાં પધરાવું. આવો. ૧
દુધ પાઇશ ગાવડલી દોઇનેરે, માંઇ નાખીશ શાકર ઘોઇને રે;
રાખું આંખડલીમાં પ્રોઇને. આવો. ૨
ભાવે આવોને રંગડાના ભરીયારે, હેતે પ્રાણ મારા તમે હરીયા રે;
બ્રહ્માનન્દના વા'લા ડોલરીયા. આવો. ૩

પદ ૩

રસીલા લાલજી રંગજીના રે, આવો છેલ કુંવર નંદજીના રે. ર. ટે૦
તમને મળવાને મન મારૂં ધાય્યું રે, લોકે જેમ કહ્યું તેમ સાય્યું રે;
જોવા કાજે આતુર થાય છે આંખ્યું. ર. ૧
નિરખ્યા કાજ ઊભી ચઢી મેડે રે, મારૂં મનડું ડોલે તમ કેડે રે;
હું તો મોહી છું પાઘડલીને છેડે. ર. ૨
નટ નાગર છેલ નાનુડા રે, માથે નવલ મોતીડાના જુડા રે;
બ્રહ્માનંદના વાલા લાગો રૂડા. ર. ૩

પદ ૪

કહાના તારા રૂપની બલિહારી રે, મનવરતિ લોભાણી છે મારી રે. ક. ટે.
કાને કુંડળ નૌતમ રાજે રે, છોગાં નવલ કલંગી છાજે રે;
આવે દેવ ત્રીયા જોવા કાજે. ક. ૧
ફુલ ગજરા બાજુબંધ ફાવે રે, છબી ચિત્તડાંને લલચાવે રે;
જોતાં નેણ ત્રપત ન થાવે. ક. ૨
રંગે ખેલોછો પલવટ વાળી રે, વાઓ છો મોરલડી રૂપાળી રે;
બ્રહ્માનંદના વહાલા વનમાળી. ક. ૩

---

રાગ ગરબી. પદ ૧

ઓરા આવો મારા લેરખડા લેરી, કિધો તમ સારૂ મેં ગજ વેરી. ઓરા. ટેક
કાજુ નૌત્તમ જામા જરકશીયા, શોભે પાઘડલિ શિર સોનેરી. ઓરા. ૧
નંગ જડીએલ બાજુ બેરખડા, કર પોંચી હેમકડાં પે'રી. ઓરા. ૨
તમે રસિયા રંગડાના ભરીયા, મુખ મોરલડી વાતા ઘેરી. ઓરા. ૩
બ્રહ્માનંદના છેલા છોગાળા, ચાલો ચાલ મલપતા ગજકેરી. ઓરા. ૪

पद २

મરમાળા મનમાન્યા માવા, શેને આંખડલી આગે આવા મર. ટેક
તારાં મનમોહન મીઠાં વેણાં, આવો શ્યામ તમે મુને સંભળાવા. મર. ૧
નિસ વાસર આવો મારે મંદીરીયે, રૂડી ચાલ ચતુરાઇ શીખાવા. મર. ૨
તમે ના'વો તો હું નંદજીને કહીએ, બહુ હેત કરીને આવું બોલાવા. મર. ૩
બ્રહ્માનંદના બાળ સનેહીડા, રાખું જોર કરીને નહીં દેવું જાવા. મર. ૪

પદ ૩

વા'લું લાગે મુને મોહન મુખ તારૂં, છે જો પુરણ ચંદ્રથકી સારૂં. વા. ટે.
તારા મુખડાની મીઠી લાવણ્યતા, જોઇ કોટી કોટી કંદર્પ વારૂં. વા. ૧
શુભ ગૌર કપોળે તીલ ત્રાજુ, તેમાં લોભાણું મનડું મારૂં. વા. ૨
તારા મુખની શોભા મરમાળા, નિસ નીરખી અંતરમાં ધારૂં. વા. ૩
બ્રહ્માનંદ કહે વશ કીધી મુજને, છે જો કોડીલું કામણગારૂં. વા. ૪

પદ ૪

તારી મૂરતિ મન માની મારે, હવે શંકા જગની કોણ ધારે. તારી૦ ટેક.
લટકાળા તમને લાડકડા, મેં તો દીઠેલ જમુનાને આરે. તારી૦ ૧
મનમોહન સુંદર મોળીડે, તોરા ફુલતણા ઝુકીયા તારે. તારી૦ ૨
શુભ નાસા દીપસમાન બણી, કાળુ નેણુ કમળકેરે અનુસારે. તારી૦ ૩
બ્રહ્માનંદના હાર હજારીડા, હું તો જીવું છું તુંને દેખું જ્યારે. તારી૦ ૪

---

રાગ ગરબી. પદ ૧

તારે ચટક રંગીલો છેડલો, અલબેલા રે;
કાંઇ નવલ કસુંબી પાઘ, રંગના રેલા રે.

શીર અજબ કલંગી શોભતી, અ૦ હૈડામાં રાખ્યા લાગ. રં૦ ૧
મોળીડું છાયું મોતીયે, અ૦ ફુલડાંની સુંદર કોર. રં૦ ૨
ગેરે રંગે ગુચ્છ ગુલાબના, અ૦ જોઇ ભમર ભમે તે ઠોર. રં૦ ૩
તારી પાઘડલીના પેચમાં, અ૦ મારૂં ચિત્તડું થયું ચકચુર. રં૦ ૪
બ્રહ્માનંદ કહે તારી મૂરતિ, અ૦ વણ દીઠે ઘેલડી તુર. રં૦ ૫

પદ ૨

કેસરનું તિલક સોહામણું, ગિરિધારી રે;
ઝળકે છે સુંદર ભાલ, જાઉં બલિહારી રે.
રસ રેખડલી પીલસી રહી, ગિ૦ નીરખીને થઇ છું નીહાલ. જા૦ ૧
વારી બેહદ ભ્રુકુટી વાંકડી, ગિ૦ જાણે કરડી સ્યામ કમાણ. જા૦ ૨
રુપાળી તસરુ રાતડી, ગિ૦ લોચનીયાં તીખાં બાણ. જા૦ ૩
નાસા અણીયાળી નમણી, ગિ૦ જોઇ લાજે દીપક કીર. જા૦ ૪
બ્રહ્માનંદ કહે જોઇ રહેતી નથી, ગિ૦ ઉર દેવત્રિયાને ધીર. જા૦ ૫

પદ ૩

કુંડળ બેઉ રાજે કાનમાં, વ્રજચંદા રે;
સુંદર માંઇ બિંદુ સ્યામ, નંદના નંદા રે.
રંગ ભીના તારા રુપને, વ૦ જોઇ લાજે કોટીક કામ. નં૦ ૧
તીલનું એક નૌતમ ત્રાજવું, વ૦ કંકોલેલ ગૌર કપોળ. નં૦ ૨
તારા અધર પ્રવાળા સરખા, વ૦ છબી વંદન કમળની ગોળ. નં૦ ૩
તારા દાંત ડોલરિયાની કળી, વ૦ વળી દાડમ કેરી બીજ. નં૦ ૪
બ્રહ્માનંદ કહે હાસ્ય વિલાસમાં, વ૦ રહી વ્રજનારી રંગ ભીજ. નં૦ ૫

પદ ૪

બાયે બાજુ કાજુ બેરખા, મને પ્યારા રે;
બહુ સુલી લટકે બોર, કામણગારા રે.
હાથોમાં પોંચી હેમની, મ૦ ખાસી તન ચંદન ખોર. કા૦ ૧
બણી શોભા વેંટી વેઢની, મ૦ હિયે નવલ ગુલાબી હાર. કા૦ ૨
તારું રુપ જોઇ ઘેલી ફરે, મ૦ ગોકુળીયા કેરી નાર. કા૦ ૩
જોઇ તેજ અલૌકિક અંગનું, મ૦ થયા ઝાંખા સુરજ ચંદ. કા૦ ૪
તારી નવલ છબીને ઉપરે, મ૦ બલિહારી બ્રહ્માનંદ. કા૦ ૫

પદ ૫

છોગાળા તારે છોગલે, મન લીધું રે;
વળી પાઘડલીને તારી, કામણ કીધું રે.

નલવટની રેખુ જોઇને, મ૦ ભુલી છું ઘરે ને બાર. કા૦ ૧
રંગીલે નેણુ રાતડે, મ૦ કાજુ અણીયાળી કોર કા૦ ૨
હેતાળે લટકે હાથને, મ૦ બાજુડા કરે બોર. કા૦ ૩
મનમોહન તારી મોરલી, મ૦ સાંભળતાં થઇ ગુલતાન. કા૦ ૪
લાવણ્યતા મુખની જોઇને, મ૦ બ્રહ્માનંદ કહે બીને વાન કા૦ ૫

પદ ૬

રંગીલા તારા રૂપને, મેં જોયું રે;
લટકાળા નંદના લાલ, મનડું મોયું રે.

ફાંકડું છોગું ફુલનું, મેં૦ ચટકાળી તારી ચાલ. મ૦ ૧
વળી આડી નજરે દેખવું, મેં૦ વસ કીધી વ્રજની નાર. મ૦ ૨
બાજુબંધ કેરાં બોરને, મેં૦ હિયે મોતીડાનો હાર. મ૦ ૩
કરમા એક ફુલ ગુલાબનું, મેં૦ હેરે છે હેત સહીત. મ૦ ૪
કાળુ તીલ ચિહ્ન કપોલમાં, મેં૦ બ્રહ્માનંદ કહે ઘેરે ગીત. મ૦ ૫

પદ ૭

આજ દીઠી મુજને એકલી, ધુતારે રે;
આવીને રોકી વાટ, જમુનાને આરે રે.

મારી નવરંગ ફાડી ચુનડી, ધુ૦ મેંડાનું ફોડ્યું માટ. જ૦ ૧
કાંઇ લાજ ન રાખી લોકની, ધુ૦ બોલે મુખમાથી ગાળ. જ૦ ૨
સંગ લઈ છોરાની મંડળી, ધુ૦ તોડી મોતીની માળ. જ૦ ૩
બેની કાયર અમને કીધલાં, ધુ૦ રોકે છે સાંજ સવાર. જ૦ ૪
બ્રહ્માનંદ કહે છોટે છોકરે, ધુ૦ અમને મનવી છેદાર. જ૦ ૫

પદ ૮

કહોને આ ગોકુળ ગામમાં, કેમ રહીએ રે;
કરે વઢવા જેવી વાત, કેને કહીએ રે.

કટાણે છોડે વાછરૂં, કે૦ રંજાડે દી ને રાત. કે૦ ૧

નાનકડો છોરો નંદનો, કે૦ આવીને આપે આણ. કે૦ ૨
રોકે છે મારગ ચાલતાં, કે૦ માગે મૈડાનાં દાણ. કે૦ ૩
છોરાની લઈ સંગ મંડળી, કે૦ તાણે છે નવરંગ ચીર. કે૦ ૪
બ્રહ્માનંદ કહે કાયર કીધલાં, કે૦ નથી ભરવા દેતો નીર. કે૦ ૫

---

## રાગ ગરબી—પદ ૧

નંદલાલો રે નંદલાલો, છે જો પ્રાણથકી મુને વહાલો રે. નંદ૦
એનાં ચરણકમળની રેખુ, જોઈ જન્મ સફળ મારો લેખું રે. નંદ૦ ૨
નખમંડળ અધિક તેજાળું, અંતરમાં કરે છે અજવાળું રે. નંદ૦ ૩
પગ ઘુંટી અજબ ગોળ પ્યારી, એનું ધ્યાન ધરે છે ત્રિપુરારી રે. નંદ૦ ૪
ગિરિધરની નવલ પીંડી ગોરી, બ્રહ્માનંદની છે જીવનદોરી રે. નંદ૦ ૫

## પદ ૨

રંગભીનો રે રંગભીનો, એનો નિત્ય નિત્ય ભાવ નવીનો રે. રંગ૦ ૧
જાનું જુગલ જોઈને સુખી થાયે, નિત્ય કમળા ચાંપેછે ચતુરાયે રે. રંગ૦ ૨
દીલ હરખ વાધે છે ઉરૂ દીઠે, તેતો શોભે ગરૂડકેરી પીઠે રે. રંગ૦ ૩
કટી નવલ પીતાંબર ભારી, કંદોરો જડીત સુખકારી રે. રંગ૦ ૪
નાભી અજને થયાનું ઠેકાણું, બ્રહ્માનંદનું ત્યાં મન લોભાણું રે. રંગ૦ ૫

## પદ ૩

અલબેલો રે અલબેલો, છોગાંવાળો તે છેલ છબીલો રે. અલ૦ ૧
તુંદ ત્રિવળી અધિક રૂપાળી, જોઈ મગન રહેછે મહીવાળી રે. અલ૦ ૨
પેટ નરમ પોયણકેરૂં પાનું, માંહી રહેછે બ્રહ્માંડજુથ છાનું રે. અલ૦ ૩
છબીદાર ઉપડતી પોંળી છાતી, રહે લક્ષ્મી અખંડ રંગરાતી રે. અલ૦ ૪
કંઠ ચંપકસરીખો કાળુ શોભે, બ્રહ્માનંદનું તે મનડું લોભે રે. અલ૦ ૫

## પદ ૪

ગિરિધારી રે ગિરિધારી, એની મૂર્તિ લાગેછે મને પ્યારી રે. ગિરિ૦ ૧
ભુજદંડ પ્રચંડ શોભે ભારી, કંઠ નાખી ડોલેછે વ્રજ નારી રે. ગિરિ૦ ૨

રૂડાં કુંડળ જડાઉ કાને રાજે, મુખ જોઇ કમળ શશિ લાજે રે. ગિરિ૦
તિલ ત્રાજુ છે ગૌર કપોળે, સુખ અનંત રહ્યાં છે એને ઓળે રે. ગિરિ૦
નાસા નેગુ તિલક છબી જોઇને,બ્રહ્માનંદ કહે રાખ્યું છું ચિત્ત પ્રોઇનેરે. ગિ૦

## રાગ ગરબી-પદ ૧

વા'લા મારી શુધ બુધ તેં હરી લીધી રે, તારે લટકે વેરાગણ કીધી. વાલા૦
તારી નવલ કલંગી દીઠી રે, મનડામાં લાગે અતી મીઠી રે;
જાણે જબર જાદુડાની ચીઠી. વાલા૦
જોયું મોળીડું આંટે ફરતું રે, પળ એક નથી વીસરતું રે;
મારું હૈડું ધીરજ નથી ધરતું. વાલા૦
ભાલે આડ કેસર કેરી ભાળી રે, રેખા ત્રણ ઉપડતી રૂપાળી રે;
જાણે મન પકડવાની છે જાળી. વાલા૦
બાંકી ભ્રુકુટી ઘણી મન ભાવી રે, બ્રહ્માનંદને વસી ઉર આવી રે;
જાણે સ્યામકબાણ ચડાવી. વાલા૦

## પદ ૨

પ્યારા તારી પ્યારી લાગે પાંપણીયાં રે, જોઇ એખ લીધા મેં જોગણીયાં; પ્યારા. ટેક
તારાં લોચન:બાણ તીખડીયાં રે, ઘણાં જાદુ હથોડીના ઘડીયાં રે;
આવી ઓચીંતાં મુજ પર પડીયાં. પ્યારા૦
તારી નાસીકા સુંદર નમણી રે, છે જો દીપક કીર લજમણી રે.
એતો જીવનદોરી છે અમણી. પ્યારા૦
કાને કુંડળ નૌત્તમ ધરીયાં રે, ભારી નંગ વળી રંગભરીયાં રે;
આવી અંતરમાં ઉંડાં ગરીયાં. પ્યારા૦
દીઠું મુખડું ચંદા કેરે ડોલે રે, તિલ દક્ષિણ ગૌર કપોળ રે;
બ્રહ્માનન્દ કહે તેને મુનિ ખોળે. પ્યારા૦

પદ ૩

રૂડી તારી મુંછની રેખા ઉપડતી રે, ચિત્ત ચોર્યું ચાલ-લડથડતી. રૂડી૦ ટેક.
હૈડામાં વસી મારે હાંસી રે, એને સમરે છે નેત્ર અભ્યાસી રે;
જાણે પ્રેમ તણી માંડી ફાંસી. રૂડી૦ ૧
હેતે દાંત બત્રીસી હેરી રે, ઠીક થૈને વૃત્તિ મારી ડેરી રે;
કાન્તુ કળીયો તે દાડમોરી. રૂડી૦ ૨
વા'લા મોરલી ધીરે સ્વરે વાજે રે, પ્રીતે અધરઅમૃત રસ પાજે રે;
જ્યાં જાઓ ત્યાં સાથે તેડી જાજો. રૂડી૦ ૩
જ્યારે ચાવો છો પાન સોપારી રે, છોળ આવે તંબોળની બા'રી રે;
તેનો બ્રહ્માનન્દ અધિકારી. રૂડી૦ ૪

પદ ૪

કહાના તારો કંઠ કહ્યામાં ન આવે રે, એ તો કૌસ્તુભ મણીને શોભાવે. કા'ના૦ ટેક.
હિયે પેર્યો છે હાર હજારી રે, ભુજદંડ પ્રચંડ છે ભારી રે;
નાખી કંઠ જીવે વ્રજનારી. કા'ના૦ ૧
શોભે કમરે રેં'ટા સુધી સારો રે, જ્ઞાની ધ્યાનીનો દિવસ ગુજારો રે;
ચાલ જોઇ લાજે હંસ બીચારો. કા'ના૦ ૨
રૂડી લાગે છે પગની આંગળીયો રે, નખતેજ જાય નહીં કળીયો રે;
જાણે ચંદતણી મંડળીયો. કા'ના૦ ૩
રાજે ચરણે લાંબી ઉર્ધ્વરેખુ રે, હું તો ધ્યાન વીના એને દેખું રે;
બ્રહ્માનન્દ કહે જન્મ ધન્ય લેખું. કા'ના૦ ૪

રાગ ગરબી–પદ ૧

ચાલો ચાલો સૈયરનો સાથ, વૃન્દાવન જઇએ રે;
સખી છેલ છબીલાને સંગ, હળી મળી ગાઇએ રે. ૧
વહાલો જુવે છે આપણી વાટ, ઉભા છે વનમાં રે;
સખી આપણે સાથ એકાંત, મળ્યાનું છે મનમાં રે. ૨

વહાલે મોરલી લીધી છે હાથ, વજાડે છે ઘેરી રે;
આવી ઉભા છે જમુનાને તીર, પીતાંબર પેરી રે. ૩
વહાલે પેર્યા છે ફુલડાના હાર, બાંધ્યા છે બાજુ રે;
એને હળકે છે કાંનમાંહી, કુંડળીયાં કાજુ રે. ૪
વહાલે મૃગલા પમાડ્યા મોહ, વંશીને નાદે રે;
હરી ગાવેછે સુંદર ગીત, મધુરે સાદે રે. ૫
હરીને હેત કરીને હાથ, ઝાલ્યાનો છે હેવા રે;
સખી બ્રહ્માનંદનો નાથ, કહે રમવા જેવા રે. ૬

પદ ૨

જોને જોને સખી એનું રૂપ, મનોહર રાજે રે;
મુખ લાવણ્યતા જોઇ કામ કે, કોટીક લાજે રે. ૧
જોને ફુલડાનો તોરો શીશ, સુંદર શોભે રે;
જોઇ લાલ સુરંગી પાઘ, મનડું લોભે રે. ૨
વહાલો નેણે જણાવે છે નેહ, હેતે હેરે રે;
મુને ન્યાલ કરી. નંદલાલ, આજૂને ફેરે રે. ૩
પેરી શોભીતા શણુગાર, રૂડા લાગે રમતા રે;
વહાલો વ્રજનારીને ચિત્ત, ગિરિધર ગમતા રે. ૪
મારાં લોચનીયાં લોભાય, નટવર નીરખી રે;
હું તો મગન થઇ મનમાંય, દીવાની સરખી રે ૫
ઉભા ગીત મધુરાં ગાય, ગોપીજન સંગ રે;
વહાલો બ્રહ્માનંદનો નાથ, રમે રસ રંગે રે. ૬

પદ ૩

આવો આવોને નંદજીના લાલ, આપણ રમીએ રે;
રૂડાં ભોજનીયાં બહુ ભાત, જમાડું તે જમીએ રે. ૧
વારી સ્યામળીયા તમ સાથ, લાગી પ્રીતિ રે;
હવે શું કરશે સંસાર, કોઇથી નથી બીન્તી રે. ૨

મારા હેતુ છો હૈડાના હાર, તમપર વારી રે;
તમ કાજ કોડીલા કહાન, સેજ સમારી રે. ૩
મારે તમથી જગમાં કોઇ, બીજું નથી વહાલું રે;
જે જોઇએ તે જાદવરાય, આણી આણી આલું રે. ૪
લેઇ સરવસ સુંદર શ્યામ, તુજપર વારૂં રે;
તારા છોગલીયામાં શ્યામ, મોહ્યું મન મારૂં રે. ૫
બ્રહ્માનંદના વહાલા ગુણવાન, પધારોને પ્યારા રે;
તમને એક ઘડી અલબેલ, ન મેલું ન્યારા રે. ૬.

પદ ૪

તારી આંખડલી અલબેલ, અતિ અણીયાળી રે;
હું તો ગરક થઇ ગુલતાન કે, ભુધર ભાળી રે. ૧
માથે લાલ કસુંબી પાઘ, તોરો લટકે રે;
છબી જોઇને સુદર શ્યામ, મન મારૂં અટકે રે. ૨
રૂડી કેશર કેરી આડ કે, ભાલ બીરાજે રે;
જોઇ મુખની શોભા માવ, પુરણ શશી લાજે રે. ૩
શોભે ઘુઘરડીનો ઘેર, કેડે કંદોરે રે;
ગળે મોતીડાની માળ, ચિત્તડું ચોરે રે. ૪
શોભે સુંથણુલી સોરંગ, રૂપાળો રેંટા રે.
વહાલા પેરીને પ્રાણઆધાર, ભાવેસું બેટા રે. ૫
વહાલા બ્રહ્માનંદના નાથ, આવી સુખ આપો રે;
મને મેર કરી મોરાર, પોતાની થાપો રે. ૬

પદ ૫

સખી નંદતણે દરબાર, મહા રંગ રેલે રે;
વા'લો ગોવાળાની સાથ, ખાંતીલો ખેલે રે. ૧
મને કહાનુડાના કોડ, રઇતી જોવા રે;
વાલે કીધો અલૌકિક ખ્યાલ, મારૂં મન મોવા રે. ૨

કહાને ગોપી ગોવાલાને પ્રેમ કે, ગાય જમાડ્યા રે;
રૂડાં લટકાં કરી નંદલાલ કે, ખુબ રમાડ્યા રે. ૩
હસી હેત કરી હરીરાય, ઝાલી મને હાથે રે;
વા'લે દુધનણી લઈ હેલ, ઢોળી મારે માથે રે. ૪
મને ભીંજવી રસબસ કહાન, ભીંજી મારી સાડી રે;
મને ચસકો લાગ્યા એ સાથ, જાણે હું તો દાડી રે. ૫
વાલો ડોલે ગોવાળીડા સંગ, બોલે સારૂં સરૂં રે;
હેલી બ્રહ્માનન્દને નાથ, મોહ્યું મન મારૂં રે. ૬

પદ ૬

ઓરા આવોને સુંદર સ્યામ, એકાંતે મળીએ રે;
વા'લા દીન જાણીને દયાળ, અકળક ટળીએ રે. ૧
વારી મુરતી તમારી માવ, વસી દીલ મોરે રે;
હું તો જોઈને થઈ ગુલતાન, ફુલડેરે તોરે રે. ૨
કહાના તમને મળ્યાના છે કોડ, કરીએ વાતુ રે;
વહાલા તમ વીના પળ એક, નથી રે'વાતું રે. ૩
તમે દીલડાના દરીયાવ કે, છેલ છોગાળા રે;
મારા મનમાન્યા મોરાર, છો મરમાળા રે. ૪
આવી તમ સાથે અલબેલ, પ્રીત બંધાણી રે;
મુખ લાવણ્યતા જોઈ માવ, હું લોભાણી રે. ૫
તમે મોટા થઈ મહારાજ, શું લલચાવો રે;
વા'લા બ્રહ્માનંદના નાથ, હસી બોલાવો રે. ૬

પદ ૭

તારાં મુખડાંની મોરાર, માયા લાગી રે;
મેં તો લોકડીયાંની લાજ, સરવે ત્યાગી રે. ૧
હવે છેડો નાંખ્યો શીશ, થઈ દીવાની રે;
તારી છબી અલૌકિક છેલ, મનડે માની રે. ૨

મેં તો તમથી બાંધી પ્રીત, બીજેથી તોડી રે;
હવે સ્યામળીયા તમ સાથ, બની છે જોડી રે. ૩
વા'લા ગાવો છો સુંદર ગીત, અલૌકિક લટકે રે;
તારાં છોગલીયામાં છેલ, મન મારૂં અટકે રે. ૪
છબી જોઇને સુંદર સ્યામ, ઠરે છે નેણાં રે;
રૂડાં લાગે છે રંગરેલ, વા'લા તારાં વેણાં રે. ૫
અલબેલા પ્રાણ આધાર, પધારોને પ્રીતે રે;
વા'લા બ્રહ્માનંદના નાથ, રમો રસ રીતે રે. ૬

પદ ૮

મારૂં મનડું પમાડયું મોહ, વંશીને તાને રે;
મને ગરક કરી ગુલતાન, કોડીલે કા'ને રે. ૧
મને સરવે સૈયરમાં સ્યામ, સુહાગણ કીધી રે;
વાલે હસી દેખાડી હેત, બાંહી ગ્રહી લીધી રે. ૨
સરવે પુરી પ્રાણ આધાર, હિયાની હામુ રે;
આજ મહેર કરી મહારાજ, જોયું મુજ સામું રે. ૩
વા'લે હેતે ઝાલ્યો હાથ, લીધી હાથ તાળી રે;
મારે જગપતિ સાથે જોડ, બણી રૂપાળી રે. ૪
અતી હરખ ભરી ન સમાય, આનંદ અંગે રે;
મારે રમતાં જામ્યો રંગ, સ્યામળીયા સંગે રે. ૫
હું તો મગન થઇ મસ્તાન કે, ખાંતે ખેલું રે;
બાંધ્યું બ્રહ્માનંદના નાથ, સંગાથે બેલું રે. ૬

---

રાગ ગરબી–પદ ૧

ધન્ય ધન્ય મારી આંખડી, નીરખ્યા વ્રજપતિ વા'લો;
માથે સુંદર મોળીયું, ઓઢયો નવલ દુસાલો. ધન્ય૦ ૧
ભાલ તિલક સોયામણું, ભ્રકુટી રૂપાળી;
લોચન તીખાં લાગણાં, નાસા મરમાળી. ધન્ય૦ ૨

કુંડળ જડાઉ કાનમાં, મકરાકૃતિ ભારી;
તે જોઇને ફૂલી ફરે, સરવે વ્રજનારી. ધન્ય૦ ૩
કાળુ ગોર કપોળમાં, તીલ ત્રાણુ શોભે;
ગોકુળવાસી ગોપના, જોઇ જોઇ મન લોભે. ધન્ય૦ ૪
અધર લાલ શુભ દાંત છે, દાડમ કળી જેવા;
બ્રહ્માનંદના નાથને, હસી બોલ્યાનો હેવા. ધન્ય૦ ૫

પદ ૨

આજ મારે આનન્દ અંતરે, જગજીવન જોઇને;
મનમોહનની મૂરતી, રાખું નેણમાં પ્રોઇને. આજ૦ ૧
ઘોડલાંની વાંસે ઘુમર, હાથીડાની હાર્યું;
અસવારો અલબેલની, જોઇ તન ધન વારૂ. આજ૦ ૨
ગિરિધર ગજ અંબાડીએ, ચાલ્યા મથુરાની શેરી;
વનિતા લેવે વારણાં, ફુલડલાં વેરી. આજ૦ ૩
વાજાં બહુત પ્રકારનાં, નીશાણ પટાળાં;
ચમર ઢળે શીર શ્યામને, લાગે રૂપાળાં. આજ૦ ૪
ચોપદાર ઉંચે સ્વરે, જય વાણુ ઉચ્ચારી;
બ્રહ્માનંદ છબી જોઇને, જાય બલીહારી. આજ૦ ૫

પદ ૩

હરિવર બેશી હાથીએ, માણીગર માલે;
ચમર ઢળતે શ્યામળો, છોગાળો ચાલે. હ૦ ૧
મથુરાં નગરની માનિની, હેતે અતી હેરે;
ગોખ ચડે. ગજગામની, ફૂલડલાં વેરે. હ૦ ૨
કમરી અબીલ ગુલાલની, ઉડે અતી ભારી;
તે જોવાને આવીયા, બ્રહ્મા ત્રિપુરારી. હ૦ ૩
ઢોલ દદામાં ગડગડે, ત્રાંબાળુ વાજે;
કુબુદ્ધિ મંત્રી કંસના, દેખીને દાઝે. હ૦ ૪

બ્રહ્માનંદના નાથની, ઓપે અસવારી;
કોટીક જન પાવન થયાં, નીરખી નર નારી. હ૦ ૫

પદ ૪

શી કહું શોભા આજની, વર્ણવ્યામાં ના'વે;
ગિરિધર ગજ અંબાડીએ, મલપંતા આવે. શી૦ ૧
પાઘ ઉપર શીર પેચની, શોભા અતી સારી;
અજબ હુસાલો ઓઢીઓ, વ્રજરાજ વિહારી. શી૦ ૨
હૈડા ઉપર હીંડળે, મોતીડાની માળા;
મથુરાં કેરી શેરીએ, લાગે રૂપાળા. શી૦ ૩
કર્યું નિકંદન કંસનું, નિજ જન સુખ આપ્યું;
દેવકી વસુદેવનું, ભવબંધન કાપ્યું. શી૦ ૪
જોગી જતી જલે બલે, સનકાદીક ચાલે;
બ્રહ્માનંદ પાવન કર્યાં, લોચન નન્દલાલે. શી૦ ૫

---

રાગ પરજ ખમાચ-પદ ૧

આંગણિયે ઝાઝું શું ભણિયે, આવો કહાના મારે આંગણિયે. ટેક૦
ભાવ કરી નટ નાગર બેઠા, હૈડાના તાપ બીયા હણિયે. આવો૦ ૧
હાથકડાં મોતીડાંકેરી માળા, સુંદર છેલ બણી ઠણીયે. આવો૦ ૨
નૌતમ સુંદર પાઘડલીના, પેચ ઝુકયા આવી પાંપણીયે. આવો૦ ૩
બ્રહ્માનંદ કહે પ્રેમ કરીને, ત્રપત કરૂં મહી માંખણીયે. આવો૦ ૪

પદ ૨

ઓસરિયે મનડાં હરિયે, આવો પ્યારા મારી ઓસરિયે. ટેક૦
મારૂં મંદીરીયું તે સ્યામ તમારૂં, છેડે છેલા શીદને ફરીયે. આવો૦ ૧
પ્રીતમ નૌતમ પાઘડલીમાં, સુંદર છોગલીયાં ધરીયે. આવો૦ ૨
ફુલડાંના હાર અનુપમ પેરી, કોડે કોડે લટકાં કરીયે. આવો૦ ૩
બ્રહ્માનંદના નાથ છબી તારી, જોઇ જોઇ અંતરમાં ઠરીયે. આવો૦

પદ ૩

ડોલરિયા રંગના ભરિયા, હસીને બોલો હરિ ડોલરિયા. ટેક.
નટવર સુંદર નાથજી રે, તમને મેં અંતરમાં ધારિયા. હસીને૦ ૧
મિથ્યા જગની લાલચ મેલી, પ્રાણ થકી પ્યારા કરીયા હસીને૦ ૨
જગજીવન તારા રૂપને જોઇને, સર્વે વિષયરસ વિસરિયા. હસીને૦ ૩
બ્રહ્માનંદના છેલ છબિલા, કહાન ચતુર વર કેશરીયા. હસીને૦ ૪

પદ ૪

વાતડલી રે'ને રાતડલી, વાલા પૂછું એક વાતડલી. ટેક.
પીતાંબર સાટે મારા પ્રીતમ, સાડી લાવ્યા નવી ભાતડલી. વાલા૦ ૧
મોરલડી લઇને મનમોહન, દીધું વેલણ કોણે દાતડની. વાલા૦ ૨
જેને ઘેર રજની તમે જાગ્યા, કોણ હતી તેની જાતડલી વાલા૦ ૩
બ્રહ્માનંદ કહે સંશય થયો નહીં, ધન્ય છે તમારી છાતડલી વાલા૦ ૪

રાગ કરાકડો. પદ ૧

તારૂં છોગું મારે આવીને ચિત્તમાં રહ્યું. તારૂ૦
જગના જીવન રૂડું છોગું જોઇને, અંતરમાં અજવાણું થયું તારૂ૦ ૧
સુંદર શ્યામ સોહાગી તારૂ, મુખ નીરખીને દુઃખ દૂર ગયું તારૂ૦ ૨
આનન્દ સહીત થયું સુખ અંતર, એકે જીભે નવ જાય કહ્યું. તારૂ૦ ૩
બ્રહ્માનંદ કહે એ છોગા સારૂ, લોકડીયાનું અમે મે'ણું સહ્યું. તારૂ૦ ૪

પદ ૨

કાં'ના નેણે તારે કીધાં મને કામણીયાં. કાના૦
નેણાં તારા નાગર નંદના, બાણ સરીખાં તીખાં બણીયાં. કાના૦ ૧
જાદવ રંગભર સામું જોઇને, હેત કરીને મનડાં હણીયાં કાના૦ ૨
ઘાયલ થઇને હું તો ઘેલી ફરૂં છું, શું જાણું જે મન શું ભણીયાં કાના૦ ૩
બ્રહ્માનન્દના નાથ રંગીલા, ભાવે હું લેઉં તારાં ભામણીયાં. કાના૦ ૪

પદ ૩

તારૂં મોળીડું જોઇને હું તો ઘેલી થઇ. તારૂ૦
મોંઘા મૂલનું નૌતમ મોળીડું, નવલ કલગી શીર ઝૂકી રહી. તારૂ૦ ૧

ભૂધર તારું મોળીડું ભાળી, ઘાયલ થઇને સુધ ભુલી જઇ. તારું૦ ૨
ઔષધ મુળી અંગ ન લાગે, કુટી કુટીને થાકયા વૈદ કઇ. તારું૦ ૩
બ્રહ્માનંદના નાથ ન મેલું, શિરને સાટે રે મેં તો કીધું સઇ. તારું૦ ૪

પદ ૪

માવે મોરલી વજાડીને મનડાં હર્યાં. માવે૦
બેહદ નૌતમ વેણ વજાડી, શબ્દ સુણાવી જાદુડાં રે કર્યાં. માવે૦ ૧
પાઘ બાંધી રે રંગચોળ કસુંબી, મન ગમતાંરે છોગાં શીશ ધર્યાં. માવે૦ ૨
અલબીલા નટ નાગર કેરાં, લોચનીયાં રે જાદુડે જો ભર્યાં. માવે૦ ૩
રૂપ અલૌકિક જોઇને સજની, બ્રહ્માનન્દના વાલાને વર્યાં. માવે૦ ૪

---

રાગ પરજ. પદ ૧

મોળીડામાં મોહી રે, છેલાજીના મોળીડામાં મોહી, ટેક.
રસીક સલુણાનું મોળીડું રંગીલું, નીરખતાં તૃપ્ત ન હોય રે. છે૦ ૧
નૌત્તમ રંગ ચઢયો મારા મનમાં, જગના જીવનને જોઇ રે. છે૦ ૨
શ્યામળીયા સંગ જાતાં રે સજની, કુણ રે રાખે મુંને ટોકીને રે. છે૦ ૩
બ્રહ્માનંદના વાલાની મૂર્તિ, રાખું આંખડલીમાં પ્રોઇ રે. છે૦ ૪

પદ ૨

છોગલીયે ચિત્ત ચોર્યું રે, શ્યામળીયાને છોગલીયે ચિત્ત ચોર્યું. ટેક.
છેલ છબીલાનું નવલ છોગલીયું, મોતિડેથી મોર્યું રે. શ્યા૦ ૧
પાઘ બાંધી શીર અજબ અલૌકીક, કાળુ સોનેરી કોર્યું રે. શ્યા૦ ૨
અધિક અધિક માંઇ નૌત્તમ ઉડે, ફુલડાંના હારની ફોર્યું રે. શ્યા૦ ૩
બ્રહ્માનંદના નાથની કેડે, દીલડું રહે છે દાર્યું દોર્યું રે. શ્યા૦ ૩

પદ ૩

લાગી નેણુ કટારી રે, કાનુડાની લાગી નેણુ કટારી; ટેક;
જમુનાને મારગ પાણીડે જાતાં, ઘાયલ કરી ગિરિધારી રે. કા૦ ૧
જોર નજર ભર સનમુખ જોઇને, મનમાં અચાનક મારી રે. કા૦ ૨

કોટીક વૈદ મથી મથી હાર્યા, કોઇની ન લાગે કારી રે. કા૦
બ્રહ્માનંદ કહે પરવશ થઇ છું. તનડાંની સુરત વિસારી રે. કા૦

પદ ૪

આંખલડીની અણીયેં, વેંધ્યા વાલે આંખડલીની અણીયે. ટેક.
નટવર લાલ રંગીલાનાં નેણાં, બાણ સરીખાં ગણીયે. વેં૦
ભીંતર ઘાવ લાગો અતી ભારી, રાત દિવસ રણુકણીયેં. વેં૦
દરદીની વાતો તે દરદીડાં જાણે, બેદરદીને શું ભણીયેં. વેં.
બ્રહ્માનંદ કહે એણીપેરે વેંધ્યાં, મણીને ભેદે જેમ મણીયેં વેં૦

---

રાગ પરજ. પદ ૧

આજ જઇતી હું તો જમુનાનાં પાણી, માથે હેલ ઉપાડી રે;
ઓચિંતે આવીને મારે વાલીડે, મોહન વેણુ વજાડી રે.
સાંભળતામાં મારી શુદ્ધ બુદ્ધ વીસરી, દીલમાં થઇ છું દીવાની રે;
અંતર લાગી મારે પ્રેમની કટારી, કેમ કરી રાખું છાની રે. ૨
ઘાયલ થઇને હું ઢળી ધરણી પર, ઉઠું તોય ન ઉઠાય રે;
કહાન કુંવરને મળવાને કાજે, મન મારું અકળાય રે. ૩
પરવશ થઇને પડ્યું છે મારું તનડું, મનડું ડગ નવ ચાલે રે;
મંત્ર ભણી નાખી મને મોહની, બ્રહ્માનંદને વહાલે રે. ૪

પદ ૨

જમુનાં તીરે જદુપતી ઉભો, સુંદર છેલ છોગાળો રે;
વ્રજનારીનાં મનડાં લેવા, લટકાં કરે લટકાળો રે. ૧
આંખડી નૌત્તમ અણીયાળી, ભાલ તિલક છબી ભારી રે;
વ્રજજીવનનું મુખડું જોતાં, સરવસ નાંખું વારી રે. ૨
પાઘડલી પેચાળી રે બાંધી, રસીક પાઘે નવ રંગી રે;
રતન જડેલી લટકી રહી છે, કાજુ નવલ કલંગી રે. ૩
સામો મળ્યો મને સ્યામ સલુણો, સુંદર વ્રજની શેરી રે;
બ્રહ્માનંદના નાથની મૂર્તિ, આવીને અંતર ઠેરી રે. ૪

પદ ૩

વનમાંહી રે મોરલડી વાગી, ભણુક પડી મારે કાને રે;
લટકાળે રે મને વશ કરી લીધી, તીખી તીખી તાને રે. ૧
વાંસલડી રે પડી મારે વાંસે, વેરણુને કોઇ વારો રે;
મોડી રે વે'લી મોરલડી આ, લેશે પ્રાણુ અમારો રે. ૨
નાદ ભેળી રે નટવરની મૂર્તિ, હૈડામાં દેખાય રે;
તે જોઈને ઘરડાનો રે ધંધો, ઝેર સરીખો મને થાય રે. ૩
કામણીયું રે મોરલીમાં કાંઇ કીધું, ચિત્તડું લીધું મારૂં ચોરી રે;
બ્રહ્માનંદના નાથની રે વંશી, નાખ્યું કાળજ મારૂં કોરી રે. ૪

પદ ૪

શેરડીયે રે મને સામો રે મળીયો, વાલીડો કુંજવિહારી રે;
અજબ દુસાલો ઓઢી રે લીધો, અંગરખી ફુલકચારી રે. ૧
બેશ અલૌકીક લીધું રે બાંધી, મોળીડું મરમાળે રે;
લટકાળે મનડું લલચાવ્યું, આંખડલીને ચાળે રે. ૨
ગોરાં લોચન રંગ ગુલાબી, હેતાળા જાણે હસતાં રે;
તે જોઇને મારાં પણુ નેણાં, છેટે પળ નથી ખસતાં રે. ૩
ભીને વાન રંગીલે ભૂધરે, આડી નજરે હેરી રે;
બ્રહ્માનંદના વસી ઉર અંતર, મૂરતિ નટવર કેરી રે. ૪

રાગ પરજ. પદ ૧

મોરલીવાળા રે, મીઠી • મોરલી બજાવ;
મોરલી બજાવ વહાલા, પરજ કેરા લાવ. મોર૦ ટેક.
મોરલી સુણાવ હું આવી, મેલી ઘરડાં કેરૂં કામ;
વાલમ રાજી થઇ વજાડો, છોગાળા ઘનશ્યામ. મોર૦ ૧
સુણ્યા વિના ચિત્તડામાં, નહીં આવે નિરાંત;
તે માટે હું સૌથી છાની, આવી છું એકાંત. મોર૦ ૨

તમ વીના રે મારે ઘડી ન ચાલે, પડી પરોળે ભાત;
બ્રહ્માનંદના વાલમા, આવી રહો મારે ઘેર રાત. સુંદર૦ ૩

રાગ સોલા. પદ ૨

મારે મોલે આવો દરીને બોલાવો રે, રંગભીના છેલા નંદઢના. છોગ રાજ. ૧
પાઘડલી પેચાળી બાંધી છે રૂપાળી રે, લટકાળા મોતીડાંવાળા. છોગ રાજ. ૨
કા'ના ગિરિધારી મૂરતી તારી રે, મનમાની છેલ ગુમાની. છોગ રાજ. ૩
બ્રહ્માનંદના પ્યારા શોભો છો સારા રે, કેશરીયા રંગના ભરીયા. છોગ રાજ. ૪

પદ ૨

નંદઢના લાલા લાગો છો વા'લા રે, નવરંગી લેર તોરંગી. છોગ રાજ. ૧
નેણુંનો નજારો મને અતી પ્યારો રે, અળવીલા છેલ છબીલા. છોગ રાજ. ૨
કુંજના વિહારી મૂરતી તારી રે, હરી મોરી જીવનદોરી. છોગ રાજ. ૩
બ્રહ્માનંદ કહે છે મન મારૂં રહે છે રે, વેણુમાં મારા નેણુંમાં. છોગ રાજ. ૪

પદ ૩

આંખ્યો અણીયાળી માવા મરમાળી રે, કામણ કીધું મન મારૂં લીધું. છોગ રાજ. ૧
મંદીર પધારો જનમ સુધારો રે, છોગાં મેલી બળવંત બેલી. છોગ રાજ. ૨
સુંદર સોહાગી લગની લાગી રે, તમ સંગે બીના રંગે. છોગ રાજ. ૩
બ્રહ્માનંદ ગાવે મૂરતી સોહાવે રે, રહો તાગ્ન વ્રજના રાજા. છોગ રાજ. ૪

પદ ૪

શોભે માથે તોરા આવોને ઓરા રે, ધીરે ગાતા રંગના રાતા. છોગ રાજ. ૧
કોટે પરવાળાં લાગે છે રૂપાળાં રે, નેણું ગેરી વ્હાલજી લે'રી. છોગ રાજ. ૨
શ્યામ સલુણા નેણુંમાં ટુંણા રે, વ્રજરાણી દું લોભાણી. છોગ રાજ. ૩
બ્રહ્માનંદ વારૂં તન મન મારૂં રે, તમ માથે સદા મારે સાથે. છોગ રાજ. ૪

રાગ ધોળ-પદ ૧

દેલી જોને આ નન્દકુમાર, સલુણો શોભતા;
ચાલે મદઝર ગજની ચાલ, રસીક ચિત્ત લોભતા. ૧
પ્યારી લાલ સુરંગી પાઘ, અનોપ્પી બાંધણી;

મોરલી સુણીને મેલ્યો મેં તો, સૈયર કેરો સાથ;
પ્રેમ સુધારસ પાવોને વહાલા, બ્રહ્માનંદના નાથ. મોર૦ ૩

પદ ૨

તારી મૂરતિ રે, છે જો નેણાંનો શણગાર;
નેણનો શણગાર, મારા હૈડાકેરો હાર. તા૦ ટેક
મોહન તારી મૂર્તિ જોઇને, ભુલી છું તન ભાન;
નીરખતાં નજરોમાં થઇ છું, ગજરોમાં ગુલતાન. તા૦ ૧
માથે ઝીણી પાઘ મનોહર, સુંદર શ્યામ શરીર;
નથી રહેતી તારૂં રૂપ નીહાળી, વ્રજનારીને ધીર. તા૦ ૨
બાંય જડાવું બાંધેલ બાજુ, કાનુ નંદકિશોર;
બ્રહ્માનંદ કહે ગોકી છું વેણે, નેણે જાદુ જોર. તા૦ ૩

પદ ૩

નાગર નંદના રે, મારે તમથી લાગી પ્રીત;
તમથી લાગી પ્રીત, મારૂં ચોરી લીધું ચિત્ત. ના૦ ટેક.
ફુલનો તોરો સુંદર ફાગ્યો, પાગનો આવ્યો તાલ;
પાતળિયા અતિ લાગે છે પ્યારાં, લટકાં તારાં લાલ. ના૦ ૧
મોતીડાંના હારની શોભા, વર્ણવી નવ જાય
ખાતીલા તારી આવીને ખુંતી, મૂરતિ અંતરમાંય. ના૦ ૨
અધર ઉપર જાણે કંકુ ઢળીયું, દાડમ કળાયો દાંત;
બ્રહ્માનંદના વાલમા, તમથી ખેલ કર્યાની ખાંત. ના૦ ૩

પદ ૪

સુંદર શ્યામળા રે, આવો છોગાંવાળા છેલ;
છોગાંવાળા છેલ, વા'લા આવીશ તારી ગેલ. સુંદર૦ ટેક.
છેલ છબીલા રંગના રેલા, કેશર ભીના કાન;
સંભળાવો મને શ્યામ સલુણા, મોરલડીની તાન. સુંદર૦ ૧
મોહન તારી મૂરતિ મારા, નેણાંમાં રાખીશ;
ભૂધર તારી ચાલ ત્રિભંગી, લાલ કલંગી શીશ. સુંદર૦ ૨

તમ વીના રે મારે ઘડી ન ચાલે, પડી પરોળે ભાત;
બ્રહ્માનંદના વાલમા, આવી રેહો મારે ઘેર રાત. સુંદર૦ ૩

રાગ સોલા. પદ ૨

મારે મો'લે આવો હસીને બોલાવો રે, રંગભીના છેલા નંદજીના. છોગા રાજ. ૧
પાઘડલી પેચાળી બાંધી છે રૂપાળી રે, લટકાળા મોતીડાંવાળા. છોગા રાજ. ૨
કા'ના ગિરિધારી મૂરતી તારી રે, મનમાની હેલ ગુમાની. છોગા રાજ. ૩
બ્રહ્માનંદના પ્યારા શોભો છો સારા રે, કેશરીયા રંગના ભરીયા. છોગા રાજ. ૪

પદ ૨

નંદજીના લાલા લાગો છો વા'લા રે, નવરંગી લેર તોરંગી. છોગા રાજ. ૧
નેણુંનો નજારો મને અતી પ્યારો રે, અળબેલા છેલ છબીલા. છોગા રાજ. ૨
કુંજના વિહારી મૂરતી તારી રે, હરી મોરી જીવનદોરી. છોગા રાજ. ૩
બ્રહ્માનંદ કહે છે મન મારું રહે છે રે, વેંણુમાં મારા નેણુંમાં. છોગા રાજ. ૪

પદ ૩

આંખ્યો અણીયાળી માવા મરમાળી રે, કાંઇ કીધું મન મારું લીધું. છોગા રાજ. ૧
મંદીર પધારો જનમ સુધારો રે, છોગાં મેલી બળવંત બેલી. છોગા રાજ. ૨
સુંદર સોહાગી લગની લાગી રે, તમ સંગે વીના રંગે. છોગા રાજ. ૩
બ્રહ્માનંદ ગાવે મૂરતી સોહાવે રે, રહો તાન વ્રજના રાજન. છોગા રાજ. ૪

પદ ૪

શોભે માથે તોરા આવોને ઓરા રે, ધીરે ગાતા રંગના રાતા. છોગા રાજ. ૧
કોરે પરવાળા લાગે છે રૂપાળાં રે, નેહું ગેરી વ્રજજી લે'રી. છોગા રાજ. ૨
સ્યામ સલુણા નેણુંમાં કુણા રે, વ્રજરાણી હું લોભાણી. છોગા રાજ. ૩
બ્રહ્માનંદ વારૂં તન મન મારું રે, તમ માથે સદા મારે સાથે. છોગા રાજ. ૪

રાગ ધોળ–પદ ૧

હેલી જોને આ નન્દકુમાર, સલુણો શોભતા;
ચાલે મદઝર ગજની ચાલ, રસીક ચિત્ત લોભતા. ૧
પ્યારી લાલ સુરંગી પાઘ, અનોખી બાંધણી;

છુટા પેચ ઝુક્યા ચઉકોર, અધિક શોભા બણી. ૨
રૂડી રાજેછે નલવટ રેખ, મનોહર ભાવને;
જોતાં કેસર તિલક અનુપ, વધારે ભાવને. ૩
ઉભા અલવ કરે અલબેલ, સખાના સંગમેં;
ખેલે બ્રહ્માનંદનો નાથ, રાજેશ્વર રંગમેં. ૪

પદ ૨

શોભે નટવરજીને શીશ, કલંગી વાંકડી;
પુખરાજ પિરોજા લાલ, મોતીડેથી જડી. ૧
તોરો ફૂલતણો નવરંગ, મોળીડા ઉપરે;
જોઈને ? [illegible]કુંવરનું રૂપ, મારાં નેણાં ઠરે. ૨
સખી [illegible]દાર અનુપ, પીયાજીની પાઘડી,
તે તો [illegible] નહી પળ એક, જીવડલામાં જડી. ૩
ઝળકે કુંડળ કાનુમાંય, મોઘાં મુલનાં;
બાંધ્યાં બ્રહ્માનંદને નાથ કે, બાજુ ફૂલનાં. ૪

પદ ૩

આંખડલી શરદ સરોજ, રસીલા લાલની;
દેખી મનકું પામે મોહ, તિલક છબી ભાલની. ૧
નાસા સુંદર દીપ સમાન, અધિક શોભી રહી;
મુખ નીરખીને શશીયર, જ્યોતગગન ઝાંખી થઇ. ૨
લીધી લટકાળે નંદલાલ કે, હાથ કબાણને;
એની ચટક રંગીલી ચાલ, હરે મન પ્રાણને. ૩
કાજુ મોતીડે જડીત કટાર, કમર કસી લીધલો;
નીરખી બ્રહ્માનંદ કહે, જન્મ સુફળ મારો કીધલો. ૪

પદ ૪

સખી કેસરજીનો કાંન, હરે જોઈ છાતડી
રૂડી આંખડલીમાં રેખ, મનોહર રાતડી. ૧

એની સાંભળતાં ગુલતાન, થઇ એના ગીતમાં;
રસીયા વર કેરો રંગ, ચડયો મારા ચિત્તમાં. ૨
સમજાવી મુજને શ્યામ, નેણુ કેરી સાનમાં;
મને મગન કરી મસ્તાન, અમૃતરસ પાનમાં. ૩
કાળુ રાજેછે ગૌર કપોળ, સુભગ તીલ ત્રાજવી;
શોભે બ્રહ્માનંદનો નાથ, રસીલો રાજવી. ૪

---

## રાગ ગરબી—પદ ૧

ગઇતી ગઇતી ભરવાને નીર, સૈયરના સંગમાં રે લોલ;
રમતા દીઠા શ્યામ સુજાણ, રંગીલો રંગમાં રે લોલ. ૧
જોયું રસિયાજીનું રૂપ, અલૌકિક આજનું રે લોલ;
જાણે શરદ પુનમનો ચાંદ, વદન વ્રજરાજનું રે લોલ. ૨
સનમુખ આવે ગજગતિ ચાલ, કે અંગ મરોડતા રે લોલ;
રસિયો નેણું સાથે નેણુ કે, જોરે જોડતા રે લોલ. ૩
નાંખી બ્રહ્માનંદને નાથ, અચાનક આંખડી રે લોલ;
મારા ચિત્તમાં લાગી ચોટ કે, ઘાયલ થઈ પડી રે લોલ. ૪

### પદ ૨

રૂડી કેસરકેરી આડ, મનોહર ભાલમાં રે લોલ;
ચોર્યાં વ્રજનારીનાં ચિત્ત, લટકતી ચાલમાં રે લોલ. ૧
શોભે નટવરજીને સંગ, મનોહર મંડળી રે લોલ;
કરે છે જમુના તીરે ખેલ, સખા સરવે મળી રે લોલ. ૨
હેલી મારાં લોચન પામ્યાં લોભ કે, નીરખીનાથને રે લોલ;
કીધાં સુખડાંમાં ગુલતાન, ગોપીજન સાથને રે લોલ. ૩
જોતાં આડી નજરે જોર કે, કાંઇક કો રાખતા રે લોલ;
શોભે બ્રહ્માનંદ કે ચોટ, નયનની નાંખતા રે લોલ. ૪

પદ ૩

હેલી મારે મંદીરીએ મોરાર, પધાર્યા પ્રીત ધરી રે લોલ;
રસિયે બોલાવી ગ્રહી બાંહ્ય કે, રસની રીતથી રે લોલ. ૧
સુંદર છોગા મેલ્યા શીશ, કલંગી શોભણી રે લોલ;
પહેર્યા ફુલડકેરા હાર, અલૌકિક છબી બની રે લોલ. ૨
અતીશે આનંદ વાધ્યો અંગ, થઇ રંગ રેલડી રે લોલ;
આની અલબેલાને સાથ, બંધાણી બેલડી રે લોલ. ૩
સજની આમા સામા આજ, અધર રસ પીધલા રે લોલ;
નીરખી બ્રહ્માનંદનો નાથ કે, ઉર પર લીધલા રે લોલ. ૪

પદ ૪

હેલી હું તો રાંધ્યા ટાણે આજ, ઉભીતી ઘર બારણે રે લોલ;
રસિયો છેલ છબીલો શ્યામ કે, જોવા કારણે રે લોલ. ૧
આવે ગાયો કેડે નાથ, અલૌકિક આવતા રે લોલ;
ગેરા મોરલડીને સાદ કે, ધેન બોલાવતા રે લોલ. ૨
પહેરી વનમાળા વ્રજરાજ, કુંડળિયાં કાનમાં રે લોલ;
જોઈ મારૂં મનડું પામ્યું મોહ, સલુણાના વાનમાં રે લોલ. ૩
જાણી સુજનને આડી મીટ કે, હેતે હેરતા રે લોલ;
વાલા બ્રહ્માનંદનો નાથ, કમળ કર ફેરતા રે લોલ. ૪

---

રાગ ગરબી. પદ ૧

માનો હઠીલા કુંવર નંદના રે, મારે માથે છે જળપાની હેલ રે. માનો॰
વાલા દુરીજન દેખે છે લોકડાં રે, ધીઠ્યાં ટાલી ચડાવશે આળ રે. માનો॰
આ વાટે રોકો માં મને વિઠ્ઠલા રે, દેશે દેશે સાસુડી મને ગાળ રે. માનો॰
ભાર લાગે છે માથે ભુધરા રે, ખોટી થઇએ છૈયે ઘરકાનું કામ રે. માનો॰
જોર જણાવો શીદ જાદવા રે, નથી લીધી વેંચાતી નાખી દામ રે. માનો॰
હલકાં વેણ ન કાઢીએ રે, રહીએ સમજી પોતાકેરી રીત રે. માનો॰
વનમાં રોકો છો પર વનિતા રે, તમે થાશો એમાંથી ફજેત રે. માનો॰

મારગ મેલીને રહોને વેગળા રે, શીદ અમને કરો છોં હેરાન રે. માનો૦
બ્રહ્માનંદના સ્વામી શ્યામળા રે, કેડો મેલોને આલીગારા કહાન રે. માનો૦

પદ ૨

મેલોને મારગ માવજી રે, મારે લાગે છે મહીડાનો ભાર રે. મે૦
વહાલા કેડે કેડે આવો શીદ કાનજી રે, શું સમજીને રોકો છો વાટ રે. મે૦
નવરા નિશ દિન નાથજી રે, આવી ઘેરો છો જમુનાને ઘાટ રે. મે૦
અમે મહીયારાં રાવલાં રે, વળી રહીએ રાજા કેરે વાસ રે. મે૦
રીસ જણાવો છો આંખમાં રે, શાનું દાણ માગો છો અમ પાસ રે. મે૦
આવી બાઝો માં તમે ઓઢણે રે, જાશે રાજ દરબારમાં વાત રે. મે૦
મોટાં મોટાં વેણ ન બોલીયે રે, અમે જાણી તમારી જાત રે. મે૦
દાણને નામે નાંપું દોકડો રે, નહીં પાઉં મહીડું નવટાંક રે. મે૦
બ્રહ્માનંદના સ્વામી વાટમાં રે, અમને રોકી ઉભા છો શે વાંક રે. મે૦

પદ ૩

આવોને સુંદર શ્યામળા રે, વહાલા કહેવી છે કંઇ એક વાત રે. આ૦
વહાલા વારે વારે જોઉં છું હું વાટડી રે, વારી સેજ બીછાઈ તમકાજ રે. આ૦
તમથી બાંધી છે પ્રીતડી રે; મેં તો મેલી સંસારીડાની લાજ રે. આ૦
ઘરના સૌ કહે છે ઘેલડી રે, મારે તમ સંગાથે લાગી તાન રે. આ૦
મળવા તમને માવજી રે, મુને કોડ ઘણા છે કહાન રે. આ૦
નેણાં હરખે છે નિત્ય નિરખવા રે, હરખે આલિંગન કાજે અંગ રે. આ૦
મંદિર પધારોને મલપતા રે, વારી છેલ છબીલા નવ રંગ રે. આ૦
તાપ નીવારો મારા તનના રે, વહાલા મનડાની પુરો આવી આશ રે. આ૦
બ્રહ્માનંદની એ છે વિનતિ રે, પ્રિયા પ્રીત કરીને રાખો પાસ રે. આ૦

પદ ૪

કોડીલા કુંવર કાનજી રે, મારે તમ સંગ લાગી પ્રીત રે. કો૦
વહાલા જોઇને તમને જાદવા રે, મારાં શીતળ થાય છે નેણ રે. કો૦
નટવર સુંદર નાથજી રે, તુજથી રટના લાગી દીન રેણ રે. કો૦
ફુલી ફરું છું તારા કેફમાં રે, હું તો ભૂલી છું તનડાનું ભાન રે. કો૦

ધેરી મુખ વાઓ છો મોરલી રે, તેણે સુણતાં થઈ હું ગુલતાન રે. કો૦
વારે વારે હેરો છો હેતમા રે, બીને વાને ચોરો છો મારૂં ચિત્ત રે. કો૦
મનમા વસી તારી મૂર્તિ રે, મારે પૂરગુ લાગી છે પ્રીત રે, કો૦
ગે.ઓ છો ગોપીજન સાથમાં રે, હાથે લટકાં કરતા નંદલાલ રે. કો૦
બ્રહ્માનંદ જાયે નિત વારણે રે, તારૂં નિરખી વદન થઇ ન્યાલ રે. કો૦

## રાગ ગરબી. પદ ૧

મન લીધું મોરલડીના તાનમાં રે,
હું તો મોહી છું છેલાજીના વાનમા રે. મન૦ ટેક૦
સખી આજ જાતી હું તો પાણીએ રે.
વહાલે મુજને બોલાવી મીઠી વાણીએ રે. મન૦ ૧
વહાલો ઉભાતા ગાવાળીડાના સાથમા રે.
લીધી બંસી મનોહર હાથમાં રે. મન૦ ૨
રૂડાં છોગાં મેલ્યાં રણીયામણાં રે;
બાગી લીંધાં ભૂધરજીનાં ભામણાં રે. મન૦ ૩
મારી લગની લાગી છે નંદલાલમાં રે;
બ્રહ્માનંદને વહાલેજી જોયું વાહાલમા રે. મન૦ ૪

## પદ ૨

ઓરા આવોને નાગર નંદના રે,
આપી વાળોને ઓધ્ધ આનંદના રે. ઓરા૦ ટેક
વહાલા હુંસ ઘણી છે મારા મનમા રે,
તમ આવે ટાઢું થાય તનમા રે. ઓરા૦ ૧
વહાલા એકલાં તે કેમ કરી રીજીએ રે,
કહાના આવોને ગોઠડી કીજીએ રે. ઓરા૦ ૨
તમ સાથે બંધાણી પ્રીત ઘાટડી રે,
મારે ઉગડી હૈયે કેરી હાટડી રે. ઓરા૦ ૩
બ્રહ્માનંદના તે સ્યામ સુજાણ છો રે,
પ્યારા પરમ સ્નેહી મારા પ્રાણ છો રે. ઓરા૦ ૪

કાના લોકલજ્જા ઉર ધારીયે રે;
બ્રહ્માનંદના વાલા તમને વારીયે રે. વારી૦ ૪

પદ ૮

કહાના જવા દ્યો મારે ઘર કામ છે રે,
મારે માથે તે મેંડાંનું દામ છે રે. કહાના૦ ટેક.
દી ને રાત આ વાટે અમે ચાલીએ રે,
દાડી દાડી તે દાણ ક્યાંથી આલીએ રે. કહાના૦ ૧
વહાલા ભુંડું તે મુખથી નવ ભાખીએ રે,
કાંઇક રીત માણસકેરી રાખીએ રે. કહાના૦ ૨
કોઇક દેખી ભરમ મન ધારશે રે,
મને સાસુડી મેણાં મારશે રે. કહાના૦ ૩
તમો જવાનીના તોરમાં રે,
બ્રહ્માનંદના વહાલા બોલો જોરમાં રે. કહાના૦ ૪

---

રાગ ગરબી પદ ૧

આવોને ઓરા છેલ છબીલા મારી શેરીએ,
આવોને ઓરા હેતં કરીને સામું હેરીએ. ૧
આવોને ઓરા લાવો મળ્યાનો આપણ લીજીએ,
આવોને ઓરા કહાના એકાંતે વાતો કીજીએ. ૨
આવોને ઓરા પ્રીત કરીને આપણે ખેલીએ,
આવોને ઓરા માથે કલંગી સુંદર મેલીએ. ૩
આવોને ઓરા કુવે બીજવી મેલો સેજડી,
આવોને ઓરા હાથ જોડીને આગે છું ખડી. ૪
આવોને ઓરા મનડાં મળ્યાં તે નથી છૂટતાં,
આવોને ઓરા દુરિજન દેખીને છાને કૂટતાં. ૫
આવોને ઓરા પ્રગટ થયા અમારે કારણે,
આવોને ઓરા બ્રહ્માનંદ જાયે તમારે વારણે. ૬

કાના લોકલજ્જા ઉર ધારીયે રે;
બ્રહ્માનંદના વાલા તમને વારીયે રે. વારી० ૪

પદ ૮

કહાના જવા દ્યો મારે ઘર કામ છે રે,
મારે માથે તે મેંડાનું હામ છે રે. કહાના० ટેક.
દી ને રાત આ વાટે અમે ચાલીએ રે,
દાડી દાડી તે દાણ ક્યાંથી આલીએ રે. કહાના० ૧
વહાલા શું કું તે મુખથી નવ ભાખીએ રે,
કાંઇક રીત માણસકેરી રાખીએ રે. કહાના० ૨
કોઇક દેખી ભરમ મન ધારશે રે,
મને સાસુડી મેણાં મારશે રે. કહાના० ૩
તમો જવાનીના તોરમાં રે,
બ્રહ્માનંદના વહાલા બોલો જોરમાં રે. કહાના० ૪

---

રાગ ગરબી પદ ૧

આવોને ઓરા છેલ છબીલા મારી શેરીએ,
આવોને ઓરા હેત કરીને સામું હેરીએ. ૧
આવોને ઓરા લાવો મળ્યાનો આપણ લીજીએ,
આવોને ઓરા કહાના એકાંતે વાતો કીજીએ. ૨
આવોને ઓરા ખાંત કરીને આપણે ખેલીએ,
આવોને ઓરા માથે કલંગી સુંદર મેલીએ. ૩
આવોને ઓરા ફુલે બીછાવી મેં તો સેજડી,
આવોને ઓરા હાથ જોડીને આગે છું ખડી. ૪
આવોને ઓરા મનડાં મળ્યાં તે નથી છુટતાં,
આવોને ઓરા દુરિજન દેખીને છોને કુટતાં. ૫
આવોને ઓરા પ્રગટ થયા અમારે કારણે,
આવોને ઓરા બ્રહ્માનંદ જાયે તમારે વારણે. ૬

કાના લોકલાજ્જા ઉર ધારીયે રે;
બ્રહ્માનંદના વાલા તમને વારીયે રે. વારી૦ ૪

પદ ૮

કહાના જવા દ્યો મારે ઘર કામ છે રે,
મારે માથે તે મૈડાનું દામ છે રે. કહાના૦ ટે૦
દી ને રાત આ વાટે અમે ચાલીએ રે,
દાડી દાડી તે દાણ ક્યાંથી આલીએ રે. કહાના૦ ૧
વહાલા શુંડું તે મુખથી નવ ભાખીએ રે,
કાંઇક રીત માણસકેરી રાખીએ રે. કહાના૦ ૨
કોઇક દેખી ભરમ મન ધારશે રે,
મને સામુડી મેણાં મારશે રે. કહાના૦ ૩
તમો જવાનીના તોરમાં રે,
બ્રહ્માનંદના વહાલા બોલો જોરમાં રે. કહાના૦ ૪

---

રાગ ગરબી પદ ૧

આવોને ઓરા છેલ છબીલા મારી શેરીએ,
આવોને ઓરા હેત કરીને સામું હેરીએ. ૧
આવોને ઓરા લાવો મળ્યાનો આપણ લીજીએ,
આવોને ઓરા કહાના એકાંતે વાતો કીજીએ. ૨
આવોને ઓરા પ્રીત કરીને આપણે ખેલીએ,
આવોને ઓરા માથે કલંગી સુંદર મેલીએ. ૩
આવોને ઓરા ફુલે ભીંજાવી મેતો સેજડી,
આવોને ઓરા હાથ જોડીને આગે છું ખડી. ૪
આવોને ઓરા મનડાં મળ્યાં તે નથી છૂટતાં,
આવોને ઓરા દુરિજન દેખીને છાને કૂટતાં. ૫
આવોને ઓરા પ્રગટ થયા અમારે કારણે,
આવોને ઓરા બ્રહ્માનંદ જાયે તમારે વારણે. ૬

પદ ૨

પધારો નાથ વાટ જોઇને ઉભી ક્યારની,
પધારો નાથ શંકા તજી મેં સંસારની. ૧
પધારો નાથ મંદિર અમારે રંગ માણીએ,
પધારો નાથ અવગુણ અમારા ચિત્ત નાણીએ. ૨
પધારો નાથ તમને વધાવું મોતીડે કરી,
પધારો નાથ પ્યારા રાખીશ હૈયા ઉપરી. ૩
પધારો નાથ માથા સાટે વરીછું રાજને,
પધારો નાથ મેલી લોકડીઆંની લાજને. ૪
પધારો નાથ ચિત્તડું મોહ્યું તમારી ચાલમાં,
પધારો નાથ ભૂધર લખ્યા છો મારા ભાલમાં. ૫
પધારો નાથ છેલ છબીલા કુંવર નંદના,
પધારો નાથ વહાલા રસીલા બ્રહ્માનંદના. ૬

પદ ૩

છબીલા છેલ દુરે ફરો છો શીદ ડોલતા,
છબીલા છેલ અમથી શા માટે નથી બોલતા. ૧
છબીલા છેલ અમને તમારો એક આશરો,
છબીલા છેલ મનમાં ન ગોઠે પીયર સાસરો. ૨
છબીલા છેલ વાલપ લાગી તમારા વેણમાં,
છબીલા છેલ આવોને રાખશું જો નેણમાં. ૩
છબીલા છેલ મુજને લાગી તમારી આંખડી,
છબીલા છેલ પ્યારા પધારો પેરી ચાંખડી. ૪
છબીલા છેલ ભાવ કરીને આવો ભેટવા,
છબીલા છેલ મનડાંની દાઝ સરવે મેટવા. ૫
છબીલા છેલ આળસ મેલી હવે આપીએ;
છબીલા છેલ બ્રહ્માનંદને હસી બોલાવીએ. ૬

પદ ૪

રંગીલા કાન અરજી અમારી એક ઝીલીએ;
રંગીલા કાન મનની આંટી તે હવે મેલીએ. ૧
રંગીલા કાન રહોને આવીને અહી રાતડી;
રંગીલા કાન વાલપની કરીએ જો વાતડી. ૨
રંગીલા કાન ઝાઝું તમને શુ કહી દાખીએ;
રંગીલા કાન રાંકુથી રીસ નવ રાખીએ. ૩
રંગીલા કાન છેટ રહેવું તે વારી નવ ઘટે;
રંગીલા કાન મળ્યા વિના તે પીડા નવ મટે. ૪
રંગીલા કાન પ્રીત કરીને અમને પરહર્યાં;
રંગીલા કાન કુબ્જાનાં ઘર તે પોતાનાં કર્યાં. ૫
રંગીલા કાન બ્રહ્માનંદની તે અરજી સાંભળો;
રંગીલા કાન આવીને એકાંતે મુજને મળો. ૬

રાગ ગરબી. પદ ૧

પ્રીતમજી વેલા પધારો રે, વાટ જુવે છે વ્રજનારી;
તનડાના તાપ નિવારો રે, વાટ જુવે છે વ્રજનારી. ટેક.
તમ વિના વ્રજ સુનું લાગે રે, વાટ૦ ભુધર દેખી દુઃખ ભાગે રે. વાટ૦ ૧
આવો સુંદર શ્યામ સોહાગી રે, વાટ૦ શું બેઠા થઇ ત્યાગી રે. વાટ૦ ૨
આળસ મેલીને આવો રે, વાટ૦ શું છેટે રઈ લલચાવો રે. વાટ૦ ૩
જીવન તમે મથુરાં જઇને રે, વાટ૦ રહ્યા નાથ નમેરા થઇને રે, વાટ૦ ૪
આવો અરજી અંતર ધારી રે. વાટ૦ જાયે બ્રહ્માનંદ બલિહારી રે. વાટ૦ ૫

પદ ૨

મોહન મથુરાંના વાસી રે, વ્રજમાં આવો વાલમજી;
હવે મેલો કુબ્જા દાસી રે. વ્રજમાં આવો વાલમજી. ટેક.
તમે પેલી પ્રીતિ કીધી રે, વ્ર૦ વા'લા વળતી ખમર ન લીધી રે. વ્ર૦ ૧
તન પરશી ચિંતા ટાળો રે, વ્ર૦ ભુધરજી સામું ભાળો રે. વ્ર૦ ૨

વા'લા છીયે દાસ તમારાં રે, મ૦ આવી પ્રગ કોઇ અમારા રે. મ૦ ૩
વારી ગુણવંતા ગિરિધારી રે, મ૦ આવો અવગુણીયા વિસારી રે. મ૦ ૪
બ્રહ્માનંદની અરજી સુણજો રે, મ૦ કાંઇ કુબ્જા પાસ ભણુને રે. મ૦ ૫

પદ ૩

મથુરાંના વાસી મોવા રે, પ્રીતમ આવો પાતળીયા;
અમે નોતા જારવા આતા રે, પ્રીતમ આવો પાતળીયા. ટેક.

બળવંત કુબ્જાના બેઠા રે. પ્રી૦ મોહનજી આળસ મતા રે. પ્રી૦ ૧
તમ સાથે પ્રીતિ બાંધી રે. પ્રી૦ વડડાંના વેલી વાધી રે. પ્રી૦ ૨
એકલડાં કેમ કરી રહીએ રે. પ્રી૦ દુઃખ કેને આગે કહીએ રે. પ્રી૦ ૩
અંતર ગતની જાણો છો રે. પ્રી૦ છેટે રહી ચિત્ત તાણો છો રે. પ્રી૦ ૪
બ્રહ્માનંદ કહે જુગલ પધને રે. પ્રી૦ કુબ્જાને સંગ લૈને રે. પ્રી૦ ૫

પદ ૪

નિરમોહિકા શ્યામ હમારા રે, ભુધર કેણે ભરમાવ્યા;
ડોલરીયા નંદદુલારા રે, ભુધર કેણે ભરમાવ્યા, ટેક.

કેનાં તમે કારજ સાર્યાં રે. ભૂ૦ વ્રજવાસીને વિસાર્યાં રે. ભૂ૦ ૧
કુબ્જામાં મન લોભાણું રે. ભૂ૦ હવે ઠીક જડયું ઠેકાણું રે. ભૂ૦ ૨
વાલા સરખે સરખું મળીયું રે. ભૂ૦ શાદ ચિત્ત ચડે ગોકળીયું રે. ભૂ૦ ૩
નટવરજી પ્રીતી નાખી રે. ભૂ૦ મંદીરમાં લીધા રાખી રે. ભૂ૦ ૪
બ્રહ્માનંદના નાથ પધારો રે. ભૂ૦ જાણીયું પાડ તમારો રે. ભૂ૦ ૫

---

રાગ ગરબી—પદ ૧

અલબેલાજી પ્રાણઆધાર રે, તમ પર વારી રે;
તારે નેણે તે નંદકુમાર રે, મોહી વ્રજનારી રે. ૧
છોગાંવાળા મનોહર છેલ રે, નંદજીના લાલા રે;
ગુણવંતા આવીશ તારી ગેલ રે, વ્રજપતિ વાલા રે. ૨
મીઠાંબોલા રંગીલા સાવ રે, લાગ્યો છે નેહા રે;
નહીં મેલું હું નટવર નાવ રે, કાન તારો કેડા રે. ૩

છબી જોઇને અલબેલા શ્યામ રે, મોહ્યુ મન મારૂ રે;
બ્રહ્મ મુનિ કહે ધન તન ધામ રે, તારા નામપરે વારૂ રે ૪

પદ ૨

મારા જનમ સંગાથી જદુરાય રે, ગિરિવર ધારી રે.
તારી મૂરતી વસી છે મનમાંય રે, ન મેલુ ઘડી ન્યારી રે. ૧
તમ સાથે રંગીના નાથ રે, બાંધી છે બેની રે;
મારો હેતે ઝાલ્યો છે તમે હાથ રે, મા દેશો મેની રે. ૨
મારા પ્રીતમ જીવનપ્રાણ રે, જીવુ છું જોઇને રે;
તમસંગે કરી છે ઓળખાણ રે, લોકલજ્જા ખોઇને રે. ૩
રસીયાજી મારે ઘેર રાત રે, આવીને રો'ને રે;
બ્રહ્મમુનિ કહે દીલડાંની વાત રે, એકાંત આવી કો'ને રે. ૪

પદ ૩

આજ ગઇતી કાનદીને તીર રે, ભરવાને પાણી રે,
મેતો જોયા ત્યાં બળભદ્ર વીર રે, મોહન હાંણી રે. ૧
શોભે ફુલડાનો તોરો એને શીશ રે, કસુમલ ફેંટા રે;
ઉભા ડોનરીઓ જગદીશ રે, રંગીલો ઓઢી રેટા રે. ૨
કર્યું તીલક કેસર કેરૂ ભાલ રે, ફુલડાંની માળા રે,
વાના ચાલે છે હસ કરી ચાલ રે, લાગે છે રૂપાળા રે. ૩
બેને સરવે ગોવાળાને સાથ રે, આનંદી અલબેલો રે,
જોયા બ્રહ્મ મુનિનો નાથ રે, રંગડાનો રેલો રે. ૪

પદ ૪

તારી નવલ છબી નંદલાલ રે, પ્રીતમ પ્યારા રે;
હું તો નીરખીને થઇ છું નીહાલ રે, જીવન મારા રે. ૧
મુખ ઓપે મનોહર વેણુ રે, અતિ સુખકારી રે;
મારી લગની લાગી છે દીન રેણુ રે. કુંજવિહારી રે. ૨
શોભે સાનેરી શીરપાવ રે, કાનમાં મોતી રે;
મારા રસીયા માણીગર આવ રે, હું નિત્ય જોતી રે. ૩

મારા હૈડામાં નાથ હમેશ રે, દરશન દેજો રે;
બ્રહ્મમુનિ કહે નટવર વેશ રે, આંખડલીમાં રેજો રે. ૪

## રાગ ગરબી. પદ ૧

લટકાળા તારે લટકે રે, લેરખડા હું લોભાણી;
વાંસલડી કેરે કટકે રે, ચિત્તડાંને લીધું તાણી. ૧
છોગલિયું તારૂં છેલા રે, આવી અટક્યું અંતરમાં;
પણ દીઠે રંગના રેલા રે, બેઠી અકળાઉં ઘરમાં.
રાતી આંખડલીની રેખુ રે, મનડામાં ખુંતી મારે;
ડોલરીયા હું નવ દેખું રે, જંપ નથી થાતો જ્યારે. ૩
મરમાળી મુરતી તારી રે, વાલમ મારે ચિત્ત ચડી;
બ્રહ્માનંદના હાર હજારી રે, કેમ કરી મેલું એક ઘડી. ૪

### પદ ૨

રૂડું ભાલ તિલક રૂપાળું રે, કીડે કીધું કેશરનું;
ભાવે હું સુંદર ભાળું રે. કામડલું મેલી ઘરનું. ૧
વાંકી ભ્રકુટી જોઈ વનમાળી રે, મારૂં લોભાણું મનડું;
મોહન નાસા મરમાળી રે, દોષતી વેળાનું ધનડું. ૨
તારાં લોચનીયાં નંદલાલા રે, રંગ ભીનાં રંગનાં ભરીયાં;
વ્રજ જીવન નટવર વા'લા રે, ગુણીયલ અંતરમાં ગરીયાં. ૩
ભટગાળા મોહની લાગી રે, ભાવે મુખડું ભાળીને;
બ્રહ્માનંદના શ્યામ સુહાગી રે, બેઠી જગ ભય ટાળીને. ૪

### પદ ૩

માણીગર મોળીડું તારૂં રે, સુંદર ફુલડેથી છાયું;
મોહન તેમાં મન મારૂં રે, ઠીક કરીને ડેરાયું. ૧
રૂપાળું રંગનું ભરીયું રે, શોભે કોર્યું સોનેરી;
છોગલીયું નૌતમ ધરીયું રે, લાડકડા વાલમ લેરી. ૨
કાળુ નવલ કલંગી નીરખી રે, ચિત્તડામાં લાગી ચટકી;
થૈ ગઈ દીવાની સરખી રે, લોકલજ્જા સરવે પટકી. ૩

બહુ અંતરમાં રસબસીયું રે, ગરક કસુબે બોળીડું;
બ્રહ્માનંદના મનમાં વસીયું રે, મોહન તારૂં મોળીડું. ૪

પદ ૪

ગજજીવન શ્યામ વિહારી રે, લાવણ્યમાં હું લેવાણી;
મેં તો મેલ્યો જગ વીસારી રે, કાનડ તારી કેવાણી. ૧
સુંદર વર રંગડો ચડીયો રે, ગરમાળા મોહન તારો;
જગ તૃણ સરખો ત્રેવડીયો રે, કુંણ માને એનો ડારો. ૨
મારે તમથી પ્રીતિ બાંધી રે, કોઇની શંકા કેમ ધરૂં;
ચિન્તામણી સુંદર લાધી રે, રાંક થઇને શીદ ફરૂં. ૩
તમ સાથે રંગના ભીના રે, દીલડું માન્યું ડેલરીયા;
બ્રહ્માનંદના નાથ નવિના રે, વાલમ મેં તમને વરીયા. ૪

રાગ ગરબી–પદ ૧

ચાલો સૈયો જાયે જમુનાં કાંઠડે રે, ખાતીલેને માંડ્યો સુંદર ખેલ રે;
મોહનને જોવાને જાયે મલપતાં રે, પાણીડાંની સાથે લૈને હેલ રે. ચાલો.
બાજુ ને કાજુ રે બાંયે બાંધીયા રે, હીડલતોને પેર્યો હૈડે હાર રે;
હસીને કરે છે લટકાં હાથનાં રે, લટકાળો નંદનો કુમાર રે. ચાલો.
છેલાનાં મોતીડાં કેરા છોગલાં રે, પ્યારી તે રંગાલી રૂડી પાગ રે;
મીઠીને વજાડે કાનો મોરલી રે, સુણીને પીયાસે ડોલે નાગ રે. ચાલો.
રસની જાણે રે સર્વે રીતડી રે, વાલો મારો ચતુર સુજાણ રે;
બ્રહ્માનંદ જાય રે એને વારણે રે, ગજનીનારીનો જીવન પ્રાણ રે. ચાલો.

પદ ૨

ગરમાળાજી આવો મારા મો'લમાં રે, પાતળીયા રંગીલા મારા પ્રાણ રે;
આવીને શોભાવો મારો ઓરડો રે, છેલ છબીલા ચતુર સુજાણ રે. ગર.
ચિત્તડામાં ખૂંત્યું છે તારૂં છોગલું રે, રૂડીને કલંગી ખુબીદાર રે;
સોનેરી કાર્યું રે મોર્યું મોતીયે રે, મોળીડું દેખીને વાધે પ્યાર રે. ગર.

ગનકામાં પ્રોવાણી તારી મુરતી રે, હાથ ન લાગે ઘરકા કેર ક.મ રે;
હસીને બોલાવો મુને હેતમાં રે, શ્યામળિયા રંગીલા માન શ્યામ રે. મર.
કાનકુંવર રંગ બીના તારે કારણે રે, લોક તણી મેલી મેં સર્વે લાજ રે;
બ્રહ્માનંદના નાથ પધારો સેજડી રે, રસિક સલુણા છોગાળા મહારાજ રે. મર.

પદ ૩

..જુનામાં ઝીલે રે સુંદર શ્યામળો રે, સર્વે ગોવાળીડાને સાથ રે;
છોળ્યુ ને ઉછાળે વાલો નીરની રે, દીનો લ.વે જળમાં બેઉ હાથ રે. જ૦
આસપાસ સખા ફેરી મંડળી રે, ગેરે ને મધુરે સ્વરે ગાય રે;
હેલડી ઉપાડી ચાલો પાણીયે રે, રસીયો જોવાને આનંદ થાય રે. જ૦
દેખતાં દેખતાં મારે ડુબકી રે, સખા સરવે ઝીલે..ચારે કોર રે;
ઝીણી ઝીણી બુંદ પડે છે મેઘની રે, મોહનને જોઇ નાચે બોલે મોર રે. જ૦
જળની લીલા રે ઉમેલા કાનની રે, જોણે દીઠી તેનાં મોટાં ભાગ્ય રે;
ગોમા રૂડી બ્રહ્માનંદના શ્યામની રે, રાત દીવસ હૈડામાં રાખ્યા લાગ રે. જ૦

પદ ૪

કોડીલો ઝીલે રે છેલો કાનજી રે, નીરમળ રૂડાં જમુનાજીરાં નીર રે;
નિર્મળ ખેલે પાસ સખાની મંડળી રે, નિર્મળ નેણે હેરે છે બળવીર રે. કો૦
કઠિને ઉભી રે વ્રજની કામની રે, ગાવે છે .મધુરે સાદે ગીત રે;
હાથેને ઉછાળે પાણી હેતમાં રે, પ્રેમી જનને વાધે જોઇ જોઇ પ્રીત રે. કો૦
ઇંદ્રાદિક જોવાને કાજે આવીયા રે, છાઇ રહ્યાં :આકાશે વિમાન રે;
ઉત્સાહ કરીને ગાવે અપાછરા રે, શંકર જોવા આવ્યા મેલીને ધ્યાન રે. કો૦
શોભે છે ગોપીડા ઝેગ સાથમાં રે, તારાના મંડળમાં જાણું ચંદ રે;
જળની લીલા જોઇને જાદવરાયની રે, બલિહારી જાય છે:બ્રહ્માનંદ રે. કો૦

---

ગરબી-પદ ૧

રંગીલા રંગડાને ચટકે રે, કે મારું મન લીધું છે લટકે રે. ૧
બીરાજે ફુલડાનો તોરો રે, મનોહર કેડે કંદોરો રે. ૨
બની છે ફુલડાંની ટોપી રે, અનુપમ અંગરખી ઓપી રે. ૩

સુરંગી સુથણુલી સારી રે, શોભાણી જોઇને વ્રજનારી રે. ૪
બાંધ્યા છે ફુલડાંના બાજુ રે, કાનોમાં કુંડળીયાં કાજુ રે. ૫
સોનેરી ફેંટો કટિ કસીયો રે, કહે બ્રહ્માનંદને મન વસીયો રે. ૬

પદ ૨

મારે ઘેર અલબેલો આવ્યા રે, કે પ્રેમ કરી મેં પધરાવ્યા રે. ૧
પલંગ મેં તો ફુલડાંથી કસીયો રે, તે ઉપર બેઠા છે રસીયો રે. ૨
હસી જોયુ છે મુજ સામુ રે, કે પૂરી મારી હૈયાની હામું રે. ૩
અંગોઅંગ આલિંગન લીધુ રે, કે કરવાનું સરવે કીધું રે. ૪
રંગડાની લાગી છે તાળી રે, કે જોડ બની છે રૂપાળી રે. ૫
બ્રહ્માનંદનો સ્વામી નિરખ્યા રે, ઘણુ મારા હૈડામાં હરખ્યા રે. ૬

પદ ૩

વારી જાઉં સાચું કહો વાલા રે, કે આજ કયાં ગયા'તા નંદલાલા રે. ૧
રમીયા કે સંગે રાતે રે, કે અમ ઘેર આવ્યા પરભાતે રે. ૨
બોલો છો બી'તા મુખવેણાં રે, નિદ્રામાં ઘેરાણા નેણાં રે. ૩
હિયે ઉડી મોતીડાની માળા રે, કે તેણે લાગો છો રૂપાળા રે. ૪
કપોળે કાજળની રેખા રે, દિસો છો ચોળાણા નરખા રે. ૫
બ્રહ્માનંદ કહે સમ છે તમને રે, થયુ તેમ કહો સર્વે અમને રે. ૬

પદ ૪

તમે નહીં કહો પણ હું જાણું રે, તમારૂ મન ત્યાં લોભાણું રે. ૧
પડયું આવી તે સાથે પાનું રે, છપાડયું કેમ કરી રહે છાનું રે. ૨
તમારે તે સાથે સાજુ રે, જણાય છે નયણાંમાં આજું રે. ૩
તે સારૂ વેણી વનફુલ લઇ આવો રે, ગુંથી ગુંથી ગજરા પેરાવો રે. ૪
કુડું કુડું અમ આગે કહો છો રે, રાતલડી તે પાસે રહો છો રે. ૫
બ્રહ્માનંદ કહે સાચું વહાલા રે, ચતુરાઇ મ કરો નંદલાલા રે. ૬

પદ ૫

અલ્યા કેમ વાર્યું નથી કરતો રે, કે કોઇની લાજ નથી ધરતો રે. ૧
ધાર્યું છે શું તારા મનમાં રે, રોકીને ઉભો વનમાં રે. ૨

એકલડી જાણી તેં મુજને રે, શીખામણ આપીશ હું તુજને રે. ૩
મુજમાં નહીં તારૂં ફાવે રે, જસોદાને કહે જઈ પરણાવે રે. ૪
પરણી એક પોતાની કરીએ રે, બીજી કેડે નવ ફરીએ રે. ૫
બ્રહ્માનંદ સાચું બતાવે રે, પરણ્યા વિના પાર નહી આવે રે. ૬

પદ ૬

રહો રહો નંદતણા લાલા રે, આવા તમેશું થાઓ છો કાલા રે. ૧
સૌને દેખતાં છળીયા રે, કે આવી બાઝો માં બળીઆ રે. ૨
કહાવો છો બાળ બ્રહ્મચારી રે, દિસા છો લખણના ભારી રે. ૩
લખણ તમારાં છે આવા રે, કે કરશો અમને જગ ચાવા રે. ૪
હજી તો દીસામાં નાના રે, વિચારી બોલો મુખ કાના રે. ૫
બ્રહ્માનંદ કહે જાઉં હું વારી રે, ન રોકો વનમાં પરનારી રે. ૬

પદ ૭

વજાડી વાંસલડી વનમાં રે, કે ચટપટી લાગી છે તનમાં રે. ૧
સુણી સુણી આતુર થાઉં રે, કે જાણું હું તો સર્વ મેલી જાઉં રે. ૨
ચાલી હું તો ઘર ધંધો મેલી રે, ઘરને કેરાવી ધેલી રે. ૩
જોયા મેં વા'લાને જ્યારે રે, કે તનડું ટાઢું થયું ત્યારે રે. ૪
માવાની મોરલીમાં મોડી રે, કે કૂલની મરજાદા ખોઇ રે. ૫
બ્રહ્માનંદ થઈ છે રંગ રેલુ રે, હવે કેમ મોહનને મેલું રે. ૬

પદ ૮

થઈને લીલ તણા લાડા રે, કે આવી ઉભા છો કેમ આડા રે. ૧
દેખાડો છો એવડો જોરો રે, કે માથે ઘાલી ફૂલડાંનો તોરો રે. ૨
કસુંબી પાઘડલી બાંધી રે, ડરાવો છો લોચનીયાં સાંધી રે. ૩
જાણો છો મહી એનું ખાશું રે, ખાઈને ક્ષેમ કુશળ જાશું રે. ૪
એમાં તો વાર ઘણી વાલા રે, ખોશો માં લાજડલી હાલા રે. ૫
બ્રહ્માનંદનો સ્વામી રસીયો રે, ગોપીનાં વચન સુણી હસીયો રે. ૬

### રાગ ગરબી. પદ ૧

કાનુડે મેલ્યુ એમ કાવી, સૈયર મને કાનુડે મેલ્યું એમ કાવી;
ગ્વાલણી મારે મન ભાવી, સૈયર મને કાનુડે મેલ્યું એમ કાવી. ટેક.
સર્વે કરીશ તારા મનનું ગમતુ રે, જે માગીશ તે આપીશ લાવી. સૈયર૦ ૧
સારી પેરે હું તુજને રાખીશ રે, ઘરેણાં વસ્ત્ર પેરાવી. સૈયર૦ ૨
તું તો મારે મનડે માની રે, છાની નથી વાત ચાવી. સૈયર૦ ૩
બ્રહ્માનંદ કહે માબાપને કેજે રે, ખોટી થશો બીજે પરણાવી. સૈયર૦ ૪

### પદ ૨

કાનુડો આવી એમ કહે છે, સૈયર મને કાનુડો આવી એમ કહે છે;
કેની છેડી ક્યાં રહે છે, સૈયર મને કાનુડો આવી એમ કહે છે. ટેક
કઇ શેરીમા ઘર છે તારૂ રે, પુછી ખબર સર્વે લે છે સૈયર૦ ૧
મોટી દેખાય છે રે મહીની મટુકડી રે, તારે દૂધ ગાય કેટલુ ક દે છે. સૈયર૦ ૨
ઉભી રહે ગોવાલણી અલબેલી રે, શીદ બીયે છે આઇ કેનો ભે છે. સૈયર૦ ૩
બ્રહ્માનંદ કહે હસી હેત દેખાડી રે, પુછે બેન તારે એક કે બે છે. સૈયર૦ ૪

### પદ ૩

કાનુડાને શું કરીએ, સૈયર હવે કાનુડાને શું કરીએ;
દેખી દેખી મનમાં ડરીયે, સૈયર હવે કાનુડાને શું કરીએ. ટેક.
આવી રોકે જમુનનો આરો રે, કેમ કરી પાણીડાં ભરીયે સૈયર૦ ૧
કાંઇ ન કેવાયે એવું આવી બોથે રે, જો કુંયે તો લાજી મરીએ. સૈયર૦ ૨
જ્યાં જાઇએ ત્યાં કેડ ન મેલે રે, અમે રાત દીન ભાગતાં ફરીયે. સૈયર૦ ૩
બ્રહ્માનંદ કહે એ તો વરવા ઉભો રે, કોને વર્યા તે કેમ કરી વરીયે. સૈયર૦ ૪

### પદ ૪

કાનુડે ઘેલી કીધી રે, સૈયર મને કાનુડે ઘેલડી કીધી;
સુધ બુધ સર્વે હરી લીધી, સૈયર મને કાનુડે ઘેલડી કીધી. ટેક.
નાના કરતાં મહીની મટુકી રે, પરાણે લઇને પીધી રે. સૈયર૦ ૧
નંદતણે છોરે નાનડીયે રે, સઉ દેખતાં ગાળ દીધી. સૈ

જેમ કહીયે તેમ અવળો ચાલે રે, સમજે નહીં વાત સીધી. સૈયર૦ ૩
બ્રહ્માનંદ કહે અચુતેડયો આવે રે, કાચું નહીં કોઇ વીધી. સૈયર૦ ૪

પદ ૫

કાનુડાને શું કહીએ. સૈયર હવે કાનુડાને શું કહીએ;
જો કહીએ તો નિર્લજ્જ થઇએ, સૈયર હવે કાનુડાને શું કહીએ. ટેક.
ભાળ દેખાડી વાટ જ આંધે રે, નાખે છે હાથ બાટ મેંયે. સૈયર૦ ૧
આવી બોલે નિત વાત ઉઘાડી રે, દહાડીનું કેટલું સૈયે. સૈયર૦ ૨
જમુનાજીને આરે ઉભો રે, જળ ભરવા નિત જઇએ. સૈયર૦ ૩
બ્રહ્માનંદ કહે કોઇ કહ્યું ન માને રે, કેમકરી ગોકુળ રહીએ. સૈયર૦ ૪

પદ ૬

કાનુડે ચુંદડી તાણી, સયર મારી કાનુડે ચુંદડી તાણી;
કોઇની લાજ નવ આણી, સૈયર મારી કાનુડે ચુંદડી તાણી. ટેક.
સર્વે સાહેલી સાથે લઇને રે, ગઇતી જમુનાં પાણી. સૈયર૦ ૧
મન મસ્તાન થઇને રોકે રે, જેમ તેમ બોલે મુખ વાણી સૈયર૦ ૨
નવ જોબનવંતી હું નારી રે, દેખી એની આંખ લોભાણી. સૈયર૦ ૩
બ્રહ્માનંદ કહે એની મુજ સાથે રે, હાવકી વાત ઠેરાણી, સૈયર૦ ૪

પદ ૭

કાનજીને કુબજા પ્યારી, સૈયર લાગી કાનજીને કુબજા પ્યારી;
સર્વે વ્રજ વનિતા વિસારી રે, સૈયર લાગી કાનજીને કુબજા પ્યારી. ટેક.
ત્રણ વાંકે એનું તનડું વળ્યું છે રે, કુળ પણ એનું બહુ ભારી. સૈયર૦ ૧
મથુરાંમાં જઇને મોહનજી રે, લોકલાજ લેઇ દુર ટારી. સૈયર૦ ૨
પતિવ્રતા સર્વે વાતે પુરી રે, શીલ લક્ષણ ગુણ સારી. સૈયર૦ ૩
બ્રહ્માનંદ કહે કુબજા સંગે રહીને રે, હાવકા થયા ઘરબારી. સૈયર૦ ૪

પદ ૮

કાનજીને કુબજા વાલી, સૈયર લાગી કાનજીને કુબજા વાલી;
જઇ બેઠા એનું ઘર ઝાલી, સૈયર લાગી કાનજીને કુબજા વાલી. ટેક.

આપણુ સાથે પ્રીત કરીને રે, હ્ઇ ગયા દાઝ હીયે ઠાલી. સંપર૦ ૧
દામોદર દાસીમેં મોપા રે, વાતડી લોકમાં હાલી સપર૦ ૨
કુણુ જાણે એણે શાં તપ કીધાં રે, છબીલે ગયા ત્યાં ચાલી. સેપર૦ ૩
બ્રહ્માનંદ કહે હરિ હાથ કરીને રે, ફરે છે નિસ ફુલી ફાલી. સેપર૦ ૪

રાગ ગરબી. પદ ૧

નાનકડા રે નાનકડા તમે નંદકુમાર, આવો તે ફેલ ન કીજીએ ના૦ ૧
માં રોકો રે માં રોકો વનમાં પરનાર, પાઇએ તે ગોરસ પીજીએ. ના૦ ૨
તમે થયા છો રે તમે થયા છો મોદન મેવાર, અમે તમથી બહુ બીજીએ. ના૦ ૩
માથે લાગે છે માથે લાગે મોદનો ભાર, કેમ કરી ઉભા રીઝીએ. ના૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વહાલા લાગે છે વાર, રીત માગો તે લીજીએ. ના૦ ૫

પદ ૨

સહુ જાણે રે સહુ જાણે વહાલા તારી વાત, ચોરી છે તારા ચિત્તમાં. સ૦ ૧
દીસે છે રે દીસે છે દીલડામાં ઘાત, બાહાર બોલાવો છો પ્રીતમાં સ૦ ૨
નવ કરીએ રે નવ કરીએ આવડી ઉતપાત, મળે નહીં લાભ ફજીતમાં સ૦ ૩
હું જાણું રે હું જાણું જાદવ તારી જાત, રહેજે પોતાની રીતમાં. સ૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વહાલા દી ને રાત. પેલી ફરૂં તારા ગીતમાં સ૦ ૫

પદ ૩

નહીં આપું રે નહીં આપું મહીડાંનું દાણુ, સમજીને વેણુ ઉચારીએ. ન૦ ૧
નવ કરીએ રે નવ કરીએ દેવા જોર હલાંણુ, વિનતડી ઉર ધારીએ ન૦ ૨
નથી લાધી રે નથી લીધી મુજને વેચાણુ, મેણાં દેઈ નવ મારીએ ન૦ ૩
તમે આવડી રે તમે આવડી શીદ રાખો છો તાણુ, જાય ગોકુળ ગાયો ચારીએ. ન. ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વહાલા ચતુર સુજાણ, વાત હૃદે વિચારીએ. ન૦ ૫

પદ ૪

છેટે રેજો રે છેટે રેજો મહીડાના ચોર, દાણુ જોતાએ નહીં જડે. છે૦ ૧
જાણું છું રે જાણું છું જાદવ તારૂં જોર, હું મોટા તે અમ વડે. છે૦ ૨

નવ ચડીએ રે નવ ચડીએ પરનારીને નોર, શુંજાણે શું નિવડે. છે૦ ૩
ફાટે છે રે ફાટે છે સાલુડાની કોર, એમાં તારૂં નહીં ઉપડે. છે૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વહાલા નફટ નઠોર, બાઝીશ માં મહીને ઘડે. છે૦ ૫

પદ ૫

તારે શું છે રે તારે શું છે મોહન મનમાંય, બાઝ માં મહીની ગોળીએ. તા૦ ૧
એ વાતે રે એ વાતે કોઈનું ઘર જાય, વનમાં પગેરાં ન ખોળીએ. તા૦ ૨
તું તો નવરો રે તું તો નવરો વનમાં મોરલી વાય, ચઢાવ્યાં તે ચકડોળીએ. તા૦ ૩
શાને ઓલે રે શાને ઓલે અદીંતાં ખોટી થાવ, નંદની ગાયો ટોળીએ. તા૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વહાલા આ શી બલાય, દાડી દાડી નવ રોળીએ. તા૦ ૫

પદ ૬

તારો પીતા રે તારો પીતા છે નંદ આહીર, તું તે રાજા કયાંયનો. તા૦ ૧
શાને ઓલે રે શાને ઓલે ફાડે છે ચીર, મર્મ હું સમજી માંયનો. તા૦ ૨
ખાધી ઝાઝી રે ખાધી ઝાઝી ગોકુળમાં ખીર, એ પરતાપ તો આંયનો. તા૦ ૩
થઇ બેઠો રે થઇ બેઠો કારમો અમીર, વાતે મોટો દીસે નાંયનો. તા૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વાલા જમુનાને તીર, છળ કેમ રહેશે છાંયનો. તા૦ ૫

પદ ૭

છોગા નંદના રે છોગા નંદના તારે નહીં લાજ, વણ સમજે તું બાઝ માં. છો૦ ૧
નથી આવ્યું રે નથી આવ્યું તારે ઘેર રાજ, મહીની મટુકી ભાંજ માં. છો૦ ૨
સર્વે તારે રે સર્વે તારે વઢવાનો સાજ, તતપર છો એ કાજ માં. છો૦ ૩
જાણે બોલે રે જાણે બોલે મહારાજાધીરાજ, ગાયો ચારીને ગાજ માં. છો૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વાલા વઢવા કાજ, આવી છું ઝાઝી દાઝ માં છો૦ ૫

પદ ૮

તુંને કોણું રે તુંને કોણું કુડા બોલા કાન, આડો ઉભો શીદ વાટમાં. તું૦ ૧
અમને કાધાં રે અમને કીધાં વનમાં હેરાન, જળ જમુનાંના ઘાટમાં. તું૦ ૨
દીસે છે રે દીસે છે મનમાં સેતાન, દ્રષ્ટિ છે મહિના માટમાં. તું૦ ૩
કોણ કે'શે રે કોણ કે'શે તજને ભગવાન, નવરો ફરતો હાટમાં. તું૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વાલા મોરલીના તાન, થઇત ભઇ તારા થાટમાં. તું૦ ૫

પદ ૯

વાલા લાગો રે વાલા લાગો છોગાળા છેલ, પ્રીતમ જીવન પ્રાણ છો. વા.
આવી વળગો રે આવી વળગો બળીયા મારી બેલ, આનંદ સુખની ખાણ છો. વા.
રૂપાળા રે રૂપાળા રસીયા રંગરેલ, આંખડલીના ભાણ છો. વા.
હું તો આવીશ રે હું તો આવીશ ગીરધર તારી ગેલ, મારી સેજડલીની સુવાણ છો. વા.
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વાલા અલબેલ, જગપતિ અંતર જાણ છો. વા.

---

રાગ ગરબી-પદ ૧

એકલડાં કેમ રેહેવાય, તમ વિના વા'લાજી;
મદીરીયું ખાવા ધાય, તમ વિના વા'લાજી. ટેક.
હૈયાંની પુરે કુણ હામ. તમ૰ મારે હાથ ન લાગે કામ. તમ૰ ૧
કુણ જાણે દીલની વાત. તમ૰ સુખ ના'વે દી ને રાત. તમ૰ ૨
મારે જુગ તુલ્ય રજની જાય. તમ૰ મહાદુઃખ છે હૈડામાંય. તમ૰ ૩
બ્રહ્માનંદના સ્વામી જાણ. તમ૰ હું કેમ કરી રાખું પ્રાણ. તમ૰ ૪

પદ ૨

મરમાળા મારે મો'લ, આવો અલબેલા;
છોગાળા સુંદર છેલ, આવો અલબેલા. ટેક.
હું સજી રહી શણગાર. આવો૰ મારા પ્રાણતણા આધાર. આ૰ ૧
હું જોઇને રહી છું વાટ. આવો૰ મેં ખાતે ઢાળી ખાટ. આ૰ ૨
જાણો છો રસની રીત. આવો૰ પાતળીયા તમથી પ્રીત. આ૰ ૩
બ્રહ્માનંદ કહે મચે ખેલ. આવો૰ રંગડાની કરવા રેલ. આ૰ ૪

પદ ૩

નયણાને ચાળે નાથ, પ્રીતમ પાતળીયા;
મન ફરે તમારે સાથ, પ્રીતમ પાતળીયા. ટેક.
કામણીયાં કીધાં કોય. પ્રી૰ વણ દીઠે સુખ નવ હોય. પ્રી૰ ૧
મારે હાથ ન લાગે કામ. પ્રી૰ શું કીધું સુંદર સ્યામ. પ્રી૰ ૨

કારણુ છે મોરલીમાંય. પ્રી૦ સાંભળતાં શુદ્ધ વિસરાય. પ્રી૦ ૩
બ્રહ્માનંદના સ્વામી છેલ. પ્રી૦ હું આવીશ તારી ગેલ. પ્રી૦ ૪

પદ ૪

આવોને રમીએ આજ, જગના જીવનજી;
રસમાં ચતુરા છો રાજ, જગના જીવનજી. ટેક.
સેજડી બની છે સાર. જ૦ માણોને નંદકુમાર. જ૦ ૧
મુજ દાસી ઉપર મેર. જ૦ આવી કરોને લીલાલેર. જ૦ ૨
મારૂં તનડું ટાઢું થાય. જ૦ હૈડામાં હરખ ન માય જ૦ ૩
બ્રહ્માનંદ કહે વારમવાર. જ૦ તમ સાથે લાગ્યો પ્યાર. જ૦ ૪

પદ ૫

મેં જાણી છે તારી વાત, કપટી કાનુડા;
છે દીલમાં તારે ઘાત, કપટી કાનુડા., ટેક.
વન તેડયાં વજાડી વેણુ. ક૦ રઝળાવ્યાં સાચી રેણુ. ક૦ ૧
તું સાથે કરતાં પ્રીત. ક૦ જગમાંહી થયાં ફજેત. ક૦ ૨
તારાં આક્રમનો નહીં પાર. ક૦ તુ હુન્નર કરે હજાર. ક૦ ૩
બ્રહ્માનંદ કહે ન કરીશ છેડ. ક૦ નહીં તો થાશે વઢવેડ. ક૦ ૪

પદ ૬

મુને એકલડી નવ જાણુ, નંદના નાનડીયા;
નહીં આપું મહીનં દાણુ, નંદના નાનડીયા., ટેક.
જાણું છું તારો તોલ. નં૦ મુખ વિચારીને બોલ. નં૦ ૧
આવડી કેમ માંડી આળ. નં૦ તું ગાયોનો ગોવાળ. નં૦ ૨
સૌ જાણે તારી વાત. નં૦ નાશી આવ્યો અધરાત નં૦ ૩
બ્રહ્માનંદ કહે વઢવા કાજ. નં૦ જાણીને આવી છું આજ. નં૦ ૪

પદ ૭

કેમ માંડી બેઠો ફેલ, છોટા છોકરડા;
હોરે છે પરનારી ગેલ, છોટા છોકરડા. ટેક.

તુને કોય નથી કેનાર છો૦ માટે થયો છે મેવાર. છો૦ ૧
તે મેટી જગ મરેજાદ. છો૦ આવડલી શી ઉદમાદ. છો૦ ૨
ગાયોનો ચારણહાર. છો૦ રોકે છે કેમ પરનાર. છો૦ ૩
બ્રહ્માનંદ કહે મહીના ચોર. છો૦ જાણુ છું તારૂં જોર. છો૦ ૪

પદ ૮

નવ કરશો મુજથી નાથ, સુંદર સ્યામળીયા;
હું હવે તમારે હાથ, સુંદર સ્યામળીયા. ટેક.
કરજો મન ગમતું કાન સુ૦ પ્રતમ અધરામૃત પાન.
કે આગે નહીં કહું વાત. સુ૦ જેમ પડી પંડાળે ભાત. સું૦ ૨
બોલ્યાની ઉપર રીત સું૦ તમથી લોભાણું ચિત. સું૦ ૩
બ્રહ્માનંદના સ્વામી સેણ. સું૦ નિરખી હરખે છે નેણ. સું૦ ૪

---

રાગ ગરબી–પદ ૧

સાચું બોલો સ્યામ સલુણા, કોણ તમને વા'લી વારી;
વણુતેડયા તેને મંદીરીયે, જાઓ છો ચાલી વારી. ૧
સમ છે તમને કે'જો સાચું, અમથી મ ડરજો વારી;
પછી તમારા મનમાં આવે, તેમ જાઇને કરજો વારી. ૨
અમે તમારી અટકળ કાધી, મન બીજે માન્યું વારી;
હીયે હોય તે હોઠે આવે, કેમ કરી રહે છાનું વારી. ૩
અમે તમારે કેડે ફરીયે, તે મનમાં નાણો વારી;
તેને ઘેર જઇ મહી વલોતાં, નેતરડું તાણો વારી. ૪
તેને તમે તમારે એથી, પ્રીતડલી બાંધી વારી;
કોઇ પેરની આવી એણે, કામકળા સાધી વારી. ૫
કોણ જાણે જે શાં તપ કીધાં, જે તમને ભાવી વારી;
એને સાથે જોર બંધાણી, પ્રીતડલી આવી વારી. ૬
સૌ સૈયરમાં હળતા મળતા, રસીયાજી રહો છો વારી;
ઉંડી વાતો અંતરગતની, જાઇ તેને કહો છો વારી. ૭

હરતાં ફરતાં તેના ઘરની, રાખો છો રખવાળી વારી;
બ્રહ્માનંદ કહે જોડ બની છે, રૂડી રૂપાળી વારી. ૮

પદ ૨

આવ સખી એકાંતે કહું, તુંને વાલાની વાતુ બેની;
પાહોરણસું પ્રીત કરી, તે નથી ખમાતું બેની. ૧
ગાડી એના મંદીરીયામાં, અણુતેડયો આવે બેની;
એનું મુખડું ભાળી ભાળી, તાળી દેઇ ગાવે બેની. ૨
જેવે તેવે મન નવ માને, રંગ નવલે રાચે બેની;
એને આગે આંટી મેલી, નચવે તો નાચે બેની. ૩
બીજાનાં તો મેવા મીસરી, મીઠાં નવ લાગે બેની;
એને આગે ઓશીયાળા થઇ, મહી માખણુ માગે બેની. ૪
કઇ પેરનાં કાન કુંવરને, કામણીયાં કીધાં બેની;
એ આગે તો એમ વરતે, જાણું વેંચાતા લીધા બેની. ૫
એના ઘરની સરવે ચિન્તા, ઉપાડી માથે બેની;
બીજાં શું તો ઉલા વરતે, સુધા એ સાથે બેની. ૬
એને આગે ડરતાં ડરતાં, છોગાળો ચાલે બેની;
એને ઘેર એકાંતે જાઇને, મનગમતું મા'લે બેની. ૭
વાલોજી એને મન વસીયા, એને એ પ્યારી બેની;
બ્રહ્માનંદનો વાલો વશ કીધા, ધન્ય તે વ્રજનારી બેની, ૮

પદ ૩

ચાલ સખી સાંભળવા જાઇએ, વંસી વાલાની હેલી;
મધુરે સૂરે મન પ્રાણ હરે છે, નન્દલાલાની હેલી. ૧
ચાલ અનુપમ એની માઇ, ચીત્તડું ચોરે છે હેલી;
લટકાળાનો લટકો માંહીથી, કાળજ કોરે છે હેલી. ૨
ગોવાળા સંગ રાતો માતો, રંગડાનો ભીનો હેલી;
હું જોઇને ગુલતાન થઇ મુખ, મરકલડો એનો હેલી. ૩

મુખડાને મરકલડે મારૂં, મનડું લોભાણું હેલી;
એ સુતા એ વિના બીજું, કાંઇ નવ જાણું હેલી. ૪
આંખ્યુંને ઉલાળે મનજીવનિયાને, વશ કીધી હેલી;
પ્રેમ અધર રસ પાઇને ગળે, વેંચાતી લીધી હેલી. ૫
ચાલ ચાલ શું બેસી રહી છો, જલદીથી જઇએ હેલી;
મોહનજીની મૂરતી નીરખી, અતિ સુખીયાં થઇએ હેલી. ૬
શું કહું શોભા સુંથણલીની, કેડે કંદેરો હેલી;
લાલ કસુંબી ફેંટા ઉપર, ફુલડાંનો તોરો હેલી. ૭
ચસો લાગ્યો શ્યામળીયાથી, સુંદર સત્તારે હેલી;
બ્રહ્માનંદ કહે મન વેંધાણું, મોરલીને નાદે હેલી. ૮

પદ ૪

આજ સખી અલબેલો મુજને, મારગમાં મળીયા સજની;
મહેર કરી મુજ ઉપર વહાલો. અદકા હળીયા સજની. ૧
હેત ઘણે હૈડામાં ભીડી, આલીંગન લીધું સજની;
જે જે મારા મનનું ગમતું, તે સરવે કીધું સજની. ૨
અચરજ સરખો આનંદ મારા, ઉરમાં ન માયો સજની;
આમા સામો પ્રેમ મધુર રસ, પીધો ને પાયો સજની. ૩
પ્રેમ સહીત નીરખીને વહાલે, લીધી હાથ તાળી સજની;
તેણે મારા મનમાં હું તો, થઇ છું મતવાલી સજની. ૪
હું તો વહાલાને કંઠે વળગી, મરજાદા મેલી સજની;
શ્યામળીયાને સંગે થઇ છે, આનંદની એલી સજની. ૫
સર્વે મળીને જાતી હતી, સૈયરની ટોળી સજની;
તેમાંથી મુજને કર ઝાલી, રંગડામાં રોળી સજની. ૬
વહાલાનાં મુખડાંની વાતુ, વણવી નવ જાયે સજની;
જેવું છે તેવું સમજીને, જાણી રહેવાયે સજની. ૭

મોહનજીને મળતાં આનંદ, વાધ્યો છે અંગે સજની;
બ્રહ્માનંદ મહા સુખ પામી, શ્યામળીઆ સંગે સજની. ૮

રાગ ગરબી–પદ ૧

વનમાળી વનમાંથિ આવે, વેણુ મધુરી વાતો રે. વન૦ ૧
ફુલડાંની વનમાળ બીરાજે, ગોવાળા સંગ ગાતો રે. વન૦ ૨
મોરજનો ભીંનો ગિરિધારી, રૂપાળો રંગ રાતો રે. વન૦ ૩
વાલપણે મહારાજને વાંસ, ધાંખ કરી કરી ધાતો રે. વન૦ ૪
બ્રહ્માનંદનો સ્વામી વાલીડો, હૈડામાં હુલસાતો રે. વન૦ ૫

પદ ૨

મોહ્યું રે મન મારૂં સજની, શ્યામળીયાની સાથે રે. મોહ્યું૦ ૧
એ વીના ક્ષણુ ન રેહેવાયે સજની, હું વેચાણી એના હાથે રે. મોહ્યું૦ ૨
બાંધ્યા છે ફુલડાંના બાજુ, મેલ્યાં છે છોગલાં માથે રે. મોહ્યું૦ ૩
આંગણીએ મારે નિત્ય આવીને, ગાવી તે પ્રેમની ગાથે રે. મોહ્યું૦ ૪
શું જાણું મુને શું કરી નાખ્યું, બ્રહ્માનંદને નાથે રે. મોહ્યું૦ ૫

પદ ૩

આવે રે અલબેલો વહાલો, સુંદર છેલ છોગાળો રે. આવે૦ ૧
લાલ કસુંબી ફેંટા ઉપર, તોરો છે ગરમાળો રે. આવે૦ ૨
સુંદર ચાલ અલૌકીક સજની, સુંદર નેણુનો ચાળો રે. આવે૦ ૩
ગોવાળાને સંગે ગાતો, મનમોહન મતવાલો રે. આવે૦ ૪
બ્રહ્માનંદનો સ્વામી વાલીડો, લાગે છે રૂડો રૂપાળો રે. આવે૦ ૫

પદ ૪

વાલાની વાટડલી જોઇને, બેઠી છું સેજ બીછાવી રે. વા૦ ૧
મુજને કહે કોઇ એ હરી આવ્યા, તો આપું હું પ્રાણુ વધાઇ રે. વા૦ ૨
મળવાને કાજે તનડું તપે છે, જુગતુલ્ય પળ એક જાય રે. વા૦ ૩
છળ કીધો શ્યામળીયે મુજને, વાયદો કરી ગયા વાઇ રે. વા૦ ૪
બ્રહ્માનંદ કહે કેદી હું દેખીશ, હલધરજીના ભાઇ રે. વા૦ ૫

રાગ ગરબી—પદ ૧

ચાલ સખી જોવાને રે જાઇએ, ખાંતીનો વનમાં ખેને રે;
લટકાં કરી નંદજીનો રે લાલો, રંગભીનો રંગ રેલે રે. ૧
મોરલીને તાને મનોહર વાને, ચીત્તડાને લલચાવે રે;
વ્રજનારીનો જીવન વાલો, ગીત મધુરા ગાવે રે. ૨
જોરે જોરે ગળે બાંહડલી રે નાખે, હેત કરી આવે હાથે રે;
ફુલડાના હાર પેર્યા છે રે કોટે, મેલ્યાં છે છોગલાં માથે રે. ૩
ગોવાળાને મનડે રે ગમતાં, ચરિત્ર કરે વનમાળી રે;
જસદીથી જાયે તો સુખીયાં રે થાયે, સુધરજીને ભાળી રે. ૪
ઉઠ મારી હેલી જોઇએ વેલી વેલી, ધીરજ નથી ખમાતી રે;
બ્રહ્માનંદના સ્વામીને ભેટી, શીતળ કરશું છાતી રે. ૫

પદ ૨

આજ સખી અનમેનો રે વાલો, ઉભા છે જમુનાને તીરે રે;
સુંદર મોરલી હાથ લેઇને વાઇ, તે મગાબ્દ વીરે રે. ૧
સાંભળતાં શુદ્ધતાન થઈ હું, શુ જાણું શુ કીધુ રે;
ઘરડાનો ધધો હાથ ન લાગે, લટકાગે મન લીધું રે. ૨
મોરલીને નાદે મૃગલાં રે મોર્યાં, ઉભાં છે તૃણ જળ મેલી રે,
વેતાં થંભ્યાં જમનાજીનાં પાણી, થકીત થયા વનવેલી રે. ૩
વાલાની વંશી સુણીને વનમાં, મગન થયાં છે પંખી રે;
શબ્દ સુણીને રે શ્રવણે લોભાણાં, રૂપે લોભાણી આંખી રે, ૪
બ્રહ્માનંદના વાલાની વંશી, જે સુણસે નર નારી રે;
કેડે કેડે કાનુડાને ફરશે, ઘરના તે કાજ વિસારી રે. ૫

પદ ૩

સુંદર વર મારા પ્રાણના જીવન, અલબેલા ઘરે આવો રે;
હું છું દાસી ચરણકમળની, બાંહ્ય ગ્રહી બોલાવો રે. ૧
લટકાળા તારા લટકાં રે જોઇને, મોહી રહ્યુ મન મારૂં રે,
તન મન ધન હું તો સર્વે લેઇને, વાલમ તુજપર વારૂં રે ૨

મારૂં તે સર્વે તમારૂં છે ગોહન, અંતર રચ મ આણો રે;
સુંદર નેણે સ્નેહામળ વેણે, મુજને પોતાની જાણો રે. ૩
તમ કારણ શ્યામળીયા રે વાલા, લોકની લજ્જા ત્યાગી રે;
રાત દિવસ સુતા સુપનામાં, રટના તમારી લાગી રે. ૪
સગાં કુટુંબ પીયર સાસરીયાં, સર્વે મેલ્યાં વિસારી રે;
બ્રહ્માનંદ કહે શ્યામ મનોહર, મન વસીયા મોરારી રે. ૫

પદ ૪

મનમોહન મારે મંદીરીએ, આતે આવીને બેસો રે;
બાંધો બાજુ કાજુ ગજરા રે, પેરો માથે તે છોગલાં મેલો રે. ૧
વિધવિધના હું તો પાક કરાવી, જુગતીથી તમને જમાડું રે;
હૈડા ઉપર લેઇને હરીવર, રૂડી તે રીતે રમાડું રે. ૨
મૂર્તિ તમારી શ્યામ મનોહર, નિરખી ઠરે મારાં નેણાં રે;
મનમોહન લાગે અતિ મીઠાં, વહાલા તમારાં વેણાં રે. ૩
મુજ ઉપર અલબેલા રે વહાલા, બેકું તમારૂં બાનું રે;
સરવે લોકમાં સહુ કોઇ જાણે, કેમ કરી રાખું છાનું રે. ૪
અંતર આશ ઘણી છે રે વહાલા, આવીને સુખ આપો રે;
બ્રહ્માનંદના શ્યામ સોહાગી, પોતાની કરી થાપો રે. ૫

રાગ ગરબી–પદ ૧

કેજો કાનાને, કુબજાને વશ થઇને કેમ બેશી રહ્યા;
કેમ ભુલી ગયા, મહી માખણ ખાઇને ગોકુળ મોટા થયા. ટેક.
જે દી નાથ તમે હતા નાના, છુપી રહેતા કંસ થકી છાના;
તે દી અમે કર્યાં ઝાઝાં વાનાં. કે૦ ૧
પ્રીતમ છબી અંતરમાં પ્રોતા, દુધ પાનાં ગાવડલી દોતાં;
અમે ફુલતણી મેર જોતાં. કે૦ ૨
અમે જાણ્યું તમે અમારા છો, વળી પાડોશણના પ્યારા છો;
તમે સાચા બોલા પણ સારા છો. કે૦ ૩

કહે બ્રહ્માનંદ મનડે ભાવ્યા, બહુ રૂડી રીતે બોલાવ્યા.
જઈ કામે કુબજાને આવ્યા. કે૦ ૪

પદ ૨

કે'જો કુબજાને, કામણિયાં કાનાને એવાં શાં કર્યાં;
તારે વશ થઈને, વ્રજવાસી સરવે રે એને વીસર્યાં. ટેક.
આંખ્યુ અતિ સુંદર અણીઆળી, મુખ મોરલી વાય છે મરમાળી;
તે ભોળવીયો નાનો બાળો. કે૦ ૧
જુરકી તેં નાખી મંત્ર ભાખ્યો, વળી ચસકો લાગ્યો રસ ચાખ્યો;
તેં રૂપાળો જોઈને રાખ્યો. કે૦ ૨
એ વાત ઘણી નવ ચોળવી, આ થાપણ અમારી ઓળવી;
ભૂધરને રાખ્યા ભોળવી. કે૦ ૩
તારે કરવાનું હોય તે કહેજે; વળી જોઈએ તો નાણું લેજે;
કહે બ્રહ્માનંદ પાછો દેજે. કે૦ ૪

પદ ૪

કે'જો કુબજાને, કામણિયાં શીખાવે જો મારા નાથને;
શીખી તુજ પાસે, આવીને નાખવગે વ્રજના સાથને. ટેક.
અલબેલા નટવર આવાને, ચિત્ત ગોપીના ચોરાવાને.
એવા મંત્ર ભણાવે માવાને. કે૦ ૧
તું કપટ તજી સરો કે'જે, વળી ન ભણે તો ડારો દે'જે.
થઈ પંચાણી પાને રે'જે. કે૦ ૨
માંડી દેજે પાટી ..ોટી, જો પાઠ ભણે મુખથી ખોટી.
તો સમકાવે લૈને સોટી. કે૦ ૩
કહે બ્રહ્માનંદ આળસ મેલી, વીદ્યા શાખાવે વરસી વે'લી;
એને તું જેવો કરજે હેલી. કે૦ ૪

પદ ૪

કે'જો કુબજાને, કાનાની કરજે જો સુંપે ચાકરી;
નાનો જાણી, આંખ ચડાવી બેની મ બોલે આકરી. ટેક.

જે જોઇએ તે લેજે આણે એને પ્રાણથકી પ્યારો જાણે;
વળી મનગમતી મોજું માણે. કે૦ ૧
જે બોલે તે રેજે સાંખે, એને જોજે પુલતણી આંખે;
નિત્ય જમતાં ઉભી વા નાખે. કે૦ ૨
એને પરભાતે જોઇએ પોળી, બહુ ઝાઝા ઘૃત માંહી બોળી;
ગોરસ પાજે સાકર ઘોળી. કે૦ ૩
પૂરણ સુખ સેજે પામીને, નિત્ય ચરણે માથું નામીને.
સેવે બ્રહ્માનંદના સ્વામીને. કે૦ ૪

---

## રાગ ગરબી–પદ ૧

કાનુડો રે કાનુડો રે; જમુનાજીને આરે;
પાણીડાં વાળે રે, બેની કાનુડો. ટેક.

કાનુડો રે કાનુડો રે, ઓચીંતાનો આવે આવી બોલાવે રે. બેની૦ ૧
કાનુડો રે કાનુડો રે, ફોડે જળની હેલ્યુ બોલે ઘેલું ઘેલું રે. બેની૦ ૨
કાનુડો રે કાનુડો રે, વૃન્દાવનની વાટે બાઝે મહીને માટે રે. બેની૦ ૩
કાનુડો રે કાનુડો રે, ડોલરીયો થઇ રોલે જેમ તેમ બોલે રે. બેની૦ ૪
કાનુડો રે કાનુડો રે, બ્રહ્માનંદ કહે હેલી કાધી મૂને ઘેલી રે. બેની૦ ૫

## પદ ૨

છોગાળો રે છોગાળો રે, મોરલી લીધી હાથ;
છોગાં મેલે માથે રે, છેલ છોગાળો. ટેક.

છોગાળો રે છોગાળો રે, ગોપીજનને સંગે આનંદ અંગે રે. છેલ૦ ૧
છોગાળો રે છોગાળો રે, ખાંતે ખાંતે ખેલે રંગડો રેલે રે. છેલ૦ ૨
છોગાળો રે છોગાળો રે, કસુંબલિયે ફેંટે રાતે રેટે રે. છેલ૦ ૩
છોગાળો રે છોગાળો રે, રંગ ભીનો રૂપાળો અતી મરમાળો રે. છેલ૦ ૪
છોગાળો રે છોગાળો રે, બ્રહ્માનંદનો પ્યારો કમર કટારો રે. છેલ૦ ૫

પદ ૩

વાલાજી રે વાલાજી રે, મારે મંદિર આવો;
હસીને બોલાવો રે, મારા વાલાજી. ટેક.

વાલાજી રે વાલાજી રે, રૂપ તમારૂં જોઇને રહી છું મોહીને રે. મારા૦ ૧
વાલાજી રે વાલાજી રે, લેઇને સરવસ મારૂં તમપર વારૂં રે. મારા૦ ૨
વાલાજી રે વાલાજી રે, આવો મોરલી વાતા મધુરે ગાતા રે. મારા૦ ૩
વાલાજી રે વાલાજી રે, તમથી પ્રીતી લાગી ભ્રમના ભાગી રે. મારા૦ ૪
વાલાજી રે વાલાજી રે, બ્રહ્માનંદના બેલી આવો છોગાં મેલી રે. મારા૦ ૫

પદ ૪

રંગીલો રે રંગીલો રે, રંગડાનો છે રેલો;
અતી અલબેલો રે, રંગ રંગીલો. ટેક.

રંગીલો રે રંગીલો રે, નેહ જણાવે નેણે વાલપ વેણે રે. રંગ૦ ૧
રંગીલો રે રગીલો રે, અજવ કરંતો આવે ચિત્ત લલચાવે રે. રંગ૦ ૨
રંગીલો રે રંગીલો રે, બોલે સુંદર વાણી હું લોભાણી રે. રંગ૦ ૩
રંગીલો રે રગીલો રે, ધુન્ય સુણાવે ઘેરી મોરલી ટેરી રે. રંગ૦ ૪
રંગીલો રે રંગીલો રે, બ્રહ્માનંદનો વાલો નંદજીનો લાલો રે. રંગ૦ ૫

પદ ૫

કોડીલો રે કોડીલો રે, કોડે આવ્યા કરતો;
આવે મન હરતો રે, કાન કોડીલો. ટેક.

કોડીલો રે કોડીલો રે, કોડે સામું ભાળે રંગ ઢોળે રે. કાન૦ ૧
કોડીલો રે કોડીલો રે, કોડે છાનું હાવે મુને બોલાવે રે. કાન૦ ૨
કોડીલો રે કોડીલો રે, કોડે ચાલે કાલો લાગે મુને વાલો રે. કાન૦ ૩
કોડીલો રે કોડીલો રે, કોડ રંગનો ભરીયો મારો ઠાકરીયો રે. કાન૦ ૪
કોડીલો રે કોડીલો રે, બ્રહ્માનંદનો સ્વામી અંતરજામી રે. કાન૦ ૫

પદ ૬

લટકાળો રે લટકાળો રે, લટકે મનડું લેતો;
આવે સુખ દેતો રે, લાલ લટકાળો. ટેક.

લટકાળો રે લટકાળો રે, લટકાં સુંદર લાવે મનડે ભાવે રે. લાલ•
લટકાળો રે લટકાળો રે, લટકે વેણુ વજાડે લટકે સુણી મન અટકે રે. લાલ•
લટકાળો રે લટકાળો રે, લટકાં પ્યારાં લાગે આવી બેસે આગે રે. લાલ•
લટકાળો રે લટકાળો રે, લટકામાં મન લોભે સુંદર શોભે રે. લાલ•
લટકાળો રે લટકાળો રે, બ્રહ્માનંદ કહે એની આશા મુને એની રે. લાલ•

પદ ૭

મરમાળો રે મરમાળો રે, મરમ કરંતો બોલે ;
આવે મુજ આળે રે, માર મરમાળો. ટેક.
મરમાળો રે મરમાળો રે, મર્મની વાતો જાણે આવે સંધ્યા ટાણે રે. માર•
મરમાળો રે મરમાળો રે; મર્મ કરી કરી હેરે ધાર આવી ઘેરે રે. માર•
મરમાળો રે મરમાળો રે, શોભે જળમાં રમતો મનડે ગમતો રે. માર•
મરમાળો રે મરમાળો રે, પેરે જરકસી જામો આવે મજ સામો રે. માર•
મરમાળો રે મરમાળો રે, બ્રહ્માનંદ કહે રંગી સાચો મારો સંગી રે. માર•

પદ ૮

શ્યામળિયા રે શ્યામળિયા રે, વાલી લાગે વાતુ;
નથી રેવાનું રે, સેણુ શ્યામળિયા. ટેક.
શ્યામળિયા રે શ્યામળિયા રે, આવો આવો ઓરા માથે ઘાલી તોરા રે. સેણુ•
શ્યામળિયા રે શ્યામળિયા રે, તમગા લાગો નેહ તેસે મારો દેહ રે. સેણુ•
શ્યામળિયા રે શ્યામળિયા રે, તમ વિના કેમ કરી રહીયે દુઃખ કેને
કહીયેરે. સેણુ•
શ્યામળિયા રે શ્યામળિયા રે, તમગી સગપણ કીધું સરવસ દીધું રે. સેણુ•
શ્યામળિયા રે શ્યામળિયા રે, બ્રહ્માનંદના પ્યારા રહો માં ન્યારા રે. સેણુ•

---

રાગ ગરબી પદ-૧

આવો હરિ મહી વલોવા, મિરે મંદીરીયું જોવા. ટેક
મહી વલોવા મંદીરીયું જોવા, ગાવડલી દોવા કાજ;
ઘરનાં માણસ ઘેર નથી કોઇ, આપણ બેનં રાજ. આવો• ૧

ભાવથી ઝાઝાં ભોજન આપીશ, તાજાં તર્ત તયાર;
પીશો તેટલું ગોરસ પાશું, કરી કરી મનવાર. આવો૦ ૨
પલંગ ઉપર પોઢજો પ્યારા, પ્રેમે ચાંપીશ પાવો;
એક પગ ભરે ઉભી ઉભી, વીંજણે ઢોળીશ વાવો. આવો૦
કેશો તે વિચાર કરી કરશું, રેહેશો તો રાખશું રાત;
બ્રહ્માનંદ કહે આપણ કરશું, બાળપણાની વાત. આવો૦ ૪

પદ ૨

મારે ઘેર આવજો કાના, છપાડીને રાખશું છાના; ટેક
આવજો કાના રાખીશું છાના, કરશું વાનાં કોડ;
એકલા બેઠા અકળાઓ તો, આવીને બેશીશ જોડ, મારે૦ ૧
ખડકીએ બેશીને ખબર રાખીશ, થાવા નહીં દઉં ભીડ;
કોઇ ન જાણે એવું કરશું, પંડની હરશું પીડ. મારે૦ ૨
મનમાં આવે તો જમજો મેવા, દુધની રેડારેડ;
નવરા બેઠા નાથજી કરજો, વાંક વિના વઢવેડ. મારે૦ ૩
મંદીરમાં પધરાવીશ આઘા, કરીશ બંધ કમાડ;
બ્રહ્માનન્દ કહે માનશું અમે, તોય તમારો પાડ. મારે૦ ૪

પદ ૩

મારે ઘેર આવજો માવા, મીઠી મીઠી મોરલી વાળા. ટેક.:
આવજો માવા મોરલી વાવા, ચાવા આવા સેણ;
હેત કરી કરી મનડું હરવા, પાવન કરવા નેણ. મારે૦ ૧
આગળ મારે ઉભા રહીને, કરજો લટકાં કાન;
વાલમ આપણ તાળી વજાડી, તોડશું ભેળી તાન. મારે૦ ૨
માસ સમ જો આવજો મોહન, પ્રીતમ મારે પાસ;
જોડાજોડે બાહિડી ઝાલી, રમશું આપણ રાસ. મારે૦ ૩
આળસ મેલીને આવજો, જો જો મનમાં ધરતા બીક;
બ્રહ્માનન્દ કહે રજની સારી, રમશું ઠીકાઠીક. મારે૦ ૪

પદ ૪

વાલા એક કામ છે મારે, કે'શું ઘેર આવશે ત્યારે; ટેક.
કામ છે મારે આવશો ત્યારે, કેવું છે એકાંત;
સુણતાં તમને શ્યામળા, થાશે અંતરમાં નીરાંત. વાલા૦ ૧
હરતા ફરતા હેર્યા હેરો, રસીયા દી ને રાત;
તેણે કાંઇક કહી મેલ્યું છે, તે કેવી છે વાત. વાલા૦ ૨
વાલમ તમને જે છે વા'લું, તેની તમથી પ્રીત;
ભેળાં થયાંની ભુધરા તમને, વતવી દેશું રીત. વાલા૦ ૩
જેને કારણ તમને રહે છે, અંતરમાં ઉતાપ;
બ્રહ્માનન્દ કહે તે સંગાથે, કરી દેશું મેળાપ. વાલા૦ ૪

પદ ૫

વારે વારે કહું છું વા'લા, મહી જોઇ થાશો મા કાલા. ટેક.
કહું છું વાલા થાઓ માં કાલા, લ્યો માં મારૂં નામ;
એમાંથી તો એવું થાશે જાણશે બધું ગામ. વારે૦ ૧
જ્યારે જોયે ત્યારે વાટમાં આડા, ઉભા છો સાંજ સવાર;
માવજી તમને હું સરીખી, નથી મળી કોઇ નાર. વારે૦ ૨
મારગ વે'તાં લુટશો અમને, નથી તમારૂં રાજ;
મહીને સાટે ખોઇને જાશો, લુગડાં સોતી લાજ. વારે૦ ૩
સુખ સંભાળી બોલીયે, રૈએ માણુસ કેરી રીત;
બ્રહ્માનન્દ કહે વનમાં માંડી, આવડી કેમ અનીત. વારે૦ ૪

પદ ૬

જસોદા કાન તમારો, રોકે સાંજ સવારો. ટેક
કાન તમારો સાંજ સવારો, આવીને રોકે વાટ;
બળ દેખાડીને આવીને બાઝે, મેંડા કેરે માટ. જશોદા૦ ૧
વાછરૂ છોડે હામડાં ફોડે, રોળે છે દી ને રાત;
અમે તમારે આગળ આવી, કેટલીક કહીએ વાત. જશોદા૦ ૨
આવીને દહાડે ખાતર પાડે, દુધ દહીંને કાજ;

જોર જણાવે થયો છે જેવી, લોકની મેલી લાજ, જશોદા૦ ૩
ભરવા દે નહિ જમુનાં પાણી, કરવા દે નહી કામ;
બ્રહ્માનન્દ કહે લાલ તમારો, કરશે ઉજડ ગામ. જશોદા૦ ૪

પદ ૭

કાંના મારો મેલને કેડો, સહાયો શીદ ચીરનો છેડો. ટેક.
મેલને છેડો ઝાલમાં છેડો, ખોટી થઇએ કામ;
ઘર રેઢું મારે સૌ ગયાં છે, ઘરનાં માણુસ ગામ. કાના૦ ૧
આડો આવી શીદ ઉભો શું. મારગ મારે મેલ;
ફેલ કરંતો ફાડતો, જોજે મેંડાં કેરી હેલ.. કાના૦ ૨
કહું છું તુંને કર માં કાના, સૌ દેખંતાં છેલ;
નિર્લજ છોરાં નંદના મારે, કેમ પડયો છો કેલ. કાના૦ ૩
જમુના આરે રાત દી ઉભો, નવરો આડો જામ;
બ્રહ્માન્નદ કહે રીતથી આરૂં, લે માં મારૂં નામ. કાના૦ ૪

પદ ૮

હેલી જોને નંદનો છોરો. જણાવે છે કેટલો જોરો. ટેક.
નંદનો છોરો જણવે છે જોરો, તોરો ઘાલે શીશ;
દીલમાં રાજી બહાર દેખાડે. આંખડલીમાં રીસ. હેલી૦ ૧
ટાંણે કટાંણે આવીને ટોકે, વેંતા રોકે વાટ;
જળ ભરંતાં જેલ કરે છે, જમુનાજીને ઘાટ. હેલી૦ ૨
કામણગારી મોરલી એની, કામણગારાં નેણ;
બહુ - પ્રકારે વનમાં બોલે, વાંકા વાંકા વેણ. હેલી૦ ૩
કેડે કેડે રાત દી ડોલે, મુખથી બોલે આળ;
બ્રહ્માનન્દ કહે ઉપરે નાખે, હાલી હાલી આળ. હેલી૦ ૪

રાગ પંચમ-પદ ૧

મંદીરીયે મારે રે પીયુજી પધારીયા રે, આજ મારે નવલા વાધ્યા રે નેહ;
હરખ ન માયે રે બેની મારે હૈયડે રે, જોઇ મારી નવ પલ્લવ થઇ દેહ. મં૦
સેજડી બીછાઇ રે બેની મેં તો સજ કરી રે, સજી કંઇ બેઠીતી સણુગાર;
વાટડલીને જોતાંરે અલબેલો આવીયારે, વાલો મારો અવિચલ સુખનો દાતાર. મં૦
અલબેલાને મળવું રે બેની એકાંતમાં રે, હતી મારા હૈડામાં હામ;
મનના મનોરથ રે સર્વે સિદ્ધ થયા રે, વાલે મારે કીધાં પુરણ કામ. મં૦
સોહાગણ કીધી રે બેની મુને શ્યામળે રે, હસી મારો હેતે સહાયો હાથ;
રંગેને વિયાણી રે રજની આજની રે, સેજે સુખ પામી પીયુજીને સાથ. મં૦
છેલ છબીલે રે બેની એણે શ્યામળે રે, વાલપ વધાર્યો દેઇ દેહ વાલ;
હવે હું ઓશીયાળીરે નહીં બેની કોઇ તણીરે, બ્રહ્માનંદને સ્વામી કીધી નીહાલ. મં૦

પદ ૨

આજુની રજની રે શી કહું વારતા રે, રમીયા મારી સેજલડી રે મોરાર;
રસબસ કીધી રે બેની મુને રંગમાં રે, વાલે મારે કીધો નવલ વિહાર. આ૦
હું સુતીતી રે બેની ઘર મોહરે રે, ઓચીંતાના આવ્યા પ્રાણજીવન;
ઝાંઝણીયેને વાગી હરજીની ચાખડી રે, સુણી મારૂં આતુર થયું રે મન આ૦
પંથડાને જોતાં રે પીયુજી પધારીયા રે, રંગ વાધ્યો માઝમ ગલતી રે રાત;
સેજે સુખ આપ્યું રે, બેની મુનેશ્યામળે રે, વાલપ દેઇને કીધી મુજને રે વાત. આ૦
નેણ લોભાણાં રે બાઇ એનાં રૂપમાં રે, શ્રવણ લોભાણાં સુણતાં રે વેણ;
મીઠીને લાવણ્ય રે બાઇ એના મુખતણી રે, તેણે મારૂં મન થયું છે રે મેણ. આ૦
મરજાદાને મેલી રે વાલાજીને હું મળી રે, આલીંગન લીધું ભેળી રે અંગ;
મહાસુખ પામી રે વામી સર્વે વેદના રે. બ્રહ્માનન્દના સ્વામીને રે રંગ. આ૦

પદ ૩

વાલોજી વજાડે રે વનમાં વાંસળી રે, સુણતાં બેની અંતર ન રહી રે ધીર;
સ્થિરતા તજીને રે મન વ્યાકુલ થયું રે, સુધ ભૂલીશીતળ થયું રે શરીર. વા૦
ચટકીને રેલાગી રે બેની મારા ચિત્તમાં રે, આતુર થઇ છું મોહન મળવા રે કાજ;
નિઃશંક થઇને રે માથે છેડો નાંખીયો રે, મેલી મેં તો લોકડીયાંની રે લાજ. વા૦

દીવાની થઇને રે બેની હું તો નીસરી રે, કોઇનું મેં નવ માન્યું રે કેણ;
મગન થઇને રે વાલાજીને હું મળી રે, નીરખી મારાં પાવન કીધા રે નેણ. વા૦
અતીને મરમાળું રે બાઈ એનું બોલવું રે, મરમાળી મોરલી વાલાજીને હાથ;
મહાને મનોહર રે મરમાળી એની મુરતી રે, શોભે વાલો ગોવાળાને સાથ. વા૦
ક્યારેક ખેલાવે રે બેની વાલો ઘોડલા રે, ક્યારેક તાણે કરડી કમાણ;
બ્રહ્માનન્દનો સ્વામી રે અતિ સોયામણો રે, પ્રેમીજનનો છે જે જીવનપ્રાણ. વા.

પદ ૪

નંદને નાનડીયે રે બાઇ ઘેલાં કર્યાં રે, કરી કરી નેણુંની રે સાન;
મીઠું મીઠું બોલી રે બાઇ મનડું હર્યું રે, તનડું વેંધાણું મોરલીની તાન. નં૦
સર્વને સહુચરના રે બેની હું તો સાથમાં રે, જાતી હુતી જમુનાં ભરવા રે નીર;
આડોને આવીને રે ઉભો બેની એકલો રે, બાંહુડી મરોડી ફાડયો રે ચીર. નં૦
ગમતુંને કીધું રે બાઇ એના મનતણું રે, કરવા ન દીધું ઘરડાંનું કાજ;
છોટને છોકરડે રે બાઇ મુને જે કર્યું રે, તે તો મુને કેતાં આવે રે લાજ. નં૦
કેણીપેરે રૈયે ગોકુળ ગામમાં રે, નિત્ય નિત્ય કરે આવી રે છેડ;
હરતો ને ફરતો રે બેની હેરણું રે, કાનુડો ન મેલે મારી રે કેડ. નં૦
આવીને કટાણે રે છોડે બેની વાછરૂ રે, મહીડાંનો ફોડે આવી રે માટ;
બ્રહ્માનંદનો સ્વામી રે અતી ઉછાંછળો રે, વૃંદાવનની રોકે આવી રે વાટ. નં૦

---

રાગ રામગ્રી. પદ ૧

રાધા રીસાણી કાનથી, લલીતા સમજાવે;
ઉઠ સખી તુંને તેડવા, મેલી મુને માવે. રાધા૦ ૧
માન ન કીજે માનિની, જોબનિયું દેખી
વાંકાં કે'વા વેણડાં, કે પામે તું શીખી, રાધા૦ ૨
ઉઠ ઉઠ અલબેલડી, માની લે કહ્યું મારું;
રસીયાથી રંગ રીસનું, શોડું તેમ સારૂં. રા૦
વ્રજ કારણે તલકે ઘણું, એને સુખ નાવે;
તારા સમ તારે કારણે, દરી વાર મનાવે

રાધા રાધા મુખ રટે, બેઠા પંથ નીહાળી;
બ્રહ્માનંદ કહે તુજ વિના, વ્યાકુળ વનમાળી; રાધા૦ ૫

પદ ૨

રાધા ભરાણી રોસમાં, લલીતા સંગ બોલે;
તુંજ રે ધૂતીને હું ઓળખું, આવી ધુનવાને ઓલે. રાધા૦ ૬
તુમાં ને તારા શ્યામમાં, કાંઇ ન મળે કાસું;
બેઉ જણાં બોલો નહીં, સુપનામાં સાચું. રાધા૦ ૭
હું તારે વચને કરી, ભોળી ભરમાણી;
મેં તુંને કપટણ મોરથી, આવી નવ જાણી. રાધા૦ ૮
એ કપટીને હું ઓળખું, પાહોસણનો પ્યારો;
આંટી ન મેલે અંતરે, શાખાવેલ તારો. રાધા૦ ૯
ધૂર્તવિદ્યા મુને નાવડે, એ ધુતાની પેરે;
બ્રહ્માનંદ વહાલી હોયે, તું જ તેને ઘેરે. રાધા૦ ૧૦

પદ ૩

માનીતીને મનાવવા, પોતે હરી આવ્યા;
રાધા કાજે ફુલના, ગજરા ગુંથી લાવ્યા. મા૦ ૧
સુરે ઉગ્યા લગે સુંદરી. જોઈ વાટ મેં તારી;
રાત થઇ જુગ જેવડી, તુજ વિના પ્યારી. મા૦ ૨
માન કર્યું તું માહેરે, જોઇએ તે આલું;
તારા સમ તુજ સરીખું, બીજું ન વાલું. મા૦ ૩
કુડું નહી એ કામિની, જાણે સરવ સાચું;
કહે તો રાધા તારે આગળે, એક પગભર નાચું. મા૦ ૪
રાધા અતી રાજી થઇ, મન ભ્રાંતી ભાગી;
બ્રહ્માનંદના વાલાતણે, ચરણે જાય લાગી. મા૦ ૫

પદ ૪

રાધાનું રંગ રીસણું, ત્રિકમજીએ ટાળ્યું,
સુંદરી સાથે શ્યામળે, બોલ્યા તે પાળ્યું. રાધા૦ ૧

વા'લ વધાયું વાલમે, રંગડાની રીતે;
આપ્યું સુખ એકાંતનું, પાતળીયે પ્રીતે. રાધા૦ ૨
રમતાં સંગ રાધાતણે, લાગે રૂપાળા;
હેત કરી આપી હરી, મોતીડાંની માળા. રાધા૦ ૩
રંગભીની રાધા રમે, શ્યામળીયા સંગે;
હેત ન માયે હૈડે, આનંદ અતિ અંગે. રાધા૦ ૪
પીય પ્યારીને ઉપરે, વારૂં ચંદ્ર કરોડી;
બ્રહ્માનંદ જાયે વારણે, અવિચળ આ જોડી. રાધા૦ ૫

---

## રાગ કાફી–પદ ૧

સમજાવો કઈ વાત, માડી તારા કાન કુંવરને. સમ૦ ટેક.
મંદીર આવીને મૈડાં અમારાં, જોર જોરાયે ખાત. માડી૦ ૧
ખાતાં ખાતાં જો નવ ખૂટે, દે છે માંકડાંને દાત. માડી૦ ૨
નાના ગામમાં નહીરે ખંટાય, આવડો તેશ્યો ઉતપાત. માડી૦ ૩
બ્રહ્માનંદના વાલાને વારો, કેડે પડયો છે દી ને રાત. માડી૦ ૪

## પદ ૨

મેલોને ઘડીક મોરાર, માડી મારા મંદિરયામાં. મેલોને૦ ટેક.
સાસુડી મારી ગામ સધાવી, નણુદલ ગઇ છે બા'ર. માડી૦ ૧
જગજીવન વાલો વૈદું રે જાણે, તેણે મને થાય છે કરાર, માડી૦ ૨
એકાંતે મળી મુકવા આવીસ, નહી રે લગાડું ઝાઝી વાર. માડી૦ ૩
બ્રહ્માનંદના વાલાને સાટે, આપું મારો નવસર હાર. માડી૦ ૪

## પદ ૩

માગ્યો દેને મુને માન, માડી તારે પાય પડું છું. માગ્યો૦ ટેક.
એકલડાં કાંઇ નથી રે ઉકલતું, ગોપીમાં મહીનો ભરાવ. માડી૦ ૧
આજ આપો તો આખી ઉમરમાં, કોય દીન ન કરૂં રાવ. માડી૦ ૨

મોહનને મારે મંદિરીયે આવ્યાને, છે મનમાં ભાવ. માડી૦ ૩
બ્રહ્માનંદના નાથ સગાથે, છે જો મારે ઘરનો બનાવ. માડી૦ ૪

પદ ૪

લઇ જાવા દે તારો લાલ, માડી મારા મંદિર સુધી. લઇ૦ ટેક.
સામા સામું નેતરૂં સહાતાં, અજબ બણે છે મારે તાલ. માડી૦ ૧
જતન કરીશ હું તો જીવની પેઠે, આવવા નહી દઉં આળ. માડી૦ ૨
નટવર ઉપર વારીને નાખું, ઘરડાંનો ધન માલ. માડી૦ ૩
બ્રહ્માનંદ કહે રાખીસ રજની, સુઘી જાઇશ આવી કાલ. માડી૦ ૪

રાગ મારૂ. પદ ૧

મીટડલી મારી, માવે મુંને મીટડલી મારી. ટેક.
સહજે હું ઘરમાંથી આંગણીએ, ઉભી હતી બારી. મા૦ ૧
સામું જોતાં હું તો શુધબુધ ભૂલી, ઘાવ લાગ્યો ભારી. મા૦ ૨
મન વેધ્યું મારા તનમાંહી, પેઠી કાલજ કટારી. મા૦ ૩
બ્રહ્માનંદ કહે શું કરી નાંખ્યું, શુણીયલ ગિરિધારી. મા૦ ૪

પદ ૨

નેણતણે બાણે, મારી મુંને નેણતણે બાણે. ટેક.
આડો આવ્યો જમુનાજીને આરે, એકલડી જાણે. મા૦ ૧
કાંઇક મુજપર જાદુ રે કીધું, લીધું ચિત્ત તાણે. મા૦ ૨
ઘાયલ થઇને ઘર સુધી હું, પોતી પરાંણે. મા૦ ૩
બ્રહ્માનંદ કહે એ વિના વ્હાલે, અંતર ઉકાણે. મા૦ ૪

પદ ૩

નેણને ચાળે, ચોર્યું ચિત્ત નેણને ચાળે. ટેક.
સામે આવીને સાન કરી મુંને, કાનુડે કાળે. ચો૦ ૧
ભુરકી નાંખી મુજને ભરમાવી, ગિરિધર ગોવાળે. ચો૦ ૨
બંસી અજબ અલૌકિક વાઇ, પરેજતણે ઢાળે. ચો૦ ૩
બ્રહ્માનંદ કહે મુજ સામું, ભાવ કરી ભાળે. ચો૦ ૪

પદ ૪

મોરલીમાં ' આવે, હેર્યું મન મોરલીમાં આવે. ટેક.
મન હરવા મારે મંદિરિયે, અણુ તેડ્યો આવે. હે૦ ૧
લટકાં કરી નન્દજીનો રે લાલો. ગેરે સુર ગાવે. હે૦ ૨
ફુલની માલ બાજુબન્ધ ગજરા, તોરા લટકાવે. હે૦ ૩
બ્રહ્માનન્દ કહે ચાલ વાલાની, ચિત્તડું લલચાવે. હે૦ ૪

પદ ૫

વંસીમાં વાલે, લીધું મન વંસીમાં વાલે. ટેક.
શિથળ અંગ થયાં સાંભળતાં, જાણે મારી ભાલે. લી૦ ૧
બેહદ નૌતમ ભાત વજાડી, નન્દતણે લાલે. લી૦ ૨
ઘાયલ તન થયું મારી બેની, ચિત્તડું નવ ચાલે. લી૦ ૩
બ્રહ્માનન્દ કહે એની બંસી, સુણતાં ઘર ઘાલે. લી૦ ૪

પદ ૬

નેણુતણી સાને, લોભાણી હું નેણુતણી સાને. ટેક.
ઘેલી થઇ ઘરધંધો રે ભૂલી, ગિરિધરને ગાને. લો૦ ૧
લટકાં કરી મારૂં મનડું રે લીધું, કોડીલે કાને. લો૦ ૨
રૂપ જોઇ ગુલતાન થઇ છું, વાલાને વાને. લો૦ ૩
બ્રહ્માનન્દ કહે મન વિંધ્યું, મોરલીને તાને. લો૦ ૪

પદ ૭

મથુરાંમાં જઇને, મુંધા થયા મથુરાંમા જઇને. ટેક.
લાલ તમે અમને લલચાવ્યાં, દીલાસા દઇને. મું૦ ૧
ભુધરજી કેમ ભૂલી ગયા તમે, શું ગયા હતા કહીને. મુ૦ ૨
કાન કુંવર તમે હાંસી કરાવી, દાસીવશ થઇને. મું૦ ૩
બ્રહ્માનન્દ કહે બેસી રહ્યા શું, કુબજાને લઇને. મુ૦ ૪

પદ ૮

કુબજાને કીધી, માનિતી કુબજાને કીધી. ટેક.
મહિની મટુકી અમારી મોહનજી, પરાણે પીધી. મા૦ ૧
પ્રીત કરી અમને તમે પ્રીતમ, દાઝ હૈયે દીધી. મા૦ ૨

મોહનને મારે મંદિરીયે આવ્યાનો, છે મનમાં ભાવ. માડી૦ ૩
બ્રહ્માનંદના નાથ સગાથે, છે જો મારે ઘરનો બનાવ. માડી૦ ૪

પદ ૪

લઇ જાવા દે તારો લાલ, માડી મારા મંદિર સુધી. લઇ૦ ટેક.
સામા સામું નેતરૂં સહાતો, અજબ બણે છે મારે તાલ. માડી૦ ૧
જતન કરીશ હું તો જીવની પેઠે, આવવા નહી દઉં આળ. માડી૦ ૨
નટવર ઉપર વારીને નાખું, ઘરકોનો ધન માલ. માડી૦ ૩
બ્રહ્માનંદ કહે રાખીસ રજની, સુખી જાશ આવી કાલ. માડી૦ ૪

## રાગ મારૂ. પદ ૧

મીટડલી મારી, માવે મુંને મીટડલી મારી. ટેક.
સહજે હું ઘરમાંથી આંગણીએ, ઉભી હતી બારી. મા૦ ૧
સામું જોતાં હું તો શુધબુધ ભૂલી, ઘાવ લાગ્યો ભારી. મા૦ ૨
મન વેધ્યું મારા તનમાંહી, પેઠી કાલજ કટારી. મા૦ ૩
બ્રહ્માનંદ કહે શું ય કરી નાંખ્યું, શુણીયલ ગિરિધારી. મા૦ ૪

પદ ૨

નેણતણે બાણે, મારી મુંને નેણતણે બાણે. ટેક.
આડો આવ્યો જમુનાજીને આરે, એકલડી જાણે. મા૦ ૧
કાંઇક મુજપર જાદુ રે કીધું, લીધું ચિત્ત તાણે. મા૦ ૨
ઘાયલ થઇને ઘર સુધી હું, પોતી પરાણે. મા૦ ૩
બ્રહ્માનંદ કહે એ વિના ન્હાવે, અંતર ઉફાણે. મા૦ ૪

પદ ૩

નેણને ચાળે, ચોર્યું ચિત્ત નેણને ચાળે. ટેક.
સામે આવીને સાન કરી મુને, કાનુડે કાળે. ચો૦ ૧
મુરલી નાખી મુજને ભરમાવી, ગિરિધર ગોવાળે. ચો૦ ૨
બંસી અજબ અલૌકિક વાઇ, પરજતણે ઢાળે. ચો૦ ૩
બ્રહ્માનંદ કહે મુજ સામું, ભાવ કરી ભાળે. ચો૦ ૪

પદ ૪

મોરલીમાં માવે, હેર્યું મન મોરલીમાં માવે. ટેક.
મન હરવા મારે મંદિરીયે, અણુ તેડયો આવે. હે૦ ૧
લટકાં કરી નન્દજીનો રે લાલો, ગેરે સુર ગાવે. હે૦ ૨
ફુલની માલ બાજુબન્ધ ગજરા, તોરા લટકાવે. હે૦ ૩
બ્રહ્માનન્દ કહે ચાલ વાલાની, ચિત્તડું લલચાવે. હે૦ ૪

પદ ૫

વંસીમાં વાલે, લીધું મન વંસીમાં વાલે. ટેક.
શિથળ અંગ થયાં સાંભળતાં, જાણે મારી ભાલે. લી૦ ૧
બેહદ નૌતમ ભાત વજાડી, નન્દતણે લાલે. લી૦ ૨
ઘાયલ તન થયું મારી બેની, ચિત્તડું નવ ચાલે. લી૦ ૩
બ્રહ્માનન્દ કહે એની બંસી, સુણતાં ઘર ઘાલે. લી૦ ૪

પદ ૬

નેણુતણી સાને, લોભાણી હું નેણુતણી સાને. ટેક.
ઘેલી થઇ ઘરધંધો રે ભૂલી, ગિરિધરને ગાને. લો૦ ૧
લટકાં કરી મારૂં મનડું રે લીધું, કોડીલે કાને. લો૦ ૨
રૂપ જોઇ ગુલતાન થઇ છું, વાલાને વાને. લો૦ ૩
બ્રહ્માનન્દ કહે મન વિંધ્યું, મોરલીને તાને. લો૦ ૪

પદ ૭

મથુરામાં જઇને, મુંધા થયા મથુરામાં જઇને. ટેક.
લાલ તમે અમને લલચાવ્યાં, દીલાસા દઇને. મું૦ ૧
ભુધરજી કેમ ભૂલી ગયા તમે, શું ગયા હતા કહીને. મું૦ ૨
કાન કુંવર તમે હાસી કરાવી, દાસીવશ થઇને. મું૦ ૩
બ્રહ્માનન્દ કહે બેસી રહ્યા શું, કુબજાને લઇને. મું૦ ૪

પદ ૮

કુબજાને કીધી, માનિતી કુબજાને કીધી. ટેક.
મહિની મટુકી અમારી મોહનજી, પરાણે પીધી. મા૦ ૧
પ્રીત કરી અમને તમે પ્રીતમ, દાઝ હૈયે દીધી. મા૦ ૨

કુબજાના ઘરની સર્વે ચિન્તા, ઉપાડી લીધી. મા૦ ૩
બ્રહ્માનન્દ કહે દુઆશે પણ, વાત કહીશું શીધી. મા૦ ૪

પદ ૯

કાનાને કેજો, ઉધા એમ કાનાને કે'જો. ટેક.
કહણ વચન કોઇ કુબજા કહે તે, સાધુ થઇ સે'જો. ઉ૦ ૧
દાણું વલોણું ને ખાડવું દળવું, કામ કરી દેજો. ઉ૦ ૨
કર જોડી કુલવંતીને આગે, ઉભા થઇ રહેજો. ઉ૦ ૧
બ્રહ્માનન્દ કહે એ સંગે લાવો, સારી પેઠે લેજો. ઉ૦ ૨

પદ ૧૦

કાનાને છાનું, કહેજો ઉધા કાનાને છાનું. ટેક.
જગજીવન મથુરામાં જઇને, કામ કર્યું નાનું. કા૦ ૧
અલબેલા તમ ઉપર આવ્યું, દાસીનું ખાતું. કા૦ ૨
કહોને તમારે કયાંથી પડયું આવી, એ સાથે પાનું. કા૦ ૩
બ્રહ્માનંદ કહે મેલો ભલા થઇ, ઘર તમે કુબજાનું. કા૦ ૪

પદ ૧૧

એટલું એકાંતે, કહેજો ઉધા એટલું એકાંતે. ટેક.
વલવલતી વ્રજનારને મેલી, કરતી કલપાંતે. કા૦ ૧
મનમોહન મથુરામાં જઇને, બેઠા નિરાંતે. કા૦ ૨
કયાં વરસે ઊરૂ કુબજાના, બેસસે કેની પાતે. કા૦ ૩
બ્રહ્માનંદ કહે લાજ પોતાની, ખોઇ તમે ખાંતે. કા૦ ૪

પદ ૧૨

મથુરાં જઇ માવા, બેસી રહ્યા મથુરાં જઇ માવા. ટેક
કુબજાને સંગ રહીને વાલા, કેમ કઠણ થયા આવા. બે૦ ૧
સમરથ થઇને શું બાંધ્યા તમે, અબળાઓથી દાવા. બે૦ ૨
પ્રાણજીવન ગોકુળમાં પધારો, બંસી બજાવા. બે૦ ૩
બ્રહ્માનંદ કહે રાખસું છાના, નહી કરીએ ચાવા બે૦ ૪

## રાગ ખંભાતિ-પદ ૧

હરખ ભર્યા રે નેણાં હરખ ભર્યાં, મારે નાથ નિહાળી નેણાં હરખ ભર્યાં. ટેક.
પ્રાણજીવન ઝીણી પાઘડલીમાં, છોગલીયા રે છબીદાર ધર્યાં રે. મારે૦ ૧
છોગાળે નટવર રંગ છેલે, હરિવર જોઇને સામું મનડાં હર્યાં રે. મારે૦ ૨
લટકાળા મોહન કેરાં લટકાં, આવીને અંતરમાંહી ગર્યાં રે. મારે૦ ૩
બ્રહ્માનંદને નટવર વા'લે, કરી પોતાના અમને ન્યાલ કર્યાં રે. મારે૦ ૪

### પદ ૨

રીઝી રહ્યાં રે નેણાં રીઝી રહ્યાં, મારો જીવન જોઇને નેણાં રીઝી રહ્યાં. ટેક.
પ્રાણજીવન કાનમાં પેર્યાં, કુંડળિયાં રે નવ જાય કહ્યાં રે, મારો૦ ૧
મનમોહન ગોળિડામાંઇ, મંજ ગાતિડાં હસી વિલસી રહ્યાં રે. મારો૦ ૨
પ્રેમસહિત નિરખી મોહન મુખ, અંતરથી રે દુઃખ સરવે ગયાં રે. મારો૦ ૩
બ્રહ્માનંદના નાથને સંગે, ચઉદ ભુવનમાં અમે પ્રસિદ્ધ થયાં રે. મારો૦ ૪

### પદ ૩

ન કરીએ રે આળ્યું ન કરીએ, કા'ના મારગ જાતાં આળ્યું ન કરીએ. ટેક.
માણસની શંકા મનમોહન, કાંઇક અંતરમાં ધરીએ રે. કા૦ ૧
રાત દિવસ આવી મારગ રોકો, કેમ કરી અમે પાણીડાં ભરીએ રે. કા૦ ૨
લોકલાજ મરજાદ અમારે, દેખીને તમને મનમાં ડરીએ રે. કા૦ ૩
બ્રહ્માનંદના નાથ વિહારી, મન મસ્તાન થઇ ન ફરીએ રે. કા૦ ૪

### પદ ૪

સ્યો ઝઘડો રે વા'લા સ્યો ઝઘડો રે, આવો મારગ જાતાં માંડ્યો
વા'લા સ્યો ઝઘડો. ટેક.
હાથડે રે મારે નાળુકચુડિ, માંથડે રે છે જો મહીનો ઘડો રે. આવો૦ ૧
આંખડલી રે રાતાદાર અણારી, નથી તમારે બોલવાનો ઘડો રે. આવો૦ ૨
કોઇકનું કહ્યું માનીને કાના, શ્યામ ચતુર ચાળે શિદ ચડો રે. આવો૦ ૩
બ્રહ્માનંદ કહે આમ ન કરીએ, નટવર છો તું હજી નાનકડો રે. આવો૦ ૪

### રાગ સામેરી. પદ ૧

મોહનરે મોહી તારે લટકે, મોહ્યું તારે લટકે મોલીડાને ચટકે. મો૦
લટકે તારે મારું મનડું લોભાણું, લટકેથી વેણુ વજાવ; મો૦ ૧
લટકાં તારાં અતી પ્યારાં રે લાગે, મીઠડા બોલા માવ. મો૦ ૨
વણુ રે દીઠે ઉર દુઃખડું વધેછે, દીઠાથી સુખડું થાય. મો૦ ૩
લટકાળા મન મોહન તારું, મુખ મેલ્યું નવ જાય. મો૦ ૪
રસીક સલુણા તારું રૂપ અલૌકીક, નીરખીને થઇ છું નીહાલ. મો૦ ૫
બ્રહ્માનંદના નાથ રંગીલા,, લટકાળા નંદલાલ. મો૦ ૬

### પદ ૨

વેંધાણી રે વા'લાની વાંસળીયે, વાલા'ની વાંસળીયે મોહનજીને મળીયે વેં૦
રાસ રમ્યા સારૂ વનમાં તેડાવ્યાં, શરદ પુનમની રેણુ. વા૦ ૧
નૌત્તમ રાગ આલાપીને નટવર, બેહદ વજાડી વેણુ. વા૦ ૨
મોરલી સુંણી મારૂં મનડું લોભાણું, સુરત લાગી એક તાન. વા૦ ૩
આતુર થઇ હું તો ઝબકીને ઉઠી, ભુલી રે ભોજન પાન. વા૦ ૪
મોહન કાજ લીધો મારે માથે, લોકતણો અપવાદ. વા૦ ૫
બ્રહ્માનંદ કહે ઘાયલ થઈ છું, મોરલડીને નાદ. વા૦ ૬

### પદ ૩

ચાલો રે પ્રીતમજીની પાસે, પ્રીતમજીની પાસે જો રમવાનેરાસે ચાલો૦
જમુનાને તીર જદુપતી વાલો, મોરલી મનોહર વાય. પ્રી૦ ૧
અંતર ધીર રહી નહી મારે, મનડું સુંણી લલચાય. પ્રી૦ ૨
ઘરડાંનો ધંધો હાથ ન લાગે, રટના લાગી એક તાર. પ્રી૦ ૩
પાવન નેણુ કરીશું રે સજની, નીરખીને નંદકુમાર. પ્રી૦ ૪
ગજગતી ચાલ અલૌકીક એની, જોઇને ચોરાણું ચીત. પ્રી૦ ૫
બ્રહ્માનંદના નાથ સંગાથે, પુરણ લાગી પ્રીત. પ્રી૦ ૬

### પદ ૪

જાઇશ રે સ્યામળીયાની સાથે, સ્યામળીયાની સાથે છેડો નાખ્યો માથે. જા૦
નંદના નંદનથી નેડો રે બંધાણો, એ વિના મન અકળાય. સ્યા૦ ૧

જગના જીવનને ન દેખું રે જ્યારે, જુગતુલ્ય રજની જાય. સ્યા૦ ૨
કાનકુંવર સાથે પ્રીત કરીને, અરપી દીધું મેં તો અંગ. સ્યા૦ ૩
મસ્તક જાતાં પડે નહી મોળો, રસીક સલુંણાનો રંગ. સ્યા૦ ૪
લોકતણી મરજાદ તજી મેં તો, શું કરશે સંસાર. સ્યા૦ ૫
બ્રહ્માનંદનો નાથ રંગીલો, નયણતણો સણગાર. સ્યા૦ ૬

## રાગ સામેરી. પદ ૧

સખી નાવલીયો નવરંગ, અમથી રીસાણા રે;
ઓલી સોકલડીને સંગ, ભૂધર ભરમાણા રે. ટેક.
અમ સાથે નવ રાખતા રે, અંતર એક લગાર.
ભૂધરને ભરમાવીયા કોઇક, કામણગારી નાર. અમથી૦ ૧
હસતા રમતા હેતમાં રે, મળતાં દેતા માન;
લેઇ એકાંતે લાલના કોઈ, કામણે ભરીયા કાન. અમથી૦ ૨
બહુ હેતે બોલાવતા રે, રંગભીનો રસ રીત;
બ્રહ્માનન્દને વાલમે હવે, પર ઘર જોડી છે પ્રીત. અમથી૦ ૩

## પદ ૨

બેની રસીયો ભરાણો રે રોષ, જઇને મનાવો રે.
કાંઈ નથી રે અમારો દોષ, કંઇ સમજાવો રે. ટેક.
પીયુડે અમને પરહર્યાં રે, કુંણ જાણે શા કાજ;
વાલમના વિજોગથી મારે, દીલડામાં થાય છે દાઝ. જઇ૦ ૧
જે માગે તે આપશું રે, કહેશે તે કરશું ટેલ;
જેમ તેમ કરીને મેળવો, મુને છોગાં તે વાળો છેલ. જઇ૦ ૨
સુખ ન આવે સેજડી રે, જુગતુલ્ય રજની જાય;
બ્રહ્માનન્દના વિના વાલા મુને, મંદીર ખાવા ધાય. જઇ૦ ૩

## પદ ૩

સખી શ્યામળીયે અમ સાથ, અબોલા લીધા રે;
વાલો નીરમોહીડો મારો નાથ, કુંણે વશ કીધા રે. ટેક.

માયા લગાડી મો'રથા રે, છબીએ દીધો છેહ;
અમને મેલ્યાં ઉભલાં, જાઇ નવલા તે કીધા નેહ. અ૦ ૧
આંટી રાખે છે અંતરે રે, શ્યામળીયો અમ સંગ;
જુનાં જાણી પરહર્યાં, વાલો રાચ્યા તે નવલે રંગ. અ૦ ૨
વાલે વીસારી મેલીયાં રે, શું રે જીવ્યાનું સુખ;
બ્રહ્માનંદ બ્રહ્માંડમાં બીજું, નહીં રે એ જેવું દુઃખ. અ૦ ૩

પદ ૪

તમે મોટા છોજી મહારાજ, હસી મુખ બોલો રે;
હવે રીસ તજો વ્રજરાજ, અંતર ખોલો રે. ટેક.
અક્ષરના છો આત્મા રે, અનંત ભુવનના ઇશ;
ન ઘટે તમને નાથજી એવી, રાંકુને ઉપર રીશ. હ૦ ૧
જેવાં તેવાં રાજનાં રે, અમને તમારી આશ;
રસીયાજી નવ રીઝીએ વારી, અમ સાથે ઉદાશ. હ૦ ૨
રમો હસો રંગ રીતમાં રે, ચિત્ત ધરો ઉછાવ;
બ્રહ્માનંદના વાલમા તમે, દીલડાના દરીયાવ. હ૦ ૪

રાગ સામેરી–પદ ૧

કામણીયાં રે કાંઇ કુબજા જાણે, કાનકુંવર વશ કીધા, રાજ ક૦
કાનકુંવર વશ કીધા મારી બેની, વેચાતા કરી લીધા, રાજ કા૦
વેચાતા કરી લીધા મારી બેની, બાંધ્યા ધાગે કાચે, રાજ કા૦
બાંધ્યા ધાગે કાચે મારી બેની, જ્યમ નચવે તેમ નાચે, રાજ કા૦
જ્યમ નચવે તેમ નાચે મારી બેની, બોલાવે તેમ બોલે, રાજ કા૦
બોલાવે તેમ બોલે મારી બેની, થેઇ થેઇ કરતા ડોલે, રાજ કા૦
થેઇ થેઇ કરતા ડોલે મારી બેની, હાંજી હાંજી કહીને, રાજ કા૦
હાંજી હાંજી કહીને મારી બેની, વરતે સુધા થઇને, રાજ કા૦
વરતે સુધા થઇને મારી બેની, મનમાં ડરતા ડરતા, રાજ કા૦
મનમાં ડરતા ડરતા મારી બેની, કેડે કેડે ફરતા, રાજ કા૦

ફેરે ફેરે ફરતા મારી બેની, આઠ પોરે ઓશીયાળા, રાજ કા૦
આઠ પોર ઓશીયાળા મારી બેની, એની જ ફેરે માળા, રાજ કા૦
એની જ ફેરે માળા મારી બેની, તોય એ હુકમ ચલાવે, રાજ કા૦
તોય એ હુકમ ચલાવે મારી બેની, સર્વે કામ કરાવે, રાજ કા૦
સર્વે કામ કરાવે મારી બેની, નીમખ ન મેલે ન્યારો, રાજ કા૦
નીમખ ન મેલે ન્યારો મારી બેની, બ્રહ્માનંદનો પ્યારો, રાજ કા૦

---

રાગ પરજ–પદ ૧.

પાતળીયે હર્યા પ્રાણ રે, બેની મારા. પા૦ ટેક.
મુજ સામું વાલે જોઇને માર્યા, આંખડલીનાં બાણ રે. બેની૦ ૧
લટકાળે રે મુને ચટકી લગાડી, છેલે ચતુર સુજાણ રે. બેની૦ ૨
શ્યામળીઆને જોવા સારૂ, તનડામાં થાયેછે તાણ રે. બેની૦ ૩
બ્રહ્માનંદ કહે અંતર વિંધ્યું, ડોલરીયે દીવાણ રે. બેની૦ ૪

પદ ૨

દીલડાના દરીયાવ રે, ગિરિધર. દી૦ ટેક.
જગજીવન રૂડી શોભા જોઇને, અંતર થાયે છે ઉછાવ રે. ગિરિ૦ ૧
રૂપ રહ્યું છે મારે હદીયે તારૂં, રૂપાળા મજરાવ રે. ગિરિ૦ ૨
આણુ જાતાં રે પાતળીયા પ્યારા, મેલું નહી કેદી માવ રે. ગિરિ૦ ૩
બ્રહ્માનંદ કહે શોરને સારે, ઠીક કીધેલ ઠેરાવ રે. ગિરિ૦ ૪

પદ ૩

પદ ૪

સ્યામળીયો શીરદાર રે, છે જો મારે. સ્યા૦ ટેક.
સ્યામળીયાસું મેં તો સગપણ કીધું, બીજાનો શો હવે ભાર રે. છે૦ ૧
મરમાળો રે મારે મનડે માન્યો, કાનો નંદકુમાર રે. છે૦ ૨
પ્રાણજીવન પાતળીયો પ્યારો, ન્યારો ન કરૂં લગાર રે. છે૦ ૩
બ્રહ્માનંદ કહે વારી નાખું, એ માથે ઘરબાર રે. છે૦ ૪

---

રાગ પરજ–પદ ૧

લગાડી તેં પ્રીતી લાલ રે, લગાડી તેં પ્રીતી લાલ રે;
પ્રીતડલી તો લગાડી. ટેક.
પ્રીતમ માર્યાં પ્રેમનાં, તમે તીખાં રે તીખાં બાણ;
જોતાં તમને જાદવા રે, થિયા પરવશ મારા પ્રાણ રે. પ્રી૦ ૧
વાલી ભ્રુકુટી વાંકડી, વા'લા લાગે છે સુંદર વેણ;
નટવર તમને નીરખવા, મારાં નાખે છે ઝડપુ નેણ રે. પ્રી૦ ૨
હાર હજારો પેરીયો, નેણુનો નજારો જોર;
બ્રહ્માનંદ હેડે વસ્યા, કોડીલા નંદકીશોર રે. પ્રી૦ ૩

પદ ૨

વજાડી તેં વંશી કાન રે, વજાડી તેં વંશી કાન રે;
વાંસલડી તો વજાડી. ટેક.
વેણુ વજાડી વીઠલા, તમે રૂપાળા રંગરેલ;
ઘર ધંધો ભુલી ગઈ, હું તો ભરવી ભુલી હેલ રે. વાં૦ ૧
માવા તમારી મોરલી, મારે ખુબ પડી છે ખેદ;
કીધાં એણે કારમાં, છાતડલી માંઇ છેદ રે. વાં૦ ૨
વ્રજમાં વાગી વાંસળી, આવી સુંદર ઝીણે સાદ;
બ્રહ્માનન્દ કહે વશ થઇ, મોરલડી કેરે નાદ રે. વાં૦ ૩

પદ ૩

પેચાળી તેં બાંધી પાઘ રે, પેચાળી તેં બાંધી પાઘ રે;
પાઘડલી તો પેચાળી. ટેક.
પાઘડલીના પેચમાં, થયું મન મારૂં ગુલતાન;
વાલમ મુને વશ કરી, કોડીલા છેલા કાન રે. પા૦ ૧
ફુલતોરાની ફોરમાં, જોઈ ભમર થયા ચકચુર;
મતવાલા થઈને ફરે, મેલી ન જાય દુર રે. પા૦ ૨
ભાવ તમારૂં ભોળીયું, મેં દીઠું આંટાદાર;
બ્રહ્માનંદના વાલમા, વીસાર્યો મેં સંસાર રે. પા૦ ૩

પદ ૪

મરમાળી છે આંખ્યુ ભાવ રે, મરમાળી છે આંખ્યુ ભાવ રે;
આંખડલી મરમાળી. ટેક.
આંખડલી અણીયાળીયું, વારી જાઉં રે તીખાં બાણ;
ચિત્તડામાં ચોટી ગઈ, મને કરી લીધી વેંચાણ રે. આં૦ ૧
નેણ તમારાં નાથજી, છે છેલા રે રાતાં ચોળ;
અંતરમાં ઉંડા ભર્યાં, થયું હૈડું હાલકલોલ રે. આં૦ ૨
અતીશે દીસે આકરાં, આડી દીધી રે ધીરજ ઢાલ.
બ્રહ્માનન્દ કહે મારકાં, લોચનીયાં તારાં લાલ રે. આં૦ ૩

---

રાગ પરજ પદ ૧

ઓરા આવો છેલ છબીલા, છેલ છબીલા રંગના રેલા;
લટકાળા નન્દલાલ હો. વાલમ. ઓરા૦ ટેક.
કુંડળીયાં કાનમાં પે'રાવું, હૈડે પે'રાવું હાર;
જુગતે મારા નાથ જમાડું, કરી કરી મનુવાર રે. વાલમ. ઓરા૦ ૧
જાદવ તારી મુરતી જોઈને, લોચનીયાં લોભાય;
મરમાળા મનમોહન તારૂં; મુખ મેલ્યું નવ જાય રે. વાલમ ઓરા૦ ૨

ખાંત કરીને ખાટડી ઢાળું, પ્રેમે પખાળું પાત્ર;
બ્રહ્માનંદના વાલમા મારા, ઓરડીયામાં આવ રે. વાલમ. ઓરા૦ ૩

પદ ૨

કોડીલા છેલ કાનુડા, છેલ કાનુડા લાગો છો રૂડા;
મીઠડા બોલા માવ હો. મેરમ. ૧૦ ટેક.
લાલ ગુલાબી આંખડી તારી, છેલ રંગીલી ચાલ;
મરમાળા તું મોહન મારી. આંખ્યુનો ધનમાલ રે. મેરમ. કો.૦ ૧
સુધર તારું મુખડું ભાળી, થાય અધિક સુવાણુ;
છેલછબીલા રહો માં છેટે, પાતળીયા મારા પ્રાણ રે. મેરમ. કો૦ ૨
મનડું મારું મોહને રહ્યું, તમથી લાગેલ પ્યાર;
બ્રહ્માનન્દના નાથ પધારો, સેજતણા સણગાર રે. મેરમ. કો૦ ૩

પદ ૩

રંગીલા છેલ રૂપાળા, છેલ રૂપાળા મોરલીવાળા;
ડોલરીયા દેસોત રે. મોહન. રં૦ ટેક.
પાઘમાં તોરો ઝુકી રહ્યો. જાણે મોતીડાંનો મોર,
ધેલડાં થૈને ભમર ભમે છે, ફુલડાં કેરી ફોર રે. મોહન. રં૦ ૨
ડોલરીયા તારી સુરતી દેખી, બારી મેં કાઢી બીક;
લટકાળા તારી આંખડી લાગી, હાવકી ઠીકાઠીક રે. મોહન. રં૦ ૨
લાગંતા પગ લડથડયો, ફુટી પાણિડાંની હેલ;
બ્રહ્માનંદના નાથજી આવી, ઉઠાડો અલબેલ રે. મોહન. રં૦ ૩

પદ ૪

માણીગર મીટડી તારી, મીટડી તારી પ્રેમ કટારી;
કામણગારા કાન. હો છેલા. મા૦ ટેક.
મીટડી તારી પ્રેમ કટારી, થઈ છે આરમપાર;
ઘાયલ થઇને ઘુમતી ડોલું, ભુલી છું ઘરબાર. હો છેલા મા૦ ૧

પાણીડું ભરવું વીચમાં રયું, ઘર થઇ ગયું દુર;
મરમાળા તારા નેણુને મારે, ચિત્ત થયું ચકચુર હો છેલા મા૦ ૨
ચોટ અચાનક લાગતાં થયું, દીલડું ડોલાડોલ;
બ્રહ્માનંદ કહે લોચન તારાં, પ્રેમતણી પીસતોલ. હો છેલા. મા૦ ૩

---

રાગ પરજ—પદ ૧

વાલે વગાડી છે વાંસળી રે, માવે વજાડી છે મોરલી રે, કાલંદીને તીર;
નાગ પીયાલે ડોલિયો રે, એવો શબ્દ ગંભીર. હો બેની. વાલે૦ ટેક.
ધેનુ તૃણુ ભુલી ગઇ રે, વછાં ભૂલ્યાં ખીર;
જોને સખી જમુનાંતણું રે, વે'તું થભ્યું નીર. હો બેની. વાલે૦ ૧
ઘેલી થઇ સરવે ગોપીકા રે, ભુલી ગઇ રે શરીર;
કામ રહ્યાં છે હાથમાં રે, ઓઢણુ ભુલી ચીર. હો બેની. વાલે૦ ૨
વેણુ અલૌકીક વીઠલે રે, વાઇ બળભદ્ર વીર;
બ્રહ્માનંદ સુર સાંભળી રે, અંતર ન રહી ધીર. હો બેની. વાલે૦ ૩

પદ ૨

વંશીમાં મુને વીઠલે રે, મોરલીમાં મુને વ્હાલે રે, કીધાં કામણુ કહાન;
મનકલ્પિત સરવે ટળ્યું રે, ભુલી હું તનનું ભાન. હો હેલી. વં૦ ટેક.
ઘરધંધો ગમતો નથી રે, ન ગમે ભોજન પાન;
મન ભરમાણું માહરૂં રે, મોરલડીને તાન. હો હેલી. વં૦ ૧
એને દેખી સુખ ઉપજે રે, વીન દીઠે હેરાન;
એક પલક નવ વીસરે રે, વહાલો બીજે વાન. હો હેલી વં૦ ૨
થઇ છું હું તો દાવડી રે, ઉગામાં ગુલતાન;
બ્રહ્માનંદ નવ વીસરે રે, રાત દીવસ એનું ધ્યાન. હો હેલી. વં૦ ૩

પદ ૩

વીસામાની વાંસળી રે, મરમાળાની મોરલી રે, વાગી મહા વનમાંય;
છેલ છબીલો શ્યામળો રે, ઘેરે નાદે ગાય. હો બેની. વી૦ ટેક.

બ્રહ્માને વિસ્મય થયો રે, શીવને ન સમજાય;
મોહ પામ્યા સરવે દેવતા રે, સંશય થયો સુરરાય. હો બેની. વી૦ ૧
ચોરાસી સીધ સાંભળે રે, સ્થિર નવ અંતર થાય;
નીરત ડગી નવ નાથની રે, ચિત્ત મળવા લલચાય. હો બેની. વી૦ ૨
જમુનાને તીરે જદુપતિ રે, વેણુ અલૌકીક વાય;
વશ કીધી વ્રજ વનિતા રે, બ્રહ્માનંદ બલ જાય. હો બેની. વી૦ ૩

પદ ૪

અલબેલે અધરાતની રે, મનમોહન મધરાતની રે, વાલે વજાડી વેણુ;
ભણુક પડી મારા કાનમાં રે, મનડું થયું મારૂં ગેણુ. હો બેની. અ૦ ટેક.
ચટકી લાગી મારા ચિત્તમાં રે, ગ્રહ લાગ્યો દુઃખ દેણુ;
મોહન વજાડી મોરલી રે, માજમ ગળતી રેણુ. હો બેની. અ૦ ૧
સુણતાં મનડું સ્થિર થયું રે, તનડું થઇ ગયું ખેણુ;
જોવાને જાદવરાયને રે, આતુર થયાં છે નેણુ. હો બેની. અ૦ ૨
હું દીવાની હો ગઇ રે, કોઇનું ન માન્યું કેણુ;
શું જાણું મુને શું કર્યું રે, બ્રહ્માનંદને સેણુ. હો બેની. અ૦ ૩

---

રાગ પરજ–પદ ૧

મથુરાંની વાટે મથુરાંની રે વાટે, વા'લા ન જાઉં મથુરાંની રે વાટે. ટેક.
મથુરાં જાવાનું જ્યારે મુખથી બોલો છો, અનડું ન ભાવે એ ઉચ્ચારે. મથુ૦ ૧
અવસ્ય હોય તો અક્રુરને આપી, પ્રાણ અમારા તમ સાટે. મથુ૦ ૨
કામરૂ દેશની રે વિદ્યા વેંચાય છે, મથુરાં નગરમાં હાટે હાટે. મથુ૦ ૩
બ્રહ્માનંદ કહે વ્રજ વીસરાવશો, જ્યારે તમે બેસસો પાટે. મથુ૦ ૪

પદ ૨

મથુરાંમાં મ જાશો મથુરાંમાં મ જાશો, મોહન રે હો મથુરાંમાં મ જાશો. ટેક.
મથુરાં નગરની રે નારી ધુતારી, વાલમ તેને વશ થાશો. મ૦

ગોપીનાથ મટીને રે, ગિરિવર, કુબજાના નાથ કે'વાશો. મ૦
દાસીના રે ઘરમાં' ડોલરીયા, મેરમજી કેમ માશો. મ૦
બ્રહ્માનંદ કહે પરવશ થઇને, તેના તે 'મુખની ગાળ્યો ખાશો. મ૦

પદ ૩

મથુરામાં ન જાવું મથુરામાં ન જાવું, કાના રે હો મથુરામાં ન જાવું. ટેક.
અકરૂરને રે એ શી બુદ્ધિ આવી, એણે કર્યું છે કામ આવું. મ૦
જન્મ સમે રે કુબજાની રે જનની, ભુલી ગઈ વિખ પાવું. મ૦
લક્ષણ એનાં સર્વે લખ્યામાં ના'વે, કેટલક કહીને બતાવું. મ૦
બ્રહ્માનંદના નાથ ન માનો તો, નંદજીના મુખથી કેવરાવું. મ૦

પદ ૪

મથુરામાં માવા મથુરામાં માવા, નાથ'ન જાઇએ મથુરામાં માવા. ટેક.
મામા કંસ સરીખા માણસ, એ નગરીમાં સર્વે આવા. મ૦ ૧
માસી પુતના પ્રેમની મૂરતિ, પ્રથમ આવી'તી ધવરાવા. મ૦ ૨
અકુરજી પણ ત્યાંના વાસી, રથ લઇ આવ્યા છે બોલાવા. મ૦ ૩
બ્રહ્માનંદ કહે કુબજાને વરસો, સુંદર થાસો જગ ચાવા. મ૦ ૪

પદ ૫

વાલિડાની વાતુ વાલિડાની રે વાતુ ઉદ્ધવ કહોને વાલિડાની રે વાતુ ટેક.
કહે છે કાનાને કુબજાના ઘરથી, બાહ્ય નથી નીસરાતું. વા૦ ૧
એરે ગોલિ છે એને કોઇ નવ ઓળખે, કપટનું હૈડામાં છે કાતું. વા૦ ૨
અમને મેલ્યાં તેમ એને પણ મેલસે, માંડી મેલ્યું છે અમે ખાતું વા૦ ૩
બ્રહ્માનંદ કહે મજામાં આવશે, તે અમને નથી મનાતું વા૦ ૪

પદ ૬

રસીયાજીની રીતિ રસીયાજીની રે રીતિ, ઉદ્ધવ કહોને રસિયાજીની રે રીતિ, ટેક..
કંસ મામાનું સમું કરીને, કેવી પાળે છે રાજનીતિ. ર૦ ૧
રાજ પામીને ઘેર દાસીને રાખી, તેની તો થઇ છે ફજિતિ ર૦ ૨
માંડ્યું હોય તે કેમ મિથ્યા થાયે, કુબ્જા કરમે લખીતિ. ર૦ ૩
બ્રહ્માનંદ કહે એ સંગે એને, પુરવ જનમની પ્રીતિ. ર૦ ૪

પદ ૭

મન મથુરામાં મોયું મન મથુરામાં રે મોયું, ઉદ્ધવ એનું મન
મથુરાંમાં રે મોયું. ટેક.
એથી અમે અંતર નવ રાખતાં, દિધલ દોયું ને વલોયું. મ૦
પ્રીત કરીને સાં તો પરવસ થયા છે, નરતું સારૂં નવ જોયું. મ૦
એ સારૂ રે અમે આંસું નાખીને, આખું જોબન ખોયું. મ૦
બ્રહ્માનંદ કહે જાદવ કુળને, પલવટ વાળીને વગોયું. મ૦

પદ ૮

મથુરામાં મેલિ વાલે મથુરામાં મેલિ રે વાલે, ઉદ્ધવ રે હો લજ્જા
મથુરામાં મેલિ રે વાલે. ટેક.
કુલવંતી રે પતિવ્રતા કુબજા, આવી મળી છે સૌ પે'લી. મ૦
વ્રજવાસીને વિસારી રે વાલો, બલવંત થયા છે એના બેલી. મ૦
એને આગે રે વાલો માન તજિને, વાતો કરે છે કાલી ઘેલિ. મ૦
બ્રહ્માનંદ કહે જોડ બની છે, જેમ કલાયલ વેલિ. મ૦

---

રાગ ગરબી. પદ ૧

નાગરે નંદદુલારો રે, મન મસ્ત કનૈયો નંદદુલારો;
ઝગરત સાંજ સવારો રે, મન મસ્ત કનૈયો નંદદુલારો. ટેક.
આડો આવીને ઉભો રહે આગે, મેડા કેરાં દાણ માગે રે. મન૦ ૧
લોકલજ્યા મનમાં નવ આણે, નવરંગી ચુનડી તાણે રે. મન૦ ૨
માને નહી ઝાલી બાંય મરોડે, જળની ગાગરીયાં ફોડે રે. મન૦ ૩
ચોરી નાખે માથે આળ ચડાવે. જોરે જોરે વાંસે આવે રે. મન૦ ૪
બ્રહ્માનંદ કહે એની રીતી, કે'તી નથી હું તો બીતી રે. મન૦ ૫

પદ ૨

નટવર મોહન દાણી રે, નંદલાલ હઠીલો મોહન દાણી;
રોકત જમુનાનાં પાણી રે, નંદલાલ હઠીલો મોહન દાણી. ટેક.
આડો આવે છે જો દાણને ઓળે, મનમાં આવે તેમ બોલે રે. નં૦ ૧

વે'તા રોકે રોકે વૃંદાવનની રે વાટે, આવે છે મૈડાંને માટે રે. નં૦ ૨
દાડી ઉઠી મહી વેચવા જાઉં, ખુંચી એને જોરે ખાવું રે. નં ૩
કાયર કીધલાં નંદને છૈયે, કો' વ્રજમાં કેમ રૈયે રે. નં૦ ૪
બ્રહ્માનંદ કહે એની વાણી, કે'તી નથી હું તો જાણી રે. નં૦ ૫

પદ ૩

લુંટે છે લાલ તમારો રે, થયો લાડકવાયો લાલ તમારો;
માત જશોદા વારો રે, થયો લાડકવાયો લાલ તમારો. ટેક.
આવી કટાંણે ને વાછરૂ છોડે, ઘરનાં ઠામલડાં ફોડે રે. થ૦ ૧
જેરે દેખે તે જોરે લઇ જાવે, બાળકને રોવરાવે રે. થ૦ ૨
દુણી ઝડે સાંજે દુધની દોતાં, જાય છે નાશી જોતાં જોતાં રે. થ૦ ૩
ગોકુળ ગામ કહી કહી હાર્યું, મનમાં કરે એવું ધાર્યું રે. થ૦ ૪
બ્રહ્માનંદ કહે એની વાતો, કયા વિના સુખ નથી થાતું રે. થ૦ ૫

પદ ૪

લાડકડા નંદલાલા રે, વારી સાચું કહો નંદજીના રે લાલા;
પુછીયે તમને વા'લા રે, વારી સાચું કહો નંદજીના રે લાલા. ટેક.
નંદજશોદા ગૌર રૂપાળાં, કયાંથી થયા તમે કાળા રે. વા૦ ૧
આવીને કોઇક કઇ ગયું અમને, લીધા વેંચાતા તમને રે. વા૦ ૨
માત જશોમતી તમને રે માવા, રાખ્યા છે ગાયો ચરાવા રે. વા૦ ૩
માનો અમે તમને કહીએ સાચું, કન્યાની કોરનું કાચું રે. વા૦ ૪
કાના તમારૂં ઠોર ઠેકાણું, બ્રહ્માનંદ કહે હું જાણું રે. વા૦ ૫

પદ ૫

સુંદર શ્યામ છોગાળા રે, ઓરા આવોને સુંદર શ્યામ છોગાળા;
મીઠા બોલા મરમાળા રે, ઓરા આવોને સુંદર શ્યામ છોગાળા. ટેક.
ચુંપ કરી મેં તો સેજ સમારી, તમ કાજે ગિરિધારી રે. ઓ૦ ૧
તમ સંગ મનડું રહ્યું મારૂં મોહને, જીવું છું જીવન જોઇને રે. ઓ૦ ૨
પ્રાણથકી કરી રાખું હું પ્યારા, આંખડલીના તારા રે. ઓ૦ ૩

તમ વિના વાત અમે નહીં બીજી, રૂપે તમારે હું રીઝી રે. ઓ૦ ૪
બ્રહ્માનન્દ શ્યામ સુહાગી, લાલચંડી તારી લાગી રે. ઓ૦ ૫

પદ ૬

શ્યાને રહો છો તમે છેટે રે, અલબેલાજી શ્યાને રહો છો તમે છેટે;
મોહી છું રંગીલે રંટે રે, અલબેલાજી શ્યાને રહો છો તમે છેટે. ટેક.
લોકતણી મરજાદા મેં મેલી, બાંધી છે તમ સંગ બેલી રે. અ૦ ૧
દુરજનીયાં છોને જોઇને દુઃખાતાં, મેલું નહીં માથું જાતાં રે. અ૦ ૨
જગડેરી બીક દૈયે નવ આણ્યું. તમ સંગ મનડું લોભાણું રે. અ૦ ૩
મેણું તમારૂં મેં મસ્તક લીધું, સમજીને સમર્પણ કીધું રે. અ૦ ૪
રો'માં નાથ પલક એક ન્યારા, બ્રહ્માનંદના પ્યારા રે. અ૦ ૫

પદ ૭

મનગમતા વનમાળી રે, મુને વા'લા લાગો છો રસિયા વનમાળી;
આંખ તારી અણીઆળી રે, મુને વા'લા લાગો છે રસિયા વનમાળી. ટેક
ચાલ તારી મારા ચિત્તડાને ચોરે, મોહી છું હું ફુલડાને તોરે રે. મુ૦ ૧
નીરખીને રૂપ અલૌકીક તારૂં, બીજું તે સરવ વિસારૂં રે. મુ૦ ૨
ફુલના હાર અલૌકીક પહેરી, લટકાં કરો છો લેરી રે. મુ૦ ૩
મૂરતી તારી વા'લા છેલ ગુમાની, જોઇને થઇ મસ્તાની રે. મુ૦ ૪
બ્રહ્માનંદના નાથ રંગીલા, આવો ઓરા અલબીલા રે. મુ૦ ૫

પદ ૮

મોહન છેલ ગુમાની રે, નંદલાલ રંગીલા મોહન છેલ ગુમાની;
મૂર્તિ તારી મન માની રે, નંદલાલ રંગીલા મોહન છેલ ગુમાની. ટેક.
નિશ દીન મનડું ફરે તમ કેડે, મોહી છું મોળીડાને છેડે રે. નં૦ ૧
બાયે બાજુ કાજુ ફુલડાંની માળા, લાગો છો અધિક રૂપાળા રે. નં૦ ૨
મસ્તક નવલ કલંગી લટકે, જોઇને તેમાં ચિત્ત અટકે રે. નં૦ ૩
નટવર રૂપ અલૌકીક નીરખી, થાઉં છું દીવાની સરખી રે. નં૦ ૪
બ્રહ્માનંદના નાથ પધારો, જનમ સુધારો મારો રે. નં૦ ૫

રાગ ગરબી-પદ ૧

મજમાં એક સમે રે વ્રજરાજ કે, આડો લીધનો રે લોલ;
રોષે રાતાં થયાં છે રે નેણુ, ક્રોધ બહુ કીધલો રે લોલ. ૧
જશોદા હેતે બોલ્યાં રે વેણ, જાઉં તારે વારણે રે લોલ;
આવડી રીસ કરી રે નંદલાલ, કહોને શા કારણે રે લોલ. ૨
કાનુડા કહે તો તારે કાજ, શીવાડું ઝુલડી રે લોલ;
કાળુ રેશમ કેરી રે કોર, કોરાવું ફુલડી રે લોલ. ૩
નાડી હીરતણી રે નવ રંગ, વણાવું સુંથણી રે લોલ;
આપું હું રે ખાંતે જમવા ખીર, ઘૃત સાકર ઘણી રે લોલ. ૪
જશોદા માતા રે જાણુ પ્રવીણ કે, મનમાં આણીયું રે લોલ;
રીસાણો બ્રહ્મ મુનિનો રે નાથ કે, કારણ જાણીયું રે લોલ. ૫

પદ ૨

પરણ્યા કાજ કર્યો રે પરપંચ, મિષ લઇ રીસતું રે લોલ;
ભાળ્યું રે સુંદર પરમ અનુપ, ચરિત્ર જગદીશનું રે લોલ. ૧
જશોદા સમજ્યાં રે પરમ સિદ્ધાંત, લખણ લાલાતણું રે લોલ;
બોલ્યાં, જાણુ રે જગદાધાર, રસીક તારૂં રીસણું રે લોલ.. ૨
રસીયા રમો જમો રે સુખરૂપ, કરો રંગ રેલડી રે લોલ;
કાળુ કન્યા રે લાવું તુજ કાજ, અતિ અલબેલડી રે લોલ. ૩
વાલેજી કાંઈક ધરીયા રે કાન. મન શીતળ કર્યું રે લોલ;
માતાનું વેણ મનોહર રે ભાવ કે, અંતરમાં ધર્યું રે લોલ. ૪
સગપણ કરવાનું રે મન સાથ, હાવકું હેરીયું રે લોલ;
ત્યારે બ્રહ્મ મુનીને રે નાથ, હસીને સામું હેરીયું રે લોલ. ૫

પદ ૩

જશોદા સરવ કહ્યું રે વૃતાંત કે, આગે નન્દને રે લોલ;
ઘડીયાં લગન લીયો રે તત્કાળ કે, બાળમુકુંદને રે લોલ. ૧
થયો છે લાડકવાયો રે લાલ કે, પરણ્યા જેવડો રે લોલ;
જોઇને કન્યા કુળ આચાર, સગાઇ ત્રેવડો રે લોલ. ૨

હમણાં બાળ અવસ્થા રે માય, કન્યા કાજુ જડે રે લોલ;
પછી તો મોટા થઇ મહારાજ, કેવાયે નીવડે રે લોલ. ૩
માટે આગું બીજુ રે કાંઇ ડા'પણુ, આપણુ નવ ડોળીએ રે લોલ;
છોટી કાનકુંવરને રે કાજ કે, કુંવરી ખોળીએ રે લોલ. ૪
વાલો બ્રહ્મ મુનીનો રે નાથ, પરણવા લાગ્ય છે રે લોલ;
જે કોઇ એનો ગ્રહશે રે હાથ, તેનાં બડ ભાગ્ય છે રે લોલ. ૫

પદ ૪

જશોદા નંદ મળીને રે એકાંત, એમ વિચારીયું રે લોલ;
વ્રખુભાન ગૃહે રે વિવાહ, કર્યાનું ધારીયું રે લોલ; ૧
નામાજોકુ રે મુહુરત વરઅ, લગન જોવરાવીયું રે લોલ;
વર કન્યાને પૂરણ પ્રીત, સરવ શુભ આવીયું રે લોલ. ૨
વ્રખુભાણતણે રે દરબાર, જશોદાજી ગયાં રે લોલ;
દીધાં સુંદર બીડાં રે પાન, આસન આપીયા રે લોલ. ૩
બોલ્યાં રે કલાવંતી ને વ્રખુભાન, પધાર્યાં ભલે ભામિની રે લોલ;
કીધી રે તમે મેહેર અલૌકીક આજ, અમારા ઘરભણી રે લોલ. ૪
જશોદા સુંદર બોલ્યાં રે વેણુ, જોડી હાથને રે લોલ;
આપોને રાધા રે કુંવરી બ્રહ્મ,–મુનીના નાથને રે લોલ. ૫

પદ ૫

મનમાં રાજી થયા રે વ્રખુભાણુ, કલાવંતી કોપીયાં રે લોલ;
જશોદા સાથે કરવા વઢવેડ કે, નેત્ર રોપીયા રે લોલ. ૧
નંદની નારી એવી રે વાત સંકેલી મેલો હાટમાં રે લોલ;
મારી કુંવરી રે મોતીડાં ભાર, પડી નથી વાટમાં રે લોલ. ૨
તું તો મોટી તારે રે ઘેર, દેખાડે શું માનને રે લોલ;
રાધા ગોરી સુંદર રૂપ, ન દેઉં કાળા કાનને રે લોલ. ૩
મારી રે પુત્રી અતિ સકુમાર, કમળ કેરી પાંખડી રે લોલ.
તારો પુત્ર ભમે રે વનમાંય, પગે નહીં ચાંખડી રે લોલ. ૪

વાતો કરતામાં રે વેવાણ, બેઉ વાદે ચડયાં રે લોલ.
જાણી રે બ્રહ્મમુનીના વાલાને કાજ, જશોદાજી લડયાં રે લોલ. ૫

પદ ૬

જશોદા લોચન કીધાં રે લાલ, કલાવંતી ઉપરે રે લોલ;
રીસે રોમાંચિત થયાં રે ગાત્ર, અધર મુખ ફરફરે રે લોલ. ૧
એલી તારી છોડી ચાળા રે દાર, છાશ પીને ઉછરી રે લોલ;
કાળો તોય કાનો રાજકુમાર, ગોરી તોય ગુજરી રે લોલ. ૨
એવી કોણ ત્રણ ભુવનમાં નાર, જે એને નહી વરે રે લોલ;
વારૂ રાધા જેવી રે લાખ, કાનાની ઉપરે રે લોલ. ૩
કલાવંતી દારે થાય નહિ રે ચિત્ર, ચિત્ર થાય ભીંતમાં રે લોલ;
તમે શું જાણો આડાં રે લોક, રાજાઓની રીતમા રે લોલ. ૩
તારી કુંવરી જેવી રે કોડ, એને વાંસે ફરે રે લોલ;
રસીયો બ્રહ્મ મુનીનો રે નાથ, મનમાં નવ ધરે રે લોલ. ૫

પદ ૭

બોલા રોષ કરીને બળસોત, નારી ભખુભાણની રે લોલ;
વૃષ્ટી માંડી રે જશોમતી શીશ, વચન કેરાં બાણની રે લોલ. ૧
જો હોય લાડકવાયો રે લાલ, તો બાંધ ગળે ઘુઘરો રે લોલ;
એવા તારા પુત્રતણા રે આચાર, રહેશે ઉઘરો રે લોલ. ૨
કોને એવું પ્રીતે રે પુંખીને કોણ, નાક મરોડશે રે લોલ;
હશે જે નવરી લજ્જા રે હીન, તે ચોખા ચોડશે રે લોલ. ૩
જશોદા બોલ્યાં- ક્રોધ રે સોત, કરી તિરસ્કારને રે લોલ;
લજ્જા અકલતણો રે નહીં લેશ, ગુજરની નારને રે લોલ. ૪
કરી કરી બ્રહ્મ મુની કહે વીવવાદ, સઉ ક્રાપીયાં રે લોલ;
વીવાની પડતી મેલી રે વાત,' જશોદા ઘરે ગયાં રે લોલ. ૫

પદ ૮

વાલે મારે ધાર્યો અચળ સિદ્ધાંત, પોતે પરણ્યાતણો રે લોલ;
આપણું હાથે કરીએ રે આજ, વીવા આપણો રે લોલ. ૧ ·

માવે વૃન્દાવનની રે માંય, સ્વગાડી વાંસળી રે લોલ;
રાધા વેંધાણી ઝીણી રે તાન, આવીને એકાંતે મળી રે લોલ. ૨
અંગો અંગ નૌતમ બણી રે અનુપ, શોભા કાનની રે લોલ;
જોઈને રસીયાજીનું રે રૂપ, મગન થઈ માનની રે લોલ. ૩
વનમાં તે અવસર તતકાળ, બ્રહ્મા આવીયા રે લોલ;
ભાળ્યો વર કન્યાનો રે ભાવ, તરત પરણાવીયાં રે લોલ. ૪
કહાવંતી નંદ જશોદા ભણુભાણુ, કુટુંબ સર્વે રયું ધર્યું રે લોલ;
છાનું બ્રહ્મ મુનીને રે નાથ, કારજ પોતાનું કર્યું રે લોલ. ૫

---

## રાગ ગરબી. પદ ૧

જાવા દેને રે જાવા દેને, કા'ના આવ્યો બોલે છે આવી કેને રે. જાવા૦ ૧
અમે કંસતણાં મહીયારાં, તે માટે ન રહીયે રોક્યાં તારાં રે. જાવા૦ ૨
વારે દૂધ દહીંનું દાણ કેવું, જો જો થાશે એમાંથી જોયા જેવું રે. જાવા૦ ૩
તારે લુંટી લીધાનો પડયો હેવા, સારી પેઠે કરીશ તારી સેવા રે. જાવા૦ ૪
બ્રહ્માનંદ કહે ઘણા દી અમે સાંખ્યું, નથી બી'તી જોઈને તારી આંખ્યું રે. જાવા૦ ૫

## પદ ૨

દાણુ દેને રે દાણ દેને, તારો રાજા હોય તો લાવ તેને રે. દાણ૦ ૧
આ વાટે અમારૂં દાણ લાગે, જુની રીત હશે તે નહી ભાગે રે. દાણ૦ ૨
દહાડી ચોરી ચોરીને દાણ જાતી, આજ શીતળ કરીશ તારી છાતી રે. દાણ૦ ૩
હવે આજે દહાડે તે હાથ આવી, એલી ચોરી થઈ છે તારી ચાવી રે. દાણ૦ ૪
બ્રહ્માનન્દ કહે મહી દે જાને બુઢી, સીદ સુંદરી કઢાવીશ ગુડી રે. દાણ૦ ૫

## પદ ૩

તુંને જાણું રે તુંને જાણું, શાને કાજે કરે છે ધેંગાણું રે. તુંને૦ ૧
તું તો નન્દ મહરનો છોરો, ક્યારે રાજા થયાનો હીંશોરો રે. તુંને૦ ૨
આપણ વાસે રાજાને સર્વે રહીએ, તેમાં નાનું મોટું કેને કહીયે રે. તુંને૦ ૩
કેણે રાજગાદીનું ટીલું કીધું, તારે બાપે કે દાડે દાણ લીધું રે. તુંને૦ ૪
બ્રહ્માનન્દ કહે લક્ષણ તારાં આવાં, થાશે જશોદા નંદ જગ ચાવાં રે. તુંને૦ ૫

પદ ૪

મહીવાળી રે મહીવાળી, મુખે બોલે તું વેણુ સંભારી રે. મ० ૧
તારી બોલી જણાય છે બહુ તીખી, તું તો રીત રાજાઓની કેદી શીખી રે. મ० ૨
અમે ગોકુળ ગામના રાજા, તારા બાપ જેવા તે લોક ઝાઝા રે. મ० ૩
અમે આદ્ય જગતના ધણી, આવું હલકું બોલે છે તું શું જાણી રે. મ० ૪
બ્રહ્માનન્દ કહે તું થઇ મદમાતી, ત્યારે મુંઘી થાય છે મરકાતી રે. મ० ૫

પદ ૫

દૂર રૈયે રે દૂર રૈયે, એવી વાતે કુળ્ત કાના ચૈએ રે. દૂર० ૧
અમે રાજાપણું તમારું ભાળ્યું, ગાયો વાંસે ફરે છે બાય છે ગાળ્યુ રે. દૂર० ૨
કે દી બાપે તમારે લોક ધાર્યાં, આજ સુધી પરાયાં ઢોર ચાર્યાં રે. દૂર० ૩
હમણે થયું છે દુઝાણું ઘેર ભારી, તે જોઇને ફાટી છે આંખ તારી રે. દૂર० ૪
બ્રહ્માનન્દ કહે આમે તે ખોટી થાશો, ખુમ દાણુ સાટે તે ગાળ્યુ ખાશો રે. દૂર० ૫

પદ ૬

કળ્યાળી રે કળ્યાળી, કેવાં વેણુ લાવે છે ટાળી ટાળી રે. ક० ૧
વઢવેડ કર્યાની વાત લાવે, એવે વેણુ તે રીસ કેને નાવે રે. ક० ૨
અમે રાજા આહીરની તું છોડી, સામુ બોલે નાખીશ માટ ફોડી રે. ક० ૩
મસ્તાની થૈ છે છાશ પીને, ત્યારે દે છે તુંકારા નન્દજીને રે. ક० ૪
બ્રહ્માનન્દ કહે ધીરી રે સારું થાશે, તું સોતી મટુકી તારી જાશે રે. ક० ૫

પદ ૭

ખોટી થા માં રે ખોટી થા માં, કાના મગને ભરોંસે મરી ખા માં રે. ખોટી० ૧
મુને છાશ પીતાં તે કયારે ભાળી, તારે કે દી આવે સોનાની થાળી રે ખોટી० ૨
તારા ડારા થકી હું.નથી ડરતી, નથી જાત અમારી તુંથી નરતી રે. ખોટી० ૩
પર નારીને કેડે ન પડીયે, એમાંથી તો ચોવડે ચડીયે રે. ખોટી० ૪
બ્રહ્માનન્દ કહે ન કરીએ ઠાલી વાતુ, હોય રીત જુની તો કાઢ ખાતું રે. ખોટી० ૫

પદ ૮

હરી રીઝયા રે હરી રીઝયા, ભાળી ભાવ ગોપીનો પ્રેમે ભીંજયા રે. હ० ૧
હમી બોલ્યા સગુણી ગોપી સાથે, હેતે મટુકી ઉતારી લીધી હાથે રે. હ० ૨

જેને જગ્નનું હોમ્યું નવ ભાવે, તેને ગોપી પૂરણ મહી પાવે રે. ૯૦ ૩
પોતે પીધું બીજાને પાયું પ્રીતે, રાજી કીધી ગોપીને રૂડી રીતે રે. ૯૦ ૪
બ્રહ્માનન્દના વાલાની લીલા એવી, હરીજનને અમૃતરસ જેવી રે. ૯૦ ૫

## રાગ ગરબી. પદ ૧

સખી ગોકુળ ગામના ચોકમાં રે, ખાંતે માંડયો રસીલે ખેલ;
રમે રાસ રંગીલો રંગમાં રે. ટેક
ચહુ કોરે સખાની મંડળી રે, ઉભા વચમાં છેલો અલબેલ. રમે૦ ૧
સખી વાલોને જઈએ દેખવા રે, વાલે પેર્યા છે વસ્ત્ર શોભીત. રમે૦ ૨
તાળી પાડે રૂપાળી તાનમાં રે, મુખ ગાવે મનોહર ગીત. રમે૦ ૩
શોભા બણી સલુણા સ્યામની રે, ઉભી વ્રજની નારી જોવા કાજ. રમે૦ ૪
હસી હેરે છબીલો હેતમાં રે, બ્રહ્માનન્દનો વહાલો વ્રજરાજ. રમે૦ ૫

## પદ ૨

સખી નદ મહરને આંગણે રે, ગોપી આનંદ મંગળ ગાય;
છબી જોને સનેહી સ્યામની રે, ટેક.
મરમ.ળે અખાડો માંડીયો રે, કાજુ આસોપાલવની છાંય. છ૦ ૧
વહાલે પ્રીત કરીને પેરીયો રે, રૂડો સોનેરી સુરવાળ. છ૦ ૨
સખી ફરતાં લાગે છે ફુટડો રે, ઝીણી અંગરખીની ચાળ. છ૦ ૩
બહુમુલી મોળીડું બાંધીયું રે, કાજુ ઝળકે સોનેરી કોર. છ૦ ૪
રૂડાં લટકાં કરે છે હાથનાં રે, બ્રહ્માનન્દનો વહાલો ચિત્ત ચોર. છ૦ ૫

## પદ ૩

સખી જોને ગોવાળના સાથમાં રે, વહાલો ફરે અલૌકીક ફેર.
કહી શોભા ન જાય પ્યારા કાનની રે. ટેક.
છેલો ઠમકે માંડે પાવ હાવકા રે, વાજે ઘુઘરડીનો ઘેર. કહી૦ ૧
છાયું નવલ મોળીડું ફુલ છોગલે રે, રાજે નવલ કલંગી છબીદાર. કહી૦ ૨
રૂડો જામો પેર્યો છે જરકસી રે, શોભે અંગો અંગે શણગાર. કહી૦ ૩
રંગ ભીના કહાના કેરી રાસની રે, છબી જોવા આવ્યા સુરવૃંદ. કહી૦ ૪
સખી નવલ રંગીલી છબી ઉપરે રે, વારી જાય છે બ્રહ્માનંદ. કહી૦ ૫

પદ ૪

સખી આજ ગઇતી હું તો પાણીએ રે, ઉભો છોગાવાળો રંગ છેલ;
મુને વહાલો લાગે કુવર નંદનો રે. ટેક.
સખી જમુનાને આરે ઝીલતો રે, જોઇ ભરવી ભુલી જળહેલ. મુને૦ ૧
સખી મંત્ર ભણીને નાખી મોહની રે, થઇ થકીત ન ચાલે મારા પાવ. મુને૦ ૨
સખી શું રે જાણું મુને શું કર્યું રે, મરમાળે રંગીલે માવ. મુને૦ ૩
સખી એની અલૌકીક આંખડી રે, મારે ચોટી છે ચીતડા માંય. મુને૦ ૪
બ્રહ્માનંદના વહાલાની મૂર્તિ રે, ઘડી છેટે મેલી કેમ જાય. મુને૦ ૫

---

રાગ ગરબી–પદ ૧

સ્વામી પ્રગટ થયા તે કહું સાંભળો રે, સાધુ જનને અલૌકીક સ્વાદ;
ગુણ ગાયે પવિત્ર ધર્મવંશના રે. ટેક.
જેની માતા ભક્તી નામે મહાસતી રે, પિતા પાંડે હરી પરસાદ. ગુણ૦ ૧
ગુણવંત છપૈયા એક ગામ છે રે, પાસે અવધનગર મોટું ધામ. ગુણ૦ ૨
ચૈત્ર શુકલ નૌમીએ પ્રભુ જન્મીયા રે, હરિકૃષ્ણ ધર્યું છે શુભ નામ. ગુણ૦ ૩
બાલલીલા કરે છે બહુ ભાતની રે માતા પિતાને હરખ ન માય. ગુણ૦ ૪
વા'લો ચંદ્રકળાની પેરે વર્ધતા રે, નરનારી જોઇને સુખી થાય. ગુણ૦ ૫
આઠ વરસે પામ્યા તે ઉપવીતને રે, તજ્યું ભવન પામીને વૈરાગ. ગુણ૦ ૬
ગુણ ચરિત્ર મનોહર ગાવવા રે. મળ્યો બ્રહ્માનંદને લાગ. ગુણ૦ ૭

પદ ૨

ચાલ્યા ઉત્તર દિશમાં પોતે એકલા રે, વન પર્વત ઓળંઘ્યા દશ વીશ;
બલીહારી નવલ ઘનશ્યામની રે. ટેક.
મુક્તનાથ જઇને તપ કીધલું રે, સાધી જોગ કળા તે જગદીશ. બલી૦ ૧
ત્યાંથી તીરથ કરતા ચાલીયા રે, કરતા બહુ જનને ઉપદેશ. બલી૦ ૨
જગન્નાથ જાઇ દક્ષીણ પધારીયા રે, પછી આવ્યા તે પશ્ચીમ દેશ. બલી૦ ૩

ગેરી છાયા અન્બ ગિરનારની રે; ભેટયા રામાનંદ સુખકંદ. બલી૦ ૪
દેઇ દીક્ષા પોતાનું પદ સ્થાપીયું રે, ધર્યું નામ તે સહજાનન્દ બલી૦ ૫
કચ્છ ગુર્જર ધરાને પાવન કરી રે, આવી વસ્યા દુરગપુર આપ. બલી૦ ૬
બ્રહ્માનંદ કહે જગ ઉપરે રે, વધ્યો દીન દીન અધિક પરતાપ. બલી૦ ૭

પદ ૩

ત્યાંથી નિજ કુટુંબીને તેડાવીયાં રે, બે ભાઈ ભાઇનો પરીવાર;
વધી શોભા અધિક ધર્મ વંશની રે. ટેક.
મોટા ભાઇ તે રામપ્રતાપજી રે, છોટા ઇચ્છારામ ઉદાર. વધી૦ ૧
મોટા બંધુના અવધપ્રસાદજી રે, બંધુ છોટાના રઘુવીર. વધી૦ ૨
બેને આચારજ કર્યા સંતસંગના રે, જાણી ધર્મ ધુરંધર ધીર. વધી૦ ૩
ધર્મવંશી હોય તે રહે ધર્મમાં રે, પરત્રિયા સુતા માત સમાન. વધી૦ ૪
પરપુરૂષ બાઇને પિતા સરખો રે, હોય છોરા તો પુત્ર નિદાન. વધી૦ ૫
કરે પુરૂષ પ્રબોધ રૂડા પુરૂષને રે, કરે ત્રિયા ત્રિયાને ઉપદેશ. વધી૦ ૬
એવી રીતિ ઉદ્ધવ સંપ્રદાયની રે, કહે બ્રહ્માનંદ પાપ નહી લેશ. વધી૦ ૭

પદ ૪

સાવર્ણી ગોત્ર શાખા કૌથમી રે, સરવરીયા બ્રાહ્મણ વેદ સામ;
રૂડી ઉદ્ધવ મતની કહું રીતડી રે. ટેક.
તેનાં રૂડાં પ્રવર વળી ત્રણ છે રે, સર્વે ત્યાગી નમે નિષ્કામ. રૂડી૦ ૧
નાયે ધોયે પુજા લેઇ હાથમાં રે, પ્રેમે નમવું ગ્રહીને ગુરૂ પાય. રૂડી૦ ૨
ઉપદેશ દીયે તે ઉર ધારવો રે, જેથી જન્મમરણ દુઃખ જાય. રૂડી૦ ૩
માટી દારૂ ચોરી અવેરી મુકવા રે, એવા નિયમ ધરાવે સાક્ષાત. રૂડી૦ ૪
નહીં હિંસા વટલાવે વટલે નહી રે, નહી કરે પોતે પોતાની ઘાત. રૂડી૦ ૫
જેવો હોય અધિકારી તેવો જોઇને રે, પછી સંભળાવે મંત્રરાજ. રૂડી૦ ૬
કહે બ્રહ્માનંદ એ મત અનુસરે રે, તેનાં સરે અલૌકીક કાજ. રૂડી૦ ૭

## રાગ ગરબી–પદ ૧

આજ મેં તો દીઠા વા'લાને વાટ વે'તાં;
નેણાં રોકયાં નથી રે'તાં રે બેની. આજ૦ ટેક.
પાઘડી બાંધી છે ત્રૈલોકયથી ન્યારી;
ધીરજ રે'તી નથી મારી રે બેની. આજ૦ ૧
ચોળ રંગીલો રૂડો મોળીડાંનો છેડો;
ભુલી ભાળીને જળ બેડો રે બેની આજ૦ ૨
તુણાં ભર્યાં છે એને ફુલડાંને તોરે;
મનને તાણે છે જોરે જોરે રે બેની, આજ૦ ૩
બ્રહ્માનંદનો વા'લો કુંજનો વિલાસી;
હૈડે વસી છે એની હાસી રે બેની. આજ૦ ૪

પદ ૨

આજ વા'લો ઉભા છે જમુનાને આરે;
મૂર્તિ વસી છે મન મારે રે હેલી. આજ૦ ટેક.
કેશરની આડ રૂડી નસવટ૦ કીધી;
આંખ્યું વેચાતી કરી લીધી રે હેલી. આજ૦
વાંકડી ભ્રુકુટી મુંને લાગે અતી વા'લી;
સર્વે મેલીને જાય ચાલી રે હેલી. આજ૦ ૨
લોચન રંગીલા તીખાં બાણ જેમ લાગાં;
ઉંડાં ગરી ગયાં આઘાં રે હેલી. આજ૦ ૩
બ્રહ્માનંદનો વા'લો કુંજનો વિહારી;
છબીપર જાઉં બલિહારી રે હેલી. આજ૦ ૪

પદ ૩

આજ મુંને સામો મળ્યો છે અલબેલો;
છોગાવાળો રંગ છેલો રે અલી. આજ૦ ટેક.
મુંધા મુલી રે પેહેરી મોતીડાંની માળા;
ભાલ કપોળ કેસરાળા રે આલી. આજ૦ ૧

ગજરા પેર્યા છે ગેરા રંગના ગુલાબી;
શોભા ત્રિલોક કેરી હાબી રે આલી. આજ૦ ૨
બાજુ કાજુ રે લીધા ફુલડાંના બાંધી;
ભમર ભમે છે તાર સાંધી રે આલી આજ૦ ૩
બ્રહ્માનંદનો વા'લો રંગડાનો ભરીયો;
લઇને હૈયામાંઇ ધરીયો રે આલી, આજ૦ ૪

પદ ૪

આજ મારે નંદનો નંદન ઘેર આવ્યા;
મુંઘે મુંઘે મોતીડે વધાવ્યા રે સૈયો. આજ૦ ટેક.
હસીને બોલાવી મુને હેતમાંઇ હેરી;
રેંટા બાંધેલ સોનેરી રે સૈયો. આજ૦ ૧
સોનેરી કોરનું નાખેલ ખંભે સેલું;
રસીયે કીધેલ રંગ રેલું રે સૈયો. આજ૦ ૨
ફુલડાંના મેલ્યા માથે છોગલાં રે ફરતાં;
મુને નથી વિસરતાં રે સૈયો. આજ૦ ૩
બ્રહ્માનંદના વાલા'થી પ્રીતડી બંધાણી;
મેણું લીધું મેં માથે તાણી રે સૈયો. આજ૦ ૪

પદ ૫

જોર નવ કરીયે હો વ્રજવાસી;
મેલને મટુકી અવિનાશી રે વા'લા. જોર૦ ટેક.
જઇને કેશું રે અમે નંદજીને આગે;
જોને કાનો માટ ભાંગે રે વા'લા. જોર૦ ૧
આવી રોકો છો સીદ જમુનાનો આરો;
શ્યો છે વાંક અમારો રે વા'લા, જોર૦ ૨
ડરતા નથી ને સીદ કેડે કેડે ડોલો;
મુખથી વિચારીને બોલો રે વા'લા. જોર૦ ૩

બ્રહ્માનંદના વા'લા તમને હું વારું;
થોડું કલામાં ઘણું સારૂં રે વાલા. જોરે૦ ૪

પદ ૬

કોને કહવે શું છે તમારે કામ કા'ના;
સમઝી વિચારી શે'ને છાના રે પ્યારા. કોને૦ ટેક.
નવરા ડોલો છો વાલા કામ નહી તમારે,
મેંડુ વલોવું ઘેર મારે રે પ્યારા. કોને૦ ૧
હમણાં થયા છો તમે કારમા કંઇ દાણી;
વાતો અમે નવ જાણી રે પ્યારા. કોને૦ ૨
તમે રાજા તમારી રીતમાં રે રૈયે;
છાસનું તે દાણ શું દૈયે રે પ્યારા. કોને૦ ૩
વા'લા બ્રહ્માનંદના મનમાં વિચારો;
મારગ સૌને સૈયારો રે પ્યારા. કોને૦ ૪

પદ ૭

અળવ ન કરીયે રે અળવીલા;
રસીયા છેલ રંગીલા રે કાના. અ૦ ટેક.
વાટે ચાલંતાં વઢવેડ નવ કરીયે;
લોકલજ્જા ઉર ધરીયે રે કાના. અ૦ ૧
હમણાં તમારે એક ગાવડી વીયાણી;
ત્યારે બોલો છો વેણુ તાણી રે કાના. અ૦ ૨
કહું છું સાચું રે તેમાં વાત નહીં કુડી;
બાંધી મુઠી તે રૂડી રે કાના. અ૦ ૩
બ્રહ્માનંદ કહે લેજો મનમાં વિચારી;
થોડી હાંસી તેમ પ્યારી રે કાના. અ૦ ૪

પદ ૮

ઘેલા નવ થાયે રે ગિરિધરી;
મેલને મટુકી મારી રે છેલા. ઘેલા૦ ટેક.

હળવે બોલું છું મુખ વાત મીઠી મીઠી;
રીસ ચડી નથી ડીઠી રે છેલા; ઘેલા૦ ૧
આરે મારગ અમે દાડી દાડી જાયે;
દાણુ દીધાના સમ ખાયે રે છેલા. ઘેલા૦ ૨
હમણાં સુધી રે તમે ગાવડી રે ચારી;
નથી થયા ઘરબારી રે છેલા. ઘેલા૦ ૩
બ્રહ્માનન્દના વાલા જોર નવ કીજે;
પાયે તેવું મહી પીજે રે છેલા. ઘેલા૦ ૪

---

રાગ ગરબી. પદ ૧

ૐ એવા શબ્દતણી આદી રે, કે ન જાણે સ્વાંગી ને વાદી રે. ૧
અગમ અગોચર જે રે છે રે, કે જેને વેદ નેતિ કરી કહે છે રે. ૨
જે હરી કાંચે નહી કેવા રે, કે ડોલે થઇને બાળક જેવા રે. ૩
જેને નિત્ય શેષાદીક ગાવે રે, કે તે નંદઘેર ગાયો ચરાવે રે. ૪
કાળના કાળ જગન કરતા રે, કે રહે તે કંસ થકી ડરતા રે ૫
બ્રહ્માનન્દ અકળ ચરિત્ર એવું રે, કે સુરત દઈ સાંભળવા જેવું રે. ૬

પદ ૨

નટવર ચાલવા શીખે રે, કે ગુદણભરે ભૂમિપર રીખે રે. ૧
નન્દ ઘર થઇ બાળક નાના રે, કે છપે જઇ કોઠી તળે છાના રે. ૨
જોઇએ જો કાંઇ રમવા જેવું રે, કે રોઇ જગડીને તે લેવું રે. ૩
છપે જાઇ ઘર થંભા ગોળે રે, કે જશોમતી થઇ વ્યાકુળ ખોળે રે. ૪
કયારે કણુ ચાંદલીયો માગે રે, કે મળે નહી તો ગોળી ભાંગે રે, ૫
કરે નિત્ય જમવાનો કજીઓ રે, કે બ્રહ્માનન્દને મનડે રજીયો રે. ૬

પદ ૩

મનોહર પાયે ઝાંઝર પેરી રે, કે ગુંજારવ થાયે ચાલનાં ગેરી રે. ૧
સુણી ધુની અતિ આનન્દ હોવે રે, કે જીવન ફરી ફરીને જોવે રે. ૨
જાયે કેદી ઘર, રમવા બીજે રે, કે કોઇ ગાલે તો અતિ ખીજે રે. ૩

ઠેંચણુભરે પગ બે ધસતા રે, કે હેડી જાય કોઇ કેડે હસતા રે. ૪
જોયે પાછું આઘેરા જાઇ રે, કે ભાગે પાછા બે ભાઇ રે. ૫
બ્રહ્માનંદનો સ્વામી છેલો રે, કે થાય છે જાણીને ઘેલો રે. ૬

પદ ૪

શીખામણ આપે મેતારી રે, કે બાગડ બેઠી છે બારી રે. ૧
જે કોઇ ઘર મેલી જાય છે રે, કે તેના કાન બેઉ ખાય છે રે. ૨
માટે તમને કહું પ્યારા રે, કે ન જાજો ઘર મેલી બારા રે. ૩
પોતાને ઘરબેઠા રમીયે રે, કે ઝાઝું મહી માંખણ જમીયે રે. ૪
માંખણ મહી ખાઇ મોટા થઇએ રે. કે મોટા થઇ ગાયોમાં જઇએ રે. ૫
બ્રહ્માનન્દ કહે બહુ દીન રીખ્યા રે, કે હવે તો પગે ચાલતા શીખ્યા રે. ૬

પદ ૫

ઝંખના લાગી છે મનમાં રે, કે રમવા જાવાની વનમાં રે. ૧
બહુ જાણે રમવાની બાજી રે, કે રહે નિત્ય કૌતકમાં રાજી રે. ૨
ચડી ચડી લાકડીને ઘોડે રે, કે ગોપીજન દેખતાં દોડે રે. ૩
કેવું એક બેલ તણી પેરે રે, કે વઢે બે અરસપરસ વેરે રે. ૪
કે બોલી પંખીની બોલે રે, કે ડોલરીયો થઇને ડોલે રે. ૫
રહે નિત્ય અલબેલો રમતો રે, કે બ્રહ્માનન્દને મનડે ગમતો રે. ૬

પદ ૬

કેદી કણ વનમાંઇ જાવે રે, કે પકડી માંકડલાં લાવે રે. ૧
કેદી કણ સાવજ જયું ધરકે રે, કે મનોહર ધરકીને મરકે રે. ૨
કેદી કણ વાંસલડી વાયે રે, કે ગેરે સ્વરે ઉભો ગાયે રે. ૩
કેદી કણ વૃક્ષતણી ડાળે રે, કે લુબે અતિ સલબી ભાળે રે. ૪
કેદી કણ મોર કળા માંડે રે, કે ભડે તો ગાળો પણ ભાંડે રે. ૫
બ્રહ્માનન્દનો સ્વામી જેલી રે, કે કીધી વ્રજનારી ઘેલી રે. ૬

પદ ૭

કેદી કણ ગોપીને ઘર જાઇને રે, કે નાચે દઇ તાળી માઇને રે. ૧
કહે તે કામ સરવ કરવું રે, કે કરીને મન એવું હરવું રે

કેદી કણ જશોમતીને આગે રે, કે જાઇને મહીં માખણ માગે રે. ૩
દેતાં જો વાર ક્ષણ હોઇ રે, કે તો રોષ કરીને અતિ રોવે રે. ૪
કેદી કણ વનમાંઇ જાઇને રે, કે બેસે પંડ રાજા થાઇને રે. ૫
બ્રહ્માનંદનો સ્વામી બેસે રે, કે નિરખી ઉર કંપણ મેસે રે. ૬

પદ ૮

છબીલો ગ્વાલીડા સંગે રે, કે રંગભીનો ખેલે રંગે રે. ૧
મનોહર બાળતણી લીલા રે, કે કરે વહાલો ગોકુળમાં ક્રીડા રે. ૨
સરખા ગ્વાલીડા સાથે રે, કે મોરાંના પીછ ધર્યાં માથે રે. ૩
ગોપી ગઈ પાણીડું ભરવા રે, કે કીધું મન ચોરી કરવા રે. ૪
ભેળા થયા મંડળી વાળી રે, કે કે ચાલ્યા ઘર રેઢું ભાળી રે. ૫
બ્રહ્માનન્દ હરિ તસ્કરીયા રે, કે ગોપીના ઘરમાંઇ ગરીયા રે. ૬

---

## રાગ ગરબી. પદ ૧

જશોદા કહીને સમજાવો, લાલ તમારો છે;
અમ સાથે બાંધ્યો દાવો, લાલ તમારો છે. ૧
કેમ કીધો લાડકવાયો. લાલ૦ અમારે મહોલે આવ્યો. લાલ૦ ૨
એ માટે ઝાલી આવ્યાં. લાલ૦ એણે ઊરે ચાક ચડાવ્યાં. લાલ૦ ૩
શું કહીએ ઝાઝું માંડી. લાલ૦ રોળે છે દાડી દાડી. લાલ૦ ૪
. . . કરવા શીખ્યો ચોરી. લાલ૦ ઝાલ્યો છે જોરા જોરી. લાલ૦ ૫
બ્રહ્માનંદ કહે સમ ખાઇને. લાલ૦ તમે જાયો તો શું ખાઇને. લાલ૦ ૬

પદ ૨

રેઢાં જોઇને ઘર ફાડે, ધુમ મચાવે છે;
વળી બાળકને રોવાડે, ધુમ મચાવે છે. ૧
કાંઇ ઝાઝું નથી કે'વાતું. ધુ૦ કીધા વિના નથી રે'વાતું. ધુ૦ ૨
દુધ દેવા દુણાં લઇને ધુ૦ જાય છે ગાળ્યુ દઇને. ધુ૦ ૩
તમ સારૂં સાખી રૈયે. ધુ૦ નહિ તો રાજાને કહીયે. ધુ૦ ૪

લઇ માકડલાંની ટોળી. ધ્રુ૦ નાખે છે ફોડી ઢોળી. ધ્રુ૦ ૫
બ્રહ્માનંદ કહે રાખો વારી. ધ્રુ૦ એમાં જાશે લાજ તમારી. ધ્રુ૦ ૬

પદ ૩

રૂડો તો લાભ તમારે, લાડ ચડાવ્યો છે;
એમાં શું નફો અમારે, લાડ ચડાવ્યો છે. ૧
જો હોય સુધો વાલો લા૦ તે જે માગે તે આલો. લા૦ ૨
પણ અમ પાસે શું માગે. લા૦ નિત્ય દુણાં દહિનાં ભાગે. લા૦ ૩
તું જાણીશ માં જે તારો. લા૦ એ તો છે પુત્ર પિયારો. લા૦ ૪
એ કાગ કોયલને પેરે. લા૦ એમ આવ્યો છે તારે ઘેરે. લા૦ ૫
બ્રહ્માનંદ કહે એને વારો. લા૦ ઘર ખોશે સાંજ સવારો. લા૦ ૬

પદ ૪

શું કહું તમારે આગે, એનાં કામડલાં;
મુને કહેતાં લજ્જા લાગે, એનાં કામડલાં. ૧
ગઇ બેની હું એક દીનમાં. એ૦ કાંઇ કામે વૃંદાવનમાં. એ૦ ૨
મુજને એકલડી ભાળી. એ૦ આવ્યો ત્યાં પલવટ વાળી. એ૦ ૩
વારંતા આવી વળગ્યો. એ૦ કીધો નવ થાયે અળગો. એ૦ ૪
એને મનને ગમતે મેલી. એ૦ શું કહીયે કાઝું હેલી. એ૦ ૫
બ્રહ્માનંદ કહે આ છોકરડો. એ૦ દોગાયે હાલે ઠરડો. એ૦ ૬

પદ ૫

એક બીજી ગોપી બોલી, સાંભળ નંદરાણી;
હું કહું છું અંતર ખોલી, સાંભળ નંદરાણી. ૧
એ દીસામાં છે છોટો. સાં૦ માંહી તો સુધો છે મોટો. સાં૦ ૨
મારું કહ્યું જો માનો. સાં૦ વતલું તમને એક વાનો. સાં૦ ૩
લાડકડી કન્યા લાવો. સાં૦ એને પ્રીતેસું પરણાવો. સાં૦ ૪
એમ કીધે લજ્જા રે'શે. સાં૦ નહીં તો એ લંછન દેશે. સાં૦ ૫
કહે બ્રહ્માનંદ કર જોડી. સાં૦ ક્યાંઇક જુવો કુંવારી છોડી સાં૦ ૬

પદ ૬

એક ત્રીજી બોલી ત્યારે, એને જાણું છું;
એને લવ કાની છે બારે, એને જાણું છું. ૧
પરણાવી ખોટી થાશો. એ૦ વેવાઇની ગાળ્યુ ખાશો. એ૦ ૨
એને નહીં ગોઠે જેવી તેવી. એ૦ એને જોઇએ એ જેવી. એ૦ ૩
પરણી ઉસી વા ખાશે. એ૦ ઘેર બીજાને એ જાશે. એ૦ ૪
એના મનનું ગમતું કરશે. એ૦ કહેશે તો પાણી ભરશે. એ૦ ૫
જોઇ નીચું લજ્જા પામી. એ૦ ઉમા બ્રહ્માનંદનો સ્વામી. એ૦ ૬

પદ ૭

દિબકતા બોલ્યા બળાયો, ગ્વાલણી જુઠી છે;
એણે મુજને નીરગળ કળીયો, ગ્વાલણી જુઠી છે.
હું ચોરીમાં શું જાણું. ગ્વા૦ હા મેં કીધું ધીંગાણું. ગ્વા૦ ૨
હું નાનો ને એ મોટી. ગ્વા૦ એક મારી મુજને સોટી. ગ્વા૦ ૩
મુને આઝી ગાળી દીધી. ગ્વા૦ મારી મોરલી ખુંચી લીધી. ગ્વા૦ ૪
મા એ સાચું નવ બોલે. ગ્વા૦ મસ્તાની થઇને ડોલે. ગ્વા૦ ૫
બ્રહ્માનંદ કહે એમની વાણી. ગ્વા૦ ઘર જાવાની નીશાણી. ગ્વા૦ ૬

પદ ૮

હશી જશોમતી લીધા ઓરા, કુંવર કાનાને;
કેડે પેરાવ્યો કંદોરો, કુંવર કાનાને. ૧
ગોપી જોઇને મુસકાની. કું૦ વળી આવજો એવું જાણી. કું૦ ૨
પછી મોરલી દીધી પાછી. કું૦ કાંઇ વાત ન રાખી કાચી. કું૦ ૩
એમ ખેલ કરે છે દાડી. કું૦ નિત્ય લુણ ઉતારે માડી. કું૦ ૪
છે એવાં ચરીત્ર અપારે. કું૦ શેષાદીક અંતર ધારે. કું૦ ૫
જોઇ બ્રહ્માનંદનો સ્વામી. કું૦ ગોપી અતિ આનંદ પામી. કું૦ ૬

રાગ ગરબી-પદ ૧

હો અળવીલા અળવ ન કીજે, કોઇનું મહીડું ઝુંટી નવ લીજે. હો૦ ટેક.
અમે ચાલ્યાં જઇએ છએ વાટે, આડો ઉભો છે જમનાને ઘાટે;
આવી આગ્ર માં મહીને માટે. હો૦ ૧
હું છું કંસ તણી મહીયારી, મારે વાંસે છે બળ ભારી;
મુખ ખોલજે વેણુ વીચારી હો૦ ૨
તારાં રોક્યાં અમે નવ રહીયે, જેમ હોય તેમ મુખ પર કહીયે;
દાણુ જોરાઇએ નવ દઇએ. હો૦ ૩
કેમ નિર્લજ્જ સરખું બોલે, તેને કેજે હોય તુજ તોલે;
મુજ કેડે તું શાને ડોલે. હો૦ ૪
તારૂં નામ જાણું છું જે કાનો, છે સૌને ચાવો નથી છાનો;
બ્રહ્માનંદના વાલા કહું માનો. હો૦ ૫

પદ ૨

હો કાનુડા મેલને કેડો, શું સમજીને ઝાલે છે છેડો. હો૦ ટેક.
વુઠી જાય છે સૈયરની ટોળી, મારે માથે છે મહીની ગોળી:
નહિ આપું હું નાખીશ ઢોળી. હો૦ ૧
બોલે વઢવા જેવી તું વાણી, આડો આવે છે થઇને તું દાણી.
આવી આઝે છે અમને શું જાણી. હો૦ ૨
થઇને નંદતણો તું છોરો, માથે ઘાલી ફુલકિરો તોરો;
તેનો અમને શું જણાવે છે જોરો. હો૦ ૩
તું તો આવો નોતો આજ પેલો, હમણાં સુધો થયો છો તું છેલો;
મહી દેખીને માં થા તુ ઘેલો. હો૦ ૪
લે માં વનમાં તું નામ અમારૂં, થાશે ચાવું તે સાંજ સવારૂં;
બ્રહ્માનંદ કહે તુજને હું વારૂં. હો૦ ૫

પદ ૩

હો ધુતારા તુજને હું જાણું, શાને કાજે કરે છે ધીંગાણું. હો૦ ટેક.
તારી મોરલીમાં જાદુ છે ભારી, સુણી વશ થઇ વ્રજનારી;
તારી આંખ્યુ છે કામણગારી. હો૦ ૧

અમે લેતાં નથી તારૂં નામ, જવા દેને ખોટી થઇએ કામ;
માથે મહીનું ફુટશે ઠામ. હો૦ ૨
અમે જાણી નથી કોઈ કે'તાં, લોકલાજથી બી'તાં રેતાં;
હવે આજુ થયું છે સે'તાં. હો૦ ૩
એવી વાત ન કરીયે ઘેલી, કરશું રાવ નંદજીની ડેલી;
આવો પુત્ર કર્યો કેમ ફેલી. હો૦ ૪
આવી બાઝ માં મહીને માટે, જડશે ઝઝી ગાળ્યુ મહી સાટે;
બ્રહ્માનંદ કહે વુદ્દો જાને વાટે. હો૦ ૫

પદ ૪

હો દીવાના બોલ માં ઘેલું, મહી મારૂં લેવું નથી સે'લું. હો૦ ટેક.
આ વાટે દાડી અમે ચાલું, કેદી દાણ તુંને અમે આલ્યું;
આવ્યે તુન ન્યાડે છે હાલું. હો૦ ૧
જેમ હોય તેમ કહીયે સીધું, કેદી દાણ મો'રે અમે દીધું;
પુછ બાપ તારે કેદી લીધું. હો૦ ૨
આડો આવે છે દોડી દોડી, શાને બાંધ્ય મારી તે મગોડી;
એ વાત ઘણી નહીં થોડી. હો૦ ૩
મુખ બોલજે વેણુ સંભાળી, નહીં સાંખું તારી હવે ગાળી;
કાંઇ નથી એવી ભોળીયાળી. હો૦ ૪
બ્રહ્માનન્દ કહે બોને છે વેરે, આડો આવી રાજાની પેરે;
ગાયો ચારી વુદ્દા જાને ઘેરે. હો૦ ૫

પદ ૫

હો રંગીબીના છેલ છબીલા, રસીયા વર કાન રંગીલા. હો૦ ટેક.
તુજ કાજે સહ્યાં અમે મેંણાં, વાલા લાગે વાલા તારાં વેણાં;
મારાં નીરખીને હરખે છે નેણાં. હો૦ ૧
તારી વંશી તે વનમાં વાગી, સુણી ઓચીંતાં હું જાગી;
મારી લાલચ તુજથી લાગી હો૦ ૨

ગે તો લોકલાજ સરવે ખોઇ, મારૂં મનડું રહ્યું છે મોઇ;
હું તો જીવું છું તુજને જોઇ. હો૦ ૩
ગુલતાન થઇ કંદોરે, તારૂં છોગલીયું ચિત્ત ચોરે;
હું તો રીઝી છું કુલડાને તોરે. હો૦ ૪
કાંઇ કામણ મુજને તેં કીધું, તેં તો લટકાં કરીને મન લીધું;
બ્રહ્માનંદનું કારજ સીધ્યું. હો૦ ૫

પદ ૬

હો મનમોહન તુજપર વારી, તારી રીત અલૌકીક ન્યારી. હો૦ ટેક.
તારી મોરલડી મરમાળી, રંગરેલ અતિ રૂપાળી;
મારા મનગમતા વનમાળી. હો૦ ૧
તુંને જોઇને અતિ સુખ થાય, વણુ દીઠે તે ક્ષણુ ન રહેવાય;
તારૂં મુખ મેલ્યું નવ જાય. હો૦ ૨
રંગ ચોળ કસુંબી વાધે, તું રહેજે આંખડીયોને આગે;
તારાં લટકાં તે પ્યારાં લાગે. હો૦ ૩
તારી વંશીમાં વેંધાણી, વાલી લાગે છે મુખડાંની વણી;
તારી લાલચમાં હું લોભાણી. હો૦ ૪
ખાંતે નિઃશંક થઇ હવે ખેલું, તુંજ સાથે બધાણું છે બેલું;
બ્રહ્માનંદ કહે પલક નવ મેલું. હો૦ ૫

પદ ૭

હો મનમાન્યા લાલ ગુમાની, તારાં દરશન વિના હું દીવાની. હો૦ ટેક.
તારી છબી અલૌકીક સારી, મુને જોઇને લાગે છે પ્યારી;
તારી બનકની બલિહારી. હો૦ ૧
મારા દીલડાના દીવાન, તમે પ્રીતમ જીવન પ્રાણ;
સુખસાગર શ્યામ સુજાણ. હો૦ ૨
ઓરા આવો આલીંગન દીજે, પ્યારા પ્રેમ અધર રસ પીજે;
મારૂં મનડું ન માને બીજે. હો૦ ૩

ગળે પેરી ફુલા કેરી માળા, તેણે લાગો છો રૂપાળા;
મારા મનમોહન મરમાળા. હો૰ ૪
અતી આપો છો આનન્દ, મારા ગુણવંતા ગોવીંદ;
બલિહારી બ્રહ્માનન્દ. હો૰ ૫

પદ ૮

હો છોગાળા શ્યામ સોહાગી, મારી લગની તે તુજથી લાગી. હો૰ ટેક.
શોભે ફુલડાંના શણગાર, નીરખી મગન થઇ વ્રજનાર;
વારી કોડીલા નન્દકુમાર. હો૰ ૧
કાના રૂપ અલૌકિક તારૂં, જોઇ મનડું લોભાણું છે મરૂં;
લેઇ સરવસ તુજપર વારૂં. હો૰ ૨
તારી નૌતમ સુંદર ચાલ, મુંને વાધે છે જોઇને વહાલ;
મારા લટકાળા નન્દલાલ. હો૰ ૩
આવો પ્રેમ અધર રસ પાવા, મારાં ચિતડાંને લલચાવા;
તારી મૂરતિ મનોહર માંવા. હો૰ ૪
મારા પ્રીતમ સેજ પધારો, વાલા જોઇ જોઇ વહાલ વધારો;
બ્રહ્માનંદનો જન્મ સુધારો. હો૰ ૫

---

રાગ કેરબા. પદ ૧

પનિયાં ભરનદો પ્યારે, પનિયાં ભરનદો પ્યારે. ટેક,
મગ વિચ આય ખડે મનમોહન, કહા મનમાંહી વિચારે;
ક્યું તુમ એસી અટક કરેત હો, નહી કછુ રાજ તુમારે. પ૰ ૧
નિત નિત આયકે છેડ કરત હો, યા જમુંનાકે આરે;
નંદબાવાકો કરજ માગનો, નહી કુછ પાસ હમારે. પ૰ ૨
હમ જાનત તુંમ જેસે જગમેંહી, કોઉ ન આન ઠગારે;
જેસે બાહર શ્યામ દેખાત હો, તેસે અંતર કારે. પ૰ ૩
એ કૃત તુમરો રહે ન છાંનો, માનો નંદદુલારે;
બ્રહ્માનંદ કહે જશોમતિકું, સબ કહેગે વિસ્તારે. પ૰ ૪

પદ ૨

કાન કેરી ગગરીયાં મેરી, કાન કેરી ગગરીયા મેરી. ટેક.
જશોમતિકું મિલ કહત ગ્વાલની, સુંન મૈયા ચિત્ત દેરી.
ગેલ પર્યો અબ લાલ તિહારો, સબ કેઉ બાત વસેરી. કા૦ ૧
ઘરમેં આયકે બોલત ગારી, રોકત ટોકત સેરી;
વનમેં જાઉં તો છોરા લેકે, આય લેતહે ઘેરી. કા૦ ૨
જમુનાં નીર ભરન નહિ દેવે, કરત હે રાર ઘનેરી;
યાકે ડર ગોકુળ તજી જઇહું, સુંન મૈયા સું તેરી કા૦ ૩
વાતનસેં કરી રાર બુઝાઇ, ગોપી ગીરધર કેરી;
બ્રહ્માનંદ કહે નંદ રાની, હરી મુખ દેખી હસેરી. કા૦ ૪

પદ ૩

હરી નાહક જોર ન કીજે; હરી નાહક જોર ન કીજે. ટેક.
બહુત અબેર ભઇ મનમોહન, સાસુ નણંદ મોરી ખીજે;
જોર જોરાઇએં દાન મહીકો, લેનો હોય સો લીજે. હ૦ ૧
કબકે દાંની ભયે તુમ પ્યારે, નઇ રીત ન કરીજે;
પૈસો ટકો ન પાસ હમારે, પાવે સો મહી પીજે. હ૦ ૨
નઇ રાજા તુમ કોઉ દેશકે, સમજ વિચાર કહીજે;
દાન છોડકે નંદ મહરકી, ગૌ વનકું ચારીજે. હ૦ ૩
હમ તમારી પરવાહ ન રાખે, નૃપકે વાસ વસી જે;
બ્રહ્માનંદ કહે રહો છાને, દાન નહીં હમ દીજે. હ૦ ૪

પદ ૪

હરીકું રાધે નાચ નચાવે, હરીકું રાધે નાચ નચાવે. ટેક.
પાહુનમેં નેપુર કરી દીને, કર ચુરી ઠહરાવે;
મિલકે જુથ સબે વ્રજનારી, લાલકું પ્યારી બનાવે. હ૦ ૧
કછનિ કંબરીયાં દુર બહાયકે, લે લેઘા પહિરાવે;
પાઘ ઉતાર ઓઢાઇ ચુંનરીયાં, નેનન કાજર લગાવે. હ૦ ૨

માંગ સમારે ભાલ દે બેદી, કર અડા તાલ શીખાવે;
રાધે રાધે કાન કાન કહી, નયવન નાન મિલાવે. હ૦ ૩
રૂપ બનાય લગાયકે ઘુંઘટ, જશોમતિપેં લે આવે;
બ્રહ્માનંદ કહે તેરે સુતકું, એહિ કુંવરી પરતાવે. હ૦ ૪

રાગ પરજ. પદ ૧

અમે કહો વ્રજમાં કેમ રૈયે, મૈયાં રે તારો લાલ અટાગે. ટેક.
રાત દિવસ મારી કેડ પડ્યો છે, અમે કેટલુંક આવીને કૈયે. મૈયાં૦ ૧
ચોરી કરે મારા ઘરમાં છાનો, તો દાડીનું દુઃખ કેમ સૈહીએં. મૈયા૦ ૨
જેલ કરે જમુનાજીને આરે, તો આવી બાઝે મારે મૈયે. મૈયા૦ ૩
બ્રહ્માનંદ કહે ગોકુળ મેલી, કાં'તો મથુરામાં જૈયે. મૈયાં૦ ૪

પદ ૨

મારી આળ કરે શીદ આવી, એને રે તમે વારો જશોદા. ટેક.
પાણીડું ભરતાં પાછળ આવે, છાની વાત નહિ છાની. એને૦ ૧
મારગ જાતાં મહીડું લુંટે, છોરાને સાથે બોલાવી. એને૦ ૨
તમારી આગે સાચો થાવા, વાતુ કરે છે બનાવી. એને૦ ૩
બ્રહ્માનંદતણે એ વાલે, અમને તે હાર મનાવી. એને૦ ૪

પદ ૩

જોઇ મૂરતિ મનોહર તારી, માવા રે મારાં નેણાં લોભાણાં ટેક.
પાઘડલી ઉપર શોભે છે, નવલ કલંગી અતિ સારી. માવા૦ ૧
હેત કરી હૈડા ઉપર રાખું. પે'રાવું મોતીની માળા સારી. માવા૦ ૨
અતિ શોભે છાતિ ઉપડતિ, ચાલ જગતથી ન્યારી. માવા૦ ૩
બ્રહ્માનંદ કહે સરસવ લૈને, તમપર નાખું વારી. માવા૦ ૪

પદ ૩

તારી લાવણ્યમાં લેવાણી, વાલા રે મારા નવલ વિહારી. ટેક.
મૂરતિ મનોહર જોઇને તારી, ભુલી હું ભરવું પાણી. વાલા૦ ૧
પુરણ ચંદ સરિખું મુખડું, ભ્રકુટિમાં ભરમાણી. વાલા૦ ૨

છોગલિયે ચકચૂર થઈ છું, ગોલરિયા મર્જાદાણી. વાલા૰ ૩
બ્રહ્માનંદ કહે જોઈ તારાં નેણાં, વેંણુંમાં વેંધાણી. વાલા૰ ૪

## રાગ કાફી. પદ ૧

વાલીડા વેરી કીધોરે, કુંજવિહારી વા૰
નીરમોહી નાથ તમને તે શું ઘણું કહીએ રે, વિચારી મનમાં રહીએ રે. કું૰
નીરમોહી નાથ પહેલાં તેં લાડ લડાવ્યા, વળતી તો વિસરાવ્યાં રે. કું૰
નીરમોહી નાથ અમૃત પાઈને મોટાં કીધાં; વિજોગે વિ૰ દીધાં રે. કું૰
નીરમોહી નાથ વહેલા પધારી દર્શન દેજો, કાં તો તેડાવી લેજો રે. કું૰
નીરમોહી નાથ બ્રહ્માનન્દની એ છે અરજી, સાંભળજો હોય મરજી રે. કું૰

## પદ ૨

વહાલાજી વે'લા આવોરે, પ્રીતમ પ્યારા. વ૰
પ્રીતમજી પ્યારા તમથી લાગી છે આવી પ્રીતિ, જાણો છો સર્વે રીતિ રે. પ્રી૰
પ્રીતમજી પ્યારા વાધી છે મહડાંની વેરી, થયા છો ઉભાં મેની રે. પ્રી૰
પ્રીતમજી પ્યારા તલખે છે મર્જાદી નારી, મેળ્યાની આશા છે ભારી રે. પ્રી૰
પ્રીતમજી પ્યારા દર્શન દઈને દુઃખ ટાળો, રંગડાની રેલ વાળો રે. પ્રી૰
પ્રીતમજી પ્યારા બ્રહ્માનંદની અરજી સુણીએ, શું ઝાઝું તમને ભણીએ રે. પ્રી૰

## પદ ૩

જીવનજી તમને જાણ્યા, છેલ ગુમાની. જી૰
ગુમાની છેલ પહેલાં અમૃત રસ પાઈ, ગયા છો તમે વાઈ રે. છે૰
ગુમાની છેલ મનડાં અમારાં તમે લઈને, બેઠા છો મથુરાં જઈને રે. છે૰
ગુમાની છેલ મદડાની પીડ ન જાણી, ગયા છો મન તાણી રે. છે૰
ગુમાની છેલ અમે આપીને તમને વરીયાં, તમે તો છેતરીયાં રે. છે૰
ગુમાની છેલ બ્રહ્માનંદના વહાલા લે'રી, થયા છો તમે શે'રી રે. છે૰

## પદ ૪

શ્યામળીયા સામું જો જો રે, મથુરાંના વાસી. શ્યા૰
શ્યામળીયા વહાલા એ છે જે નગરી ઠગારી, ત્રિભુવન થકી ન્યારી રે. મ૰

શ્યામળીયા વહાલા ત્યાંના તે લોક નઠારાં, ઉપરથી બોલે સારાં રે. મ૦
શ્યામળીયા વહાલા મથુરામાં મોહન વેલી, આ કુબજા અલબેલી રે. મ૦
શ્યામળીયા વહાલા તમને એકાંતે જો જો તેડી, ચઢાવી દેશે મેડી રે. મ૦
શ્યામળીયા વહાલા બ્રહ્માનંદના સ્વામી કહાના, ચાલી નીકળજો છાના રે. મ૦

---

રાગ પરજ-પદ ૧

શું કહીએ વાલમ તમને રે શું કહીએ. શું૦ ટેક.
પહેલીવેલી રે વહાલા પ્રીત કરીને, વીસારી મેલ્યા હવે અમને રે. શું૦ ૧
બીજે તમારૂં વાલા મનડું લોભાણું, સાચું કહીયે છૈયે આપ સમને રે. શું૦ ૨
તમ રે વિના મારા નવલ સનેહી, કુણ જાણે છે બીજું મરમને રે. શું૦ ૩
બ્રહ્માનંદ કહે છેટે રહેવું, એમ ધટે નહી મેરમને રે. શું૦ ૪

પદ ૨

પેહેલી પ્રીતડી લગાડી એમ ન કરીએ રે. પે૦ ટેક.
શોકડલીનું સુખડું દેખી, અંતરમાં દાઝી મરીયે રે. પે૦ ૧
અમથકી તો તમે છેટે ફરો છો, કહોને કઇપેરે ઠરીયે રે. પે૦ ૨
તમ રે વિનારે મારા નાથ રંગીલા, ધીરજ કેમ કરી ધરીયે રે. પે૦ ૩
બ્રહ્માનંદ કહે અમથી વાલમ, છેટે છેટે નવ ફરીયે રે, પે૦ ૪

પદ ૩

શીદ હાલો છો અમથી તરતા રે. શી૦ ટેક.
મરમાળી રે મોરલડીને વાતા, હેત કરી મન હરતા રે. શી૦ ૧
માથે રંગીલાં છેલા છોગાં મેલી, ભાવે પગલાં ભરતા રે. શી૦ ૨
નવલ પીયા નટવર નવરંગી, શીશ કલંગીને ધરતા રે. શી૦ ૩
બ્રહ્માનંદના નાથ વીહારી, શોકલડીને સુખી કરતા રે. શી૦ ૪

પદ ૪

મુને મારી રે નેણુને ભલકે રે. મુ૦ ટેક.
ઘાવ લાગ્યો રે મારે અંતર ઘુમે, વહની રે પીડા ઉરે સળકે રે. મુ૦ ૧

ઘરડાંનો રે મારગ હું તો ભુલી, હેલડલી મારી ઝળકે રે. મુ૦ ૨
આંખડલી રે અંતરમાં લાગી, મરમ જાણ્યો છે બાધે મલકે રે. મુ૦ ૩
બ્રહ્માનંદ કહે કેમ જીવાશે. હૈડું ચઢ્યું છે મારું હલકે રે. મુ૦ ૪

## રાગ ગરબી પદ ૧

વહાલા અમ સાથે રે, અલબેલ આંટી રાખો છો;
તમે વઢવા જેવાં વેણ, દૂરે રહી દાખો છો. ૧
વારી બીજે ઘર બલવંત, પ્રગટ બીરાજો છો;
કાના આવંતાં અમ પાસ, શાને લાજો છો. ૨
વહાલા પહેલાં હરીયા પ્રાણ, પ્રીત લગાડીને;
પછી મેલ્યાં તમે ભાવ, ડાંભાં પાડીને. ૩
તમે અજાણ્યાને સાથ, જોરે જોરે બોલો છો;
વિન તેશ્યા તેની કેડ, ડાયા ડોલો છો. ૪
વળી શીખ્યા જાદુ શ્યામ, મનડું હરેવાનું
તમને લક્ષણ પડીયું લાલ, પરઘર ફરેવાનું. ૫
વારી બ્રહ્માનંદના નાથ, મનડે ભાવો છો;
વહાલા છેટ રહીને શ્યામ, શું લલચાવો છો. ૬

## પદ ૨

તમે કામણગારા કાન, કામણ જાણો છો;
રૂડી મોરલડીની તાન, ચિત્તડાં તાણો છો. ૧
બીજે છોગાં મેલી છેલ, નિસ પધારો છો;
અમને છેટ રહીને શીદ, મેણાં મારો છો. ૨
વારી કોઇને ઘેર જાઇ નાથ, ખાંતે બેસો છો;
વાલા નવા કરો છો નેહ, જુનાને મેલો છો. ૩
તમે પાડોશણને પાસ, નિસ દીશ રહો છોજી;
આવી અમ આગે અલબેલ, કુડું કુડું કહો છોજી. ૪

જાણ્યાં જાણ્યાં તમારાં કામ, જાદુગારાજી;
તમે ધુત્યું ગોકુળ ગામ, છો ધુતારાજી. ૫
આવા મોંઘા થયા છો માવ, અમ ઘર આવંતાં;
બ્રહ્માનંદ કહે બીજા કેડ, ડોલો ગાવંતા. ૬

પદ ૩

તમે શું સમજીને શ્યામ, આડા આવો છો;
વારી એકલડાં વનમાંય, શીદ બોલાવો છો. ૧
મારે માથે મહીનો માટ, જો જો ફોડંતા;
તમે નિશ દીન નવરા નાથ, ડોલો દોડંતા. ૨
આવી બાઝો માં અલબેલ, વાટે વે'તાને;
વાલા ગઈ થઈ છે વાર, અમને સે'તાને. ૩
જ્યારે મુખડાંની મહારાજ, ગાળ્યો સાંભળશો;
ત્યારે સમજીને તતકાળ, વાલમજી વળશો. ૪
તમે સુધા થયા છો છેલ; હમણાં શ્યામળીયા;
વાલા છળ કરવા અમ સાથ, શીખ્યા છો છળીયા. ૫
માનો બ્રહ્માનંદના નાથ, એમાં નહીં સારૂં;
તમે ખાઈને થયા છો ખુબ, મહી માંખણ મારૂં ૬

પદ ૪

ઓરા આવોને નંદજીના લાલ, કાંઈ કહેવું છે;
મારે એકાંતે તમ પાસ, રસીયા રહેવું છે. ૧
તમે લટકે વજાડી વેણુ, મનડું મોવાને;
સુણી આવી છું અલબેલ, મુખડું જોવાને. ૨
મને લાગે છે પ્યારી લાલ, મુખની વાતલડી;
તમને મળવા કારણ માવ, હરખે છાતલડી. ૩
વહાલા તમ વિના ત્રિભુવનરાય, પળ નથી રે'વાતું.
તમે છેટે રહો છો શ્યામ, તે દુઃખ નથી સે'વાતું. ૪

મારૂં મન લોભાણું માવ, માને નહીં બીજે;
કાના આવોને એકાંત, ગોઠડલી કીજે. ૫
વારી બ્રહ્માનંદના નાથ, દુઃખડાં કાપોને;
વાલા મેર કરીને મોરાર, દરશન આપોને. ૬

રાગ જંગલો—પદ ૧

ગાગરિયાં મોરી ફોરી રે, ગાગરીયાં મોરી ફોરી, ઘનસ્યામ રે ગુમાની. ગા૦ ટેક.
સુંદર તન ચંદન ખોર કીયે ગજ ચલત ચાલ ચાલ મસ્તાની. ગા૦ ૧
સંગ ગ્વાલ બાલ દશ વિસ લિયે, સુખ કહત વાત તોફાની. ગા૦ ૨
નિત્ય સાંજ સવાર બેરાન કરે, મગ રોકત હો કરે દાની. ગા૦ ૩
બ્રહ્માનંદ કહે શંક નહી મનમેં, અહિ લેત આય પહચાની. ગા૦ ૪

પદ ૨

મેં કાસે કહું બતીયાં રે, મેં કાસેં કહું બતીયાં, મોરી બાંહ્યાં મરોરી. મેં૦ ટેક.
મેં જાત સખી મહી બેચનકું, મોય પકર લે ઇન દોરી. મેં૦ ૧
સુરકાય ગઇ ચુરીયાં સજની, ગલ માલ મનોહર તોરી. મેં૦ ૨
નહીં લાજ રખત ડર લોકનકી, નહીં માનત કછુ બરજોરી. મેં૦ ૩
બ્રહ્માનંદ કહત ઇન મોહનને, મોકું બહુત કરી નહીં થોરી. મેં૦ ૪

પદ ૩

મેં તુમસેં કીયા નેશ રે, મેં તુમસે કીયા નેશ, મેરા નવલ વિહારી. મેં૦ ટેક.
મેં નટવર તુમસેં નેહ કીયા, કુલ લોક લાજ વિસારી. મેં૦ ૧
સુખદેન મનોહર શ્યામળિયા, છબી અધિક લગત મોય પ્યારી. મેં૦ ૨
નેનનમેં રાખું જતન કરી, જ્યું અહી રાખે મની ધારી. મેં૦ ૩
બ્રહ્માનંદ કહે નટવર રૂપ લખી, તન ધન મન ડારત વારી. મેં૦ ૪

પદ ૪

સ્યામળિયે ચિત્ત ચોર્યો રે, સ્યામળિયે ચિત્ત ચોર્યો, મેરો મોરલી બજાઇ. સ્યા૦ ટેક.
મેં સુતીથી સુખસેજ સખી, નિજ નવલ ભુવનકે માંઇ. સ્યા૦ ૧
વ્યાકુળ મોય કીની વંસરીયાં, ધૂની સુનત ઉઠી અકુલાઈ. સ્યા૦ ૨

કછુ મંત્ર ભરી યહ ગોરલિયાં, સુની શ્રવન રહ્યો નહીં જાઈ. સ્યા૦ ૩
બ્રહ્માનંદ કહે સ્યામ વિહારી જ્યું, કરી સાન તાન મુખ ગાઇ. સ્યા૦ ૪

રાગ જંગલો–પદ ૧

નવલ કનૈયા ચિત્તકો હરૈયા, નવલ કનૈયા ચિત્તકો હરૈયા. ટેક.
ગ્વાલ બાલ સબહી સંગ લીને, વનમેંહી ધેન ચરૈયા. ક૦ ૧
મેં જમુના જળ ભરન ગઇતી, કોઉ ન સંગ મનૈયા. ક૦ ૨
આય અચાનક મગ બિચ ઠાડો, કછુ મોય વાત કરૈયા. ક૦ ૩
મોરલી સુનાય મગન કરી ડારી, બ્રહ્માનંદ સુખ દૈયા. ક૦ ૪

પદ ૨

નવલ ગુમાની ભરન દે પાની, નવલ ગુમાની ભરન દે પાની. ટેક.
જમુનાકે તટ આય જદુપતી, તુમ હોય બેઠે દાની. ગુ૦ ૧
તેરે કાજ નણંદ મોય ઝગરત, સાસુ રીસત રીસાની. ગુ૦ ૨
ઓર કોઉ નહીં વસતહે વ્રજમેં, એક મોકું પકીયાની. ગુ૦ ૩
બ્રહ્માનંદ કહે ગોરી તરકી, મૂર લેવત હો તાની. ગુ૦ ૪

પદ ૩

સ્યામ સલુના દૂર ન હુના, સ્યામ સલુના દૂર ન હુના. ટેક.
મોહન લાલ પીયા તેરી મુરતી, દેખી ચડત રંગ દુના. સ૦ ૧
પ્રાણજીવન રંગ મહેલ પધારો, કરીહુ ફૂલ બીછુના. સ૦ ૨
રેખે ભાલ મનોહર નીકી, લાલ કમળ દગ ફૂના. સ૦ ૩
બ્રહ્માનંદ કહેં તેરી છબી વિન, સબ જગ લગત અલુના. સ૦ ૪

પદ ૪

મૂરતિ તિહારી લગત હે પ્યારી, મૂરતિ તિહારી લગત હે પ્યારી, ટેક.
પેચદાર બાંધી શીર પગીયાં, પહીરે હાર હજારી. તિ૦ ૧
શોભિત સુંદર નવલ દુસાલો, અંગરખી ફૂલકપારી. તિ૦ ૨
એેસી મૂરતિકું દેખી અહોનિશ, મગન રહત વ્રજનારી. તિ૦ ૩
બ્રહ્માનંદ કહત તેરી છબીકો, ધરત ધ્યાન ત્રિપુરારી. તિ૦ ૪

રાગ કરાઓડો. પદ ૧

મોહન મહોલે પધારો, રંગભીના રે;
મહોલે પધારો રે, મારો જનમ સુધારો રે, રંગભીના રે. મો૰ ટેક.
ગજગતી ચાલે, ગુલતાન થઇ છું હું તો;
ચિત્તને ચોરે છે, રાવલો કમર કટારો. રંગ૰ ૧
આડી આડી મીટે જોતાં, મનડાંને મો'તા વારી;
નીપટ લાગે છે, વાલો નેણુંનો નજારો. રંગ૰ ૨
નવલ કલંગી ચંગી, રસીક રસીલી લાગે રે;
મોળીડું શોભે છે, જાણે ફુલડાંનો ભરો. રંગ૰ ૩
બ્રહ્માનંદના રે વાલા, છેલ છબિલા વારી;
આવી મારા મનડા ફેરા, તાપ નીવારો. રંગ૰ ૪

પદ ૨

મોહન મનડું હરો છો, મરમાળા રે;
મનડું હરો છો, છેલા રંગમાં ફરો છો, મરમાળા રે. મો૰ ટેક.
મોરલી વજાતા ગેરી, લાલ તો રંગીલા લેરી;
રસના રંગીલા માન, ઉરમાં ગરો છો. મ૰ ૧
જરકસી પેરી રે જામા, આવો છો સામા વારી;
ભાવ સહીતાં પ્રેમે, પગલાં ભરો છો. મ૰ ૨
પાઘડલી પેચાળી રે બાંધી, દો છો દમ સાંધી વાલા;
રંગના રંગીલા હોશે, શીશ ધરો છો. મ૰ ૩
બ્રહ્માનંદના રે વાલા, છેલ ગુમાની રે લાલા;
લોચન અમારાં, સુફળ કરો છો. મ૰ ૪

---

રાગ ગરબી. પદ ૧

ઓરા આવો નટવર નાનડીયા; તમે મારા જીવ સાથે જડીયા; ઓ૰
શોભો છો સોનેરી પટકે, છબી રંગ ચોળતણે ચટકે
લીધું મન હાથ તણે લટકે. ઓ૰ ૧

કરી મેં તમ અર્થે કાયા, લાગી છે મુખડાંની માયા;
જીવો ઘણું જશોદાના જાયા. ઓ૦ ૨
સુંદર વર લાગો છો સારા, ન મેલું એક ઘડી ન્યારા;
છોજી મારે પ્રાણ થકી પ્યારા. ઓ૦ ૩
વાતો ચકી દુઃખડાં વીસરીયે, જોઇ જોઇ અંતરમાં ઠરીયે;
કાના આવો ગોઠડલી કરીયે, ઓ૦ ૪
કટીપર પીતાંબર કસીયા, હેતે નિત્ય બોલો છો હસીયા;
બ્રહ્માનંદના વાલા રસીયા. ઓ૦ ૫

પદ ૨

વાઓ હરી વાંસલડી વાલા, લાડીલા નંદતણા લાલા. વા૦
મોહ્યું મન વંશીના સ્વરમાં, ભરી છું આનંદના ભરમાં;
નથી હવે રે'વાતું ઘરમાં. વા૦ ૧
બુઝી સરવે અંતરની બળયું, વંશીમાં ચીત્ત આવી વળગ્યું;
અર્ધું ક્ષણ નવ થાયે અળગું. વા૦ ૨
વેધાણી વંશીને નાદે, સુણું છું સુંદર સ્વાદે;
ગાવો હરી ઉંચે રે સાદે. વા૦ ૩
આવી છું સાંભળવા ઓળે, વંશી અતિ મરમાળી બોલે,
સુણી દીલ વસીયર જ્યું ડોલે. વા૦ ૪
વંશી મુને લાગે છે પ્યારી, ગેરી ગેરી વાજે ગિરિધારી;
બ્રહ્માનંદ જાયે બલિહારી. વા૦ ૫

પદ ૩

આવો આવો સુંદર વર ઓરા, જોઉં માથે ફુલોના તોરા; આ૦
મારૂં સરવે આવ્યું છે ગજરે, દેખો છો અમૃતની નજરે;
ગોઠયું મન ફુલાંને ગજરે. આ૦ ૧
શોભે મુખ ઉપર તિલ ત્રાજુ, કપોળે તીબકડી કાજુ;
બહુ રૂડા લાગે છે આજુ. આ૦ ૨

મનોહર મૂર્તિ મન માની, છપાડી કેમ કરી રહે છાની;
દેખી હુ તો થૈ છું દીવાની. આ૦ ૩
કેસરની આડ કરી ભાલે, વળી વળી બોલો છો વહાલે;
ચાલો છો હંસતણી ચાલે. આ૦ ૪
સુરંગી સુંથણુલી ચંગી, અનુપમ પેરી છે અંગી;
બ્રહ્માનંદના વાલા રંગી. આ૦ ૫

પદ ૪

છો જી તમે નંદતણા નંદા, ચતુર વર ગોકુળના ચંદા; છો૦
કોડીલા કુંવર કાનુડા, નટવર સુંદર નાનુડા;
રાજેશ્વર દીસો છો રૂડા. છો૦ ૧
આખ્યો તારી અતીમે અણીયાળી, મનોહર સુંદર મરમાળી;
રંગીલી મૂરતી રૂપાળી છો૦ ૨
આવો ઘરે આવા ને આવા, ખાંતે મંહી માખણીયું ખાવા;
મીઠું મીઠું બોલીને માવા. છો૦ ૩
પેરી તન જરકસીયા જામા, ચાલી આવો વાલમજી સામા;
વાઓ રૂડી વશી વીસામા. છો ૪
કોઇ વિધ જાઓ નહીં કળીયા, હેતે તમે કુળતણો હળીયા;
વારી બ્રહ્માનંદના વાના છળીયા છો૦ ૫

---

રાગ સોરઠ. પદ ૧

સુન માત જશોદા ગોરી, સુ૦ તેરે લાલ અંગુઠી ચોરી; સુન૦ ટેક.
કરત રસોઇ અપને કરતેં, કાઢી ધરી એક ઠોરી;
કહા જાનું કહા કરકે માઇ, નજર ચોરાઇ મોરી. સુન૦ ૧
લછન તેરે નવલ લાલકે, મેં નહી જાનત ભોરી;
લેકે સટક ગયો લરકનમેં, કર કર વાત ઠગોરી. સુન૦ ૨
નિત્ય નિત્ય ઘરમેં પેઠકે, માંખન લેત જોરાજોરી;
બ્રહ્માનંદ કહે યાકી લીલા, ઐસી લાખ કરોરી. સુન૦ ૩

પદ ૨

સુત એસે કામ ન કીજે, સુ૦ છાની વસ્તુ ન કછુહુ લીજે; સુન૦ ટેક.
અપને સુતકું કહત જશોમતી, પરે ઘર પગ ન ધરીજે;
લાજ જાત દેખન લોકનમે, સુને તો રાજા ખીજે. સુન૦ ૧
અપને ઘરમેં કમી ન મહીકી, જ્યું ભાવે ત્યું પીજે;
સુંદર શ્યામ અંગુઠી ચાકી, હસકે પાછી દીજે. સુન૦ ૨
તુમ છોરે અબતે કૃત એસે, કહો કુન લોક પતિજે;
બ્રહ્માનન્દ કહે તેરે કારન, કન્યા કહાં માગીજે. સુન૦ ૩

પદ ૩

યહ બોલત આલન જુઠી, ય૦ મૈયા મેં નહીં લીન અંગુઠી; ય૦ ટેક.
મૈયારી મસ્તાન બછહે, લરેન બરેનમેં લુંઠી;
રાર કરતમે રસના ચાકી, કછુ હોત ન કુઠી. ય૦ ૧
જોબન ધનકો જોર જનાવત, રહત હે નિશદિન રૂઠી;
છોરા દેખી ડરાવન મોકું, દેવત ગાલ અપુઠી. ય૦ ૨
કુન જાણે ચાકી કુન લેગયો, ઉધન ઉધત ઉઠી;
બ્રહ્માનન્દ કહે નહીં માનો તો, ખોલ દેખ લે મુઠી. ય૦ ૩

પદ ૪

સબ કહત હે જુઠ કનૈયા, સ૦ સાચી મત માનો તુમ મૈયા, સ૦ ટેક.
મોહન ચોર અંગુઠી મેરી, સો દીની હલવૈયા;
સબ દેખત હલવાઇ પાસે, લીની સેર મીઠૈયા. સ૦ ૧
જાય મીઠાઇ દીની લરેકનકું, વે સબ કહત ખવૈયા;
જો મે યામે જુઠ કહું તો, પૂછ દેખ બલ ભૈયા. સ૦ ૨
નામ નિશાન સહીત ઉન દીને, ચોર કાન ઠહરૈયા;
બ્રહ્માનન્દ કહ્યો હસી જશોમતી, અબ નહીં એસી કરૈયા. સ૦ ૩

રાગ ભૂપાલી-પદ ૧

ગોપી ઘેર લિયે અવિનાશી, ગોપી ઘેર લિયે અવિનાશી;
અવિનાશીકી કરત હે હાંસી. ગોપી૦ ટેક.
ગોરે તાત રૂ માત તીહારે, તુમ કહાંસે ભયે એસે કારે. ગોપી૦ ૧
કુન જાને કહાંસે તેં આયો, તોકું ઉછરત જશોમતી જાયો. ગોપી૦ ૨
તેરો જન્મ ભયો જગ છાનો, તેરે બાપકો નહીં ઠીકાનો. ગોપી૦ ૩
બ્રહ્માનંદ કહે ગ્વાલન મદમાતી, હુલસાત હે શ્યામ હસાતી. ગોપી૦ ૪

પદ ૨

મીલ પૂછત હે મજનારી, મીલ પૂછત હે મજનારી;
મજનારી ગ્રહે ગિરિધારી. મીલ૦ ટેક.
તેરી માત જશોમતી ભોરી, તુમ સીખે કહાં પ્યારે ચોરી. મીલ૦ ૧
તેરે નંદ અહીર હે બાવા, ફીર જાદવ કેસે કહાવા. મીલ૦ ૨
તેરી જાતકી નાહી ન થાહી, કહો કીસ વાંધી હોવ હી સાહી. મીલ૦ ૩
બ્રહ્માનંદ કહે પીયા કહો સાચી, તેરે કુલકી બાત હી કાચી. મીલ૦ ૪

પદ ૩

જાહું જશોમતિકું તુમ પૂછો, જાહું જશોમતિકું તુમ પૂછો;
પૂછો કુલ મેરો કેસો હે ઉછો જાહું૦ ટેક.
તેરે મામાકી કેસી હે જાતી, તેરે બાપકે કુંણ બરાતી. જાહું૦ ૧
તુમ કુંવર બળભદ્ર માતા, હમ જાનત લીવ હે એકાતા. જાહું૦ ૨
તેરે ઓઢન કાંબર તુટી, બલદાઉકે પગીયામેં ચુટી. જાહું૦ ૩
બ્રહ્માનંદ કહે નાથ પધારો, વન જાયકે ધેનુ ચારો. જાહું૦ ૪

પદ ૪

હમ પૂછત હેં બલ વીરા, હમ પૂછત હેં બલ વીરા;
તુમ જાદવ હો કે અહીરા. હમ૦ ટેક.
હેવો જાદવ તો એસો ખારે. કાહેકું ગૌઆ ચારત અન્ન સારે. હમ૦ ૧
દેખી દેખી દોલત હમ તોરી, હાથ પીત હો કરી કરી ચોરી. હમ૦ ૨

હુંન દે કે જશોમતી લીનો, મહી પાય બડો હમ કીનો. હમ૦ ૩
બ્રહ્માનંદ કહે હમ સબ જાની, તોકું કન્યા બી ને મીલે કાની. હમ૦ ૪

## રાગ કાફી-પદ ૧

મોહન મારો મેલને રે કેડો કેડો રે; મો૦ ટેક.
સચરાચર સમાણી બીજી નહીં કોય સાથે, માથે મારે પાણીડાનોબેડો રે. મો૦ ૧
વેઢ વીટી ને પોચી કડાં તારાં દીઠાં, દીઠો તારો પાઘડલીનો છેડો રે. મો૦ ૨
મારગ જાતાં રે માણસ દેખે રે, ભુલ્યાં અમે કોલલ સનેડો રે. મો૦ ૩
બ્રહ્માનંદના નાથ વિચારીને, નટવર કરી દ્યો નિવેડો રે. મો૦ ૪

## પદ ૨

કાનુડા કહ્યું માનને મારૂં મારૂં રે. કા૦ ટેક.
આ મારગ અમે નિત્ય નિત્ય આવું રે, નથી કાંઇ લેનાં નામ તારૂં રે. કા૦ ૧
હજી સુધી તો તારે રાજ નથી આવ્યું, આવું શીદ બોલે છે અટારૂં રે. કા૦ ૨
આમાંથી તો કાંઇ એવું રે થાશે, માણસની રીતે તુંને વારૂં રે. કા૦ ૩
બ્રહ્માનંદના નાથ વિહારી, હજી સમજો તો ઘણું સારૂં રે. કા૦ ૪

## પદ ૩

રસીલા નંદલાલ ગોરા આવો આવો રે. ર૦ ટેક.
રાય આંગણ બીચ ઉભા રે રહીને, ગેરે સુર મોરલડી બજાવો રે. ર૦ ૧
પ્રીત સહીત મારા નાથ પધારો, દરશન દેઇને જીવાડો રે. ર૦ ૨
મરમાળા રે માવા મૂરતી તમારી, આવી મારા નેણમાં ઠેરાવો રે. ર૦ ૩
બ્રહ્માનંદના રે નટવર વાલા, મોહલ્યુંમાં કરોને મેળાવો રે. ર૦ ૪

## પદ ૪

છોગાળા રંગ છેલ જાઉં વારી વારી રે. છો૦ ટેક.
તમ સારૂ રે મોરા રસીયા રે વાલમ, ફુલડે સેજ સમારી રે. છો૦ ૧
માથું જાતાં રે હું નહીં મેલું, દૃઢ ઉર આંટી એવી ધારી રે. છો૦ ૨
સોનેરી રે તોરા કલંગી સહીતી, પાઘડલી લાગે છે અતી પ્યારી રે. છો૦ ૩
બ્રહ્માનંદ કહે વેગે પધારો રે. મન કર્મ વચને તમારી રે. છો૦ ૪

રાગ ધનાશ્રી. પદ ૧

મારા કેશરીયા વર કહાન, જાઉં તારે વારણીયે;
મોહી છું મોરલડીને તાન, આવી ઉભી બારણીયે. ટેક.
આવી વસ્યું છે મારે અંતરે રે, વાલા રૂપ અલૌકિક તારૂં;
છેલ છબીલુ તારૂં છોગલુ રે, મને પ્રીતમ લાગે પ્યારૂં. જા૦ ૧
શુભગ સોનાકેરાં સાંકળાં રે, માંહે ચુની રતન જડાઉં;
નવલ રંગીલા મારા નાથજી રે, હું તો પ્રેમ કરીને પેરાવું. જા૦ ૨
પુલતણી રે માળા પુટડી રે, વારી પ્રાણજીવન તમે પેરી;
બ્રહ્માનન્દના વાલમા રે, મારા લાડકડા રંગ લેરી. જા૦ ૩

પદ ૨

મોહી છું વાલમ બીને તાન, મોહન મરમાળા રે;
થઈ રૂપ જોઇને ગુલતાન, રસિયા રૂપાળા રે. ટેક
રસીક સલુણા રૂડા રૂપમા રે, વારી મનડુ આવી મોચું
છેલ છબીલા મારૂં ચિત્તડું રે, તારી પાઘડલીમાં પ્રોયું. મો૦ ૧
ભાલ તિલક સોયામણું રે, મીઠી મુખડા કેરી વાણી;
કુંડળીએ રે તારે કાનજી રે, મારૂં મનડું લીધું તાણી. મો૦ ૨
અંબર આભૂષણ અંગમાં રે, નિત્ય પહેરીને દર્શન દેવું;
બ્રહ્માનંદના વહાલમા રે, વહાલા બીજું નહીં તમ જેવું. મો૦ ૩

પદ ૩

મારા શ્યામળીયા સુખધામ, મોહી છુ મરકલડે રે;
તમને જોઇને સુંદર શ્યામ, ચિત્તડે રંગ ચડે રે. ટેક.
તમ કારણ મારા નાથજી રે, મે તો જગની લજ્જા ત્યાગી;
રમીયા તારા રૂપમાં રે, મારી લગની અહોનિશ લાગી. મો૦ ૧
હાથ કડાં બેહુ હેમનાં રે, તમે પેર્યાં પ્રીતમ પ્યારા;
નટવર રાખુ નયણમાં રે, નિત્ય મોહન જીવન મારા. મો૦ ૨
છબી જોઈને તારી છેલવર, મારી મનવૃત્તિ લોભાણી;
બ્રહ્માનંદના વાલમા રે, આવી તમ સંગ પ્રીત બંધાણી. મો૦ ૩

પદ ૪

મારા લેરખડા નંદલાલ, વાલી તારી વાતડલી રે;
જોઇને ચટક રંગીલી ફડી ચાલ, ઠરે છે મારી છાતડલી રે. ટેક.
વ્રજજીવન તારી વાતડી રે, મારે પ્રીતમ અંતર પેઠી;
નીમખ ન મેલું મારા નાથજી રે, હું તો સમરું સતી બેઠી. વા૦ ૧
રાજેશ્વર તારા રૂપમાં રે, મેં તો મનવૃત્તિ ડેરાવી;
મોહન તારી મૂરતી રે, રહી આંખડલીમાં આવી. વા૦ ૨
અજબ સોનેરી પહેરી ઉતરી રે, મહી માણેક જડીયેલ મોતી;
બ્રહ્માનંદના વાલમા રે, હું તો જીવું છું નિશ દિન જોતી. વા૦ ૩

રાગ ખમાચ-પદ ૧

ભરવા દેને મને પાણી રે, ભરવા દેને પાણી પાણી રે;
ટોલરીયા મોહન દાણી. ભર૦ ટેક.
છેડ કરો મા મારી છેલ છબિલા, દેખે છે સૈયર સમાણી રે. ભર૦ ૧
તમ સારૂ નિશ દિન મુજ ઉપર, સાસુ ફરે છે ફુલાણી રે. ભર૦ ૨
નણદલ મારી બહોત અગરી, વઢશે દેવરીયો રોષ આણી રે. ભર૦ ૩
બ્રહ્માનંદ કહે આજ જાવા દો, કાલ આવીશ હું તો જાણી રે. ભર૦ ૪

પદ ૨

રોકે છે જમુનાને આરે રે, રોકે છે જમુનાને આરે આરે રે;
કહેને વાલા શું કરવું છે તારે. રોકે૦ ટેક.
આ ટાણે એકલડાં જોઇને, લોક ભરોસો મન ધારે રે. રોકે૦ ૧
તું તો લાજ રહિત મસ્તાનો, લાજ સહિત રહેવું મારે રે. રોકે૦ ૨
હરિવર નવરો બારમ હેરે, ઘેરે છે સાંજ સવારે રે. રોકે૦ ૩
બ્રહ્માનંદ કહે નહીં રે છાનું, થાશે પ્રગટ જગ સારે રે. રોકે૦ ૪

પદ ૩

કર જોડીને તને કહીયે રે, કર જોડીને કહીયે કહીયે રે;
સમજીને લાજમાં રહીયે. કર૦ ટેક.

એવડી નહીં ઓસીયાળી તમારી, લોકરાજનાં અમે છઈયે રે. કર૦ ૧
શું જાણીને શ્યામ સલુણા આવી, બાઝો છો મારે મહીયે રે. કર૦ ૨
મારગ વેં'તાં જોઇને મોહન, કોઇની કેડ લઇયે રે. કર૦ ૩
બ્રહ્માનંદ કહે રાજ કંસનું, ગિરિધર ઘેલા નવ થઇયે રે. કર૦ ૪

પદ ૪

દાણ માગે છે કાનો દાડી રે, દાણ માગે છે દાડી દાડી રે;
જશોદા વારોને માડી દાણ૦ ટેક.
આજ એકેલી ગઇતી અસુરી, મહીડાંની મટુકી ઉપાડી રે. દાણ૦ ૧
આવી અચાનક ઘેરી મુજને લઇને ગોવાળીડાંની ધાડી રે. દાણ૦ ૨
ઉપર તો એ સાધુ સરખો, ઘટમાં ભરી છે એને ધાડી રે. દાણ૦ ૩
બ્રહ્માનંદ કહે મસ્ત કર્યો તમે, ઝાઝું માખણ જમાડી રે. દાણ૦ ૪

---

રાગ ખમાચ–પદ ૧

કાના આવી બાઝે મા જો મહીડાંને માટ; કાના૦ ટેક.
રસિક ચતુર વર નહિ રોકાય, વૃન્દાવનની રે વાટ. કાના૦ ૧
કે દી લાગે છે કહોને દાણ તમારૂં, ગિરિધર જમુનાને ઘાટ. કાના૦ ૨
કંસ રાયનું જોર અમારે, નહિ જો થાય મહીડાંની ખાટ. કાના૦ ૩
બ્રહ્માનંદ કહે એ વાતોથી, ગભરાશો દારોદાટ. કાના૦ ૪

પદ ૨

કાના મારી મટુકી મેલોને મહારાજ; કાના૦ ટેક.
મારગમાં રોકો માં મોહન, ખોટી થઇએ ઘરડાંનાં કાજ. કાના૦ ૧
કાલ ગઇતી હું તો દાણ ચુકાવી, આવીને ઉભા છો શીદ આજ. કાના૦ ૨
કર જોડીને વાલા કહું છું હું તમને, ચાલ્યો જાય સખીનો સમાજ. કાના૦ ૩
બ્રહ્માનંદ કહે કાંઇક રાખો, લોકડીયાંની તમે લાજ. કાના૦ ૪

પદ ૩

જાવા દોને કાના મારૂં માનોને કેણ, જાવા૦ ટેક.
કાન કુંવર મુંથી ઝગડો કરતાં, થઇ ગઇ ઘડી બે ત્રણ. જાવા૦ ૧

આરે આવીને તમે નવરા ઉભા, રસિયાજી દીન રેણ. જાવા૦ ૨
તીખાં તીખાં નાથ તમારાં, વઢવા જેવાં છે જો વેણ. જાવા૦ ૩
બ્રહ્માનંદ કહે મકી સારૂ શીદને, કરો છો રાતાં નેણ. જાવા૦ ૩

પદ ૪

વાલા મારી વિનતિ માનોને ભળવીર; વાલા૦ ટેક.
થોડુ કહેતાં બહુ કહેવાશે, અમે છીએ જાતનાં આહીર. વાલા૦ ૧
મોહન તમને અમે કીધા મોટા, ખૂબ પાઇને દધિ ખીર. વાલા૦ ૨
સમજીને મેલો સ્યામળીયા, સ્યામ ચતુર મારો ચીર. વાલા૦ ૩
બ્રહ્માનંદ જાય બલિહારી, સુંદર સ્યામ શરીર. વાલા૦ ૪

---

રાગ મેવાડી. પદ ૧

અંતરની કેને કહીએ રે, ઓધાજી અમે અંતરની કેને કહીએ રે, ટેક.
વ્હાલે પ્રીત કરી પહેલી, મથુરાં ગયા છે મેલી;
કહોને હવે કેમ રહીએ રે; ઓ૦ ૧
સ્નેહનું શલ્ય સાલે, પીયુ વિના કોણ પાળે;
હરિએ ન જાણ્યું હૈયે રે. ઓ૦ ૨
આંખડીએ આવે છે આંસુ લોકડીયાં કરે છે હાંસુ;
તે તો અમે સર્વે સહીયે રે. ઓ૦ ૩
નિષ્કુળાનંદને નાથે, અમને ન માર્યા હાથે,
આવું કરવું'તું તો જોયે રે. ઓ૦ ૪

પદ ૨

અંતર દાઝે છે અતિ રે, ઓધાજી મારૂં અંતર દાઝે છે અતિ રે, ટેક.
જે દિના સધાવ્યા સ્યામ, તે દિનું ન સૂઝે કામ;
મુંઝાઇ ગઇ છે મતિ રે, ઓ૦ ૧
દરદે દીવાની ડોલું, બોલતાં બેફામે બોલું;
ઘેલાના જેવી છે ગતિ રે. ઓ૦ ૨

બોલ્યુ નવ અમે કેનું, મુખ જોયા વિના એનું;
હદે સુખ નથી રતી રે. ઓ૦ ૩
નિષ્કુળાનંદનો સ્વામી, જાણે છે અંતરજામી;
તોયે કહેજો મારીવતી રે. ઓ૦ ૪

પદ ૩

અંતર ઉદાસી રહેછે રે, ઓધાજી મારૂં અંતર ઉદાસી રહે છે. ટેક.
રાત દિન હૃદયામાંય, સંભરે ·સીકરેલ;
તેણે નેણે નીર વહે છે રે- ઓ૦ ૧
અમને વિસાર્યા વ્હાલે, નેક નદજીને લલે;
તેણે દિન દુઃખમે છે રે. ઓ૦ ૨
મથુરાના રાજા ઠર્યા, ભલે કુબજાને વર્યા;
તેનું એને કોણ કહેછે રે. ઓ૦ ૩
નિષ્કુળાનંદનો રાજ, કારે આપે ના'વે આજ;
હવે એને કોનો ભય છે રે. ઓ૦ ૪

પદ ૪

અંતરગતની વાતું રે, ઓધાજી કહું અંતરગતની વાતું રે ટેક.
પહેલું વહેલું આપી સુખ, પછી દઇ ગયા દુઃખ;
તે તો નથી સહ્યું જાતું રે. ઓ૦ ૧
કુળમાં કરતાં થયા, લોકડીયાનાં મેણાં સહ્યાં;
મન એને રંગ રાચ્યું રે. ઓ૦ ૨
સગાની સોગત તોડી, માવથું સોગત જોડી;
તોય એણે રાખી ધાર્યું રે. ઓ૦ ૩
નિષ્કુળાનંદને વ્હાલે, કર્યું છે નંદલાલે;
કહ્યું કેને નથી જાતું રે. ઓ૦ ૪

રાગ સોરઠ-પદ ૧

પિયુજી વ્હેલા પધારજો, વ્હાલા જોઉં છું વાટ,
વાયદો કર્યો તે વીતી ગયો, નાથ ન આવ્યા શા માટ. પિ૦ ૧
અમાસે અરજ અમારડી, સુણો શ્યામ સુજાણ;
પહેલી કરી હરિ પ્રીતડી, પિયુ હરવાને પ્રાણ. પિ૦ ૨
એક અમારા આધર છો, બીજે ન બેસે મન;
અંતર રહે છે આલોચના, જોવા મુખ જીવન. પિ૦ ૩
બીજે ઉપાયે અમારડે, ના'વે સુખ શરીર;
અંતર શાંતિ ઉપજે નહિ, ધરૂં કઇ પેરેં ધીર. પિ૦ ૪
ત્રીજે ત્રિકમ તમાગ્રુ, મુખ જોશું મહારાજ;
તે દિન લેખે કરી લેખશું, જાશે દિલડાની દાઝ. પિ૦ ૫
ચોથે તે સુખ ચિંતવતાં, વળી જાયે મારૂં ચિત;
સાલે ઘણું રે શરીરમાં, પિયુ તમારી પ્રિત. પિ૦ ૬
પાંચમે પિયુજી પુરીયે, અમે અબળાની આશ;
દયાળુ દર્શન દિજીયે, જાણી પોતાનાં દાસ. પિ૦ ૭
છઠે છબિલાજી છેતરી, નેતું જાવું હો નાથ;
એવું હતું જો અંતરે, સ્વામી લેવાતા સાથ. પિ૦ ૮
સાતમે શી પેરય કીજીયે, ઘણું તલફે છે તન;
વિરહતણા વારિધિમધ્યે, મુકી ગયા મોહન. પિ૦ ૯
આઠમે અમને મેલી કરી, ગયા ગોકુળચંદ;
વિયોગે વ્હાલા અમે વિલખું, તમે કરો આનંદ. પિ૦ ૧૦
નોમે તે નવલી પ્રીતમાં, તમે લોભાણા લાલ;
વિસારી મેલી મુને વ્હાલમા, કાંઈ જાણી કંગાલ. પિ૦ ૧૧
દશમે દશ દોરિ નહિ, એવો શાયો અપરાધ;
અબળા ઉપર હરિ એવડો, વ્હાલા મ કરો વાદ. પિ૦ ૧૨
એકાદશીએ હરિ અમારડા, અવગુણ છે અનેક;
દીનબંધુ દયા કરી, જીવન જોશો માં એક. પિ૦ ૧૩

દાદશિયે દલ માહેર, દાઝે દર્શન કાજ,
વ્હાલાજી વેલેરા પધારજો, મહેર કરી મહારાજ. પિ૦ ૧૪
તેરસે વદન વિનોકવા, લાજી રહ્યાં લોચન;
મનમા મનોરથ થાય છે, વ્હાલા જોવાને વદન. પિ૦ ૧૫
ચૌદસે ચટકંતી ચાલશુ, આવો લટકંતા લાલ,
મુખ તમારૂં મોહનજી, નીરખી થાઉં નિહાલ. પિ૦ ૧૬
પુરણ પુણ્યે પ્રગટયા દેવા અમને આનંદ;
નિષ્કુળાનંદના નાથજી, સુખદાયિ સહજાનંદ. પિ૦ ૧૭

---

## રાગ ગરબી. પદ ૧

' કહેજો કાનાને કુબજાને વશ થયને કેમ બેસી રહ્યા," એ ઢાળ છે.
મારા પ્રાણજીવન, આવડલું અમ સાથે રે કહો કેમ કીધું;
પહેલાં પીયુષ પાઇ, વ્હાલમજી વાંસેથી વિખડું દીધુ. ટેક.
વ્હાલા જેઠ માસે જીવન મારા રે, મેલી મંદિરને ચાલ્યા બા'રા રે;
કર્યા ઉપવન જઇ ઉતારા રે. મારા૦ ૧
જાણ્યું અખંડ ભેળાં રહેશું અમે રે, લેશુ સુખ ઘણું સમે સમે રે,
ત્યાં તો તરછોડી ચાલ્યા તમે રે. મારા૦ ૨
વ્હાલા નેક નોધારાં નાખી અમનેરે. નોતું ઘટતું નાથ જાવા તમને રે;
નાખી અમપર વેળા વિખમનેરે, મારા૦ ૩
વ્હાલા તમ વિના ધીરજ કેમ ધરીયે રે, વણુ દીઠે વ્યાકુળ થઈ ફરીયે રે;
નાથ નિષ્કુળાનંદના આવું નવ કરીયે રે. મારા૦ ૪

### પદ ૨

વ્હાલા અષાઢે અમને અનાથ કરી રે, મેલી મહા દુઃખમાં હસ્યા હરિ રે:
આવું કષ્ટ કેમ શકશુ જો તરી રે. મારા૦ ૧
વ્હાલા વરસાવો વરસશે વેરી રે, સમે સાંભળશે' ઘાયમ લે'રી રે;
દેતાં દર્શન વસન સુંદર પહેરી રે. મારા૦ ૨

ચડી ચાખડીયે આવતા ચાલી રે, હરતા તાપ આપ દર્શન આલી રે.
વળી વાત કરતા વ્હાલી વ્હાલી રે. મારા૦ ૩
એહ વિસારે કેમ વિસરીયે રે, સુખ સંભારી નયણાં ભરીયે રે;
નાથ નિષ્કુળાનંદના આવું નવ કરીયે રે. મારા૦ ૪

પદ ૩

વ્હાલા શ્રાવણે સાંભરે સુખડું રે. મને મોંઘું થયું મહાસુખડું રે;
આવું દેવું નોતું અમને દુઃખડું રે. મારા૦ ૧
ના'તા નાથ જઇ નદીયે નીરે રે, શ્યામ સુંદર શોભતા શરીરે રે;
કરતાં દર્શન અમે બેસી તીરે રે. મારા૦ ૨
જળ ઉછાળતા સખા સાથરે, નીર નાંખતા એક એક માથે રે;
ન્હાતાં જળમાં ઝાલી લેતા હાથે રે. મારા૦ ૩
સાલે એંધાણું એ ફરી ફરીયે રે, વ્હાલા વિજોગે વિલખી મરીયે રે;
નાથ નિષ્કુળાનંદના આવું નવ કરીયે રે. મારા૦ ૪

પદ ૪

વ્હાલા ભાદરવે બહુ ભાંત્યતણા રે, જમતા શાક પાક સુંદર ઘણા રે;
દેતા પ્રસાદી જાણી જન આપણા રે. મારા૦ ૧
હવે એ પ્રસાદી કયાંથી મળે રે, એવું સંભારતાં અંતર બળે રે;
થયું મુખ અભાગીયું આંણી પળે રે. મારા૦ ૨
ગઇ વાત હાથથી ન આવે હવે રે, એવું વિચારતાં કાળજ્ય કવેરે;
પડી વાત જઇ જનમ નવેરે. મારા૦ ૩
બળે અંતર નિરંતર કેમ ઠરીયે રે, એહ કષ્ટ અમારે આવી ઠરીયે રે;
નાથ નિષ્કુળાનંદના આવું નવ કરીયે રે. મારા૦ ૪

પદ ૫

વ્હાલા આસુમાસે આનંદકારી રે, વાત સાંભરે છે વણસંભારી રે;
હીરો હાથ થકી હું બેઠી હારી રે. મારા૦ ૧
દેખી દીપમાળા ઝાળ થાશે રે, ખાલી મંદિરીયે કેમ ખમાશે રે;
જોઇ જીવલડો મારો જાશે રે. મારા૦ ૨

કેને જમાડીશ અન્નકૂટ કરી રે, જાતા રહ્યા જમનારા તમે હરી રે;
ખાધી ખોટ મોટી એ અમે ખરી રે. મારા૦ ૬
દુઃખ સુખ અમને દેવરાવે રે, આજ ઉતારીયાં દુઃખને તટે રે;
નાથ નિષ્કુળાનંદના આવું નવ ઘટે રે. મારા૦

પદ ૬

વ્હાલા કાર્તક માસે કેમ કરૂં રે, ગયું સુખ સર્વે દુઃખ આવ્યું નરૂં રે;
એનું કેમ કરી લઇગ હું શરૂં રે. મારા૦ ૧
ભાગ્યું મહાસાગરમધ્યે આજ રે, મારે ગ્રહ્યો આથમીયો આજ રે;
રહ્યા પ્રાણ મારા તે કોણ કાજ રે. મારા૦ ૨
પડયું નહિ વજ્ર કેમ વિજળી રે, થાત સુરણ કે હું જાત બળી રે;
આવું દુઃખ નવ દેખત વળી રે. મારા૦ ૩
લખ્યું હતું અમારે લલાટે રે, તમે ન મટાડયું તે કેમ મટે રે;
નાથ નિષ્કુળાનંદના આવું નવ ઘટે રે. મારા૦ ૪

પદ ૭

વ્હાલા માગસરે મહાદુઃખમાંઇ રે, મેલી ગયા છો અમને આંઇ રે;
તેનો કરો નાહ વિચાર કાંઇ રે. મારા૦ ૧
વ્હાલા અડવું કરી ગયા આંમણિયું રે, દેતા દયા કરીને દર્શણીયું રે;
શઇ આંખ્યું હવે આ અભાગણિયું રે. મારા૦ ૨
હારી બેઠા મુડી હવે હાથથકી રે, ખોઇ ખરી ચીગથ્ય પૂરણ ખરી રે;
હવે મરશું અમે એ દુઃખને સહીરે. મારા૦ ૩
જ્યારે દુઃખનો દરિયો ઉલટે રે, ત્યારે કોઇનો હટાવ્યો કેમ હટે રે;
નાથ નિષ્કુળાનંદના આવું નવ ઘટે રે. મારા૦

શીત ઋતુમાંઇ સુંદર આપે રે, તમે તાપતા સુખડ તાપે રે;
એહ સમો સંભારતાં કાળજાય કાપે રે. મારા૦ ૩
એવું સંભારતાં સુખડું વટે રે, અંગો અંગમાંઇ દુઃખ ઉલટે રે;
નાથ નિષ્કુળાનંદના આવું નવ ઘટે રે. મારા૦ ૪

પદ ૯

વ્હાલા માઘ માસે મારે કેમ થાશે રે, જ્યારે જન મળી વસંત ગાશે રે;
ત્યારે તમ વિના કેમ રહેવાશે રે. મારા૦ ૧
પહેરી વસંતી વસન અંગે રે, ઉડાડતા ગુલાલ ઉછરંગે રે;
રમતા રાજી થઇ સખા સંગે રે. મારા૦ ૨
એહ લટક ખટકશે ઉરવિષે રે, ત્યારે સુખ શરીરે કેમ રહેશે રે;
દુઃખ અણતોળ્યું અતિ આવશે રે. મારા૦ ૩
હતી શ્રીહરિ તમ સાથે હેડી રે, તે તો તરત નાખી તમે ફેડી રે;
હવે નિષ્કુળાનંદ કહે લ્યો તેડી રે. મારા૦ ૪

પદ ૧૦

વ્હાલા ફાગણ માસે ફરશું ઘેલાં રે, સુખ સાંભરશે જે દીધાં પે'લાં રે;
આજ રહ્યાં અભાગીયાં એકિલાં રે. મારા૦ ૧
ભરી પિચકારી રસિયા રંગે રે, આવી નાખતા અમારે અંગે રે;
કહું વાત એવી હું ક્યાં લગે રે. મારા૦ ૨
એવાં સુખ હું શાંશાં કહું વરણી રે, પામી દુઃખ એવી કરી કરણી રે;
કેમ વેર નથી દેતી ધરણી રે. મારા૦ ૩
વ્હાલા નાખી ગયા છો નકી બેડી રે, તે તો ઉખેડે નહિ કેની ઉખડી રે;
હવે નિષ્કુળાનંદ કહે લ્યો તેડી રે. મારા૦ ૪

પદ ૧૧

વ્હાલા ચૈત્ર માસે ચિંતવું છું ચિત્તે રે, રહ્યો દેહ મારો તે કોણ રીતે રે;
પાપી પડયો નહિ કેમ પ્રીતે રે. મારા૦ ૧
કોઇ કડવું કરમનો ચર આવ્યો રે, વ્હાલ મારા તમે નવ મટાવ્યો રે;
પેલીવાર અમને ભોગવાવ્યો રે. મારા૦ ૨

અમે જીવું છઉં શા સુખ સારૂ રે, નથી દરસ પરસ તમારૂં રે;
અમથું રહ્યું અભાગિયું તન મારૂં રે. મારા૦ ૩
નાવ્યો કાગળ અભાગિયા વેઠી રે, તેમ અવધિ પણ નાવિ નેડી રે;
હવે નિષ્કુળાનંદ કહે લ્યો તેડી રે. મારા૦ ૪

પદ ૧૨

વ્હાલા વૈશાખે વસમું લાગે છે રે, જોને સભાગિયા તન ત્યાગે છે રે;
મારી વેળાયે મોત કેમ ભાગે છે રે. મારા૦ ૧
સર્વે હારી બેઠા છૈયે સુખડું રે, કેડે રહ્યું છે કેવળ દુઃખડું રે;
મારે માગું છું મરવું ઢુંકડું રે. મારા૦ ૨
હવે જે જે પદાર્થ જાંખી જોશું રે, ત્યાં ત્યાં સાંભરશો ને અમે રોશું રે.
એમ જંખી જંખી જીવત ખોશું રે. મારા૦ ૩
વ્હાલા અમ ઉપર દુઃખડાં રેડી રે, તમે ગયા છો ખરા ખેડી રે.
હવે નિષ્કુળાનંદ કહે લ્યો તેડી રે. મારા૦ ૪

---

## રાગ ગરબી. પદ ૧

લટકાળો લટકંતો રે આવે, મોહન મોરલી વાતો રે; લટ૦ ટેક.
સખાને સંગે અતિ ઉછરંગે, ગીત મધુરાં ગાતો રે. લટ૦ ૧.
કેસરીએ વાઘે કસુંબલ પાગે, કેસર રંગમાં રાતો રે. લટ૦ ૨.
ફુલડાના તોરા ગજરા ને રોપી, ફુલાને હારે ફુલાતો રે. લટ૦ ૩.
નિષ્કુળાનંદનો સ્વામી શ્યામગોરો, આવે અમીરસ પાતો રે. લટ૦ ૪.

પદ ૨

શ્યામળીઓ સનેહનો ભાર્યો, આવે છે અલબેલો રે; શ્યા૦ ટેક.
રંગમાં રાતો ને વાંસળી વાતો, છોગાળો છેલ છબીલો રે. શ્યા૦ ૧
અતિ પ્રસન્ન વદન વ્હાલાનું, જોબને ભર્યો અલબેલો રે. શ્યા૦ ૨
દર્શન દેવાને કાંઇક કહેવા, રસબસ કરવા રસીલો રે. શ્યા૦ ૩
નિષ્કુળાનંદનો સ્વામી શ્યામળીઓ, આવે વ્હાલપેશું વ્હેલો રે. શ્યા૦ ૪

સુંદર વદન કમળદળ ચન, નીરખતા ભાવટ ભાગી રે.. મોહ૦ ૨
આપ્યું રે સુખ દુઃખ દૂર કાપ્યું, તે કેમ મૂકાય સાગી રે. મોહ૦ ૩
નિષ્કુળાનંદનો નાથ નીરખતાં, આનંદ વધાઇ વાગી રે. મોહ૦ ૪

પદ ૮

ભાગ્ય અમારે ભેટયા ભૂધરજી, અલબેલો અવિનાશી રે. ભાગ્ય૦ ટેક,
છેલ છબીલો રાજ રસીલો, વૃન્દાવનનો વાસી રે. ભાગ્ય૦ ૧
નિર્મળ કોમળ નાથ અમારો, રૂપાળો રૂપનો રાશી રે. ભાગ્ય૦ ૨
મૂર્તિ સારી નિરાતે નીરખતાં, કોટી કર્મ જાય નાશી રે. ભાગ્ય૦ ૩
નિષ્કુળાનંદના નાથની છઉં, ચરણકમળની હું દાસી રે. ભાગ્ય૦ ૪

---

## રાગ ગરબી પદ ૧

"આંગણિયે આજુ શું ભણીયે" એ ઢાળ છે.

આવો મળીયે દુઃખડાં દળીયે, અલબેલાજી આવો મળીયે; ટેક.
દર્શન દેયે દૂર ન રહીયે, આવો ફુલાળા મારે ફળીયે. અલ૦ ૧
સોકડલીનું સાલ ટળ્યું છે, કોણ ચીંધે હવે આંગળીયે. અલ૦ ૨
છોગાં મેલી હવે આવો છોગાળા, કોઇના ખાળ્યા નવ ખળીયે. અલ૦ ૩
નિષ્કુળાનંદના નાથ પીયારા, અમપર અઢળક ઢળીયે. અલ૦ ૪

પદ ૨

પ્રીત જડી નહિ મેલું ઘડી, તમ સાથે વ્હાલા પ્રીત જડી; ટેક.
દુરીજનીયાં છોને દાઝીને મરતાં, શું કરશે ઘણું ઘણું નડી. તમ૦ ૧
કુળ કુટુંબનું કેણુ ન માન્યું, લોકડીયાં છોને મરે લડી. તમ૦ ૨
માથાને સાટે મેલું નહિ માવા, એવી આંટી ઉરમાંયે પડી. તમ૦ ૩
નિષ્કુળાનંદના નાથ તમારી, લાગી છે મુજને લાલગડી. તમ૦ ૪

પદ ૩

બાંધ્યું બેલું હવે નહિ મેલું, તમ સાથે મારે બાંધ્યું બેલું; ટેક.
શીરને સાટે મેં સાબિત કીધું, તોયે સોંઘુ મેં તો માન્યું સ્હેલું. તમ૦ ૧

પદ ૩

છબીલાની છબી રે જોઇને, મોહી રહ્યું મન મારૂં રે; છબી૦ ટેક
નેણાં વિશાળ ને વાણી રસાળ, તે પર તન મન વારૂં રે. છબી૦ ૧
વ્હાલાનું વદન સુખનું સદન, શોભે છે સુંદર સારૂં રે. છબી૦ ૨
જીવન જોઇ હું મનમાં મોહી; મીટ મટક્યું ન મારૂં રે. છબી૦ ૩
નિષ્કુળાનંદના નાથને નીરખી, અંતરમાંઇ ઉતારૂં રે. છબી૦ ૪

પદ ૪

છોગાળા તારા છોગલા ઉપર, વા'લમજી જાઉં વારી રે; છોગા૦ ટેક.
નટવર નાગર સુખના સાગર, મનમાન્યા મુરારી રે. છોગા૦ ૧
કાન ગોવાળા ને વાંસળીવાળા, તમે મીરાંથ છો મારી રે. છોગા૦ ૨
નંદના લાલા લાગો અતિ વ્હાલા, ગુણવંતા ગિરિધારી રે. છોગા૦ ૩
નિષ્કુળાનંદના સ્વામી શ્યામળીયા, હું છઉં દાસી તમારી રે. છોગા૦ ૪

પદ ૫

મારા સમ મંદિરીએ મારે, રાજ રહો રંગભીના રે; મારા૦ ટેક
પળ એક સુખ દઇને સીધાવ્યા, કેની બીકે એવા બીના રે. મારા૦ ૧
શીદ ઉથડકીને ઉઠો છો એવા, નિશંક રહો નાથ દીના રે. મારા૦ ૨
ભડકી ન ભાગીએ ભૂધર ભોળા, નહિ મેલું નાથ નવીના રે. મારા૦ ૩
નિષ્કુળાનંદના સ્વામિ શ્યામળીયા, અમે રહેશું આધીના રે. મારા૦ ૪

પદ ૬

સાચું કહોને શ્યામળીયા રે વ્હાલા, અમથી કેમ ન ગોઠે રે; સાચું ટેક.
કઇ સખીએ કહોને કામણ કીધું, પ્રેમે ફરો તેની પુંઠે રે. સાચું ૧
કોઇક સખીને હેતે હળ્યા છો, જેમ પુઠા વરસે છે વુઠે રે. સાચું ૨
ઉપલે મને બોલાવો છો અમને, હૈયાનું જણાય છે હોઠે રે. સાચું ૩
નિષ્કુળાનંદના નાથ તમ વિના, અંતર અકુળાઇ ઉઠે રે. સાચું ૪

પદ ૭

મોહનનું મુખ જોવાને માટે, લાલચ અમને લાગી રે; મોહ૦ ટેક
પ્રેમનો પ્યારો નાથ અમારો, સુંદર શ્યામ સોહાગી રે. મોહ૦ ૧

સુંદર વદન કમળદળ ચન, નીરખતા ભાવટ ભાગી રે.. મોહ૦ ૨
આપ્યુ રે સુખ દુઃખ દૂર કાપ્યું, તે કેમ મૂકાય લાગી રે. મોહ૦ ૩
નિષ્કુળાનંદનો નાથ નીરખતાં, આનંદ વધાઈ વાગી રે. મોહ૦ ૪

પદ ૮

ભાગ્ય અમારે ભેટયા ભૂધરજી, અલબેલો અવિનાશી રે. ભાગ્ય૦ ટેક,
છેલ છબીલો રાજ રસીલો, વૃન્દાવનનો વાસી રે. ભાગ્ય૦ ૧
નિર્મળ કોમળ નાથ અમારો, રૂપાળો રૂપનો રાશી રે. ભાગ્ય૦ ૨
મૂર્તિ સારી નિરાતે નીરખતાં, કોટી કર્મ જાય નાશી રે. ભાગ્ય૦ ૩
નિષ્કુળાનંદના નાથની છઉં, ચરણકમળની હું દાસી રે. ભાગ્ય૦ ૪

---

## રાગ ગરબી પદ ૧

"આગણિએ ઝાડુ શું ભણિયે" એ ઢાળ છે.

આવો મળીયે દુઃખડાં દળીયે, અલબેલાજી આવો મળીયે; ટેક.
દર્શન દેયે દૂર ન રહીયે, આવો કુલાળા મારે ફળીયે. અલ૦ ૧
સોકડલીનું સાલ ટળ્યું છે, કોણુ ચીધે હવે આંગળીયે. અલ૦ ૨
છોગાં મેલી હવે આવો છોગાળા, કોઇના ખાળ્યા નવ ખળીયે. અલ૦ ૩
નિષ્કુળાનંદના નાથ પીયારા, અમપર અદળક ઢળીયે. અલ૦ ૪

પદ ૨

પ્રીત જડી નહિ મેલું ઘડી, તમ સાથે વ્હાલા પ્રીત જડી; ટેક.
દુરીજનીયાં છોને દાઝને મરતાં, શું કરશે ઘણું ઘણું નડી. તમ૦ ૧
કુળ કુટુંબનું કેણુ ન માન્યું, લોકડીયાં છોને મરે લડી. તમ૦ ૨
માયાને સારે મેલું નહિ માવા, એવી આંટી ઉરમાંયે પડી. તમ૦ ૩
નિષ્કુળાનંદના નાથ તમારી, લાગી છે મુજને લાલગડી. તમ૦ ૪

પદ ૩

બાંધ્યુ બેલું હવે નહિ મેલું, તમ સાથે મારે બાંધ્યું બેલું; ટેક.
શીરને સાટે મેં સાબિત કીધું, તોયે સોંઘું મે તો માન્યું રહેલું. તમ૦ ૧

અલભ્ય લાભ મેં આજથી લીધો, ખેટ ખાધી જે ન જાવ્યું પેલું. તમ૦ ૨
નટવર નાથજી સાથે તમારે, લાજ તજી હવે આજ ખેલું. તમ૦ ૩
નિષ્કુળાનંદના નાથ તમારૂં, રૂપ અનુપમ હૃદે રહેલું. તમ૦ ૪

પદ ૪

મુખ જોઇ મન રહ્યું મોઇ, મોહનજી તારૂં મુખ જોઇ; ટેક.
અવર પુરૂષની આશા તજીછે, તમ વિના નવ ગમે કોઇ. મો૦ ૧
મીઠડા બોલાજી મુરતિ તારી, પ્યારા મેં ચિત્તમાં લીધી પ્રોઇ. મો૦ ૨
કમળ નેણુ કંઢોલેલ વ્હાલા, હેતે ભર્યાં અતી દીસે દોઇ. મો૦ ૩
નિષ્કુળાનંદના નાથ તમારૂં, રૂપ જોઇ દીલદાઝ્ય ખોઇ. મો૦ ૪

---

રાગ ધોળ.

આનંદ આપ્યો અતી ઘણો રે, આ સમામાં અલબેલ પુરૂષોતમ પ્રગટી રે; ટેક.
અમૃતના સિંધુ ઉલટયા રે, રંગડાની વાળી છે રેલ. પુરૂષો૦ ૧
નિર્ભયની નોબતો વાગીયો રે, મળીયા મોહન રાય. પુરૂષો૦ ૨
વિધવિધ થયાં વધામણાં રે, કસર ન રહી કાંય. પુરૂષો૦ ૩
ખોટ ગઇ છે ખોવાઇને રે, જીવના જાંગીર દોલ. પુરૂષો૦ ૪
દુઃખ ગયું બહુ દિનનું રે, આવીયું સુખ અતોલ. પુરૂષો૦ ૫
કળશ ચઢાવ્યો કલ્યાણનો રે, સહુના મસ્તક પર મોડ. પુરૂષો૦ ૬
ધન્ય ધન્ય આ અવતારને રે, જેવા રાખી નહિ જોડ. પુરૂષો૦ ૭
સહુની પારે સહુ ઉપરે રે, એવી ચલાવી છે રીત. પુરૂષો૦ ૮
નોતી દીઠી નોતી સાંભળી રે, પ્રગટાવી એવી પુનીત. પુરૂષો૦ ૯
સર્વેના સ્વામી શ્રીહરિ રે, સર્વેના કહાવીયા સ્વામ. પુરૂષો૦ ૧૦
સર્વેના નિયંતા નાથજી રે, સર્વેનાં કરીયાં કામ. પુરૂષો૦ ૧૧
સ્વામિનારાયણ નામનો રે, સિક્કો બેસાડીયો આપ. પુરૂષો૦ ૧૨
એ નામને જે આશર્યા રે, તેના તે ટાળીયા તાપ. પુરૂષો૦ ૧૩
ધામી જે અક્ષર ધામના રે, તેણે આપ્યો છે આનંદ. પુરૂષો૦ ૧૪

અખંડ આનંદ આપી જીવને રે, કાપ્યાં ભારે ભવફંદ. પુરૂષો૦ ૧૫
ખાતાં વળાવ્યાં ખોટના રે, ખરી કરાવી છે ખાટય. પુરૂષો૦ ૧૬
બંધ કીધાં બીજાં બારણાં રે, વહેતી કીધી અક્ષર વાટ. પુરૂષો૦ ૧૭
તમ ટાળ્યું ત્રીલોકનું રે, પ્રકાશી પૂરણ . બ્રહ્મ. પુરૂષો૦ ૧૮
અંધારૂં રહ્યું'તું આવરી રે, તે ગયું થયું સુગમ. પુરૂષો૦ ૧૯
સુરજ સહજાનંદજી રે, આપે થયા છે ઉદ્યોત. પુરૂષો૦ ૨૦
પૂર્વની દિશાએ પ્રગટયા રે, ખોટા મોટા તે કર્યા ખદ્યોત. પુરૂષો૦ ૨૧
અષાઢી મેઘે આવી કર્યાં રે, ઝાઝા બીજા ઝાકળ. પુરૂષો૦ ૨૨
પૂર ચાલ્યાં પૃથ્વી પરે રે, ધોવા ધરતીના મળ. પુરૂષો૦ ૨૩
આજ વીજ ને વરસવું રે, અગમ સુગમ કર્યું સોય. પુરૂષો૦ ૨૪
સહુ જનને સુખ આપીયું રે, દુ:ખી રહ્યું નવ કોય. પુરૂષો૦ ૨૫
ધર્મનો ઢોલ સુણાવીયો, રે, દેવા લાગ્યા પોતે દાન પુરૂષો૦ ૨૬
દુર્બળનાં દુઃખ કાપીયાં રે, ન જોઇ જાત કુજાત. પુરૂષો૦ ૨૭
ધન્ય ધન્ય મારા નાથજી રે, ધન્ય ઉદ્ધારીયા જન. પુરૂષો૦ ૨૮
ધન્ય ધન્ય આ અવતારને રે, ભલે મળ્યા ભગવાન. પુરૂષો૦ ૨૯
વારી વારી જાઉં વારણે રે, કર્યાં અમારાં કાજ. પુરૂષો૦ ૩૦
ઘણે હેતે ઘનશ્યામજી રે, મળ્યા અલબેલો આજ. પુરૂષો૦ ૩૧
કહીએ મુખેથી કેટલું રે, આપીયો છે જે આનંદ. પુરૂષો૦ ૩૨
નિષ્કુળાનંદ જાય વારણે રે, સહેજે મળ્યા સહજાનંદ. પુરૂષો૦ ૩૩

---

## રાગ ધોળ. પદ ૧

આજ આવીયો આનંદ અંગ, ઉમંગ ઉરે અતિ;
અતિ મળ્યો મોરો સતસંગ, રંગે રંગાણી મતિ. ૧
મતિમાંય મેં કર્યો વિચાર, પારે સંસાર લેવા;
લેવા સુખ સમાગમ સાર, નથી કોયે સંત જેવા. ૨
જેવાં લખ્યાં આગમે એંધાણ, તેવા સાચા સંત મળ્યા;
મળ્યા જેથી પ્રગટ પ્રમાણ, પ્રભુજી અઢળ ઢળ્યા. ૩

હોળ્યા જતના પાસા પુનિત, ચિત્ત તીર્યાં ચોંટયું સઇ.
સઇ નિષ્કુળાનંદ કે રીત, પ્રીત મારી તેશું થઇ. ૪

પદ ૨

થઇ જીત મારી જગમાંય, સ્હાય શ્રીહરિએ કરી;
કરી કૃપા તે કહી ન જાય, ફેરો ના રાખ્યો ફરી. ૧
ફરી નોયે ત્રાસ ગર્ભવાસ, દાસ જાણી આણી દયા;
દયાસિંધુ આપે અવિનાશ, દાસ પાસ વાસે રહ્યા. ૨
રહ્યા નહિ સંશય કાંયે શોક, પ્રગટ પ્રભુને પામી;
પામી વૃત્તિ આનંદ અશોક, કહો કાંઇ રહી ખામી. ૩
ખામી વામી તે થઇ છે ખાટ, સુખ મુખે નાવે કહ્યું;
કહ્યું નિષ્કુળાનંદ તે માટ, કાજ આજ સારૂં થયું. ૪

પદ ૩

થયું મનગમતું મારે આજ, લાજ લાખેણી રહી;
રહી વૃત્તિ ફરતી કાંઇ કાજ, સુખ તેતો પામી સહી. ૧
સહી કહીયે આ સમયની વાત, આ લાભ છે જો અતી;
અતી પ્રાપ્તિ મોટી વિખ્યાત, પામ્યા તે પરમ ગતી. ૨
ગતિ હતી જગમાં સુખસાથ, નાથે તે નિવારી દીધી;
દીધી બુડતાં બાંહ ગ્રહી હાથ, વાત એહ વડી કીધી. ૩
કીધી કરૂણા તે કહી ન જાય, થાપ ન થાય તેહ;
તેહ નિષ્કુળાનંદ નિત્ય ગાય, ઉરે સંભારી એહ. ૪

પદ ૪

એહ સુખને કોઇ સમાન, નાવે બીજું જોડે જોતાં;
જોતાં સુર નર નાગ નિદાન, સુખ નવ સુણ્યું સુતાં. ૧
સુતાં જાઇને પામીયે સુખ, વિમુખ હરિથી થઇ;
થઇ રહીયે શ્યામ સનમુખ, સદા સતસંગે રઇ. ૨
રઇ આજ ગેર્યે જેતી લાજ, સાચા હરિ સંત મળે;
મળે સુંદર એવો સમાજ, પાપ તાપ તરત ટળે. ૩

ટળે ત્યારે સરવે ફંદ, જ્યારે હરિ મળે આપે;
આપે નિષ્કુળાનંદ આનંદ, કષ્ટ બીજાં સર્વે કાપે. ૪

## રાગ ધોળ.

ભાગ્ય જાગ્યાં રે આજ જાણવાં, થયા કોટિ કલ્યાણ;
ઉધારો ન રહ્યો એહનો, પામ્યા પ્રભુ પ્રગટ પ્રમાણ. (૧) ભાગ્ય૰
અનાથપણાંનું મ્હેણું ઉતર્યું, સદા થયા સનાથ;
ડર ન રહ્યો બીજા દેવનો, ગ્રહ્યો હરિએ હાથ. (૨) ભાગ્ય૰
કંગાલપણું કહેવા ના રહ્યું, સદા મનાણું સુખ;
મસ્તી આવી રે અતિ અંગમાં, દૂર પલાણાં દુઃખ (૨) ભાગ્ય૰
અણસમજણ અળગી થઇ, સમી સમજાણી વાત;
પાપ નર્વે પરા પડ્યાં, મળ્યા શ્રીહરિ સાક્ષાત. (૨) ભાગ્ય૰
કસર ન રહી કોઇ વાતની, પામ્યા પ્રભુ પ્રગટ પ્રસંગ;
ખોટ મટીને ખાટય થઇ, રહી ગયો છે રંગ. (૨) ભાગ્ય૰
ભૂધર મળતાં ભલું થયું, ફેરો ફાવ્યો આ વાર;
સુખ તણી સીમા શી કહું, મન મોદ અપાર. (૨) ભાગ્ય૰
આજ આનંદ વધામણાં, હૈયે હરખ ન માય;
અમગતી વાત તે આવી મળી, શી કહું સુખની સીમાય. (૨) ભાગ્ય૰
આજ અમૃતની હેલી થઇ, રહી નહિ કાંઇએ ખોટ;
એક કલ્યાણ કર્યાં રહ્યું, થયાં કલ્યાણ કોટ. (૨) ભાગ્ય૰
રાંકપણું તો રહ્યું નહિ, કોઇ મ કહેશો કંગાલ;
નિર્ધનીયા અમે નથી, મહા મળીયો છે માલ (૨) ભાગ્ય૰
કોણ જાણે આ કેમ થયું, આવ્યું અણચિંતવ્યું સુખ;
દાળો અલૌકિક ઢળી ગયો, મળ્યા હરિ મુખોમુખ. (૨) ભાગ્ય૰
ધન્ય ધન્ય અવસર આજનો, જેમાં મળ્યા રે મહારાજ;
નિષ્કુળાનંદ ડંકો જીતનો, વાગી ગયો છે આજ. (૨) ભાગ્ય૰

### રાગ પરજ.

મે હું આદિ અનાદિ, આ તો સર્વે ઉપાધિ;
સદ્‌ગુરૂ મીલ્યા અનાદિ, મીટ ગઇ સર્વે ઉપાધિ. ટેક.
કહાં કાષ્ટ ને કહાં કુહાડા, કહાં હે ઘડનહારા;
જબતે મોયે સદ્‌ગુરૂ મલીયા, મીટ ગયા સર્વે ચાળા. મેં હું૦ ૧
કોણ કુળ ને કોણ કુટુંબી, કોણ માત ને તાત;
કોણ ભાઇ ને કોણ ભગીની, બ્રહ્મ અમારી જાત. મેં હું૦ ૨
નહિ રહ્યા મેં નહિ ગયા મેં, નહિ સુધર્યા નહિ બીગડા;
અમે અમારા કુળ સંભાર્યા, મત કરના કોઉ જગડા. મેં હું૦ ૩
પાણીમેંસે પુરૂષ બનાયા, મળમૂત્રકી કયારી;
મીલ્યા રામ ને સર્યા કામ, અબ ન રહી કોઉસેં યારી. મેં૦ હું ૪
આગે તપસી તપસા કરતા, રહી ગઇ કિંચિત કામા;
તે કારણ યા નરતન ધરીયો, સો જાનત હે રામા. મેં હું૦ ૫
જે કારણ આ નરતન ધરીયો, તે સરીયું છે કામ;
નિષ્કુળાનંદ કહે પ્રગટ મલ્યા મોહે, ટળ્યું નામ ને ઠામ. મેં હું૦ ૬

---

### રાગ પરજ. પદ ૧

"પાનવીયે હર્યા પ્રાણ રે બેની મારા" એ ઢાળ છે.

સ્વામિનારાયણ દેવ રે, ભજ મન નરનારાયણ દેવ રે; ટેક.
શિવ સનકાદિક નારદ સરખા, નિત્ય કરે છે જેની સેવ રે. ભજ૦ ૧
વિશાળાવાસી સબ સુખરાશી, જોગઅભ્યાસી અભેવ રે. ભજ૦ ૨
જેને ભજતાં ભવદુઃખ નાશે, ત્રાસે તાપ તતખેવ રે. ભજ૦ ૩
નિષ્કુળાનંદ કહે નાથ ભજ્યાની, પાડી અંતરમાં ટેવ રે. ભજ૦ ૪

### પદ ૨

સ્વામિનારાયણ નામ રે, વ્હાલું લાગે સ્વામિનારાયણ નામ રે. ટેક.
રાત દિવસ મારા રૂદિયા ભીંતર, જપીશ આઠું જામ રે. વ્હાલું૦ ૧

ભવજળ તરવા પાર ઉતરવા, ઠરવાનું છે મારે ઠામ રે. વ્હાલું૦ ૨
સર્વોપરી શ્યામ છે નટવીર નામ, સુંદર સુખડાનું ધામ રે. વ્હાલું૦ ૩
નિષ્કુળાનંદના નાથને ભજતાં, વારે તેનું નહિ કામ રે. વ્હાલું૦ ૪

પદ ૩

સ્વામિનારાયણ નાથ રે, મારે થીર સ્વામિનારાયણ નાથ રે; ટેક.
અવર દેવને હું સ્વપ્ને ન ઇચ્છું, મન માની મારૂં એ સાથ રે. મારે૦ ૧
ભરતખંડના ભૂપને ભાગી, હવે શીદને રહુ અનાથ રે. મારે૦ ૨
સર્વેના સ્વામિ અંતરજામી, એવા જાણી સોંપ્યો એને હાથ રે. મારે૦ ૩
નિષ્કુળાનંદ કહે નિઃશંક થઇ, ગાઇશ એના ગુણગાથ રે. મારે૦ ૪

પદ ૪

સ્વામિનારાયણ વીર રે, વસ્યા રૂદે સ્વામિનારાયણ વીર રે; ટેક.
અસ્થિર મન સ્થિર થયું છે, ગયુ અંતરનું અધીર રે, વસ્યા૦ ૧
શમ્યો સંશય ને શોક સર્વે, થઇ શાંતિ સુખ શરીર રે. વસ્યા૦ ૨
નિર્ભય થયાં ગયાં દુઃખ દિલનાં, થઇ ચિત્તની વૃત્તિ સ્થિર રે. વસ્યા૦ ૩
નિષ્કુળાનંદ કહે આનંદ આવ્યો, હવે દિલે નહિ દિલગીર રે. વસ્યા૦ ૪

---

પદ ૧

"જોને વિચારી તારા જીવમાં હો પ્રાણીયા" એ ઢાળ છે.

વાલમ જોઉં છું તારી વાટડી મોહનજી,
આવો ઓરા જો અલબેલ રે કેસરિયા કુંવર;
મનડું ઇચ્છે છે જોવા સુખને મોહનજી.

ચરણમાં પહેરી રૂડી ચાખડી, મોહ૦ આવો મ કરો વાલા વેળ રે. કેસ૦ ૧
મનોહર આવજો મલપતા, મોહ૦ લટકાળા લટકંતા લાલ રે. કેસ૦ ૨
પહેરી પછેડી રૂડી ઉજળી, મોહ૦ હલાવતા હાથમાં રૂમાલ રે. કેસ૦ ૩
ભોજન કર્યાં છે મેં તો ભાવનાં, મોહ૦ જુગતે જમીયે ઘનશ્યામ રે. કેસ૦ ૪
નિષ્કુળાનંદના હો નાથ છો, મોહ૦ પૂરો હરિ હઇડાની હામ રે. કેસ૦ ૫

પદ ૨

હેતે ભરી કરીએ વાતડી જીવનજી,
સનમુખ બેસી દેવા સુખ રે સલુણા શ્યામ;
નયણાં ઠરે છે તમને નિરખી જીવનજી.

સાંભળીશ સરવે કામ તજી, જીવ૦ જે જે કહેશો મનોહર સુખ રે. સલુ૦ ૧
વાત તમારી સારી સાંભળી, જીવ૦ ધારી રાખીશ ઉરમાંય રે. સલુ૦ ૨
વાલપનાં વેણ દેણ સુખનાં, જીવ૦ સુણે કાસળ રહે નહિ કોય રે. સલુ૦ ૩
વાલ વાધે છે વાલા વાતથી, જીવ૦ દેંયે ઉપજાવે વળી હેત રે. સલુ૦ ૪
નિષ્કુળાનંદના હો નાથ છો, જીવ૦ કહેજો મીઠા બોલા મારા મિત રે. સલુ૦ ૫

પદ ૩

ભાવ ઘણો છે મારે ભીતરે ભૂધરજી,
તમને મળવા તલફે છે તન રે કોડીલા વાલા;
આવીને ભેટિયે ભરી ભાવશું ભૂધરજી.

હેત આવે છે અતિ હઇડે, ભૂધ૦ આવો અંગે મળીયે મોહન રે. કોડી૦ ૧
હેતનું મળવું હરે તાપને, ભૂધ૦ આપે વળી અંગમાં આનંદ રે. કોડી૦ ૨
હઇડું ઠરી થાયે જો હેમાદરી, ભૂધ૦ તમને મળ્યે કરૂણાના કંદ રે. કોડી૦ ૩
ઘણી હોંશ થાય છે મારે હઇડે, ભૂધ૦ અંગોઅંગ લેવાને આલિંગન રે. કોડી૦ ૪
વાલા નિષ્કુળાનંદની સુંણો વિનતિ, ભૂધ૦ મળી મને કરીયે મગન રે. કોડી૦ ૫

પદ ૪

કર જોડી કરૂં છું હું વિનતિ પ્રીતમજી,
સાંભળજો તમે ઘનસ્યામ રે સ્યામળીયા સેણ;
સાચેરા સગા છો મારા પ્રાણના પ્રીતમજી.

તમે આગે અમને સુખ આપિયાં, પ્રીત૦ તે તો સાંભરે જીવમાં આઠુ જામ રે. સ્યામ.
સામે સમે આપ્યાં સારાં સુખને, પ્રીત૦ લાડિલાજી લડાવિયાં લાડ રે. સ્યામ.
અણતોળ્યાં આપ્યાં સુખ આગળે, પ્રીત૦ આજ એ વાતની થઇ ગઇ આડ રે. સ્યામ.
એહ સારૂં પોકારૂં હું પેરયે પેરયે, પ્રીત૦ સુંણી વાલા કરજો વહેલી સાર રે. સ્યામ.
નિષ્કુળાનંદના તમે નાથ છો, પ્રીત૦ અલબેલા અમારા આધાર રે. સ્યામ.

રાગ પરજ—પદ ૧

"મોહન મો'લે પધારો, રંગભીનારે" એ ઢાળ છે.

તારી માટે રે મોહન, મન હરિયાં રે; તારી॰
મન હરિયાં રે, જાણું જાદુ કરીયાં રે. તારી॰ ટેક.
મીટડી તમારી વારી, કામણગારી રે વાલા;
નજરે ચઢયા તે નવ ઉગરિયા રે. તારી॰ ૧
વાંકે વદને જોઇ, પ્રાણ લ્યો પરોઇ રે વાલા;
નયણનાં બાણ ઘટમાં ગરિયાં રે. તારી॰ ૨
ઘાયલ થઇ રે, હું તો ન શકુ રેઇ રે વાલા;
રોઇ રોઇ રે આંખ્યે આંસુ ઝરિયાં રે. તારી॰ ૩
નિષ્કુળાનંદના સ્વામી, અંતર જામી રે વાલા,
તમને જોઇને મારાં નયણાં ઠરિયાં રે. તારી॰ ૪

પદ ૨

તારી વાતે રે વાલમ વશ કરી રે, તારી॰
વશ કરી રે લીધા પ્રાણજ હરી રે. તારી॰ ટેક.
વાત કોયે જે રીતે, કરો છો પ્રીતે રે વાલા;
તે તો મારા ચિત્તડામાં ખુતી ખરી રે. તારી॰ ૧
વાત તમારી સારી, સદા સુખકારી રે વાલા;
વળી વળી સુંણુ જાણું શ્રવણ ધરી રે. તારી॰ ૨
સુંણી એ વાતો અમે, નથી રહેવાતું રે વાલા;
જાણું બેઠું રે આવી ભાવ ભરી રે. તારી॰ ૩
નિષ્કુળાનંદના પ્યારા, સનેહી મારા રે વાલા;
હેતની વાતો હવે કરજો હરિ રે. તારી॰ ૪

પદ ૩

તારે સંગે રે, મોહન મન મળિયું રે, તારે॰
મન મળિયું રે, ખાળ્યું નવ ખળિયું રે. તારે॰ ટેક.

સુંદર સારૂં છે, રૂપ તમારૂં રે વાલા;
જોઇને ચિત્ત એણે ઢાળે ઢળિયું રે. તારે૦ ૧
સોળ કળારે શોભા, જોઇ મન મોહીરે વાલા;
ચિતવતાં રે ચિત્તે લાગ્યું ગળિયું રે. તારે૦ ૨
અનેક દિવસનું રે જે, દુઃખ હતું રે વાલા;
મુખ જોઇને તે તો તર્ત ટળિયું રે. તારે૦ ૩
નિષ્કુળાનંદના સ્વામી, જોઇ સુખ પામી રે વાલા:
ભાગ્ય ભલેરૂં મારૂં આજ વળિયું રે. તારે૦ ૪

પદ ૪

તમ દીઠે રે દીલડાની દાઝ ટળે છે; તમ૦
દાઝ ટળે છે સુખ શાંતિ વળે છે. તમ૦ ટેક
રૂપ અનુપમ સારૂં, જોઇને તમારૂં રે વાલા;
દુઃખના દિવસ મારા દૂર પળે છે રે. તમ૦ ૧
છબી તમારી પ્યારી, જોઇને હું વારીરે વાલા;
આલિંગન લેવા તન ટળવળે છે. તમ૦ ૨
ભાવે આવીને બેઠા, દુઃખડાં સમેટા રે વાલા;
વણ મળે રે અંગે આગ્ય બળે છે. તમ૦ ૩
નિષ્કુળાનંદના નાથ, જોડી કહું હાથ રે વાલા;
મનડું તો મારૂં તમ સાથે મળે છે. તમ૦ ૪

---

રાગ ગરબી–પદ ૧

"રંગીલા રંગડાને ચટકે રે, કે મારૂં મન લીધું છે લટકે રે." એ ઢાળ છે.
વાત મેં તો વિચારી મને રે, વાલો મને મળીયા સ્વપને રે;
એવું નોતું અમપામે કાંયે રે, જેણે કરી હરિ પરસન થાયે રે. ૧
મણિયા મેરય મોટી આણી રે, પાળો હરિ પોતાના જાણી રે;
અહો વાત આશ્ચર્ય જેવી રે, આવી પળ ઓળખી લેવી રે. ૨
ક્યાં હરિ અખિલ ભુવન પતિ રે, ક્યાં મુજ ગરીબ તણી ગતિ રે;

આજ સમો મળીયો છે સારો રે, આવ્યો તકે અવતાર મારો રે. ૩
મળવું મોંઘું છે મારે રે, ન મળે શત શિરને સાટે રે;
તે હાર હેત કરી મળિયા રે, અઢળ અમ ઉપર ઢળિયા રે. ૪
કાઢી મને અંધધંધથી લીધી રે, ઓળખાણુ પોતાની દીધી રે;
કરી વહાલે વા'લપની વાતું રે, ભાગી તેણે ભવ તણી ભ્રાંતુ રે. ૫
માન્યુ ભાગ્ય મારું મન સર્વે રે, પ્રીત મારી પરબ્રહ્મ શું થઇ રે;
નથી કાંઇ વાત સરખી વાત રે, નિષ્કુળાનંદના મળ્યા નાથ રે. ૬

પદ ૨

મળ્યા મને મેરચ કરી મારા રે, નથી અમે ઓસિંગલ થાવા રે;
કર્યો ગુણ કોટ ઘણો અમને રે, નથી કાંઇ અમે દેવા તમને રે. ૧
તન મન ધન તમને દૈયે રે, તેણે શું જો ઓસિંગલ થૈયે રે;
ગણી મને ઘરતણી ગોલી રે, તેણે મારા મનમાં રહી ફુલી રે. ૨
કરે કોણ તમ વિના સાંયે રે, સ્વારથ નોતો કાંઈ મુજમાંયે રે;
પરમાર્થી એક તમે પોતે રે, નથી બીજો ન મળે ગોતે રે. ૩
દયાળું એક તમે દેવા રે, નથી બીજો અન્ય કોઇ કેવા રે;
મોટપણે એક તમે મોટા રે, બીજા સહુ અજ આદે છોટા રે. ૪
કૃપાળું એક તમે કહાવ્યા રે, કૃપા કરી આજ હરિ આવ્યા રે;
સુખદાયિ એક અંતરજામી રે, નિષ્કુળાનંદ તણા સ્વામી રે. ૫

પદ ૩

પ્રીત રીત જોઇને કીજે રે. કીજે તો નિભાવી લીજે રે;
હતા હરિ જાણતાં અમને રે, નોતાં કાંઇ અગમ અમે તમને રે. ૧
ઘડી ઘડી પળ પળની ધાર રે નથી કાંયે અજાણી નાથ રે.
જાણી જોઇને જે કરીયે રે, તેનો હવે ધોખો શો ધરીયે રે. ૨
હવે તો થઇ તે થઈ રે, બાંહ્ય હરિ ગ્રહી તે ગ્રહી રે,
મુકતાં લાજ લાગે તમને રે, તજતાં ભાગ્ય નહિ અમને રે. ૩
અમે તમે એમ મળી ફરીયે રે, બોલ્યું તે પાછું ન ફરીયે રે;

તન મન ધન આપ્યું તમને રે, તમે કર્યાં પોતાનાં અમને રે. ૪
જાણી પ્રભુ પોતાનાં પણું રે, દયા હવે કરજો દયાળું રે;
દયા કરી દરશન દીજે રે, મુખ જોઇ સુખ અમે લીજે રે. ૫
તમને જેહ કે'વું તે ખોટું રે, કહ્યા વિના દુઃખ રહે મોટું રે;
નિષ્કુળાનંદ કહે નાથ રે, સુણજો ગરીબતણી ગાથ રે. ૬

પદ ૪

આજ મને મોહનજી મળીયા રે, અમ પર અઢળક ઢળીયા રે;
દયાળુ દયા ઘણી કીધી રે, બુડતાં બાંહ્ય ગ્રહી લીધી રે. ૧
મળીયા અણુઆશે અમને રે, તેનો શિયે ગુણ કરું તમને રે;
નથી કાંઇ આપવા અમ પાસ રે, દૂરબળ એમ ભાખ્યું દાસ રે. ૨
મોટા મન મોટાઇ આણી રે, આવ્યા હરિ અધમ મને જાણી રે;
ન મળો કોટિ ઉપાયે કોઇ રે, મળો તમે બિરૂદ સામું જોઇ રે. ૩
પારસમણિ પૈસે કેમ પામે રે, જેમાં દ્રવ્ય સર્વ મળી સામે રે;
ચિંતામણી મૂલ્ય વડે ન મળે રે, ચિંતા જેને ચિંતવતાં ટળે રે. ૪
ચંદન નિપજે નહિ વાહાવે રે, મેહુલાનો મૂલ્ય વિના આવે રે;
રવિ જેમ રજની નશાવે રે, એટલાં તો અણુઇચ્છયાં આવે રે. ૫
તેમ હરિ મળિયા છો તમે રે, વિચારી તે જોયું જો અમે રે;
ધન્ય ધન્ય એમ ધરે આજ રે, નિષ્કુળાનંદતણા રાજ રે. ૬

---

રાગ ગરબી. પદ ૧

"ચાલ સખી જોવાને રે જાઇએ" એ ઢાળ છે.

સાંભળને સાહેલી રે મારી, વર્ણવી કહું એક વાત રે;
મનમોહન મંદિરીયે રે મારે, આજ આવ્યા અર્ધ રાત રે. ૧
આવીને એણે મને જગાવી, કહ્યું કમાડ ઉઘાડ રે;
શું કરું હું શણગાર ઉતારી, સુતીતી વાસી કમાડ રે, ૨
પછી ઉત્તર પર ઉત્તર આપી, સજવા લાગી શણગાર રે;
ભુલ્યા છો ભવન ભોળા હૈયાના, જાઓ કર્યો જ્યાં કરાર રે. ૩

એણે કહ્યું નથી ભુલ્યો ભામિની, આવ્યો રમવા તુ સાથ રે;
જાણતી કેમ નથી જુવતિ હું, નિષ્કુળાનંદનો નાથ રે. ૪

પદ ૨

તૈયે એને મેં એમજ કહ્યું, નાથ ન કરે અનીતિ રે;
રાખ ભુંસી રડવડવું જે રાતે, કહો ક્રિયાની એ રીતિ રે. ૧
એણે કહ્યું હું મુગટ ધારી, મોટા નમે છે મુને રે,
કાંરે નથી તું જાણતી રાધા, સું રે થયું સખી તુંને રે, ૨
મેં કહ્યું મુગટધારી મોટા રાજા, પ્રજાને પાળે પ્રીતે રે;
ભુલ્યે પણ કેને ભવન ન આવે, રહે પોતાની રીતે રે. ૩
એણે કહ્યું હું મોરલીવાળો, મોરલી મારે હાથ રે;
મીઠી વાઇને મન હરૂં છું, નિષ્કુળાનંદનો નાથ રે. ૪

પદ ૩

મેં કહ્યું મોરલી વાયે વાદીડા, ઝાલે ભોયંગ ભર્યા ઝેરે રે;
દિવસે આવે સર્પ દેખાવે, રાતે ના'વે કેને ઘેરે રે. ૧
એણે કહ્યું હું ગિરિવર ધારી, ધર્યો મેં ગોવરધન રે;
વ્રજમાં સહુ વાત જાણે છે, નરનારી જે જન રે, ૨
મેં કહ્યું ગિરિ ધર્યો હનુમાને, કર્યાં રામજીનાં કાજ રે,
સદા રહે સિયા રામજી સંગે, ધર્યા ન આવે એ આજ રે. ૩
એણે કહ્યું શંખજધારી, સુંદર શંખ છે હાથ રે;
શબ્દ સુણાવી આનંદ આપું છું, નિષ્કુળાનંદનો નાથ રે. ૪

પદ ૪

મેં કહ્યું શંખ ધારી હોયે સિદ્ધ, વસે તે વનને માંય રે;
અર્ધ રાતે રે આસનથી રે ઉઠી, આવે નહિ એ આંય રે. ૧
એણે કહ્યું હું ચક્કર ધારી, ફેરે છે ચક્કર મારૂં રે;
દાસ મારા ને જે દુઃખ દિયે, તેને હું તર્ત સંહારૂં રે. ૨
મેં કહ્યું ચક્રધારી પ્રજાપત, પાત્ર ઉતારે બહુ પેર રે;
જોશે તો આવશું જરૂર લેવા, હમણાં જાઓ તમે ઘેર રે. ૩

એણે કહ્યું ગદાધારી હું ગોરી, ગદાધર મારું નામ રે;
મોટા પાપીને પ્રાજય કરું હું, નિષ્કુળાનંદનો સ્વામ રે. ૪

પદ ૫

મેં કહ્યું ગદાધારી મહા મોટો, ભીમે કર્યો ભારથ રે;
જોધા હોયે તિયાં જુદ્ધ કરો જઇ, ઇયાં નહિ સરે અર્થ રે. ૧
એણે કહ્યું હું પદમધારી, નથી બરાબર બીજો રે;
શોધી જો હવે મુજ સરિખો, કોઈ હોયે તો કહેજો રે. ૨
વળતિ હું તો રહી વિચારી, ઉત્તર ન મળ્યો એક રે;
પદમધારી કોયે પુરૂષ ન દીઠો, વિધવિધ કર્યો વિવેક રે. ૩
શણગાર પણ સજી રહી સરને, ઓપ્યો ન રહ્યો અંગે યે;
નિષ્કુળાનંદના નાથને પછી, ઉઠી મળી ઉછરંગે રે. ૪

પદ ૬

મોહન મુખ જોઇ દુઃખ ટળિયાં, વળિયા અમારા વાન રે;
સરવે પેર્યે સુખ પામી સાહેલી, થઇ રહી ગુલતાન રે. ૧
સામું જોઇ શ્યામજિયે રે વાને, હેતે હસિને બોલાવી રે;
ભલો ઉત્તર તેં આપ્યો અમને, ડહાપણ દલનું લાવી રે, ૨
તેપે કહ્યું મેં ન ઓળખ્યા તમને, ગજ઼ મ કરશો રોષ રે;
અજાણમાં જે બોલીયાં અમે, તેનો નિવારજો દોષ રે. ૩
એમ સખી અલબેલાને સંગે, રંગે વિયાણી રાત રે;
નિષ્કુળાનંદના નાથ શું મળી, તેની કહી તને વાત રે. ૪

પદ રાગ ગરબી–પદ ૧

"સજ્યા શણગાર શોભતા રે" એ ઢાળ છે.

સાંભળ સૈયર વાતડી રે, અલબેલાની એક;
ભજવ્યો છે ભલી ભાતડી રે, ભૂધર ધરી ભેખ. ૧
માથે લટકે લટરિયું રે, આવી પડે ગાલ;
ભસ્મ ચોળી કરી ભ્રુકુટિયું રે, લોચન કીધાં લાલ. ૨

ભલું બ્રાહ્મણીયુ ભજાવવા રે, જનેઇ પહેરી જાણ,
મન રાધાનું રિઝાવવા રે, સિધ્ધ થયા સુજાણ ૩
મોરા માણિગર મુંજનો રે, બાંધ્યો છે આડબંધ;
અણી ભનો જેમ શુંનતો રે, મૃગછાલા છે કંધ. ૪
બ્રખુભાણને સદને રે, જઈ બેઠા બળવાન;
નાથ નિષ્કુળાનંદને રે ધર્યું ત્યાં જઇ ધ્યાન. ૫

પદ ૨

બ્રખુભાણ બહુ ભાવ શું રે, પુછે આણી પ્રેમ;
અમ આંગણિયે ઉછાવશું રે, કહોને આવ્યા કેમ. ૧
ભોજન માગોને ભાવતાં રે, મુખથકી મહારાજ;
લાગે નહિ વાર લાવતાં રે, આણી આપું આજ. ૨
શાક પાક સોપમર્યા રે, તળેલાં ને તયાર;
હાજર કરૂં આણી હમણાં રે, વળી ન લાગે વાર. ૩
આપું અમલ ભાંગ્ય આકરી રે, લેતાં આવે લહેર;
કરૂં ચોપે કરી ચાકરી રે, પ્રેમે શું બહુ પેર, ૪
આજ દિન આનંદનો રે, કહે છે બ્રખુભાણ;
નાથ નિષ્કુળાનંદનો રે, વળતા બોલ્યા વાણ. ૫

પદ ૩

વળતા બોલ્યા વાવલીયો રે, વસું અમે વન;
સેંતો પિયે વાયોલિયો રે, ભાવે નહિ, ભોજન. ૧
જડીબુટી જંગલમાં રે, ખોદી ખાયે કંદ,
આઠો પો'ર અમલમાં રે, અમારે આનંદ ૨
આજ આવ્યું એવું મનમાં રે, આવ્યા તારે ઘેર,
વળી જાયં પાછા વનમાં રે, કરશું લીલાલેર. ૩
તારાં બાળ ગોપાળને રે, લઇ લગાડો પાય;
જોઇ જગતના જંજાળને રે, જાશું જંગલમાંય. ૪

ઉઠ્યો ભર્યો આનંદનો રે, ભોળો પ્રભુભાણુ;
નાથ નિષ્કુળાનંદનો રે જોગિડો સુજાણુ. ૫

પદ ૪

કળાવંતીને કાંવિયું રે, આવ્યો છે એક સિદ્ધ;
એના મનમાં એમ આવિયું રે, રાજી દેવા રિધ્ધ. ૧
મેંઘી રાધાને મુકિયે રે, માગે ગમતું સુખ;
તક આવી તે ન ચુકીયે રે, સારૂં દેશે સુખ. ૨
પૂજા લઇ બહુ પેરની રે, ચાલી રાધા રાણ્ય;
મોટા નજરે કરો મેરની રે, ઉભી જોડી પાણ્ય. ૩
ઝાંખી જોયું છે જોગિયે રે, રાધાજીનું રૂપ;
ભાવ્યું ભાળે જેમ ભોગિનિયે રે, સુંદરીનું સ્વરૂપ. ૪
હસિ ફસે નાખી ફંદને રે, માર્યાં મીટે બાણુ;
નાથ નિષ્કુળાનંદને રે પ્રોવી લીધા પ્રાણુ. ૫

પદ ૫

જોઇ જોગીની જુક્તિ રે, રાધા થઇ રળિયાત;
અવળ આણી જાણી ઉક્તિ રે, વળતી પુછી વાત. ૧
કહોને જોગી ક્યાંથી આવિયા રે, વસો છો ક્યાં વાસ;
સંગે સેવક નથી લાવિયા રે, આવા કેમ ઉદાસ. ૨
ગુરૂ મળ્યા કોણુ ગામના રે, કેણે ફુંક્યો કાન;
ઉપદેશી મુક્યા આમના રે, ખોટાં ધરવા ધ્યાન. ૩
નથી પત્તર ઝોળી પાવડી રે, નથી મુદ્રા છાપ;
ઘેરે રોતી હશે માવડી રે, ગોતતો હશે બાપ. ૪
નથી કહું કરી વંદના રે, ઝાઝા દિનો જોગ;
નાથ નિષ્કુળાનંદના રે, શીદ ભુલો છો ભોગ. ૫

પદ ૬

જાને ભવન તારે ભામિની રે, કઉ ન લઇએ કેડ;
ઝાઝી કરીએ નહિ કામિની રે, જોગિયોની છેડ. ૧

જોગી હોય કોઇ રીતમાં રે, ભજનમાં ભરપુર.;
ચિટક કરી જાય ચિત્તમાં રે, થાયે ગાંડાતુર. ૨
એવું કહી નઇ કોઇને રે, લાગતાં લાવી વેણુ,
હું તો રહ્યો છું જોઇને રે, નમણાં તારાં નેણુ. ૩
લેને ભભુતની ચપટી રે, જોગી જાય છે વન;
વળતી રાધાએ વાત કપટી રે, મસકાણી છે મન. ૪
આવી મલ્યા આનંદને રે, કરી લીલા લહેર;
નાથ નિષ્કુળાનંદને રે, રાધા મેલી ઘેર. ૫

પદ ૭

જોગી પો'તા પાધરમાં રે, ત્યાંથી તાણી નાડય;
રાધા ઘેલી થઇ ઘરમાં રે, રોઇને પાડી રાડય. ૧
પિંડ પૃથવિયે પડિયું રે, આંસુ વિના અંગ;
કોઇ કે' ભગ્યું ચોઘડિયું રે, ભખી કાં ભોયંગ. ૨
એક કહે ગોરો ગારડી રે, કાં તો શોધો સિદ્ધ;
આ તો મરશે કુંવારડી રે, કરો કાંયેક વિદ્ધ. ૩
તેડી લાવોને તેહને રે, બાવો બેઠા બા'ર
ખોળે બેસારો એહને રે, વહેલી કરે વા'ર. ૪
બ્રખુભાણે કરી વંદના રે, જોગી લાવ્યા ઘેર;
નાથ નિષ્કુળાનંદના રે, અમને કરો મહેર. ૫

પદ ૮

જોગી જોઇને બોલિયા રે, નથી નાડી પ્રાણુ;
લખ્યા લેખ આના ઉલિયા રે, શીદ ભુલો સુજાણુ. ૧
કાંતો દાટો આ દેહને રે, કાંતો આલો આગ્ય;
શીદ રાખી રહ્યા એહને રે, તન કીધું છે ત્યાગ. ૨
એમ કરતાં આપો અમને રે, લઇએ એની ઘાત;
તે તો કેમ કહેવાય તમને રે, પણ ઘટતી વાત. ૩

બ્રખુભાણુને કાંઇક ભાવિયું રે, કાંઇક લાગ્યું દુઃખ;
પછી એમજ મનમાં આવિયું રે, ધોળ્યું જોઇ મુખ. ૪
વળતા બોલ્યા છે વદને રે, આપી તમને એવ;
નાથ નિષ્કુળાનંદને રે, તરત ઉપાડી તેહ. ૫

પદ ૯

કરી ચરિત્ર ગોકામણાં રે, ગયા ગોકુલ નાથ;
લીધાં જશોદાએ ભામણાં રે, ભીડયા રુદા સાથ. ૧
કાના ક્યાં ચારી ગાવડી રે, ક્યાં પાયાં નીર;
બકી લઇને બોલ્યા માવડી રે, વાલમ મારા વીર. ૨
ભૂધર ભોળા છો મનના રે, સમજો નહિ સંસાર;
દિન આવશે જોબનના રે, જોશે નવલ નાર. ૩
કહેતો કુંવર કન્યા આણિયે રે, પરણો જીવન પ્રાણ;
તે તો જરૂર જોશે જાણિયે રે, આમળિયા સુજાણ. ૪
માતા કહે છે મુકુંદને રે, સાંભળો મારા સેણ;
નાથ નિષ્કુળાનંદના રે, વગતાં કહ્યાં વેણ. ૫

પદ ૧૦

માતા વસુ અમે વનમાં રે, સમજું નહિ સગાઇ;
જાણું નહિ જોબનમાં રે, કન્યાને પણ કાંઇ. ૧
નારે આવે છે નેસમાં રે, વાછરૂનો કાળ;
કાઢી મુકશે કોઇ દેશમાં રે, ગાયોના ગોવાળ. ૨
રૂડા છે જો રખવાળિયા રે, ખીવો માં લગાર;
ગાફલ નથી ગોવાળિયા રે, નહિ આવે નાર. ૩
જશોદાએ એમ જાણીયું રે, આ તો છે અજાણ;
પણ બીજું ન પરમાણિયું રે, ધૂત્યો બ્રખુભાણ. ૪
વળતી બકી લીધી વદને રે, આને કહો કેમ;
નાથ નિષ્કુળાનંદને રે, ઉત્તર આપ્યો એમ. ૫

પદ ૧૧

જાણી વરસાણે વાતડી રે, કહ્યું હતો કાન;
કરી આવ્યો એ ઘાતડી રે, નહિ જોગી નિદાન. ૧
ભડયો બ્રહ્મભાણ મનમાં રે, એ કેમ કરે એમ;
એ તો વસે છે વનમાં રે, કન્યા દેવાય કેમ. ૨
મને ભોળવિયો ભેખમાં રે, ભુંશીને ભભુત;
ઓળખ્યો તો ઊર્ધ્વરેખમાં રે, નંદ મહરનો પુત. ૩
કેમ કરૂં બોલ્યો મુખડે રે, ધીને બેઠી ગાળ;
દીકરીને નાખી દુઃખડે રે, વર મળ્યો ગોવાળ. ૪
હવે હો' જશોદાનંદને રે, વિ'વા કરે નિહ;
નાથ નિષ્કુળાનંદનો રે, પરણાવે પરસિદ્ધ. ૫

પદ ૧૨

જશોદાને જણાવિયું રે, નંદને કર્યું જાણ;
લગન લાલનું આવિયું રે, મેલ્યું બ્રખુભાણ. ૧
મળી મંગળ ગાય છે રે, નંદતણે દરબાર;
આનંદ ઉત્સવ થાય છે રે, બાંધ્યાં તોરણ બાર. ૨
પરણાવ્યા પૂરણ પ્રીત શું રે, જુગતે જીવન પ્રાણ;
દીધી દાન્યું રૂડી રીત શું રે, સુરને થયું જાણ. ૩
દેવે દુદુંભી વજાડિયાં રે, હુવો જે જે કાર;
જશોદાને પાયે લગાડિયાં રે, રૂડી રાધા નાર. ૪
ગતિ જોઇ ગોવિંદની રે, મનમાં મરકયાં માત;
નાથ નિષ્કુળાનંદની રે, સખીએ કરી વાત. ૫

---

રાગ મેવાડી–પદ ૧

માવજીની મીટે ચડીયાં રે, હો આજ અમે માવજીની મીટે ચડીયાં રે; ટેક.
પીયરીએ પરહરી પે'લી, સાસરીએ સગાઇ મેલી;
ઘરને ગણી છે ઘેલી રે. હો આજ૦ ૧

કુળમાં કડવી થઇ, લોકડીયામાં લજ્જા ગઇ;
ઘરમાં તો ગમે નઇ રે. હો આજ૦ ૨
લોચનીએ લગાડી બાણુ, ગોપીને લીધા છે પ્રાણ;
તનડામાં તેની તાણ રે. હો આજ૦ ૩
નિષ્કુળાનંદને નાથે, અમને કીધાં છે હાથે;
પ્રાણ બાંધ્યા એને સાથે રે. હો આજ૦ ૪

પદ ૨

મીટડીને બાણે મારી રે, મર્માળે વાલે મીટડીને બાણે મારી રે; ટેક.
કરતાં ન સુઝે કામ, ઝંખના છે આઠુ જામ;
મનડું ન બેસે ઠામ રે. મર્માળે૦ ૧
ગઇતી જમુનાજીને ઘાટે, પાણીડાં ભરવાને માટે;
મોહન મળીયા વાટે રે. મર્માળે૦ ૨
નયણાંની કરી સાને, મુંજ પર તોડયું તાને:
કામણગારો છે કાન રે. મર્માળે૦ ૩
નિષ્કુળાનંદને વાલે, નાખી ચોટ નંદલાલે;
સાન એની મને સાલે રે. મર્માળે૦ ૪

પદ ૩

મનડું હરિને લીધું રે, લટકાળે વાલે મનડું હરીને લીધું રે; ટેક.
આવીને એ ઉભો સામો, જરકશી પહેરી જામો;
જોઈ મને લાગ્યો કામો રે. લટકાળે૦ ૧
ઉભા છે કમર કસી, હેતે મને જોયું હસી;
દીઠે દિલ ગયા વસી રે. લટકાળે૦ ૨
તાને શું પાડતા તાળી, વનમાંયે વનમાળી;
શુધ્ધી શુધ્ધ એને ભાળી રે. લટકાળે૦ ૩
બાલ છડી લઈ હાથ, શોભે છે સખાને સાથ;
નિષ્કુળાનંદનો નાથ રે. લટકાળે૦ ૪

પદ ૪

ચિત્તડામાં ચોટી ગયો રે; અલબેલો વાલા ચિત્તડામાં ચોંટી ગયો રે. ટેક
અચાનક એને દીઠો, મનડામાં લાગ્યો મીઠો;
અંતરમાં આવી પેઠો રે. અલબેલો૦ ૧
વિસાર્યા વિસરે નહી, કરીયા ઉપાય કહી;
હવે હું તો હારી રહી રે. અલબેલો૦ ૨
અમારૂં તો નવ ફાવ્યું, એણે કર્યું એનું ભાવ્યું
મન મારૂં લઇ લોભાવ્યું રે. અલબેલો૦ ૩
કેડવું થયું છે કાજ, વહાલો લાગે મહારાજ;
નિષ્કુળાનંદનો રાજ રે. અલબેલો૦ ૪

---

રાગ મેવાડો–પદ ૧

"અંતકાળે આવી રે સંભાળી લેજ્યો શ્યામળારે" એ રાગ છે.

અલબેલા આવો રે આજ અમ પાસજેરે,
પુરો પુરો પિયું અમારી રે આશ;
વદન તમારૂં રે વા'લા વિલોકયા વિના રે,
અંતર અમારૂં રહે છે ઉદાસ. અલ૦ ૧
આણી આંણી આંખ્યે રે નાથ મુખ નિરખશું રે,
ત્યારે જાશે હલડાંનું રે દુઃખ;
શ્રવણે સાંભળશું રે વાલીડાની વાતડી રે,
ત્યારે સર્વ અંગે થાશે રે સુખ. અલ૦ ૨
સનમુખ બેશી રે મહા સુખ મુખ નિરખશું રે,
ત્યારે મારૂં મન થાશે રે મુદિત;
લટકાને જોશું રે લટકાળા લાલનાં રે,
ત્યારે સુખ થાશે અંતરે ઉદિત. અલ૦ ૩

બાળપણામાં પેરે બાંધી પિયા પ્રીતડી રે,
કરી કરી અંતર મનને રે એક;
અર્ધક્ષણ અમથી રે અળગા રહેતા નહિ રે,
અલબેલા આપિયાં સુખ અનેક. વ્રજના૦ ૨
શરીરમાં સાલે રે સનેહનાં સુખડાં રે,
સ્થળ સ્થળ પ્રત્યે મનોરથ થાય;
ઢંઢાં બેસી હરિ રે અમને બોલાવતા રે,
સંભારતાં હેત હૈયે ન સમાય. વ્રજના૦ ૩
પળે પળે પિયુ રે પ્રેમે કરી પોષિયાં રે,
સંતોષિયાં શ્યામળિયે દઇ સુખ;
નિષ્કુળાનંદના રે નાથ નથી વિસર્યું રે,
દિન દિન વણુ દીઠે દિલ દુઃખ. વ્રજના૦ ૪

પદ ૪

વા'લા વિના વીતે રે ઘડી ઘણી વસમી રે,
આલોચન અંગમાંયે રે ન માય;
પળે પળે દાઝે રે દુઃખે મારી દેહડી રે,
વાલો મળે વિજોગ મહની વિલાય. વાલા૦ ૧
દાવાનળ લાગ્યો રે કુંગરિયા ડોલિયા રે,
કહોને કેમ કોમળે કરીને ઓલાય;
અમૃત એલીયેરે અલબેલા આવજો રે,
મુખ જોયે દુઃખ પળે પળમાંય. વાલા૦ ૨
પાવકની ઝાળે રે પંખી નવ પરજળે રે,
વીતે વનવેલીને વસમી રે વાર,
આગમને વિના રે આવી બની એહને રે,
શ્યામઘન વિના કરે કોણ સાર. વાલા૦ ૩
પાન પરજળ્યાં રે ડાળ્યો લાગી દાઝવા રે,
હવે નથી રહેતું જો ધીરજ મન;

મારાં નયણાં પિપાસિરે પિયામુખ પેખવા રે,
નિરંતર અંતર રહે છે ઉદાસ;
નિષ્કુળાનંદના રે સ્વામીજી પધારજો રે,
દયા આણી જાણી પોતાના રે દાસ. અલ૦ ૪

પદ ૨

વિસારો મા વા'લા રે અલબેલા અમને રે,
અમે છાંએ હરિ તમારાં રે દાસ;
દરશન દેજો રે દયાળુ દયા કરી રે,
અમને છે એક તમારી રે આશ. વિસારો૦ ૧
વાંસળી વાઇને રે વિરહ ઉપજાવીયો રે,
રૂડી રીતે રમાડયાં હરિ રાસ;
પળે પળે પિયુ રે પ્રેમે શું પોષિયાં રે,
આજ કેમ થયા અમથી ઉદાસ. વિસારો૦ ૨
ભૂધર ભેટિને રે ભવ દુઃખ ભાગિયાં રે,
સમે સમે આપિયાં ઘણાં રે સુખ;
હેત કરી હરિ રે અમને જો હેળવ્યાં રે,
હવે કેમ કીધું મોઢું રે મુખ. વિસારો૦ ૩
તમ વિના કહોને રે દિન કેમ કાઢીયે રે,
સુખ ઘણું સાલે છ જો શરીર;
નિષ્કુળાનંદના રે નાથ નિરખ્યા વિના રે,
કહોને કઇ પેર્યે ધરીયે રે ધીર. વિસારો૦ ૪

પદ ૩

મજના વાસીની રે વા'લા વા'ર કીજયે રે,
લીજે લીજે શ્યામળિયાજી રે સાર;
દીજે દીજે દીઠે રે દરશન દાનને રે,
કીજે કીજે વા'લા મનવિચાર. મજના૦ ૧

બાળપણામાં ચેરે બાંધી પિયા પ્રીતડી રે,
કરી કરી અંતર મનને રે એક;
અર્ધક્ષણુ અમથી રે અળગા રહેતા નહિ રે,
અલબેલા આપિતાં સુખ અનેક. વ્રજના૦ ૨
શરીરમાં સાલે રે સનેહનાં સુખડાં રે,
સ્થળ સ્થળ પ્રત્યે મનોરથ થાય;
છંદાં બેસી હરિ રે અમને બોલાવતા રે,
સંભારતાં હેત હૈયે ન સમાય. વ્રજના૦ ૩
પળે પળે પિયુ રે પ્રેમે કરી પોષિયા રે,
સંતોષિયાં શ્યામળિયે દઇ સુખ;
નિષ્કુળાનંદના રે નાથ નથી વિસર્યું રે,
દિન દિન વધુ દીઠે દિલ દુઃખ. વ્રજના૦ ૪

પદ ૪

વા'લા વિના વીતે રે ઘડી ઘણી વસમી રે,
આલોચન અંગમાંયે રે ન માય;
પળે પળે દાઝે રે દુઃખે મારી દેહડી રે,
વાલો મળે વિજોગ મહની વિલાય. વાલા૦ ૧
દાવાનળ લાગ્યો રે ડુંગરિયા ડોલિયા રે,
કહોને કેમ કોઝળે કરીને બોલાય;
અમૃત બોલીયેરે અલબેલા આવજો રે,
સુખ જોયે દુઃખ પળે પળમાંય. વાલા૦ ૨
પાવકની ઝાળે રે પંખી નવ પરજળે રે,
વીતે વનવેલીને વસમી રે વાર,
આગમને વિના રે આવી બની એહને રે,
શ્યામઘન વિના કરે કોણુ સાર. વાલા૦ ૩
પાન પરજળ્યા રે પ્રલ્યો લાગી દાઝવા રે,
હવે નથી રહેતું જો ધીરજ મન;

નિષ્કુળાનંદના રે પ્રાણજી પધારજો રે,
જો હોય જીવાડવાનું જીવન. વાલા॰ ૪

પદ ૫

સારૂ કર્યું સ્વામી રે વાઇ ગયા વાંસમાં રે,
વનિતાને વળગાડી વૃક્ષડાળ;
તરૂએ ટીંગાડી રે જાવું નોતું જાદવા રે,
શ્યામળિયા આવી લીયોને સંભાળ. સારૂ॰ ૧
અવની આકાશ રે વચ્ચે રહી વનિતા રે,
રહી વિલખતી રોતી રાંક,
ધન્ય ધન્ય પ્રીત રે રીત મારા રાજની રે,
અલબેલા વાલા વળિયો છે આંક. સારૂ॰ ૨
એના અવગુણ રે સામા જોશો શ્યામળા રે,
તો નથી નારી તણો કોઇ નોર,
તમારી કસોટી રે અલબેલા આકરી રે,
અબળાને અંગે એવું નહિ જોર. સારૂ॰ ૩
અનાદિની એવી રે રીત નથી શારતી રે,
દાવો આવો બાંધવો દીનને રે સાથ;
સુણ ભામિની રે સાંભળો શ્યામળા રે,
કરો દયા નિષ્કુળાનંદના રે નાથ. સારૂ॰ ૪

પદ ૬

દિલના દયાળુ રે દીનને દયા કરો રે,
હરો હરો હરિ અમારી રે દાઝ;
તમ વિના નથી રે કોઇ ત્રણ લોકમાં રે,
સમર્થ સારવા અમારાં કાજ. દિલ॰ ૧
દિલડાની દાઝુ રે કહીએ કેની આગળે રે,
સુખદાયિ સુંણી સુંદર શ્યામ;

અરજી અમારી રે કૃપણુ કાને ધરો રે,
તમ વિના નથી ઠરવાનું ઠામ. દિલ૦ ૨
અમારે તો તમે રે અલબેલા એક છો રે,
સાચા જો સનેહી શ્યામ સુજાણ;
વસમી વેળાનારે વાંહ તમે વિઠ્ઠલારે,
છોજી મારા જીવના જીવન પ્રાણ. દિલ૦ ૩
વળી વળી વાલારે વનિતાની વિનતિ રે;
નિષ્કુળાનંદના સ્વામિજી શું કરૂં રે,
અમપર કરો નજરે મારા નાથ. દિલ૦ ૪

---

## રાગ કાફી. પદ ૧

"હરિ હૈયાના હાર છોજી" એ ઢાળ છે.

આવજો આવજો આવજો રે, વા'લા આજ અમ ઘેરે આવજો રે;
મારે તમને ભેટ્યાનો છે ભાવ જો રે. વાલા૦ ટેક.
સુંદર સારી શોભા તમારી રે, દયા કરીને દેખાડજો રે. વાલા૦ ૧
દયા કરી હરિ દર્શન દેજો રે, મહેર મુજપર લાવજો રે. વાલા૦ ૨
વાલા વળી વળી વાટડી જોઉં છું રે, આવી આનંદ ઉપજાવજો રે. વાલા૦ ૩
નિષ્કુળાનંદના નાથજી અમને રે, હેતે હસીને બોલાવજો રે. વાલા૦ ૪

## પદ ૨

આપજો આપજો આપજો રે, વાલા આજ આનંદ મને આપજો;
તમે મળે ટળે મારા તાપ જો રે. વાલા૦ ટેક.
મુખ જોયા વિના દુઃખ છે દલમાં રે, કૃપા કરીને તે કાપજો રે. વાલા૦ ૧
અંગોઅંગ આલિંગન લઇને રે, હેતે હૈયામાં મને ચાંપજો રે. વાલા૦ ૨
ચંદને ચર્ચિ ચરણ તમારાં રે, છબીલાજી છાતિ મારી છાપજો રે. વાલા૦ ૩
નિષ્કુળાનંદના નાથ મન મારૂં રે, અસ્થિર સ્થિર કરી સ્થાપજો રે. વાલા૦ ૪

પદ ૩

મળજો મળજો મળજો રે, મીઠા બોલા વાલા મને મળજો;
મારો થાયે જનમ સફળ જો રે. મિઠા ટેક.
દૂર રહ્યાનું જે દુઃખ છે દિલમાં રે, તેનો દરશન દઇ હરિ દલજો રે. મિઠા૦ ૧
પોતાનાં જાણી દયા દિલ આણી રે, પીયુ પ્રીતે કરી પળજો રે. મિઠા૦ ૨
હું તો છઉં દાસી ચરણુ ઉપાસી રે, મુજપર વાલા વાલ્યે વળજો રે. મિઠા૦ ૩
નિષ્કુળાનંદના સ્વામી શ્યામળીયા રે, આજ અઢળ હરિ ઢળજો રે. મીઠા૦ ૪

પદ ૪

ભેટજો ભેટજો ભેટજો રે, ભાવે ભરી ભૂધર મને ભેટજો;
મને રાખી હૈયાની હેટ જો રે. ભાવે૦ ટેક.
તમ વિના મારૂં તન મન તપે રે, મળી મનના તાપ મેટજો રે. ભાવે૦ ૧
અંગોઅંગે જે અનંગની વેદના રે, તે શ્યામ મળીને સમેટજો રે. ભાવે૦ ૨
અંક ભરી આલિંગન લેતાં રે, મારા પંડયનું પોત પલેટજો રે. ભાવે૦ ૩
નિષ્કુળાનંદના નાથ મળે જ્યારે રે, ત્યારે ઠરે મારૂં પેટ જો રે. ભાવે૦ ૪

પદ ૫

થાય છે થાય છે થાય છે રે, મારા મનમાં મનોરથ થાય છે;
તે તો ધોડીને તમસંગ ધાય છે રે. મારા૦ ટેક.
લોચન મારા લોભી રહ્યાં છે રે, તે તમને જોવા ચા'ય છે રે. મારા૦ ૧
હૈડું મારૂં હિંસી રહ્યું છે રે, અંતર અતિ અકુળાય છે રે. મારા૦ ૨
અણદીઠે અલબેલાજી તમને રે, જુગસમ પળ એક જાય છે રે. મારા૦ ૩
નિષ્કુળાનંદના નાથ જોઉં જ્યારે રે, ત્યારે મારા તાપ સમાય છે રે. મારા૦ ૪

પદ ૬

આશ છે આશ છે આશ છે રે, હરિ અમને તમારી આશ છે;
મારા પ્રાણુ તમારે પાસ છે રે. હરિ૦ ટેક.
તમ વિના તન મન હરિ મારૂં રે, અણદિઠે ઉદાસ છે રે. હરિ૦ ૧
મુખ જોવા મોહનજી તમારૂં રે, પ્રીતમ અમને પ્યાસ છે રે. હરિ૦ ૨

સુંદર વદન સદન છે સુખનું રે, અધરે મધુર વાલા હાસ છે રે. હરિ૦ ૩
નિષ્કુળાનંદના નાથ તમ સાથે રે, આલિંગન લેવા ઉલ્લાસ છે રે. હરિ૦ ૪

પદ ૭

પ્રીત છે પ્રીત છે પ્રીત છે રે, પિયુ તમ સાથે મારે પ્રીત છે;
તે તો મન માન્યાની રીત છે રે. પિયુ૦ ટેક.
સંસારસુખ મને સ્વપ્ને ન ગમે રે, તમચરણે મારૂં ચિત્ત છે રે. પિયુ૦ ૧
દેહ ગેહમાં વાલા દિલડું શું દાઝે રે, અંતે જાતા જે અનિત્ય છે રે. પિયુ૦ ૨
આરે જીભાએ કહેશું જશ તમારા રે. ગુણાતીત જે ગીત છે રે. પિયુ૦ ૩
નિષ્કુળાનંદના નાથ તમચરણે રે, સોંપ્યું તનમન ધન સમીત છે રે. પિયુ૦ ૪

પદ ૮

શ્યામ છો શ્યામ છો શ્યામ છો રે, સ્વામી તમે અમારા શ્યામ છો;
સઉ સંતના સુખ વિશરામ છો રે. સ્વામી૦ ૧
દીનબંધુ સદા સુખના સિંધુ રે, સતુણા સુખના ધામ છો રે. સ્વામી૦ ૧
ત્રિવિધ તાપમા તપતાં અમને રે, ટાકરે ટરવા ઠામ છો રે. સ્વામી૦ ૨
અનાથના નાથ અધમ ઉધાર રે, અમારા આતમરામ છો રે. સ્વામી૦ ૩
નિષ્કુળાનંદના શ્યામ સુખકારી રે, પિયુ તમે તો પૂર્ણ કામ છો રે. સ્વામી૦ ૪

---

રાગ આશાવરીની છાયા–પદ ૧

"શું કરૂં રે રાણાજી હું શુ કરૂં" એ ઢાળ છે.

નહિ વરૂં રે રૈયર હુ તો નહિ વરૂં, આ જગતના જીવને હું નહિ વરૂં: ટેક.
એ અજર અમર રે નહિ સ સારી નર, એને વરતાં ભાગે અધ્યરસ્ય ધર. તો હું૦ ૧
એ નાશવંત રે માથે ધણી શું ધારૂં, તેથી હું કુંવારી સુધુજ સારૂં. તો હું૦ ૨
એ દો દિન સારૂં રે કોણ બેસારે ગાળ,' રંડાપાની કોણ રોપે વરમળ. તો હું૦ ૩
જેવું એના તન રે અધવચ ઉતરે, એવા વરને મારી બલાયે ન વરે. તો હું૦ ૪
એ ચાંદલીયો ચોડો કહો હરિનો ધરશું, નિષ્કુળાનંદના સ્વામિને વરશું તો હું૦ ૫

પદ ૨

નહિ કરૂં રે સૈયર હું તો નહિ કરૂં, સગપણ સંસારી સાથ તો હું નહિ કરૂં. ટેક.
એ શ્વાનસૂકરને ખરજેવા જે જીવ, એવા પાપિને નાહ કરીયે જો પિવ. તો હું૦ ૧
એ મનુષ્ય દેહને કરે અમર વખાણ, તેને કરે કોણ પરને વેચાણ. તો હું૦ ૨
એ એવી શિખામણ રે મને કોયે મ દેજો, મારા હેતુ જો હો તો તમે સમજીને લેજો. તો હું૦ ૩
એ સગાં સંબધી રે સહુ મર કરે જોર, પરાણ આપે તે નહિ હારો હું ઠોર. તો હું૦ ૪
નિષ્કુળાનંદનો નાથ કંથ કરીશ, જેને સંગે ભવસિંધુ તરીશ. તો હું૦ ૫

પદ ૩

નહિ ફરૂં રે સૈયર હું તો નહિ ફરૂં, ફેરા ફોગટિયાં સાથ તો હું નહિ ફરૂં, ટેક.
કુડિયાં સંગાથે કોણ જમે કંસાર, સ્વપને ન ગમે મને સુખ સંસાર. તો હું૦ ૧
એ અવર વરને રે બાઇ સોંપુ જો હાથ, તો રે લાજે મારો સમરથ નાથ. તો હું૦ ૨
એ ચોરીએ ન ચડું રે બાઇ બીજા તેને સાથ,
હું તો વેચાણી છઉં હરજી ને હાથ, તો હું૦ ૩
એ બીજા નર નેરે બાઇ નામું જો શિશ, તો રે કહેજ્યો મને કુલટા હમેશ તો હું૦ ૪
એ મેં રે કર્યું છે મારૂં મારે મારે જો હાથ, વર વરી છું નિષ્કુળાનંદનો નાથ. તો હું૦ ૫

પદ ૪

શું કરૂં રે સૈયર હું તો શું કરૂં, ખોટા સાથે સનેહ તો હું શું કરૂં; ટેક.
એ છેલ છબીલો રે વાલો ભલે રે આવે, અવર પુરૂષ દેખી ઉબકો આવે. તો હું૦ ૧
એ સુખના સાગર રે વર નંદજીનો લાલ, બીજા પુરૂષ તો દીસે બેહાલ. તો હું૦ ૨
એ જીવન જોતાં રે થાયે તાઢું તન, અવર પુરૂષ દેખી લાગે અગન. તો હું૦ ૩
એ મનડું માન્યુ રે મારૂં શ્યામળિયા સાથ, વાલો લાગે છે મને નટવર નાથ. તો હું૦ ૪
નિષ્કુળાનંદના નાથ સાથે સોભાણી, બીજા પુરૂષ દીસે ધુડય ને ધાણી. તો હું ૫

---

રાગ ગરબી. પદ ૧

"નારાયણ નામ લેને તું પ્રાણી રે" એ ઢાળ છે.

નારાયણ નામની જપો માળા રે, સર્વે અંગ સંભારી રૂપાળા! નારા૦ ટેક

પગે દશે આંગળિયો દેખીરે, ફણા ઘુંટી પેની જુગ પેખી રે,
ફેરો માળા પટદશ લેખી. નારા૦ ૧
જંઘા જાનું ઉભે ઉરૂ જોઇરે, નાભી ઉદર ને સ્તન દોઇ રે,
ફેરો માળા દશ ચિત્ત પ્રોઇ, નારા૦ ૨
ભુજ દો કર દશ આંગળિએ રે, કંઠ ચિબુકને મુખ વળી રે,
તેની માળા પચ દશ મળી. નારા૦ ૩
નાસા નયણુ શ્રવણુ સંભારી રે, બ્રહ ભાલ શિપ પરવારી રે,
માળા નવ ફેરો નરનારી. નારા૦ ૪
એમ પૂરણમાળા પચાસ રે, ભજતાં ભવદુઃખનો નાશ રે;
કહે નિષ્કુળાનંદ પ્રકાશ. નારા૦ ૫

પદ ૨

નારાયણુ નામને તુલ્ય ના'વે રે, જપ તપ તીરથ વ્રત કા'વે; નારા૦ ટેક
જપ તપ તીરથ વ્રત પાળે રે, દમી દેહને ગળે હિમાળે રે;
અલ્પ પુણ્ય પામે કોઇ કાળે, નારા૦ ૧
જેને નામ તણો પરતાપ રે, જેનો જપ્યો અજામેલે જાપરે;
થયો શુદ્ધ ને ગયો સંતાપ. નારા૦ ૨
હોય અઘના ઓઘ અપાર રે, સર્વે મળી બળી થાય છાર રે;
કરતાં નારાયણુનો ઉચ્ચાર. નારા૦ ૩
એવો નામ તણો મહિમાય રે, ભજતા ભવદુઃખ પલાયરે;
સત્ય નિષ્કુળાનંદ તેને ગાય. નારા૦ ૪

પદ ૩

નારાયણુ નામને નિત્ય ગાયે રે, જેથી છોટા મટી મોટા થાયે; નારા૦ ટેક
હતા નારદજી છેક છોટા રે, જગ જાણે તે દાસીના યોટા રે,
ભજી નારાયણુ થયા મોટા. નારા૦ ૧
જેને વાલ્મિકીને વશિષ્ટ રે, જેને એક નારાયણુ ઇષ્ટ રે;
ભજી નારાયણુ થયા શ્રેષ્ઠ. નારા૦ ૨

એહ આદિ અનેક જે એવા રે. હરિ ભક્ત થયા હરિ જેવા રે.
તેમાં કસર ન રહી કેવા. નારા૦ ૩
નામ નામી વિના વાત કાચી રે, જોઈ નાથ સાથે રહો રાચી રે,
કહે નિષ્કુળાનંદ એહ સાચી. નારા૦ ૪

પદ ૪

નારાયણ નામને જે જાપે રે, તેથી કાળ માયા મન કંપે રે. નારા૦ ટેક
કામ ક્રોધનું જોર ન જાગે રે, લોભ મોહનો લાગ ન લાગે રે;
હરિ ભજન થકી સહુ ભાગે. નારા૦ ૧
આશા તૃષ્ણા જેપે ઉધડી રે, દરખ શોક તે ન કાઢે હડી રે.
રીપ ધ્રુર્યાં ન શકે નડી. નારા૦ ૨
સર્વે સુખની સંપત્તિ પામે રે, મન લાગે નહિ અન્ય ભામે રે;
પછી હરી એડો નર હામે. નારા૦ ૩
નારાયણનું નામ છે એવું રે, સુખનાયક સમજી લેવું રે;
સત્ય નિષ્કુળાનંદને કહેવું. નારા૦ ૪

રાગ પરજ–પદ ૧

"છોગલું તારૂં છોગલું તારૂં છોગલું તારૂં" એ ઢાળ છે.
વારણે જાઉં વારણે જાઉં વારણે જાઉં રે,
વા'લા તારે વારણે જાઉં, મનમાં મળવા ચાઉં રે. વાલા૦ ટેક.
આવો અલબેલા ઓરા કરૂં કોડ પુરા રે,
જીવન તમને જોઇ સુખણા થાઉં રે, વાલા૦ ૧
પ્રીતમ પ્યારા મારા સુંદર વર સારા રે,
ત્રિકમ તમને ભેટી તાપ ગમાઉં રે, વાલા૦ ૨
રૂપ જોઇને તારૂં ઇચ્છે મન મારૂં રે,
આવે હું તો જાણું ભૂધર ભેટવા ધાઉં રે, વાલા૦ ૩
નિષ્કુળાનંદના રાજ આવો ઓરા આજ રે,
પ્યારા પાડ માની વળી ગુણુ ગાઉં રે, વાલા૦ ૪

પદ ૨

મુખડુ જોવા મુખડું જોવા મુખડુ જોવા રે,
મીઠા તારૂં મુખડું જોવા, દા'ડી ગઉં આવીશ દોવા રે, મીઠા૦ ટેક.
ઉઠી હુ ભરી આશે આવું તમ પાસે રે,
વળી નહી રહુ વાલા મહી વલોવા રે. મીઠા૦ ૧
જોઉં હરી મુખ જ્યે થાઉ સુખી તેપે રે,
નથી બીજો ઉપાય દુઃખ દિલનું ખોવા રે. મીઠા૦ ૨
મનડું મોહ્યું મારૂં જોવા રૂપ તારૂં રે,
હાલું કોણ આવશે હવે મુજને ડોવા રે. મીઠા૦ ૩
નિષ્કુળાનંદના વાલા જોઉં નંદલાલા રે,
મોહન જીવન મારૂં મનડું મો'વા રે. મીઠા૦ ૪

પદ ૩

આવજો ઓરા આવજો ઓરા આવજો ઓરા રે,
અમભણી આવજો ઓરા, કરૂં હું નાથજી નોરા રે. અમ૦ ટેક.
ચટકંતી ચાલી ચાલ આવો નંદલાલ રે,
પાઘડીના પેચમાં ફુલના તોરા રે. અમ૦ ૧
ફુલને હારે ફુલ્યા આવો ઝુલ્યા ઝુલ્યા રે.
જીવન જોઇને કરૂં કોડ્યુ પુરા રે. અમ૦ ૨
શણગાર સજી સારા આવો મારા પ્યારા રે.
સુંદર શોભતા અંગે ગોવિંદ ગોરા રે. અમ૦ ૩
નિષ્કુળાનંદના નાથ મારી છો મીરાંય રે,
હૈયું હરિ તમને જોવા કરે હિસોરા રે. અમ૦ ૪

પદ ૪

હેતની વાતુ હેતની વાતુ હેતની વાતુ રે,
આવી કરો હેતની વાતુ, મેલી હવે મનની ઘાતુ રે. આવી૦ ટેક૦

અમને મેલી માવા થયા કેમ આવા રે,
જાવા દીયો જાવા હવે નથી ખમાતું રે. આવી૦ ૧
મનની આંટી મેલો ખાત્યે આવી બેલો રે,
રંગભર રમીયે અલી અમશું રાતુ રે. આવી૦ ૨
મનોરથ પુરો મારા પ્રીતમજી પ્યારા રે,
ખાતિલાજી પુરીએ મારા મનની ખાંતુ રે. આવી૦ ૩
નિષ્કુળાનંદના સ્વામી અંતરજામી રે,
વારે વારે વાલા મારા નથી કહેવાતું રે. આવી૦ ૪

---

## રાગ બારવી. પદ ૧

"લટકાળા તારે લટકે રે" એ ઢાળ છે.

અમાસે ભાગ્ય અમારાં રે, પૂરણુ આજ પ્રગટ થયાં;
સહજાનંદ મુજને મળિયા રે, સુખ મુખે નવ જાયે કહ્યાં. ૧
એકમે અલબેલો રે, જીવન જોવા જુગત્યે કરી;
ત્રણુ ભુવનમાં તમારી રે, હોડયે કોયે ન આવે હરી. ૨
બીજે મન કયાંયે ન બેસે રે, મોહનજી વિના મારૂં;
હું તો રાત દિવસ રૂદિયામાં રે, ધ્યાન ધરૂં છું તમારૂં. ૩
ત્રીજે તનચિહ્ન તમારાં રે, ચિતવે છે ચિત વળી વળી;
મારા અંગમાં આનંદ આવે રે, નખશિખ શોભા નિહાળી. ૪
ચોથે જે ચરણુ તમારાં રે, શોભે છે સોળ ચિહ્ને,
જેને અનેક જન આરાધે રે, સેવે છે સદા તેને. ૫
પાંચમે પગ અંગુઠે રે, રેખા દીસે રૂપાળી,
પગ અંકિત લંકિત એવા રે, નિશદીન રહી છું નિહાળી. ૬
છઠે જે ઉર્ધ્વ છબિલા રે, પાવલીયા પાવન તારાં,
ચિહ્ન પ્રભા પગને ગોઠણુ રે, શોભે છે ઉભય સારાં. ૭
સાતમે જીવન જોયા રે, ડુંટે વળ ત્રણે દીપે;
ઉરૂ જોતાં આનંદ આવે રે, કટિ તિલ છે સમીપે. ૮

આઠમે અંગ અનુપમ રે, શોભે સુંદર કર કેવા,
પોંચાની પાંચ અંગળિએ રે, નખ નિરખી જોવા જેવા. ૯
નોમે મુખ અંક અધુર રે, રેખા દીસે રૂપાળી;
દીસે દાંત દાડમની કળીયું રે, રસનાએ વાણી રસાળી. ૧૦
દશમીએ દીલ ઠરે છે રે, તિલ જમણે ગાલે જોઈ;
નાસિકા નયણાં નિરખી રે, મન મારૂં રહ્યું છે મોઈ. ૧૧
એકાદશીએ આનંદ આવે રે, ભ્રકુટી નળવટ નિરખીને;
ચિહ્ન જમણે ભાલે જોઇ રે, હઈડે રહી છું હરખીને. ૧૨
દ્વાદશીએ દીન દયાળ રે, ભૂધર છે ભીને વાને;
મે તો જાગતે જીવન જોયા રે, દીઠો તિલ ડાબે કાને. ૧૩
તેરસે બારાસની રીતે રે, ચૈતન્ય ઘનમયે મૂરતિ;
યથા નિર્ગુણ સગુણ રૂપ રે, નેતિ નેતિ જેને કે' શ્રુતિ. ૧૪
ચૌદશી સભર ભરિયા રે, પિંડ બ્રહ્માંડે પૂરણ રહ્યા;
શેષ શારદ પાર ન પામે રે, તે એક મુખે કેમ જાય કહ્યા. ૧૫
પુનમના ઇંદુ ઉગ્યા રે, સહજાનંદજી સોળ કળા;
નિષ્કુળાનંદના સ્વામી રે, નિરખી સુખ પામી અબળા. ૧૬

---

રાગ ધોળ. પદ ૧

"ગોકુળ વહેલા પધારજો રે" એ ઢાળ છે.

મીઠાબોલા હો માવજી રે, મીઠું બોલી લીધું મન રાજ; મીઠા૦
મીઠી સુંણી વાણી મુખની રે, તેને અર્પ્યા અમે તન રાજ. મીઠા૦ ૧
મીઠી નજર મહારાજની રે, અમૃત આંખ્યમાં અપાર રાજ; મીઠા૦
નેણુંને ચાળે તનને ચોરિયું રે, વશ કરી મરનાર રાજ. મીઠા૦ ૨
વિરહબાણે પ્રાણ વેધિયા રે, સાલે સ્નેહનું સુખ રાજ; મીઠા૦
પેયેં પેયેં પીડે પંડને રે, વણ દીઠે આપે દુઃખ રાજ. મીઠા૦ ૩
હેતકારી હરિ હેતશું રે, પિયા પ્રેમે રહીયે પાસ રાજ; મીઠા૦
ઘરમાં ગરતાં ગોઠે નહિ રે, અણ દીઠે હું ઉદાસ રાજ. મીઠા૦ ૪

જેમ કહેશે તેમ કરશું રે, સદા રહેજો મારે સાથ રાજ; મીઠા૦
તમે તેડી માં તડછોડજો રે, ગિરિધર ગ્રહી હાથ રાજ. મીઠા૦ ૫
અખંડ રહેજો અમ પાસળે રે, સુખકારી સુંદર શ્યામ રાજ; મીઠા૦
નાથ નિષ્કુળાનંદના રે, અલબેલા આત્મારામ રાજ. મીઠા૦ ૬

પદ ૨

નટવર કુંવર નંદના રે, અવલ નવલ નાગરે રાજ; નટવર૦
પ્રીતમ પ્યારા છો પ્રાણુ પેરે, સુખકારી સુખસાગર રાજ' નટવર૦ ૧
બાંધી બાળપણામાં પ્રીતડી રે, હરિવર હેત કરી રાજ. નટવર૦
મુખ જોઇને મોહી રહ્યા રે, સોંપ્યા તનમન શિપ સમેત રાજ. નટવર૦ ૨
મનમાન્યું મારૂં તમશું રે, ચિત્ત ચોટ્યું તમ ચરણે રાજ; નટવર૦
સુખ તજી આ સંસારનાં રે, આવ્યાં શ્યામ તમારે શરણે રાજ. નટવર૦ ૩
પ્રીત રીતે પિયુ પોખિયે રે, પુરી હઇડાની હામ રાજ; નટવર૦
સર્વે સુખમાં સંતોષિયાં રે, સુખકારી સુંદર શ્યામ રાજ. નટવર૦ ૪
વા'લા વાલ્યપણાની વાતડી રે, સર્વે જાણો છો મુખ રાજ; નટવર૦
મથુરાં જવાનું માવજી રે, પીયું કરશો માં પરીયાણુ રાજ. નટવર૦ ૫
તમ વિના અમે તલપું રે, નિશદિન મારા નાથ રાજ; નટવર૦
નિષ્કુળાનંદના નાથજી રે, સ્વામી સદા રહેજો સાથ રાજ. નટવર૦ ૬

પદ ૩

મથુરાં જાશો માં માવજી રે, વા'લા સુણો મારી વાત રાજ; મથુરાં૦
અક્રુર અંતરની કહેતો નથી રે, એના ઘટમાં ઘણી ઘાત રાજ. મથુરાં૦ ૧
રથ આવી છોડયો આંગણે રે, જાણી થયો છે અજાણ રાજ; મથુરાં૦
કળે છળે કરે વાતડી રે, પાપી લેવા આવ્યો પ્રાણ રાજ. મથુરાં૦ ૨
માતા જશોદા જાણે નહિ રે, નંદરાયે ભોળો નેક રાજ; મથુરાં૦
હીરો આપે છે પર હાથમાં રે, વામ્યા હૈયાનો વિવેક રાજ. મથુરાં૦ ૩
વા'લા વેરીની વાતડી રે, હોયે દગાની દયાળ રાજ; મથુરાં૦
કંસ પાપી પાપે ભર્યો રે, તમે બેઉ ભાઇ બાળ રાજ. મથુરાં૦ ૪

એકલવેણા અલબેલડા રે, નેક ચાપે નહિ નાથ રાજ; મથુરા૦
જાણી જોઇને જીવનજી રે, કેમ જાયે કપટી હાથ રાજ. મથુરા૦ ૫
ગોકુળ ગામની ગોપિયો રે, ગળે મળીને ટળવળું રાજ; મથુરાં૦
નિષ્કુળાનંદના નાથજી રે, કારણ તમારૂં ન કળુ રાજ. મથુરાં૦ ૬

પદ ૪

નહિ હું જાવા દેઉં નાથ જી રે, મોહન મથુરાં મોરાર રાજ; નહિ૦
વા'લા વિલખતી વનિતા રે, મેલી જાશો માં મોરાર રાજ. નહિ૦ ૧
દગો રાખીને દલમાં રે, સ્નેહ કીધેલો શા માટ રાજ; નહિ૦
સુખમાં દુઃખ દેખ્યું નહિ રે, આવ્યો ઓચિંતો ઉચાટ રાજ. નહિ૦ ૨
વાલા વિયોગે માં વનિતા રે, તમે તરછોડો માં તેડી રાજ; નહિ૦
શેરીમાં યે શયન કરશું રે, જાજો હૃદિયે રથ ખેડી રાજ. નહિ૦ ૩
આગે અમૃતે છાંટિયાં રે, હવે વા'લા મ દિયો વિખ રાજ; નહિ૦
ભલે જીવન જાઓ જોરશું રે, અમે નથી દેતાં શીખ રાજ. નહિ૦ ૪
આંખ્યે આંસુની હેલી રચી રે, નયણે નીર નદીપુર રાજ; નહિ૦
આણ લેવા સારૂં પાપિયો રે, ક્યાંથી આવ્યો અક્રૂર રાજ. નહિ૦ ૫
રથે બેસારીને રાજને રે, તેડી ચાલ્યો તેહ વાર રાજ; નહિ૦
નિષ્કુળાનંદના નાથજી રે, વહેલા વળજો વિશ્વાધાર. રાજ. નહિ૦ ૬

પદ ૫

વાલમ વેલેરા વળજો રે, દયા આણી દીનદયાળ રાજ; વાલમ૦
વા'લા બાલ્યપણાની વાતડી રે, અતિ જાણો છો ગોપાળ રાજ. વાલમ૦ ૧
તમ વિના તન તલફે રે, જેમ જળ વિના મીન રાજ; વાલમ૦
જેમ પ્રાણ વિના પુતળાં રે, જેમ દાતા વિના દીન રાજ. વાલમ૦ ૨
જેમ નીર વિના નદીયો રે, જેમ પંખી વિના પાંખ રાજ. વાલમ૦
જેમ કંથ વિના કામિની રે, જેમ અણુતેજે આંખ રાજ. વાલમ૦ ૩
વારે વારે હું વાલમા રે, કહું કેટલીક વાત રાજ; વાલમ૦
જેવું હોય તેવું જણાવજો રે, ગિરિધર રાખશો માં ધાત. વાલમ૦ ૪

અમે ભોળવાણી ભામિની રે, જાણ્યું સદાય રહેશું સાથ રાજ. વાલમ૦
પ્રીત કરીને પરહરિ રે, એમ ઘટે નહિ નાથ રાજ. વાલમ૦ ૫
વ્રજવાસીને વિલખતાં રે, મેલી જાઓ છો મોહન રાજ; વાલમ૦
સ્વામી નિષ્કુળાનંદના રે, દેજો વે'લાં દરશન રાજ. વાલમ૦ ૬

પદ ૬

હરિવર હેતની વાતડી રે, સુણી લેજો સુંદર સ્યામ રાજ; હરિ૦
આપ બેઉ ભેળા મળી રે, મથુરાં જાવાનું કામ રાજ. હરિ૦ ૧
કંસ વંશ છે કપટી રે, ઘણી રચી હશે ઘાત રાજ; હરિ૦
મેલ્યું મોશાળ છે માવજી રે, રસિયા રહેશો માં રાત રાજ; હરિ૦ ૨
પે'લી મારી તમે પુતના રે, આપ્યો અસુરનો અંત રાજ; હરિ૦
તેનો દગો રાખી દલમાં રે, આજ તેડાવ્યા એકાંત રાજ. હરિ૦ ૩
ભોળપ્ય રાખશો માં ભેટતાં રે, રહેજો સ્યામળિયા સચેત રાજ, હરિ૦
ઘણા છળ છાના રચ્યા હશે રે, નથી હરિવર તમશું હેત રાજ. હરિ૦ ૪
છળ કળ કંઈ કીધી હશે રે, પાપી પાપે પુરણ પંડ રાજ; હરિ૦
વણ વાંકે વસુદેવને રે, દીધો દેવકીને દંડ રાજ. હરિ૦ ૫
નથી મ્હેર એના મનમાં રે, હણ્યા બાળક એણે હાથ રાજ. હરિ૦
નિષ્કુળાનંદના નાથજી રે, સિધો સ્નેહ તેને સાથ રાજ હરિ૦ ૬

પદ ૭

કો' કેમ કરું હું કામિની રે, જીવન પ્રત્યે નહિ જોર રાજ; કો'૦
મારી ગયા મને માવજી રે, કાપી કાળજડાની કોર રાજ. કો'૦ ૧
મેટું ભીંતર ભાવ ભલકે રે, વેધી લીધા મારા પ્રાણ રાજ; કો'૦
ઊગરવાની આશા ટળી રે, લાગ્યું બળિયાનું બાણ રાજ. કો'૦ ૨
એક ઓષડ ઉસતાદની રે, ટાંકી લાગી નહિ તન રાજ; કો'૦
જીવન વિના જીવું નહિ રે, કરો અનેક ઉપાય અન્ય રાજ. કો'૦ ૩
વણ દીઠે વાલમને રે, દાઝી આવે મારું દલ રાજ; કો'૦
અંગોઅંગ ઉઠે અગની રે, જાય જુગ જેની પળ રાજ. કો'૦ ૪

મુખ જોયે દુઃખ જાય છે રે, શીતળ થાય છે શરીર રાજ; હો૦
દુઃખ દરશને પલાય છે રે, છે ઇંદ્રિયામાંયે ધીર રાજ હો૦ ૫
મહેર કરી મને વાલમે રે, શ્યામ મળે વળે સુખ રાજ; હો૦
નિષ્કુળાનંદના નાથને રે, વણ દીઠે વાધે દુઃખ રાજ. હો૦ ૬

પદ ૮

વાલ્યપ વિસારી વાલ્યમા રે, અગમ જઈ રહ્યા અમશું રાજ; વાલ્યપ૦
કુળવતી કુબજા મળી રે, હવે ગિરિધરને કેમ ગમશું રાજ. વાલ્યપ૦ ૧
રાની માતી નારી નમણી રે, રૂડી રૂપાળી છે રંગે રાજ; વાલ્યપ૦
અમ હેપરથી મન ઉતર્યું રે, સમપણ કીધું તેને સંગે રાજ. વાલ્યપ૦ ૨
નવલી નારે રીઝવ્યા નાથજી રે, નવને નવલો બાંધ્યો નેહ રાજ; વાલ્યપ૦
નવલે ભાવે ભૂધર ભોળવ્યા રે, તેણે દાખ્યો અમને છેહ રાજ. વાલ્યપ૦ ૩
હરિવર હવે હાથમાં રે, કેમ કરી આવે કાન રાજ; વાલ્યપ૦
મન માનું મળ્યું માવને રે, થયા ગિરિવર વર સુલતાન રાજ. વાલ્યપ૦ ૪
અમે હારી બેઠાં હીરલો રે, નિરંજન હરી ગયા નાથ રાજ; વાલ્યપ૦
ભાગ્ય જાગ્યાં ભલાં ભામિની રે, જેને શ્યામળિયોજી સાથ રાજ. વાલ્યપ૦ ૫
એક વાર અમ આંગણે રે, મળવા આવોને મોહન રાજ; વાલ્યપ૦
સ્વામી નિષ્કુળાનંદના રે, વાલા વિયોગું વદન રાજ. વાલ્યપ૦ ૬

## રાગ ધોળ. પદ ૧

"નાગર નંદદુલારો રે, મનમસ્ત કનૈયો નંદદુલારો" એ ઢાળ છે.
પ્રીતમ પ્રાણ પ્યારા રે, મન મોહન પ્રીતમ પ્રાણ પ્યારા;
સાચા સનેહી હો મારા રે, મનમોહન પ્રીતમ પ્રાણ પ્યારા. ટેક
નિમિષ એક મેલું નહિ ન્યારા, હો મારી આંખ્યના તારા રે. મન૦ ૧
સરવે થકી મને લાગો હો સારા, અર્પણ પ્રાણ તમારા રે. મન૦ ૨
અમૃત વેણ કરી હો ઉચ્ચાર, આંખ્યમાં હેત અપારા રે. મન૦ ૩
નિષ્કુળાનંદ કે નંદ દુલારા, હો મારા પ્રાણ આધારા રે. મન૦

પદ ૨

રઢય લાગી મને તારી રે, રસિયાવર રઢય લાગી મને તારી;
તમ પર તન મન વારી રે, રસિયાવર રઢય લાગી મને તારી. ટેક
વાત તમારી લાગી મને સરી, સાંભળી ચડી ખુમારી રે. રસિયા. ૧
લોકલાજ ઘરકાજ વિસારી, થઇ રહી છુ તમારી રે. રસિયા. ૨
મૂર્તિ તમારી અતિ મને પ્યારી, નિરખી અંતરે ઉતારી રે. રસિયા ૩
નિષ્કુળાનંદના નાથ મુરારી, તમ પર જાઉં બલિહારી રે. રસિયા. ૪

પદ ૩

તમથું પ્રીત બંધાણી રે, મીઠાબોલાજી તમશું પ્રીત બંધાણી;
સુંણી મેં મુખની વાણી રે, મીઠાબોલાજી તમશું પ્રીત બંધાણી. ટેક.
સંસાર સુખ મેં જુઠડું જાણી, હાથ તમારે વેચાણી રે. મીઠા૦ ૧
હવે હું હાવકી તારી ઠેરાણી, નહિ બોઉં મુખનું પાણી રે. મીઠા૦ ૨
તારા સ્નેહમાં હું સંકુલાણી, તમ પર તન કુરબાણી રે. મીઠા૦ ૩
નિષ્કુળાનંદ કે' શારંગપાણી, તમને જોઇને લોભાણી રે. મીઠા૦ ૪

પદ ૪

માથાને સાટે ન મેલુ રે, મનમાન્યા માથાને સાટે ન મેલું;
તમ શું બાંધ્યું મે બેલું રે, મનમાન્યા માથાને સાટે ન મેલું. ટેક
શૂર સતી ભરે પગલું પહેલું, મરવામાં મન માનેલું રે. મન૦ ૧
શિષ સાટે સુખ જાણુ મેં સહેલું, એ તો આપ્યુ અમે વહેલું રે. મન૦ ૨
હાથમાં શિષ લઈ હવે ખેલું, તન મન તૃણ કરેલું રે. મન૦ ૩
નિષ્કુળાનંદ કહે મનમેહેલું, તમને જોઇને લોભેલું રે. મન૦ ૪

---

રાગ ગરબી–પદ ૧

"પ્રથમ હરિને રે ચરણે શિષ નમાવું" એ ઢાળ છે.

સાંભળ સજની રે લાલતણી કહું લીલા, કુંજ ભવનમાં રે કા'ન કરે છે કીલા. ૧
સરખે સરખા રે સખા લઇને સંગે, અંગ રંગ્યું છે રે લીલે પીળે રંગે. ૨
મંડળી મળી રે બેઠા છે ખેઉ ભાઇ, જોઇ જન મન રે રહ્યા છે મૂરછાઇ. ૩

ઘણે ગોવાળે રે વિટ્યા છે વનમાળી, વચમાં વા'લો રે વેણુ વાયે રસાળી ૪
નટવર નચે રે રમે રીત રૂપાળી, થેઇ થેઇ થાયે રે વાયે ગોપ જ્યા તળી ૫
તાનજ તોડે રે અંગ મરોડે અલબેલો, રંગનો રસિયો રે ઠાકર છેલછબીલો ૬
નટવર નાગર રે નટની પેરયે નાચે ગયે ગોવાળા રે રૂદિયામાં ઘણું રાચે ૭
ભૂધર ભાવ્યા રે સરવે સખા સંગે, નિષ્કુળાનંદનો રે નાથ રમે છે રંગે ૮

પદ ૨

જીવન જોવા રે હોંશ થઈ મને હૈડે, મોહન મળવા રે માટ ભર્યાં મે મેડે ૧
ચટકે ચાલી રે વૃંદાવનની વાટે, હૈડું હિંસે રે મોહન મળવા માટે. ૨
આડી આંખ્યે રે જાઉં વનમાં જોતી, અંતર ઇચ્છે રે ગિરિધર લઉં ગોતી ૩
એમ આથેરી રે વિચરિ હું વનમાં, થાય મનોરથ રે મોટા મારા મનમાં ૪
એમ કરતાં રે આવ્યો એ એકિલો, રંગનો ભીનો રે રૂડો રાજ રસિલો ૫
મહીડાં માગે રે રોકી મને રાજે, પાલવ સાયો રે કાઇક બીજે કાજે ૬
કે' કેમ કરૂં રે અબળા એકિલી, અળગા રહોને રે મોહન મારગ મેલી ૭
અમે છઇયે રે ગોકુળિયાની ગોપી, નિષ્કુળાનંદના રે નાથ લજ્જા કેમ લોપી ૮

પદ ૩

મહીડાં મારા રે મીઠાં નથી માવા, શાને રોકો રે જીવન દીજે જાવા ૧
અણપ્યા વિના રે લાલન કેમ લેવાશે, જોર જણાવી રે પરાણે કેમ પિવાસે ૨
મનને માન્યે રે મીઠાં મહી અનાશે, વ્રજની વાટે રે છેડે કેમ ઝનાશે ૩
આ મારગમાં રે આવવું જાવવું મારૂં, નિત્ય ઉઠીને રે નહિ સાખું તમારૂં ૪
કસને કહેશું રે તું તે શાનો રાજા, તારે માથે રે મોગ છે મહારાજા. ૫
નાની વયમાં રે નેહ ઉપાડયું આવ્યે, માસી મારી રે આણું સોસી પરાણ્યે ૬
છો દહાડામાં રે પ્રાક્રમ કીધું પુરૂ, જુગત્યે જોયું રે નથી કાંયે અધુરૂં ૭
નંદને ઘેરે રે નવલું કાંયેક થાશે, વળતિ વાતો રે નિષ્કુળાનંદ ગાશે ૮

પદ ૪

તેની તારે રે ચિંતા શી ચાવળી, દાણુંજ લેશું રે રીત છે સવળી. ૧
મહીડાં માથે રે જોર જણાવછ ઝાઝું, માટ મહીનું રે નહિ રે'વા દઉં સાજું ૨

કંસને કહેજે રે વહેલા વારે આવે, તારી ભીડે રે સુભટ સંગે લાવે. ૩
રસબસ થાશો રે હમણાં ગોરસ રસે, આંખ ઉપર રે ક્રોધ નહિ થાયે કંસે. ૪
કહાવે અબળા રે બળ ઘણું છે બાલી, છુટે મોઢે રે બોલે છે મરમાળી. ૫
ઘણા દનનું રે દાણુંજ લેખી લેશું, ત્યારજ પછી રે તને જાવા દેશું. ૬
ઘણું મદમાતી રે થઇ છો મૈયારી, તે મેં જાણી રે સરવે વાતજ તારી. ૭
તે નવ જાણે રે નાથ નિષ્કુળાનંદનો, તારે અંગે રે રંગ ચડ્યો છે મદનો. ૮

પદ ૫

મદ છે તારે રે જોઇ વિચરી બોલે, તે ઉતરશે રે ભોળા તું મ ભુલે. ૧
છાની છાની રે વાટ પાડો છો વાલા, ખરી ખબર રે નથી દેને નંદલાલા. ૨
જોર તમારૂં રે સરવે જાણ્યું અમે, અરધી રાતે રે હો કેમ ભાગ્યા તમે. ૩
બીકે નાશી રે બીજો બાપજ કીધો, જુઓ વિચારી રે જનમ ક્રિયાં લીધો. ૪
વસુદેવના રે દેવકી ઉદર આવ્યા, નંદ જશોદાયે રે તમને લાડ લડાવ્યા. ૫
મોટા થયા રે મહી અમારાં ખાવા, સરવે જાણું રે શું કેવરાવો માવા. ૬
બાંધી મુઠી રે રાખિયે તો રૂડી, શાને માટે રે કરીયે વાતજ કુડી. ૭
હમણાં કોવ્યા રે કુંવર જશોદા નંદના, સમજી રહીયે રે નાથ નિષ્કુળાનંદના. ૮

પદ ૬

વાંકાબોલી રે વાંકું તું કેમ બોલે, નાનો જાણી રે ભરવાડી કેમ ભુલે. ૧
મદમાં માતી રે ઓલછ તું મહીયારી, હોંસ હૈયાની રે પુરીસ સરવે તારી. ૨
જોબન જોર રે બોલી ન જાણી બોલી, નંદ જશોદા રે ઘરની થાઇસ ગોલી. ૩
મહીનું મારે રે કારણ નથી કાંયે, ગોપી ગમછ રે તું મારા મનમાંયે. ૪
મહીને મિષે રે પુછું છું પિયારી, મનમાં મારે રે બીજું છે મૈયારી. ૫
સગપણ તારે રે થાસે મારે સાથે, હથેવાળો રે જોડીશ જમણે હાથે. ૬
કારજ તારૂં રે સરવે મુજથી સરશે, જશ જગતમાં રે અવલંબી ઓચરશે. ૭
રાધા બોલી રે એ તો દિન આનંદનો, મનમાં હતું રે નાથ નિષ્કુળાનંદનો. ૮

પદ ૭

નટવર નાના રે હું મોટી મહીયારી, કહો કેમ થાશે રે મનમાં વાત વિચારી. ૧
મનકું માન્યું રે ચિત્તડામાં એ ચોટયો, ક્યારે થાશે રે મોહનજી વર મોટો. ૨

વળતો વનમાં રે મોટો મંડપ દીઠો, જોવા જેવો રે મનગમતો છે મીઠો. ૩
સુંદર મણીએ રે સજ્યો છે શોભાળો, સેજે સુતો રે દીઠો રાજ રૂપાળો. ૪
બાળક બદલી રે મોટા દીઠા માવો, હસી બોલાવી રે રાધા ઓરાં આવો. ૫
પ્રીત પૂરવની રે સંભારો સાહેલી, રાધા રમિયે રે લજ્જા મનની મેલી. ૬
બ્રહ્મા આવ્યા રે જોડ એવી જોઇ, પ્રેમે પરણ્યા રે રાધામાધુ દોયે. ૭
દેવ મળીને રે વળતી કીધી વંદના, અવિચળ રહેજો રે નાથ નિષ્કુળાનંદના ૮

પદ ૮

ધન્ય ધન્ય રાધા રે માધવ સંગે મળી, રૂડી રમવા રે સેજ સમારી વળી. ૧
ચુવા ચદને રે અગર લેપન અરચી, રંગે રમવા રે રૂડી રીતે રચી. ૨
સજ્જ થઇ છે રે સરખા સરખી જોડી, મટે મળવા રે અંગે આળસ મોડી. ૩
નયણે નયણાં રે મુખે મુખજ મેળું, હેડે હેડુ રે બેઠી કીધું ભેળું. ૪
ઉરે ઉરજ રે નાભી નાભિ સાથે, દાવે દાવજ રે મેલ્યો નટવર નાથે. ૫
ક્રીડા કરતાં રે ઓઝપ ન રાખી અંગે, પતિ રતિનો રે જાણું રાચ્યો રંગે. ૬
કોક કળામાં રે પ્રવીણ છે પિયારો, રંગે રમી રે નાથ થયો છે ન્યારો. ૭
વળતો વળીયો રે બોધ ઘણું આનંદનો, મને મળીયા રે નાથ નિષ્કુળાનંદનો ૮

રાગ સોરઠ. પદ ૧

"કુંકુમને પગલે" એ ઢાળ છે.

મોહનની માયા લાગી મને મોહનની માયા;
સિયાણા થઇ મને સઉ સમજાવે દુરમતિ થઇ ડાંયા;
કેણુ કોયનું હું કાને ન ધરૂં કોટિ કરી કાંયા. લાગી૦ ૧
ભલે જનમ આવ્યો આ ભવમાં અમે કમાયા,
પ્રેમે કરી હરિ પાતળિયાના ચરણ કમળ સાંયા. લાગી૦ ૨
ભૂધર વરને ભેટતાં તનના તાપ સમાયા;
અલબેલાને આલિંગન લેતાં કોમળ થઇ કાયા. લાગી૦ ૩
ધન્ય ધન્ય જીભા જશ જેણે ગોવિંદનાં ગાયા;
નિષ્કુળાનંદ પ્રેમે કરી પ્રીતમ રસિયો રીઝાયા. લાગી૦ ૪

પદ ૨

અમ ઘેરે આવ્યા આજ ભલે અમ ઘેરે આવ્યા;
ચટકતી ચાલ્યે પિયુ પધાર્યા ભૂધર મન ભાવ્યા;
થાળ ભરી મુક્તાફળ મેં તો વાલમ વધાવ્યા. આજ૦ ૧
વારણાં લઇને મંદિર મેં તો પિયુ પધરાવ્યા,
ભાવ ભલે રે મેં ભોજન કરી જીવન જમાવ્યા, આજ૦ ૨
સેજ સમારી સુંદર સારી લાલન લડાવ્યા,
અલબેલાને ઉરપર લઇ ખાંત્યે ખેલાવ્યા. આજ૦ ૩
આજ લાજ અલબેલા શું લેશ ન લાવ્યા,
નિષ્કુળાનંદના નાથ સંગાથે સનાથ કહાવ્યા. આજ૦ ૪

પદ ૩

દરશન દેવા આવ્યા હરિ દરશન દેવા,
કૃપા કરીને કાંઇક અમને કથા રસ દેવા;
દયા કરીને દાઝ દલની નહિ હિયો રે'વા. આવ્યા૦ ૧
ભલે પધારિયા ભાગ્ય અમારે સાર સ્વામી લેવા,
દાસનાં દુષ્કૃત દૂર કરવા હરિવર છે હેવા. આવ્યા૦ ૨
સંસારના સ્નેહી સરખા તમ નહિ તેવા,
શિવ સનકાદિક નારદ તમને સમજે શુકદેવા, આવ્યા૦ ૩
સાહેર નીરથી ગંભીર ગુણે ઉદાર એવા,
નિષ્કુળાનંદના નાથ તમારી હું શી કરૂં સેવા. આવ્યા૦ ૪

પદ ૪

ભૂધરને ભામે ચડયું ચિત ભૂધરને ભામે,
એ મન મારૂં મોહી રહ્યું છે જરકસિયે જામે;
છેલ છોગાળો ફુલડાંવાળો, તે ન મળે દામે, ચડયું૦ ૧
નટવર કુંવર નાથજી નિરખી મન મોદ પામે,
ત્રિકમ વિના તાપ તનના શાવડે શામે. ચડયું૦ ૨

એ રાત દિવસ ચિત્તે ચિતવતાં વહલેદના વામે,
સહજાનંદ સુખ વિના મન ન બેસે ખામે. ચડયું॰ ૩
મન માન્યા મોહનજી મળતાં હરી બેઠા ઠામે,
નિષ્કુળાનંદના નાથ નિરખી પુરી છે હામે. ચડયું॰ ૪

પદ ૫

મોહનને મળતાં મગન થઇ મોહનને મળતાં,
એ અંગોઅંગ આલિંગન લીધું ભાવે શું ભળતાં;
હેત કરી હરિ હૈયામાં ભીડયા વાલાને વળતાં. મગન॰ ૧
એ રોજે સેજે એ સુખજ પામી પ્રીતે શું પળતાં,
સહજાનંદ શિરોમણી મળ્યા જે ન મળે હળતાં. મગન॰ ૨
રસબસ થઇ રસિલાને રંગે ગાંઠય ફરે ગળતાં,
અંતર શાંતિ પૂરણ પામી તાપ ત્રયે ટળતાં. મગન॰ ૩
આ સંસારમાં શું સુખ લેયે વેડે વેળું દળતાં,
નિષ્કુળાનંદના નાથ સંગે હું ઢાળે ઢળી ઢળતાં. મગન॰ ૪

પદ ૬

મીઠડો લાગે મોહન મને મીઠડો લાગે,
શોભે શોભાળો લાગે રૂપાળો સોનેરી વાગે;
જીવન જોઇ હું મનમાં મોહ કસુંબી પાગે. મોહન॰ ૧
હાર હરિને કરી કતાર્યું પ્રોઇ પ્રેમ ધાગે,
કંઠે આરોપી હું કરી વિનતિ ભલે આવ્યા ભાગે. મોહન॰ ૨
અમે રહેશું હરિ તમારે ચરણે કરી તન મન ત્યાગે;
તેહ વિના ત્રણ લોકમાં રે નથી બીજે જાગે. મોહન॰ ૩
નિશદિન દરશન દેજો દયાળુ મનડું એ માગે,
નિષ્કુળાનંદનો નાથ નિરખતાં ભાગ્ય ભલાં જાગે. મોહન॰ ૪

પદ ૭

લાલ તમે લટકે લીધું મન લાલ તમે લટકે,
ચિત્તડું મારૂં ચોરી લીધું ચાલ્યતણે ચટકે;

ભાવને ભલકે ભીતર ભેદું ખરાખરૂં ખટકે. લીધું૦ ૧
ઘર તજી હું ઘેલી ફરૂં છું વાસતણે કટકે,
ચિત્તમાં ચોટી મૂરતિ મને પીતાંબર પટકે. લીધું૦ ૨
મનમાન્યા મોહનજી મળિયા ભેટે નહિ ભટકે,
પ્રેમરસ મને પાયો પાતળિયા ઘોળી પીધો ઘટકે. લીધું૦ ૩
સંસાર રસમાં ચિત્ત ન ચોંટે વાત કર્યે વટકે,
નિષ્કુળાનંદના નાથ તમ ચરણે મન મારૂં અટકે. લીધું૦ ૪

પદ ૮

પ્રેમ રસ પાયો પિયે મને પ્રેમ રસ પાયો,
નટવર કુંવર નાથ અમારો જશોદાનો જાયો;
વૃંદાવનની વાટે જાતા પ્રીતે પાલવ સાયો. પિયે૦ ૧
કરી કટાક્ષની સાન શ્યામળિયે બુદ્ધી શુદ્ધ ભાયો,
તન મન મારૂં મીણુ કર્યું છે મે વળી જમાયો. પિયે૦ ૨
વાંસળી વડે વ્યાકુળ કીધી રાગ રૂડો ગાયો,
નંદનો કુંવર નાનો મોટો દીસે છે ડાયો. પિયે૦ ૩
હેતની રીત રૂડી રાખે છે ધસી આવે ધાયો,
નિષ્કુળાનંદનો સ્વામી શ્યામળિયો લેખમાં લખાયો. પિયે૦ ૪

---

રાગ ગરબી. પદ ૧

આવો આવોને અલબેલડા જીરે, મોહન કરોને મહેર રે, આવો૦ ટેક.
મેલી ગયા મહા વનમાં જીરે, પ્રમદાની શી પેર રે. આવો૦ ૧
અમૃત પાઇને ઉછેરીયાં જીરે, જીવન પાવો માં ઝેર રે. આવો૦ ૨
સુખ અમને શીદ આપીયું જીરે, વ્હાલા કરવું હતું વેર રે. આવો૦ ૩
ભૂમાનંદ કહે કૃપા કરો જીરે. થાયે લીલા લહેર રે. આવો૦ ૪

પદ ૨

નાથ નમેરા કેમ થયા જીરે, ગુણસાગર ઘનશ્યામ રે. નાથ૦ ટેક
અમને મેલી ગયા વનમાં જીરે, દોરો કાઢીને જેમ દામ રે. નાથ૦ ૧

તમ વિના અમે તો રહ્યા જીરે, જીવ વિના જેમ હાડ ચામ રે. નાથ૦ ૨
સુનાં અમે ન શોભીએ જીરે, ધન વિનાનું જેમ ધામ રે. નાથ૦ ૩
અબળા અમે ક્યાં આવીએ જીરે. ભૂમાનંદના સ્યામ રે. નાથ૦ ૪

પદ ૩

લાખ્યો હરિહર હીરલો જીરે, વીંટી વળી વજનાર રે. લાખ્યો૦ ટેક
મૂર્તિ મનોહર જોઇને જીરે, પામ્યા સુખ અપાર રે. લાખ્યો૦ ૧
મોર મુગટ માથે ધર્યો જીરે, ગળે ગુલબના હાર રે, લાખ્યો૦ ૨
કાંતિમાં ઝાંખા કર્યાં જીરે, કાનવર કોટિક માર રે. લખ્યો૦ ૩
ભૂમાનંદના નાથ છો જીરે, નેણુંતણા શણગાર રે. લાખ્યો૦ ૪

પદ ૪

નાથ ન મેલું વેગળા જીરે, હરિવર આવ્યા છો હાથ રે. નાથ૦ ટેક.
કલ્પીનું ધન કરી રાખશું જીરે, સાચી માનો એ ગાથ રે. નાથ૦ ૧
ઇચ્છો તમો ત્યાં આવીએ જીરે, સ્યામસુંદર તમ સાથ રે. નાથ૦ ૨
તાપ ટાળો અંતરના જીરે, ભેટો મને ભરી બાથ રે. નાથ૦ ૩
વ્હાલા ભૂમાનંદના જીરે, રાખો અમને સંધાથ રે, નાથ૦ ૪

---

રાગ ધોળ—પદ ૧

સર્વે સખી જીવન જોવાને ચાલો રે, શેરડીયોમાં આવે લટકંતો લાલો રે. ૧
એની શોભા મુખે વર્ણવી ન જાય રે, જેને નિગમ નેતિ નેતિ કરી ગાય રે. ૨
રોઝેઘોડે રાજેશ્વર બિરાજે રે, છબી જોઇ કોટિક કંદર્પ લાજે રે. ૩
મળ્યા આવે મહામુનિનાં વૃન્દ રે, તેમાં શોભે તારે વીંટયો જેમ ચન્દ્ર રે. ૪
શુક સનકાદિક ઉત્તમ જશ ગાવે રે, નૃત્ય કરે નારદ વીણા વજાવે રે. ૫
નિજસખા ચમર કરે લઇ હાથ રે, આ જો આવ્યા ભૂમાનંદના નાથ રે. ૬

પદ ૨

જુઓ છબી સ્યામ સુંદરવર કેરી રે, હીરની નાડી સુંથણુંની સોનેરી રે. ૧
જરકશી જામો ઘુટાદાર રે, કસીયો કમરે સોનેરી કટાર રે. ૨

શિર પર પાઘ પેચાળી નવરંગી રે, કાને ગુચ્છ ગુલાબી માંથે કલંગી રે. ૩
ગજરા તોરા ગળે ગુલાબના હાર રે, આવી ઉપર ભ્રમર કરે ગુંજાર રે. ૪
પોંચી કડાં બાંધે બાજુબંધ રે, નંગ જડયાં કુંડળ મોતીનાં વૃન્દ રે. ૫
વેગે જુવો વરણાગીયો વનમાળી રે, શીતળ થાયે ભૂમાનંદ કહે ભાળી રે. ૬

પદ ૩

મૂર્તિ ચંચળ જુવો ચટકંતી ચાલ રે, નેતરછડી કરમાં કુમકીયાળી લાલ રે. ૧
મંદહાસ ચપળ નેણે ચિત્ત ચોરે રે, કરનાં લટકાં કરી કાળજડાંને કોરે રે. ૨
મીઠાબોલો ઘેરે રાગે ગાય રે, અધર ધરી મોરલી મનોહર વાય રે. ૩
ઝળકે ભાલ વિશાળ શોભાનું ધામ રે, નાસા અણીયાળી ભમર્યું અતિશ્યામ રે. ૪
અધર લાલમાંહી મધુરી હાસ રે, દંતપંક્તિ કરે અતિ પ્રકાશ રે. ૫
જમણે ગાલે ટીબકડી રૂપાળી રે, તાપ ટળ્યા ભૂમાનંદ કહે ભાળી રે. ૬

પદ ૪

ઘેરે ચાલી આવ્યા ગોલોકવાસી રે, જેને કહે છે અક્ષરાતીત અવિનાશી રે. ૧
જુવો જીવન મોહનિદ્રામાંથી જાગી રે, વરી એને થાઓ અખંડ સોહાગી રે. ૨
જોતાં વાટ આવી મારે જાન રે, પોતે વર પુરૂષોત્તમ ભગવાન રે. ૩
શુક સનકાદિક ધરે જેનું ધ્યાન રે, મારાં લોચન કરે તે મુખનું પાન રે. ૪
એની સર્વે દેખી અલૌકિક રીત રે, ચોટયું મારૂં સુંદરવરમાં ચિત્ત રે. ૫
દયેવાળો હરિસંધાથે કીધો રે, ભૂમાનંદ કહે જન્મ સુફળ કરી લીધો રે. ૬

---

રાગ કાફી-પદ ૧

નાના ગ્રાસ લેવત મનગમતા, નેણાં ભરી જોયા રે હરિ જમતા; નેણાં૦ ટેક.
ઓઢી ઉપરણી રાખી કાન ઉઘાડા, શોભાનિધિ ઘણું ગમતા. નેણાં૦ ૧
વારે વારે જળપાન કરતહે, રમુજ કરીને ઘણું રમતા. નેણાં૦ ૨
એ છબી જોવા સારૂ ભવ બ્રહ્માદિક, ભાવસહિત કેડે ભમતા. નેણાં૦ ૩
દેવાનંદ કહે જન્મ સુફળ કરી, નિત્ય ચરણોમાં જઇ નમતા. નેણાં૦ ૪

પદ ૨

લાડુ પીરસે પંગતમાં આઇ, સલુણી છબી સહજાનંદ સુખદાઈ. સ૦ ટેક.
ખંભા ઉપર આડો ખેશ બાંધીને, જોઇ રેલા જન લલચાઇ. સ૦ ૧
બરફી જલેબી લાડુ સુતરફેણી, બહુવિધ પાક બનાઇ. સ૦ ૨
નિજદાસન સંગ હાસ કરી કરી, જોશવરેશું જમાઇ. સ૦ ૩
દેવાનંદના નાથ દયાળુ, હસી હસી હેત જણાઇ. સ૦ ૪

પદ ૩

ઘનસ્યામ સુંદર સુખદાઇ, નીમખ નહિ મેલું રે છબી ન્યારી. ની૦ ટેક
મર્મ ભરેલ મુખહાસ મનોહર, વદનકમળ પર વારી. ની૦ ૧
આંખડલી અણીયાળી જોઇને, જાદુભરેલી અતિ ભારી. ની૦ ૨
ભાલ વિશાળમાં રેખ મનોહર, પ્રાણથકી મને પ્યારી. ની૦ ૩
દેવાનંદ કહે જતનશું જીવમાં, રાખું રસિક ગિરિધારી. ની૦ ૪

પદ ૪

કડા લાગે ધર્મસુત લહેરી, ફુલનકી ટોપી રે શિર પહેરી; ફુલ૦ ટેક.
મોગરા જાઇ ગુલાબ ચમેલી, ચલત સુગંધિ અતિ ભારી. ફુલ૦ ૧
હાર હજારી હરિભક્ત પહેરાવે, હેતસહિત છબી હેરી. ફુલ૦ ૨
પોંચી કસુંબી બાજુબંધ ગજરા, નૂપુર ચરણુ બધેરી. ફુલ૦ ૩
દેવાનંદ કહે મૂર્તિ મનોહર, આવીને ઉરવચ્ચે ઠેરી. ફુલ૦ ૪

---

રાગ લાવણી.

મારે મંદિર પધાર્યા શ્યામ થઇ બડભાગી,
મારે હરિવર સાથે હેતશું લગની લાગી, મારે૦ ૧
મારા મનની પુરી હામ કૃતારથ કીધી,
ભવ બુડતાં મારી બાંહ્ય ગ્રહીને લીધી. મારે૦ ૨
મારા મનમાં વસીયા માવ તાપ સર્વે ટાળ્યા,
મને મગન કરી મહારાજ દુરગપુર ચાલ્યા. મારે૦ ૩

મને કરવું ન સુઝે કામ કહો કેમ કરીયે,
જબ મીલે ન સહજાનંદ ઠામ ક્યાં ઠરીયે, મારે૦ ૪
એ સુખની શી કહુ વાત કહી નથી જાતી,
એ સુખ સંભારતાં આજ ફાટે મારી છાતી. મારે૦ ૫
કહે યોગાનંદ મુનિરાય ભજી લ્યો પ્રીતે.
નહિ આવે જમના દૂત શાસ્ત્રની રીતે. મારે૦ ૬

---

## રાગ ગરબી–પદ ૧

તમારે ચરણે શિશ નમાવું, સહજાનંદજી રે; પ્રેમે ગુણ તમારા ગાવું. સ૦ ૧
દેજો બુદ્ધિ દીનદયાળ, સ૦ તમે છો ભક્તોના પ્રતિપાળ. સ૦ ૨
તમારો મહિમા કહું મુરારી, સ૦ પાવન કરજો બુદ્ધિ મારી. સ૦ ૩
તમે નિત્ય અક્ષરધામ નિવાસી, સ૦ તમે છો પુરૂષોત્તમ સુખરાશી. સ૦ ૪
તમારે હાજર રહે નવ નિધિ, સ૦ તમને સેવે આઠે સિદ્ધિ. સ૦ ૫
મુક્તિ ચાર તમારી દાસી, સ૦ તમે રવિ ઇંદુ અનળ પ્રકાશી. સ૦ ૬
તમને નિગમ નેતિ કરી ગાવે, સ૦ તમારા ગુણનો પાર ન આવે. સ૦ ૭
કમળા ચરણ તમારાં સેવે, સ૦ મુનિવર નામ તમારાં લેવે. સ૦ ૮
તમારો મહિમા શેષ વખાણે, સ૦ સંત મધુકર પદરસ માણે. સ૦ ૯
તમારી બીકે ઇંદ્ર જેહ, સ૦ ભૂપર જળ વરસાવે તેહ. સ૦ ૧૦
પ્રીતે ભવ બ્રહ્માદિક દેવ, સ૦ તમારા પદરજની કરે સેવ. સ૦ ૧૧
પાળ વિનાનો સિંધુ નીર, સ૦ તમારી બીકે રહે છે સ્થિર. સ૦ ૧૨
આકાશમાં તારામંડળ કહે છે, સ૦ તમારૂં રાખ્યું અધર રહે છે. સ૦ ૧૩
તમે છો અનંત બ્રહ્માંડના કર્તા, સ૦ તમે છો દૈત્યોના મદહર્તા. સ૦ ૧૪
તમે છો ધર્મધુરંધર દેવ, સ૦ અધર્મ નાશ કરો તતખેવ. સ૦ ૧૫
તમે છો અગણિત લોકના ઇશ, સ૦ તમને મહામુનિ નામે શીશ. સ૦ ૧૬
જે કાંઇ અચરજકારી કહાવે, સ૦ તે તવ મૂર્તિમાંહી રહાવે. સ૦ ૧૭
ષડ ઐશ્વર્ય સહિત મુરારી, સ૦ ભૂમી ઉપર નરતનુ ધારી. સ૦ ૧૮

કરેવા અનેક જીવ ઉદ્ધાર, સ૦ પ્રગટયા કોશળ દેશ મોઝાર. સ૦ ૧૯
તમે થઇ સક્તિધર્મના બાળ, સ૦ તાર્યા જનિની તાત દયાળ. સ૦ ૨૦
તજ્યું ઘર પામી વૈરાગ્ય, સ૦ ફરીયા તીરથમાં બડભાગ્ય. સ૦ ૨૧
જનોને દેતા સત ઉપદેશ, સ૦ આવ્યા ફરતા સોરઠ દેશ. સ૦ ૨૨
તમે હરિ કોઇના નવ જાઓ કળીયા, સ૦ મંજુકેશાનંદને મળીયા. સ૦ ૨૩

પદ ૨

તમે છો પોતે પૂરણ બ્રહ્મ, સ૦ તમારો મૂઢ ન જાણે મર્મ. સ૦ ૧
શુક સનકાદિક નારદ યોગી, સ૦ તમારા ચરણકમળ રસ ભોગી. સ૦ ૨
દીધાં જનને દર્શન દાન, સ૦ તેનાં પાપ હર્યાં ભગવાન. સ૦ ૩
ભૂપર પ્રગટ કર્યો પ્રતાપ, સ૦ ધ્યાન સમાધિ કરાવી આપ. સ૦ ૪
તાર્યાં અગણિત જન બહુનામી, સ૦ અગણિત સંત કર્યા નિષ્કામી. સ૦ ૫
ધારી નૈષ્ટિક વર્ણીવેષ, સ૦ ફરીયા ગુર્જર આદિ દેશ. સ૦ ૬
ફરેતા આવ્યા ગઢપુર શહેર, સ૦ કરવા નિજજન ઉપર મહેર. સ૦ ૭
લીળા કીધી ગઢપુર માંય, સ૦ તે સૌ મુખથી કેમ વર્ણવાય. સ૦ ૮
ભૂપર વિષ્ણુયાગ બહુ કીધા, સ૦ જમાડયા બ્રાહ્મણને દઇ સીધાં. સ૦ ૯
દીધાં દક્ષિણાદાન ઉદાર, સ૦ તેનો ગણતાં ન આવે પાર. સ૦ ૧૦
તમે બહુ મંદિર ભૂપર કીધાં, સ૦ જનને જીવતદાનજ દીધાં. સ૦ ૧૧
તેમાં પધરાવ્યા બહુ દેવ, સ૦ નીરખી પાપ બળે તતખેવ. સ૦ ૧૨
ધર્મ સનાતન સ્થાપન કીધો, સ૦ ચલાવ્યો મુક્તિમાર્ગ સીધો. સ૦ ૧૩
તમે દૈત્યોને મોહ પમાડી, સ૦ નાખ્યું અધર્મ મૂળ ઉખાડી. સ૦ ૧૪
તમે હરિજનનું હિત વિચારી, સ૦ નિજ બંધવના સુત બેઉ ભારી. સ૦ ૧૫
તેને દત્તપુત્ર કરી દેવ, સ૦ દીધી નિજ ગાદી તતખેવ. સ૦ ૧૬
રઘુ અવધપ્રસાદ રઘુવીર, સ૦ બેઉને જાણી ગુણગંભીર. સ૦ ૧૭
મંદિર દેશ કરી વિભાગ, સ૦ દીધા બેઉ જણને બડભાગ. સ૦ ૧૮
સંતકમળ ફુલાવ્યાં સ્વામી, સ૦ લીળા બહુ કીધી સુખધામી. સ૦ ૧૯
તેનો શેષ ન પામે પાર, સ૦ તમે છો ભક્તતણા આધાર. સ૦ ૨૦

હેતે શીખે સુણે ગાય, સ૦ તે જન બ્રહ્મપુર રહેજે જાય. સ૦ ૨૧
ધર્યાં માન કરી જે નિંદે, સ૦ તે જન પડશે જમને ફંદે. સ૦ ૨૨
મંજુકેશાનંદ કર જોડી, સ૦ ગાયો મહિમા સૌથી તોડી. સ૦ ૨૩

---

રાગ પરજ–પદ ૧

વા'લા વિના વિરહની રે મને, અંતર પીડા અતિ થાય છે. વા'લા૦
સૂના મંદિરીયામાં સેજ બીછાવેલ, ભાળીને ચિત્ત ભરમાય છે. વા'લા૦ ૧
ખાતાં રે પીતાં સુતાં સ્વપ્નમાં, ઝબકીને તરત જગાય છે. વા'લા૦ ૨
ઘરકનો ધંધો મને હાથ ન લાગે, મળવાને મન લલચાય છે. વા'લા૦ ૩
દેવાનંદ કહે ક્યારે હવે દેખશું, જીવ જરૂર અકળાય છે. વા'લા૦ ૪

પદ ૨

મેલી ગયા માવો રે મને, પરવશ કરી એની પ્રીતમાં. મેલી૦
અધર સુધારસ પાયો, અલબેલડે, હસી બોલાવી ઘણું હેતમાં. મેલી૦ ૧
તનડું ઘુમે છે એની મોરલીની તાનમાં, ગરક થઇ છું રૂડા ગીતમાં. મેલી૦ ૨
રસિક સલુણાજીની મીઠી મુખલાવણી, ચટકી લગાડી મારા ચિત્તમાં મેલી૦ ૩
દેવાનંદ કહે નિર્દય નાથજી, મનડું લોભાણું જગજીતમાં. મેલી૦ ૪

પદ ૩

ક્યારે હવે મળશું રે મારા, ડોલરીયાજી સુખદેણને, ક્યારે૦
મીન સરીખાં રૂડાં ચંચળ સોયામણાં, નિરખીને જોશું કાજુ નેણને. ૧
જમવાને ટાણે મને પોતાની પ્રસાદી, દેશે મધુરાં કહી વેણને. ૨
પાસે બેસીને હવે પ્રાણઆધારને, દેખું સ્યામળીયા મારા સેણને. ૩
દેવાનંદ કહે ભાવે કરી ભેટશું, મન મારું કરવા સારૂ ચેણને. ૪

પદ ૪

જોવા સારૂ જાશું રે અમે, નવલ સનેહી ઘનસ્યામને. જોવા૦
જોગણ કેરો તન વેશ ધરીને, ગિરિધર વસવા કેરા ગામને. જોવા૦ ૧
લોકડીયાની તજી લાજ સંસારમાં, ફૂટું મેલીને ઘરકામને. જોવા૦ ૨

વિરહને તાપે દહાડી તનકુ તપે છે, અંતરે ઠરવા કેરા ઠામને જોવા॰ ૩
દેવાનંદ કહે દીલડામાં રાખશુ, દાયની વેળાના કરી દામને. જોવા॰ ૪

દાદરા–પદ ૧

હમસે કાહે રીસાને કનૈયા, ટેક
એસી કૌન ચુક પરી મોસે, બાત ન કહી નિર્દૈયા હમસે॰ ૧
લોક કુટુંબ મરજાદ ત્યાગ કરી, હાથ તીહારે બીકૈયા હમસે॰ ૨
કુબ્જાસંગ હરિ વાસ કરીકે, ખબરી ન લઇ સુખદૈયા હમસે॰ ૩
અવધપ્રસાદકે' નાથ વિના અબ, તલપી તલપી જીવજૈયા હમસે॰ ૪

પદ ૨

હમસે ન્યારે ન રહો ગુમાની, ટેક
શ્યામ બિના પળ એક ન જાવે સ્નેહ કરી પસ્તાની હમસે॰ ૧
નીર બિના જ્યુ મીન મરતહે, તેસેહી ઉપા અકનાની હમસે॰ ૨
કરી કરી નેહ છેહ દીયો હમકુ, નેક દયા નહિ આની હમસે॰ ૩
અવધપ્રસાદકે' નાથ મીને બિન, ભરી આવત દગ પાની હમસે॰ ૪

પદ ૩

સખી કોઇ બાત સુનાવે મોરી ટેક
કુબ્જા કુટીલ કસકી દાસી કરી કરી નેહ ઠગોરી સખી॰ ૧
પરમ ચતુરવર શ્યામ મનોહર, તાસંગ નેહ કરોરી સખી॰ ૨
પાતી ન પઠાઇ આપ નહિ આયો, પ્રીત પુરાની તોરી સખી॰ ૩
અવધપ્રસાદકે' નાથકુ કહીયો બિનતી હમારી કર જોરી સખી॰ ૪

પદ ૪

સજની કહાન આવે ઘર મોરે, ટેક
શિરપર મુગટ કાનમે કુંડળ, ભાલ તિલક ચિત્ત ચોરે સ૦॰ ૧
કટીપટ પીત અધર ધરે મોરલી, શબ્દ સુની જીયા કોરે સજ॰ ૨
ચાલ ચલત ગજ હંસકી સુંદર, પ્રફુલિત નંદકિશોરે સજ॰ ૩
અવધપ્રસાદકે' નાથ ચહનકી અરજ દરૂ કર જોરે સજ॰ ૪

હેતે શીખે સુણે ગાય, મ૦ તે જન બ્રહ્મપુર રહેજે જાય. સ૦ ૨૧
છર્યા માન કરી જે નિંદે, સ૦ તે જન પડશે જમને ફંદે. સ૦ ૨૨
મંજુકેશાનંદ કર જોડી, સ૦ ગાયો મહિમા સૌથી તોડી. સ૦ ૨૩

---

## રાગ પરજ–પદ ૧

વા'લા વિના વિરહની રે મને, અંતર પીડા અતિ થાય છે. વા'લા૦
સુના મંદિરીયામાં સેજ બીછાવેલ, ભાળાને ચિત્ત ભરમાય છે. વા'લા૦ ૧
ખાતાં રે પીતાં સુતાં સ્વપ્નમાં, ઝબકીને તરત જગાય છે. વા'લા૦ ૨
ઘરડાનો ધંધો મને હાથ ન લાગે, મળવાને મન લલચાય છે. વા'લા૦ ૩
દેવાનંદ કહે ક્યારે હવે દેખશું, જીવ જરૂર અકળાય છે. વા'લા૦ ૪

## પદ ૨

મેલી ગયા માવો રે મને, પરવશ કરી એની પ્રીતમાં. મેલી૦
અધર સુધારસ પાયો, અલબેલડે, હસી બોલાવી ઘણું હેતમાં. મેલી૦ ૧
તનડું ઘુમે છે એની મોરલીની તાનમાં, ગરક થઇ છું રૂડા ગીતમાં. મેલી૦ ૨
રસિક સલુણાજીની મીઠી મુખલાવણી, ચટકી લગાડી મારા ચિત્તમાં મેલી૦ ૩
દેવાનંદ કહે નિર્દય નાથજી, મનડું લોભાણું જગજીતમાં. મેલી૦ ૪

## પદ ૩

ક્યારે હવે મળશું રે મારા, ડોલરીયાજી સુખદેણને, ક્યારે૦
મીન સરીખાં રૂડાં ચંચળ સોયામણાં, નિરખીને જોશું કાજુ નેણને. ૧
જમવાને ટાણે મને પોતાની પ્રસાદી, દેશે મધુરાં કહી વેણને. ૨
પાસે બેસીને હવે પ્રાણઆધારને, દેખું શ્યામળીયા મારા સેણને. ૩
દેવાનંદ કહે ભાવે. કરી ભેટશું, મન મારૂં કરવા સારૂ મેણને. ૪

## પદ ૪

જોવા સારૂ જાશું રે અમે, નવલ સનેહી ઘનસ્યામને. જોવા૦
જોગણ કેરો તન વેશ ધરીને, ગિરિધર વસવા કેરા ગામને. જોવા૦ ૧
લોકડીયાની તજી લાજ સંસારમાં, કરવું મેલીને ઘરકામને. જોવા૦ ૨

વિરહને તાપે દહાડી તનકું તપે છે, અંતર ઠરવા કેરા ઠામને. જોવા૦ ૩
દેવાનંદ કહે હીંચકામાં રાખશું, રોયથી વેળાના કરી દામને. જોવા૦ ૪

દાદરા–પદ ૧

હમસેં કાહે રીસાને કનૈયા, ટેક.
એસી કોન ચુક પરી મોસેં, બાત ન કહી નિર્દૈયા હમસે૦ ૧
લોક કુટુંબ મરજાદ ત્યાગ કરી, હાથ તીહારે બીકૈયા. હમસેં૦ ૨
કુબ્જાસંગ હરિ વાસ કરીકે, ખબરી ન લઇ સુખદૈયા. હમસે૦ ૩
અવધપ્રસાદ કે' નાથ વિના અબ, તલખી તલખી જીવ જૈયા હમસે૦ ૪

પદ ૨

હમસેં ન્યારે ન રહો ગુમાની, ટેક.
શ્યામ બિના પળ એક ન જાવે, સ્નેહ કરી પસ્તાની. હમસે૦ ૧
નીર બિના જ્યુ મીન મરતહે, તેસેહી હુયા અકલાની. હમસે૦ ૨
કરી કરી નેહ છેહ દીયો હમકું, નેક દયા નહિ આની. હમસે૦ ૩
અવધપ્રસાદ કે' નાથ મીલે બિન, ભરી આવત દગ પાની હમસે૦ ૪

પદ ૩

સખી કોઇ બાત સુનાવે મોરી, ટેક.
કુબ્જા કુટીલ કસકી દાસી, કરી કરી નેહ ઠગોરી. સખી૦ ૧
પરમ ચતુરવર શ્યામ મનોહર, તાસંગ નેહ કરોરી. સખી૦ ૨
પાતી ન પઠાઇ આપ નહિ આયો, પ્રીત પુરાની તોરી. સખી૦ ૩
અવધપ્રસાદ કે' નાથકુ કહીયો, બિનતી હમારી કર જોરી સખી૦ ૪

પદ ૪

સજની કહાન આવે ઘર મોરે, ટેક
શિરપર મુગટ કાનમેં કુંડળ, ભાલ તિલક ચિત્ત ચોરે સજ૦ ૧
કટીપટ પીત અધર ધરે મોરલી, શબ્દ સુની જીયા કોરે. સજ૦ ૨
ચાલ ચલત ગજ હંસકી સુંદર, પ્રફુલિત નંદકિશોરે. સજ૦ ૩
અવધપ્રસાદ કે' નાથ રહનકી, અરજ કરે કર જોરે. સજ૦ ૪

## રાગ કાફી—પદ ૧

અમરના સરદાર, હરિ મારા નેણતણા શણગાર;
નેણતણા શણગાર, ગુણવંત માણકીના અસવાર. અમર૦ ટેક.
માથે ધોળી પાઘ મનોહર, છોગું મુગટ અનુસાર;
ધોળાં અંબર તનપર શોભે, રુમાલ ધોળો સાર. અમર૦ ૧
ભાલ વિશાળ તિલક કેસરનું, કુમકુમ ચંદ્ર ઉદાર;
કામતણા મદને હરનારી, ભ્રકુટી ધનુષ્ય આકાર. અમર૦ ૨
દીપશીખા શુક ચંચુલ ભારી, નાસા નમણી સાર;
દંતછબી જોઇ લાલજીની, અધોમુખ ઝુરે અનાર. અમર૦ ૩
બિંબ નવાંકુર પરવાળાથી, સારા અધર અપાર;
કૃષ્ણાનંદ કહે મુખપર વારું, ચંદ્ર સરોજ હજાર. અમર૦ ૪

### પદ ૨

પ્રાણતણા આધાર, હરિવર કેસરના અસવાર;
કેસરના અસવાર, કમરે સોનેરી કટાર. પ્રાણ૦ ટેક.
પાઘ સોનેરી છોગે જુત, શિર અટપટી આંટાદાર;
નવલ કલંગી મણી મોતીના, તોરા શોભાદાર. પ્રાણ૦ ૧
સુંદર જરકસી અંબર ધાર્યાં, રાજે તેજઅંબાર;
સોનાકેરી લગામ કરમેં, ધારી ધર્મકુમાર. પ્રાણ૦ ૨
ઘોડાને ઘુમરમાં ઘેર્યો, નટવર પરમ ઉદાર;
બીજા કરમાં છડી સોનાની, ઝળકે છે અતિ સાર. પ્રાણ૦ ૩
હરિની કીર્તિ ગાન કરે છે, ચહુકોરે અસવાર;
કૃષ્ણાનંદ એ શોભા ઉપર, વારી વારમનાર. પ્રાણ૦ ૪

### પદ ૩

મુનિતણા શણગાર, હરિ મારે તમસંગ લાગ્યો પ્યાર;
તમસંગ લાગ્યો પ્યાર, સમરથ મુક્તિના દાતાર. મુનિ૦ ટેક.
શિરપર પાઘ સુમનનો તોરો, શોભે છે ઉદાર;

ફુલનો સુંદર જામો પહેર્યો, તેની ફોર અપાર. મુનિ૦ ૧
ફુલના કાજુ બાજુ ગજરા, પ્યારા ઉરપર હાર;
ફુલની સુંથણુલી નુપુર પદમાં, ધાર્યાં કરીને પ્યાર. મુનિ૦ ૨
અંગ અંગમાં રાજે હરિને, કુસુમતણા શણગાર;
બાગ કુસુમનો પુષ્યો જાણી, ભ્રમર કરે ગુંજાર. મુનિ૦ ૩
ફુલકલંગી ફુલનાં કાને, કુંડળ મકરાકાર;
કૃષ્ણાનંદ કહે ફુલદડો, ઉછાળે વારમવાર. મુનિ૦ ૪

પદ ૪

કરતા નૌત્તમ ખ્યાલ, હરિવર ભક્તતણા પ્રતિપાળ;
ભક્તતણા પ્રતિપાળ, અંગે ધરીયાં અંબર લાલ. કરતા૦ ટેક.
છટા મુગટ સમ છોગું છાજે, લાલ પાસની તાલ;
લલિત કલંગી લળકે ઝળકે, લટકે તોરા લાલ. કરતા૦ ૧
જોઇ ખંજન પંકજ લાજે, ચંચળ લોચન લાલ;
કાજુ તીલ ત્રાજુ અતિ રાજે, સુંદર જમણે ગાલ. કરતા૦ ૨
ચાલે ચાલ લટકતી ચાખડી, ચટકતી પહેરી લાલ;
ચાલ જોઇને લાજ્યા મનમાં, કુંજરરાજ મરાલ. કરતા૦ ૩
કરવરમાં લઇને ફેરવે છે, છડી અનુપમ લાલ;
કૃષ્ણાનંદ કહે ઉરપર રાજે, મોતીડાની માલ. કરતા૦ ૪

---

રાગ કરાકડો—પદ ૧

હરિ બાનક બસ ગઈ અંતરમેં, રતિવર ગર્વ હરે રે. ટેક.
ઐસી છબી કોઇ યા દુનીયામેં, ઓર નજર નહિ આવે રે;
અંગોઅંગ સુંદર છબી છાઇ, હેરત નજર ઠરે રે. હરિ૦ ૧
જાકી ઉપમા કવિ નહિ પાવે, કહત શેષ સકુચાવે રે;
જોડી દેખી નહિ ઓર મોહાવે, દેખત પાપ જરે રે. હરિ૦ ૨

લાવણ્યસાર દયાદીલ જાને, દેખી વદન વિધુ લાજે રે;
કૃષ્ણાનંદ હરિ સુરત હેરી, ભુવન ભોગ વીસરે રે. હરિ० ૩

પદ ૨

શિર પગીયાં ઝુક રહી સોહતહે, હારવર ચતુર ધરે રે. ટેક.
તા બીચ છોગે મુગટજ્યું રાજે, શીરપેચન છબી છાજે રે;
તેજ અપાર અજબ પેચાળી, જળકત મોતી લટ રે, શીર० ૧
જરકશી ખુબીદાર અનોખી, સુન્જ તેજ લજાવે રે;
તાપર લટકે લલિત કલંગી, ઝગમગ જ્યોત કરે રે. શીર० ૨
જેહી દેખી નરનારી લોભાતે, બંકી જન મન ભાવે રે;
કૃષ્ણાનંદ હરિ પગીયા દેખી, તન મન તાપ હરે રે. શીર० ૩

પદ ૩

દ્રગનસેન લઇ ગેઇ જોરનસેં, છતીયન છેદ કરે રે. ટેક.
કહા જાનું મોહે કહા કર ડાર્યો, ખાનપાન નહિ ભાવે રે;
પીર જોરસેં ભઈ હું દીવાની, પરવશ પ્રાન હરે રે. દ્રગન० ૧
સોનેરી તન બસન વિરાજે, કંચન મનીકી માળા રે;
કુંડળ કાન ભાનકી જ્યોતી, કંચન નંગ જડે રે. દ્રગન० ૨
અંજન મ્રગ અલી મીન લજાવે, ચંચળ નેન વિશાલ રે;
કૃષ્ણાનંદ રેખરત ન્યારી, મુનિજન ધ્યાન ધરે રે. દ્રગન० ૩

પદ ૪

લગન મેરી લગ ગઇ લાલનસેં, પ્રત બીનું કળ ન પરે રે, ટેક.
રૂપ શીલ ગુન તેજ નિધાની, જેહની જનમન મોહે રે;
નેન સેન મારત ગીરધારી, તન મન પ્રાન હરે રે. લગન० ૧
બસ કીને નરનાર સુજાના, કરે કરે નૌતમ ટોના રે;
જાદુસેં નૃપરાજ બહાઇ, જોગન ભેખ ધરે રે. લગન० ૨
હાસવિલાસ બિલોકન બંકી, જાસે જન ગુલતાન રે;
કૃષ્ણાનંદ સુની બોલની પ્યારી, ભવદરીયાવ તરે રે. લગન० ૩

રાગ ઠુમરી-પદ ૧

ગોમે શોભે રસિક વર ઉદ્ય રે, હરિ ધર્મકુંવર સુખકારી; શોભે૦ ટેક.
રાજત શિરપરે જરકશી પગીયાં, ઝુંઝી કલંગી લટકેલ રે. હરિ૦ ૧
મજરા ગેખર હારે બાજુબંધ, ગુચ્છ ગુલાબી ધરેલ રે. હરિ૦ ૨
કેશર તિલક મનોહર કીનો, કુંડળ નંગજડેલ રે. હરિ૦ ૩
કૃષ્ણાનંદ કહે નાથ નિરંતર, ઉરમે બસો અલબેલ રે. હરિ૦ ૪

પદ ૨

પ્યારે પ્યારે લગત દીદાર રે, મનમોહન છેલ ગુમાની. પ્યારે૦ ટેક.
અતિ સોહત સુંદર ઉર ઉપર, મોતીન હાર ઉદારે રે. મન૦ ૧
નંગજડિત છબીદાર મનોહર, નૌતમ કમર કટાર રે. મન૦ ૨
બંધે પાગમેં સુમન શીખરપર, ભમર કરેત ગુંજાર રે. મન૦ ૩
કૃષ્ણાનંદ કે' નાથ કૃપાનિધિ, લીજે મોહન મેરી સાર રે. મન૦ ૪

---

રાગ ધનાશ્રી

એક કપટી ન તરે રે મહારાજ, શરન આયે સબહી તરે; ટેક.
પાંડવ પાંચ દ્રૌપદી તરી ગયે; કૌરવ ન તરે સમાજ. શરન૦ ૧
નારદ શુક સનકાદિક તરી ગયે; ન તરે સો રાવન રાજ. શરન૦ ૨
ભક્ત વિભીષણ ઉદ્ધવ તરી ગયે; ન તરે યવન શિરતાજ. શરન૦ ૩
ધ્રુવ પ્રહ્લાદ પરીક્ષિત તરી ગયે; ન તરે અધમ જરાજ. શરન૦ ૪
પ્રગટ પ્રતાપસેં અગણિત તરી ગયે; અવધ પ્રસાદ કહે આજ. શરન૦ ૫

---

રાગ સાહુની.

ગુલાબી પાઘ ધારી રે, સોહે શ્યામળીયો ગુલાબી૦ ટેક.
કેસરજામા ધરે અભિરામા, લીલો દુપટો શુભ ભારી રે. સોહે૦ ૧
કમર ધોરી અતિ રંગ રેરી, કર કંચન પિચકારી રે. સોહે૦ ૨
રમે રસરંગે અતિ પ્રફુલિત અંગે, નિજસખા ઘેર ગિરધારી રે. સોહે૦ ૩
અવધપ્રસાદ નીરખી મદ શોભા, તન મન પ્રાન જાત વારી રે. સોહે૦ ૪

---

## રાગ ગરબી–પદ ૧

હરિ મીલે ઓરસડીકી છૈયાં, હરી મીલે; ટેક.
મેં જ્યું મથતી જળભરનેકું; હસી બોલાઇ મોરે સૈયાં. હરિ૦ ૧
શ્વેત પાઘ શિર સોહત સુંદર; ફુલતોરા લટકૈયાં. હરિ૦ ૨
કેસર તિલક ભાલબીચ નીરખી; લપકી લપકી પરીછૈયાં. હરિ૦ ૩
અવધપ્રસાદ કહે મન હર લીનો; સહજાનંદ સુખદૈયા. હરિ૦ ૪

પદ ૨

પ્યારી લાગે મોહનજીકી બતીયાં, પ્યારી લાગે; ટેક.
બતીયાં સુનત મેરો મન હર લીનો; કરીકે નેહ દિનરતીયાં. પ્યારી૦ ૧
સુંદર મૂર્તિ ધર્મકુંવરકી; નીરખી હરખી ઠરી છતીયાં. પ્યારી૦ ૨
લટક લટક હરિ ચાલ ચલતહે; લાજત રતિપતિ અતીયાં. પ્યારી૦ ૩
અવધપ્રસાદ કહે ચિત્તમેં ગરગઇ; ચલત હંસ હરી ગતીયાં પ્યારી૦ ૪

---

## રાગ ગરબી–પદ ૧

આજ સખી આનંદની એલી, હરિમુખ જોઇને હું થઇ છું રે ઘેલી. ૧
મારે મુનિના ધ્યાનમાં નાવે, તેરે શ્યામળીયોજી મુજને બોલાવે. ૨
જે સુખને વહાલા ભવ ઇચ્છે, તેરે શ્યામળીયોજી મુજને રે પ્રીછે. ૩
ના ગઇ અંગા ગોદાવરી કાશી, ઘેરે બેઠાં મળ્યા ગોલોકવાસી. ૪
તપરે તીરથમાં હું કાંઇ નવ જાણું, સહેજે સહેજે હું તો સુખડાં રે માણું. ૫
જયરામ કે સ્વામી સહેજે મળીયા, વાતની વાત વ્હાલો અટળક ઢળીયા. ૬

પદ ૨

મહેર કરી મારે મંદિરે આવ્યા, થાળ ભરી મેં મોતીડે વધાવ્યા. ૧
આનંદ અંગ ન માય મારી બેની, હરિવર ભેટતાં લજ્જા રે શેની, ૨
દુરીજન મન રે ગાને તેમ કહેજો, સ્વામીજી મારા હદીયામાં રહેજો. ૩
જેરે જોઇએ તે માગજો ગાવા, ત્રિકમ તમને હું નહિ દઉં જાવા. ૪
મુખથી તે ઝાઝું શું કહી દાખું, હરીવર મારા હદીયામાં રાખું. ૫
કોણ રે પુણ્યે વિઠ્ઠલવર પામી, ભલે મળ્યા જયરામના સ્વામી. ૬

પદ ૩

પૂર્વેનું પુણ્ય પ્રગટ થયું જ્યારે, સ્વામિનારાયણ મળિયા ત્યારે. ૧
નેણે મોહનવર નીરખ્યા જ્યારે, પૂરણ કામ થયું મારું ત્યારે. ૨
પ્રેમે કરી મંદિર પધરાવ્યા, શ્યામ સુંદર વર મનડે રે ભાવ્યા. ૩
નીરખી નારાયણ મૂરતિ જ્યારે, ત્રિવિધ તાપ ટળ્યા મારા ત્યારે. ૪
કેશર ચંદન ચર્ચ્યું છે ભાલે, હસતાં સુંદર ખાડા પડે છે ગાલે. ૫
કાનમાં કુંડળ મકરાકાર શોભે, જયરામ કહે મન જોઇ જોઇ લોભે. ૬

પદ ૪

શિરપર કેશ શોભે અતિ સારા, મોહનવર મારી આંખ્યોના તારા. ૧
ભૃકુટી કુટિલ શોભી રહી સારી, જોઇ જોઇ મોહી સર્વે મજનારી. ૨
હૈયાપર હાર પહેર્યા વનમાળી, ભ્રમર આવે તે સુગંધને ભાળી. ૩
સ્તન શ્યામ શોભે અતિ સારા, જાણે ઉગ્યા આકાશમાં તારા. ૪
નાભિ નૌતમ ઉંડી છે ભારી, બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી. ૫
જાનુ જુગલ શોભે અતિ સારા, જયરામ કે' દેખે દાસ તમારા. ૬

---

રાગ સોરઠ

સુંણો સુંદર શ્યામ, એમ ન ઘટે તમને હો દીનાનાથજી;
મારા પ્રાણઆધાર, જેમ રાખો તેમ રહીએ વચનને સાથજી. ટેક.
અમે તમસાટ સહ્યાં મેં'ણાં, વાલમ મુખ સુણવાને વેણાં.
મારા નાથ તૃપત ન કર્યાં નેણાં. સુંણો૦ ૧
હારે આવી પ્રીત કરી શાને આગે, દુઃખ દેખાડીને મારી રહ્યા અંગે,
પછી તેને તે કેવું વસમું લાગે. સુંણો૦ ૨
અમે લોકલાજ કુળને લોપી, અમે ગિરિધરના કહાવ્યા ગોપી.
અમે તમ કારણ પહેરી ટોપી. સુંણો૦ ૩
તમને દયા આવે તો દરશન દેજો, નહિતો અખંડ અંતરમાં રહેજો,
એમ * શ્રીરંગના સ્વામીને કહેજો. સુંણો૦ ૪

---

* બ્રહ્માનંદ સ્વામીનું નામ છે.

## રાગ ગરબી પદ ૧

"અષાડે આનંદકારી રે, અમથી અળગા કેમ થયા" એ ઢાળ છે.

તમે વાત કરોને વાલા રે, અમ ઘેર કો'ને કેમ આવ્યા;
તમે ચૈતન્ય ઘનમય મૂર્તિ રે, બદલી બીજો વેશ લાવ્યા. ૧
સહિ ઓછપ હતી શ્યામળીયા રે, પરિપૂરણ પોતે તમે;
કા'વો અખંડ વ્યાપક એવા રે, કેમ કળી લયે અમે. ૨
તમે અગોચર અવિનાશી રે, પ્રકાશી પિંડ બ્રહ્માંડતણા;
છો સમરસ રસના સિંધુ રે, મોટપણે કાંઇ નહિ મણા. ૩
કહો એવું કેમ આવડીયું રે, આશ્ચર્ય સરખુ એ અમને;
તમે ઈશ્વર કેમ કે'વાણા રે, પ્રેમ કરી પુછું તમને. ૪
તમે સામર્થિ કેમ સંતાડી રે, દીન સરીખા દીસો છો;
ગોપીનાં ગોરસ પીવા રે, ઘઘડે ઘણું હિસો છો. ૫
એ બોલી ક્યાં બદલાવી રે, કાલુ કાલુ બોલો છો;
એ મોટપ કેમ મેલાણી રે, દેશ વિદેશે ડોલો છો. ૬
હું તો વિસ્મય પામી વા'લા રે, દીલડામાં દીગમૂઢ રઇ;
સમઝાવી કો'ને સ્વામી રે, દયાળુ દયાળ થઇ. ૭
છબીલા છળ છાંડી રે, કે'જો કપટ મેલીને;
નિષ્કુળાનંદના સ્વામી રે, સુખ દેવા સાહેલીને. ૮

### પદ ૨

દયાળુ દયા કરીને રે, અલબેલાજી આવ્યા છો;
રસિયાજી રંગના ભીના રે, ભૂધર બહું ભાવ્યા છો. ૧
તમે મે'ર કરી મુજ ઉપર રે, સદ્ગુણ સ્વામી સમર્થે;
જો વ્યાપક રૂપે રહેતા રે, તો આવત નહિ મારે અરથે. ૨
જે અરૂપ અનામી એવા રે, સેવા તેની શું કરીએ;
જે પૂરણકામજ કા'વે રે, તેને શું આપીને અનુસરીએ; ૩

વા'લા તેજોમય તનધારી રે, આવો જો દરશન દેવા;
તો જોતે આંખો થાયે રે કેમ કરી કરીએ સેવા. ૪
જો છળબળ છાડી મુકી રે, સાચુ બોલો સ્યામળીયા;
તો અકળપણું કેમ ઓપે રે, છેલ છબીલા છો છળીયા. ૫
તમે કળે કળે કારજ કીધા રે, સેંજે સેંજે સ્યામળીયા;
તમે અકળ અગોચર રહ્યા રે, કો'ને તમને કેણે કળીયા. ૬
એવી કળ આવી છે તમને રે, કારજ જનનાં કરવાને;
તમે સુગમ થયા છો સહુને રે, ભાવે ભક્તિ ધરવાને. ૭
આજ અનેક બાર ઉઘાડયાં રે, બહુપેરે કલ્યાણતણાં;
નિષ્કુળાનંદના સ્વામી રે, અકળ કળ્યા છો આજ ઘણા. ૮

પદ ૩

કરૂણામય મૂરતિ મોહન રે, જનતણાં મન હરો છો;
કરુણાની દ્રષ્ટિ કરીને રે કારજ અમારાં કરો છો. ૧
કરુણામય મુખની વાણી રે, શીતળ સરખું બોલો છો;
નથી રે'વું દે'વા કેડે રે, બોલીને બંધ ખોલો છો. ૨
કરૂણામય મુખની કાંતિ રે, શોભે છે સુંદર સારી;
મોહનજી તારા મુખપર રે, વાલમજી જાઉં વારી. ૩
કરુણામય હાસ વિલાસ રે, લીધું મન કરને લટકે;
તારી ચાખડીયો ચમકારી રે, ચાલો છો ચટકે લટકે. ૪
કરૂણામય અંગ આભુષણ રે, કરુણામય વસ્ત્રો વાલા;
કરુણાનું રૂપ ધર્યું છે રે, નીરખી જોયા નંદલાલા. ૫
કરુણામય કરીયા સર્વે રે, યતકિંચિત કારજ કાંઈ,
નથી તજવા જેવું તેમાં રે, ભજવા સરખું સુખદાઈ. ૬
કરુણામય કૃપા કરીને રે, નરતન રૂપે નાથ થયા,
દીનબંધુ દીનદયાળ રે, અમ ઉપર કાંઈ કરી દયા. ૭
મોહનજી મે'ર કરીને રે, આનંદ દેવા આવ્યા છો;
નિષ્કુળાનંદના સ્વામી રે, વા'લા અમને ભાવ્યા છો. ૮

પદ ૪

મેંતો સુખના સિંધુ જોઇ રે, બુદ્ધિ મારી ત્યાં બુડી;
મારે અરસપરસ એહ સાથે રે, બીજી સમજણ નહિ ઉંડી. ૧
હુંતો કુંભક રેચક પૂરક રે, જાણું નહિ કોઇ સાધીને;
અમે પ્રાણ અપાનને રૂંધી રે, સમજું નહિ સમાધીને. ૨
મુને આંખ્ય મીંચીને અંતર રે, જોતાં નથી આવડતું;
મારે પરગટ મુકી બીજું રે, ચિત્તે કોઇ નથી ચડતું. ૩
હુંતો લીળા ચરિત્ર લટકાં રે, વારમવાર વિચારૂં છું.
મારા અંતરમાં અલબેલો રે, સ્યામળીયા સંભારૂં છું. ૪
મારે એ સંધ્યા ને સેવા રે, રાત દિવસ હૃદયે રાખું;
હુંતો જીવનનું મુખ જોઇરે, અંતરમાંયે અભિલાખું, ૫
મારે રે'છે સુખ ને શાંતિ રે, અંતરમાં એણી રીતે;
ગુણ ગાઉં છું ગોવિંદના રે, પ્રેમે કરી પૂરણ પ્રીતે. ૬
મારે ધછે વાત અંતરની રે, બા'રે કંઇ બોલીને;
નથી કરવું બીજું કાંઈ રે, ભૂધરજીને ભૂલીને. ૭
સખી એ છે નાથ અમારો રે, અમે તો છૈયે એને;
નિષ્કુળાનંદના સ્વામીને રે, ભૂલીને ભજીએ કેને. ૮

પ્રથમ ભાગ સમાપ્ત

# શુદ્ધિપત્રમ્

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| તીર | નીર | ૨ | ૯ |
| કને | કાને | ૧૧ | ૧ |
| પ્રેનાનંદ | પ્રેમાનંદ | ૧૪ | ૬ |
| ક | એક | ૨૫ | ૬ |
| કિરહ્યું | કિરણ્યું | ૪૯ | ૧૦ |
| વેલાવલ | વેરાવલ | ૧૦૦ | ૩ |
| સ્વામી કે, | સ્વામી રે કે, | ૧૫૦ | ૭ |
| નયનું નિરઝર | નયનું નીર ઝર | ૧૬૧ | ૧૬ |
| ચા | ચાલે | ૧૭૨ | ૭ |
| પુરૂષોત્તણ | પુરૂષોત્તમ | ૨૨૪ | ૧૧ |
| સ્વતિ | સ્વસ્તિ | ૨૨૬ | ૧૩ |
| અલૌકિક | અલૌકિક રૂડી | ૨૨૬ | ૨૧ |
| પ્રેમીસખી | પ્રેમસખી | ૨૩૪ | ૨ |
| અમૃ સરખાં | અમૃત સરખાં | ૨૩૬ | ૧૫ |
| મંગળકારી | મંગળ મંગળકારી | ૨૭૦ | ૧૩ |
| ખીસ આજ | સખી આજ | ૨૭૯ | ૭ |
| ણે આવ્યાં | : આવ્યાં | ૨૮૯ | ૭ |
| ઉભારણા | ઉભરાણા | ૨૮૯ | ૨૦ |
| વિંડી | પિંડી | ૩૨૪ | ૧૧ |
| પેપે | પોગે | ૩૩૬ | ૮ |
| મટકાળા | લટકાળા | ૪૪૦ | ૧૭ |
| રોકે રોકે | રોકે | ૪૮૩ | ૧ |
| હોલુ રે | હાવે રે | ૪૯૮ | ૨ |
| સરસવ | સરવસ | ૫૦૬ | ૧૯ |
| જોગ ગુંનતોરે | જોગ ગુંજનોરે | ૫૪૫ | ૪ |
| ધર્યું રે | ધર્યું ત્યાં | ૫૪૫ | ૬ |
| જોગિનીયે રે | જોગિયે રે | ૫૪૬ | ૯ |
| આવી મળ્યા | આપી ચાલ્યા | ૫૪૭ | ૭ |